# ખરી પડતા વાળનો

# ખરો ઉપાય.

સૌભાગ્ય દેવીઓએ
સાચા દિલથી
સત્કારેલું

11. DEC
સુ વા સિં ત ૧૯૩૯

# ઝંડુ

# કેન્થારડીન
# હેર-ઑઇલ

વાળને ખરતા એકદમ અટકાવે છે
મગજને ઠંડક અને તાઝગી આપે છે

આરોગ્યથી

અજમાવવા ખાસ ભલામણ છે.

ઝંડુ ફાર્મા-વર્કસ લી. મુંબઇ ૧૪
દુકાનઃ- ભાટીઆ મહાજન વાડી, કાલબાદેવી.

માથે નહાવામાં ઝંડુ શેમ્પુ પાવડર વાપરવાથી વાળ
સુંવાળા અને ચળકીત થાય છે



# વાત્સ્યાયન કામસૂત્ર



## કામશાસ્ત્રનું સંપૂર્ણ-પુસ્તક



૫૦૦ પાનાના આ પુસ્તકમાં કામ વિષયક
૨૫૦ જુદા વિષયો સંપૂર્ણ આપવામાં આવ્યા છે

**કામશાસ્ત્રનું આટલું સંપૂર્ણ
પુસ્તક પહેલ વહેલુંજ પ્રગટ થાય છે**

મૂલ્ય
ફક્ત રૂા. પાંચ

૫૦૦ પાના
પાકું પૂઠું
સુંદર બોક્ષમાં

આફ્રિકા માટે
૧૦ શીલીંગ

**એન. એમ. ઠક્કરની કંપની**

૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, :: મુંબઇ-૨

# વર કે પર?



## અદ્દભુત રસયુક્ત સંસારકથા



'આત્મા ઓળખે ન વર,
ન ઓળખે તે પર.'

[ કવિ શ્રી નાનાલાલ ]




લેખક :

ચુનીલાલ વર્ધમાન શાહ

મુદ્રક અને પ્રકાશક :
ચંદુલાલ જે. વ્યાસ
સ્વાશ્રય મુદ્રણાલય :
રાણપુર : (કાઠિયાવાડ)

[ સર્વ હક્ક લેખકને સ્વાધીન ]

આવૃત્તિ ૧ લી — પ્રત ૪૦૦૦
વિ. સંવત ૧૯૯૫ — ઈ. સ. ૧૯૩૯

મૂલ્ય : રૂ. ૩-૮-૦

# પ્રકાશકનું નિવેદન



આ નવલકથાને પ્રસ્તાવનાની જરૂર નથી. તેમ પ્રસ્તાવના, પ્રવેશક કે ઉપોદ્ઘાત લખવાથી નવલકથાને વિશેષ મહત્ત્વ મળી જાય છે એમ પણ મને લાગતું નથી. તેનું મહત્ત્વ તેની અંદર જ રહેલું હોય છે. આ એક સંસારકથા છે અને તે આપણા સંસારનાં જૂદાં જૂદાં અંગોને અત્યંત સરલ અને રસભરી શૈલીમાં આપણી સમક્ષ રજૂ કરે છે. એટલે તેના અંતરંગને વિશેષ સ્પષ્ટ કરવા માટે પ્રસ્તાવનાની જરૂર રહેતી જ નથી.

આ નવલકથાના લેખક શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ છે. તેમનો વાચકને વિશેષ પરિચય આપવાની જરૂર ન જ હોય. ગુજરાતી ભાષાના એક પ્રતિભાશાલી નવલકથાકાર તરીકે તેમનું સ્થાન ચોક્કસ થઇ ચૂક્યું છે. તેમણે લખેલી આ સંસારકથા 'બહુરૂપી'ના ગ્રાહકને ભેટ આપવાની મને તક મળી શકી છે તે હું મારે માટે ગૌરવનો પ્રસંગ સમજું છું.

આજથી છ વર્ષ પહેલાં આ કથા અમદાવાદના સાપ્તાહિક 'પ્રજાબંધુ'માં ચાલૂ વાર્તા તરીકે પ્રકટ થતી હતી. એ વખતે તે રસપૂર્વક વંચાતી અને તેનાં પાત્રો જાણે જીવન્ત હોય એવું વાચકને લાગતું. એ કથા પુસ્તકારૂઢ બનવાથી, અગાઉ જેમણે વર્ષો પહેલાં 'પ્રજાબંધુ'માં કકડે-કકડે વાંચી હશે તેમને એકધારી રીતે પુનઃ વાંચવાની તક મળશે, અને બીજાઓને પણ આપણા સંસારના એક અદ્ભુત કોયડાનો ઉકેલ બનાવતી આ કથા નવીન પ્રેરણા આપશે.

સામાન્ય રીતે 'બહુરૂપી'ના ગ્રાહકોને વાર્ષિક ભેટ તરીકે અપાતા પુસ્તકનાં ૪૦૦ થી ૪૨૫ પાનાં રાખવાનું ધોરણ છે. તેમાં વાર્તા-ભાગ, પ્રસ્તાવના અને જાહેર ખબર વગેરેનો સમાવેશ થઇ જાય છે. પરંતુ ગયા વર્ષમાં ભેટપુસ્તકનાં ૪૫૦ પૃષ્ઠ થયાં હતાં અને આ વખતે તો બધાં મળીને ૫૨૦ પૃષ્ઠ થયાં છે. કારણ કે વાર્તા ધાર્યા કરતાં વધી ગઇ છે. જો કે તેની કીમત તો જેની તે જ રાખી છે. તેમાં વધારો કર્યો નથી. કેમકે આ વખતે મૂલ્યમાં આઠ-બાર આનાનો વધારો કરવામાં આવે અને આવતા વર્ષે પુનઃ અગાઉના મૂલ્યવાળી

નવલકથા આપવામાં આવે તો ગ્રાહકોને માનસિક અસંતોષ રહે. એથી જ આ વખતે પાનાં વધવા છતાં મુલ્યમાં કશો ફેર કર્યો નથી.

હવે મારે કશું વિશેષ કહેવાનું નથી. મારી ખાત્રી છે કે આ સંસારકથા દરેકની પસંદગીને પાત્ર નીવડશે. તેના સર્વ યશના ભાગી શ્રી. ચુનીભાઇ જ છે. હા, આંગળી ચીંધનાર તરીકેનું યત્કિંચિત પુણ્ય પણ મને મળી શકતું હોય તો તે માટેનો દાવો હું વાચક—ન્યાયાધીશ સમક્ષ નોંધાવું છું.

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી 'બહુરૂપી' દશમા વર્ષમાં પ્રવેશ કરી શકે છે, તે વખતે પોતાના વાચકને આવી સુંદર અને સુરસ સંસારકથા ભેટ તરીકે આપી શકે છે. એ દયાઘન જગતનિયંતાની કૃપાપૂર્ણ દૃષ્ટિ 'બહુરૂપી' તથા તેનાં પ્રકાશનો પર અવિચળ રહે, એવી અંતરના ઊંડાણમાં સદોદિત જાગૃત રહેતી પ્રાર્થના એ સચ્ચિદાનંદને ચરણે ધરું છું.

રાણપુર
તાઃ ૧ : ૯ : ૧૯૩૯ — ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

પરમા ઉપર અજોડ ઇલાજ—

## ગોનોલ

ગમે તેટલો જુનો યા તરતનો પરમો, પેશાબની ભયંકર બીમારી, ટીપે ટીપે થવો, સફેદ કે પીળી રસી વહેવી, ગરમીને લીધે સ્વપ્નદોષ થવો, ધાત જવી, મુત્રાશયની પીડા તેમજ પેશાબની બળતરા ઉપર પહેલેજ દીવસે 'ગોનોલ' અસર કરે છે. સ્ત્રી તેમજ પુરૂષને એક સરખી ઉપયોગી છે. પરમા ઉપર જાહેર થયેલી બીજી પેટંટો સામે 'ગોનોલ'ની ગેરંટી છે કે ફાયદો ન થાય તો પૈસા પાછા. કી. રૂ. ૧ાા ટ. ખ. આઠ આના. ત્રણની કીં. રૂ. ૪ાા ટ. ખ. માફ.

સોરઠ ફાર્મસી. R—નલ બજાર, ડંકન રોડ
મુંબઇ, ૪

અમારૂં યોગથી સિદ્ધ કરેલું **કવચ** તમને અતિસુખ અપાવશે

* * *

સ્ત્રી તથા પુરૂષ
તેમજ
દરેક વ્યક્તિને ચોક્કસ
ફાયદો આપનાર આ
**કવચ** ખરીદો.

# સિદ્ધ કવચ

* * *

વ્યાપારમાં, નોકરીમાં
પ્રેમમાં, સુખમાં
સંતાન વિ. દરેક
બાબતો માટે આ
અદ્ભુત **કવચ**
રાખવાથી ખરેખર
સુખી થાય છે જ.

વર્ષોના અનુભવ પછી, મહાત્માની અથાગ સેવા પછી, પ્રખર-યોગના પ્રભાવથી, ગ્રહોની શાન્તિ પછી, મંત્રતંત્રના પુરા અભ્યાસે આ કવચ બનાવેલ છે. ભૂતનો વળગાડ, ચોટ લાગવી, અસાધ્ય રોગ, અને નિરાશ થયેલા મનુષ્યોના જીવનતંત્રને ક્ષેમ કુશળ બનાવનાર, તંત્ર અજોડ કવચ લેવાનું ભૂલતા નહિ. ગ્રહદશામાં અટવાયેલા મનુષ્યો! આજે જ મંગાવો અને તેના ચમત્કાર—અજબ ચમત્કારની ખાત્રી કરો.

જેને **કવચ**ની જરૂર હોય તે રૂા. ૭-૧૦-૦ પરદેશ શી. ૨૦ અગાઉથી મોકલી આપેથી રવાના કરવામાં આવશે, તેમ જ પિતા, માતાનું નામ, જ્ઞાતિ, જન્મદિવસ અને કવચ કયા કામ માટે જોઇએ છે તે તથા પુરેપુરૂં સરનામું લખવા ભૂલવું નહિ. જવાબ માટે ૦-૧-૦ની ટીકીટ બીડો, લખો યા મળો :—

## ન ર—ના રા ય ણ ઔ ષ ધા લ ય

[K] માલતી નિવાસ, ખેતવાડી, મેનરોડ, મુંબઇ નં ૪

## બર્થ કન્ટ્રોલ, રજોદર્શનનો ગેરેન્ટી

ઇલાજ કરવામાં આવશે.

# અનુક્રમણિકા



અગરબત્તીના મહારાણી
સર્વશ્રેષ્ઠ
પૂજા
(રજીસ્ટર્ડ) અગરબત્તી
(વાપરો)
સોલએજન્ટઃ- જે. રાવલ એન્ડ કંપની.
ગાંધીરોડ, અમદાવાદ.

શુદ્ધ— તલના તેલમાંથી બનાવેલું
.સર્વોત્તમ.
રજીસ્ટર્ડ
બ્રાહ્મી તેલ
—વાપરો—
'સોલ એજન્ટ્સ'
જે. રાવલ એન્ડ કું
ગાંધીરોડ
અમદાવાદ



સંગીન પ્રગતી
સધ્ધરતા
તેમજ
દાવાની તાત્કાલીક પતાવટ
માટે :—

# ધી આંધ્ર ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડ

હેડ ઓફીસ : મછલીપટમ

દરેક સ્થળે ખંત અને મહેનતથી કામ કરી શકે તેવા બાહોશ એજન્ટો કચ્છ, કાઠીયાવાડ અને ગુજરાતના
તથા ઓરગેનાઇઝર ભરપૂર કમીશન તથા સારા પગારથી નીમવાના છે.

લખો :— મુંબઈ કચેરીના ચીફ એજન્ટ

**ધી આંધ્ર ઇન્સ્યુરન્સ કંપની લી.**
સર ફીરોઝશાહ મહેતા
રોડ, એલ બીલ્ડીંગ,
મુંબઇ.



# વર કે પર?

## પ્રકરણ ૧લું

### મૃત્યુમુખમાં પડેલો જોગી

**નાસીકની** સાર્વજનિક હોસ્પિટલના દર્દીઓના વોર્ડની પાછળના ઓટલા ઉપર એક થાંભલાને અઢેલીને એક જુવાન બેઠો હતો. લમણે હાથ દઇને આસો વદ બીજના ઉગતા ચન્દ્રમાને તે જોઇ રહ્યો હતો, પરન્તુ શરદના ચન્દ્રમાની સુધા તેના અંતરમાં પેસતી નહોતી. ચન્દ્રમા તરફ તેની દૃષ્ટિ કેવળ શૂન્ય હતી, કારણ કે તે વિમનસ્ક રીતે ચન્દ્રમા તરફ જોઇ રહ્યો હતો. તેના અંતરમાં તો ભૂતકાળનાં દુઃખપ્રદ સંસ્મરણો તથા ભાવિનાં નિરાશામય સ્વપ્નો જ ઉભરાઇ રહ્યાં હતાં. એ સંસ્મરણો અને સ્વપ્નોએ ચન્દ્રની સુધાને પ્રવેશવા માટેનાં અંતરનાં દ્વાર બંધ કરીને માંહે રમણભ્રમણ કરવા માંડયું હતું, એટલે તેની આંખોના પડદા ઉપર કૌમુદી ઢોળાઇ-ઢોળાઇને બહાર છલકાઇ જતી હતી. તેની ઉમર ત્રેવીસ-ચોવીસ વર્ષની હતી. તેનાં વસ્ત્રો જીર્ણ છતાં સ્વચ્છ અને સફેદ હતાં. માથે કાળી ટોપી અને પગમાં દક્ષિણી ચંપલ હતાં. ઉંડા ઉંડા દુઃખમાં તે મુંઝાઇ રહ્યો હોય અને એ મુંઝવણમાં શરીરના લોહી તથા મ્હોં પરની લાલીનું તેણે બલિદાન આપ્યું હોય તેમ તેના ધાટીલા પણ ગાલમાં ખાડા પડેલા મુખ પરથી જોઇ શકાતું હતું. એક સીત્કાર નાંખીને થાકને ખંખેરી નાંખતાં તેણે ચન્દ્ર ઉપરથી પોતાની દૃષ્ટિને

પાછી ખેંચી લીધી અને બેઉ ઘૂંટણુ ઉભા કરી તેની વચ્ચે મુખ ઢાંકી તે પાછો તંદ્રામાં પડયો.

એકાદ મિનિટ પુરી નહિ થઇ હોય, એટલામાં આજ્ઞાસૂચક સ્વર આવ્યો : ' હરિહર! ઉઠ, વોર્ડમાં એક અકસ્માતનો દર્દી આવ્યો છે!'

હરિહરની તંદ્રા ઉડી ગઇ. તે સફાળો બેઠો થયો. નોકરીની ફરજોએ ભૂત–ભાવિના વિચારોને ક્ષણાર્ધમાં મગજમાંથી બહાર ફેંકી દીધા. યંત્રને વરાળ ધક્કો મારે એટલે તેને ચાલવું જ પડે. વીસમી સદીમાં યંત્રવત્ જીવન ભોગવતા માનવ–નોકરને પણ હુકમનો ધક્કો વાગે એટલે ઉઠવું જ પડે! જડયંત્ર કરતાં માનવયંત્રની રચના કાંઇક જૂદા પ્રકારની છે અને માનવમાં એક ' મન ' જેવો વિશિષ્ટ ભાગ છે કે જે જડયંત્રમાં હોતો નથી, એ બધી સમજ આ યંત્ર-યુગનો ઉપરી અમલદાર ધરાવવાની સાફ ના પાડે છે. તેને હિસાબે નોકરીની ફરજ એટલે જડયંત્રનું ચલન !

હરિહર વોર્ડમાં ગયો અને તેણે જોયું કે એક ખાટલીમાં નવા દર્દીને લાવવામાં આવ્યો હતો અને દર્દી બેભાન બની ગએલો હતો. દર્દી એક જુવાન વયનો જોગી હતો. તેના શરીરે ભસ્મ લગાડેલી હતી, જો કે મ્હોં ઉપર કરવામાં આવેલા પાણીના છંટકાવને લીધે મ્હોં, માથું તથા શરીરના અર્ધ ભાગ ઉપરથી એ ભસ્મલેપ ધોવાઇ ગએલો હતો. ખાટલીમાં પડયો પડયો જોગી જોરથી શ્વાસ લઇ રહ્યો હતો. જોગીને વધુ નિહાળવાની તક મળે તે પહેલાં ડાકટરનો હુકમ આવ્યો: ' હરિહર ! જોઇ શું રહ્યો છે ? જલ્દી એને ટેબલ પર લે; ઇંજેક્શન આપવું છે, અને પછી ઓપરેશન કરવું પડશે. '

દર્દીઓના વોર્ડના એક બીજા નોકરની મદદથી હરિહરે જોગીને ખાટલી પરથી ' સ્ટ્રેચર ' પર લીધો અને પછી સ્ટ્રેચર ઉપર જોગીને વાઢકાપ માટેના ઓરડામાં લઇ જઇ એક ટેબલ ઉપર મૂકવામાં આવ્યો.

તુરત ડાકટરે આવીને જોગીના હૃદયની ગતિ સુધારવા માટે તેને ઇંજેકશન માર્યું.

પંચવટીથી શહેર તરફ આવતાં માર્ગમાં બે ટેકરીઓની વચ્ચેની સાંકડી કરાડમાં આ ઘાયલ થએલો જોગી કેટલાક જાત્રાળુઓના જોવામાં આવ્યો હતો અને માત્ર દયાદષ્ટિથી તેઓએ તેને એક ખાટલીમાં નાંખી હોસ્પીટલમાં પહોંચાડયો હતો. તેને હોસ્પીટલમાં પહોંચાડનારા બે બાવા અને ત્રણ બ્રાહ્મણ જાત્રાળુઓ હતા. તેઓ કહેતા હતા કે જ્યારે આ જુવાન જોગી તેમની નજરે પડયો ત્યારે તે બેભાન નહોતો. તેમણે જોગીને પૂછ્યું કે 'બાવાજી! તમે અહીં કેવી રીતે પડી ગયા?' ત્યારે તેણે જવાબ પણ આપેલો કે 'ઉસને ફેંક દીયા!' ફરી પૂછ્યું કે 'તમને કોણે ફેંકી દીધા?' ત્યારે તેણે જવાબ આપ્યો 'નહિ ઓળખતા.' તે કાંઇ વધુ બોલી શકે તે પહેલાં તો તે બેભાન બની ગયો અને મ્હોં પર પાણી છાંટવાથીયે તે ભાનમાં ન આવ્યો, એટલે તે લોકોએ એક ખાટલી મંગાવી તેને તેની ઝોળી તથા વસ્ત્ર–પાત્ર સાથે હોસ્પીટલમાં પહોંચતો કર્યો. જોગીને કોઇએ ફેંકી દીધો હતો એ ખબર પોલીસને પડતાં એક ફોજદાર હોસ્પીટલમાં આવ્યો, અને તેણે પેલા બાવા તથા જાત્રાળુઓની કેફીયત લખી લીધી અને એ રીતે પોતાની કાયદેસરની ફરજ બજાવી તે ચાલ્યો ગયો.

જોગીનો એક હાથ સખ્ત રીતે છૂંદાઇ ગયો હતો, બે પાંસળીઓ ભાંગી ગઇ હતી અને ખોપરીને સખ્ત ફટકો પડયો હતો. નબળું પડતું જતું હૃદય જો ઇન્જેકશનથી બરાબર કામ કરતું થાય તો ઓપરેશન કરવાનો ડાકટરનો ઇરાદો હતો, પરંતુ અર્ધો કલાક રાહ જોયા છતાં કશો સુધારો થતો જણાયો નહિ. ડાકટર બોલ્યોઃ 'હરિહર! વોર્ડમાં પથારીની ગોઠવણ કર. જોગી જોગસમાધિમાંથી જાગે તેમ જણાતું નથી!' ડાકટરને મન દર્દીનું મરણ કાંઇ ગંભીર બાબત

નહોતી; તેમાંએ બીનવારસ અને એક રખડતા–રઝળતા જોગીનું મરણ; વાઢકાપની છરી ચલાવનારને એવા મરણમાં ગંભીરતાને બદલે ટોળ કરવાનું પણ સૂઝે !

હરિહરે એક ખૂણામાં પથારીની વ્યવસ્થા કરાવી. જોગીનું તૂંબડું ખાટલા હેઠળ મૂકયું. એક પોટલા જેવી ઝોળી અને કામળી તેના ઓસીકાને સ્થાને ગોઠવી. ઉપર ગોદડું અને ચાદર પાથર્યાં. ફરીથી જોગીને ટેબલ પરથી સ્ટ્રેચરમાં જ ઉંચકીને ખાટલા પર સુવાડયો. ડાકટરે સૂચના કરી: ' હરિહર ! તારે આ જોગીની પથારી પાસે રહેવું અને જોગી સ્વધામ પહોંચે ત્યાંસુધી તેને અર્ધા અર્ધા કલાકે પાણી પાવું, સમજ્યો ? '

' જી હા. '

' અને નાડી તથા હૃદયના ધબકારાની નોંધ રાખજે; તેના મૃત્યુની બધી ડાયરી પોલીસને આપવી પડશે. '

' વારૂ સાહેબ. '

ડાકટર ગયો. હરિહરને માથે કોઇ કોઇ વાર આવો ઓચિંતો ઉજાગરો આવી પડતો. હોસ્પીટાલમાં તેની નોકરી માત્ર પરચુરણ કામકાજની હતી, જેમાં કેટલાક પ્રકારની મજૂરી પણ સમાઈ જતી હતી. પરન્તુ છએક માસના અનુભવથી તેને પાટાપીંડી કરવાં, નાડીના અને હૃદયના ધબકારાનું માપ લેવું, દવાઓ ઓળખવી અને દર્દોની ઉપલક સમજ ધરાવવી, એવું કેટલુંક આવડવા લાગ્યું હતું, એટલે બીજી નોકરીની સાથે કોઇ કોઇ વાર નર્સ–પરિચારિકાની કાર્યવાહી પણ તેને માથે પડતી. હરિહરને તે ફરજ ઉઠાવવી પડતી, કારણ કે રહેવું, ખાવું અને સાત રૂપિયાનો પગાર ગુમાવવા જેવી અત્યારે તેની સ્થિતિ નહોતી.

રાત્રિના દસ વાગવા આવ્યા હતા. બધાં દર્દીઓ ઉંઘી ગયાં હતાં. વોર્ડમાં શાન્તિ પથરાઈ ગઇ હતી. વોર્ડમાંના દર્દીઓની માવજત

માટે રહેલી પરિચારિકા—નર્સ બહાર ઓટલા ઉપર લોખંડના ખાટલામાં સૂઇ ગઇ હતી. હરિહરે પણ જોગીના ખાટલા પાસે જ પોતાની પથારી કરીને સૂવાની તૈયારી કરી, પરન્તુ સૂતા પહેલાં જોગીને થોડું પાણી પાવાની અને તેની નાડી તથા હૃદયના ધબકારાનું માપ લેવાની જરૂર હતી. દર્દીઓને પાણી પાવા માટેના કાચના પ્યાલામાં તેણે પાણી લીધું અને પ્યાલો જોગીના ઓઠ પર અડાડયો. જોગીના મ્હોં ઉપર એકાદ ક્ષણ દૃષ્ટિને સ્થિર કરતાં જ હરિહર જરા ચમકયો. તેને એમ લાગતું હતું કે આ મ્હેરો પોતાના ભૂતકાળના પરિચયનો જ છે; ' અરે હા, આ તો મારો ભાઇ મહીધર હોય એમ લાગે છે !'

હરિહરની દૃષ્ટિ જોગીના મ્હોં ઉપર ઠરી ગઇ. તેને એકેક એક રેષામાં મહીધર દેખાઇ રહ્યો હતો. ' તેને કોણે ટેકરી ઉપરથી ફેંકી દીધો હશે ? બનવાજોગ છે......' નહિ ઓળખતા ' એવું બોલનાર ગુજરાતનો જ હોય......ત્યારે શું મારો ભાઇ મહીધર મારી નજર સામે મૃત્યુમુખમાં પડયો છે ? '

બીજી જ ક્ષણે હરિહર હસી પડયો. ' તે મહીધર જેવો છે ખરો પણ મહીધર ન જ હોય ! મહીધર જોગી બને ? હા હા હા હા ! ' હરિહરને ખૂબ હસવું આવ્યું: ' સેંકડો જોગીનાંય માથાં મૂંડી નાંખે તેવો મહીધર જોગી બને ? મારી આંખો ભૂલાવો ખાય છે ! '

* * *

## પ્રકરણ ૨જું

## ચોરી

હરિહરના ચિત્તમાં પાછી સ્થિરતા આવી. તેણે જોગીને પાણી પાયું, નાડી અને હૃદયના ધબકારા ગણ્યા અને એક કાગળ ઉપર ટપકાવી લીધા. પછી સૂવા માટે તે પોતાની પથારીમાં બેઠો અને જોગીના મ્હોં ઉપર અનિમેષ દૃષ્ટિથી જોવા લાગ્યો. 'ખરેખર, ભુલાવો ખાય તેવો જ આ જોગીનો ચહેરો છે. જો તેની દાઢીના વાળ કાઢી નાંખવામાં આવે તો ઓછા પરિચયવાળો માણસ તેને જરૂર મહીધર કહે અને કેવળ અજાણ્યો માણસ તો અમને બેઉને સગા ભાઇ જ માની લે!'

હરિહર હવે પોતાના ભાઇના અને તેના તથા પોતાના ભૂતકાળના જીવન વિષેના વિચારમાં ચડ્યો. પાંચ વર્ષથી બેઉ ભાઇ મળ્યા જ નહોતા બેઉની ઉમરમાં માત્ર બે વર્ષનું અંતર હતું. પરંતુ બેઉની જીવનચર્યામાં જમીન આસમાન જેટલું અંતર હતું. મા–બાપ બેઉને નાની વયમાં છોડીને મરણ પામ્યાં હતાં. વડોદરામાં બેઉ મામાની દેખરેખ હેઠળ થોડું ગુજરાતી અને થોડું અંગ્રેજી ભણ્યા હતા, પરંતુ મામાના મરણ પછી નાની વયમાં જ બેઉ ઉપર ઉદરભરણનો બોજો પડ્યો હતો. મામાનું મરણ મહીધરને નિરંકુશ બનાવનારૂં નિવડ્યું અને હરિહરને પોતાના ઉપર મોટો બોજો નાંખનારૂં થઇ પડ્યું. મહીધર તેર વર્ષની વયે મુંબઇ છટકી ગયો અને ત્યાં રહી તે અનેક જાતનાં અપલક્ષણો શીખ્યો. હરિહર અઢાર વર્ષનો થયો ત્યાંસુધી તેણે વડોદરાની બહારની દુનિયા જોઇ નહોતી. મહીધર મુંબઇનો એક મોટો વેપારી હોય તેવી રીતે ઠાઠ–માઠ કરીને વડોદરા આવ્યો, ત્યારે લોકો તેને વિષે કાંઇ કાંઇ વાતો કરતા હતા. કોઇ તેને સોનેરી ટોળીનો સભાસદ કહેતું, તો

કોઇ તેને મુંબઇની કોઇ વેપારી પેઢીમાંથી હાથ મારીને નાસી આવેલો માનતું. તે વખતે પોતાના નાના ભાઇ હરિહરને પણ મહીધર મુંબઇ તેડી ગયો. પરંતુ મહીધરના ધંધા જોઇને હરિહર ગભરાયો. મહીધરના ઘરમાં એક સ્ત્રી હતી પરન્તુ પોતાનો ભાઇ પરણ્યો હોવાની હરિહરને ખબર નહોતી! મહીધર રોજ રાત્રે બહાર ભટકતો અને દિવસે ઘેર રહેતો ત્યારે પણ તેને મળવાને ચિત્રવિચિત્ર લોકો આવતા. કોકેન વેચવું, ચોરીનો માલ રાખવો, ઠગાઇની બાજીઓ ગોઠવવી–એવા ધંધા પોતાનો ભાઇ કરે છે, એવું જાણતાંની સાથે જ હરિહર તેની પાસેથી છટકી ગયો. મુંબઇમાં રહીને તેણે હોટેલમાં વાસણો માંજવાનો ધંધો કરવા માંડયો; પછી તે ભોજનગૃહમાં ભાણાં પીરસવાની નોકરીએ રહ્યો: છેવટે રસોઇનું કામ પણ તેણે બે વર્ષ કર્યું. પાંચેક વર્ષમાં તેણે ખાતાં પીતાં પાંચસો રૂપિયા બચાવ્યા અને હવે તેણે પાન–બીડીની એક નાની દુકાન કરવાનો વિચાર કર્યો; પરન્તુ તેનું દુર્ભાગ્ય તેની ઉપર ખુલ્લી તલ્વારની પેઠે લટકી રહ્યું હતું! એક દિવસે સવારે તેણે પોતાની પેટી ઉઘાડીને જોયું તો પાંચસોએ રૂપિયાની નોટો ગૂમ થએલી જણાઇ! તેણે ભોજનગૃહના માલીકની પાસે ફરીઆદ કરી, ભોજનગૃહના માલીકે પોલીસને ખબર આપી, પોલીસે બધા નોકરોની જડતી લીધી, પરન્તુ રોકડાં નાણાંને પાંખો આવ્યા પછી તે કયાંથી પકડાય! બિચારો હરિહર રડતો રહ્યો અને ઉપરથી ભોજનગૃહના બધા નોકરોમાં અળખામણો થયો. હવે તેને મુંબઇ કડવું–ઝેર થઇ પડયું. તેણે આંખો મીંચીને મુંબઇ છોડયું અને થોડા દિવસ મનનું સાંત્વન કરવા માટે તે તીર્થક્ષેત્ર નાસીકમાં જઇ રહ્યો. ત્યાં પંદરેક દિવસના પરિભ્રમણ પછી તેને સાર્વજનિક હોસ્પીટલમાં નાના પગારની નોકરી મળી ગઇ હતી અને મુંબઈના કોલાહલભર્યા વાતાવરણની તુલનામાં તેને અહીં શાન્તિ હતી. પરંતુ તેને પોતાની દીન–હીન અને નિર્ધન સ્થિતિ માટે બહુ અસંતોષ રહ્યા કરતો હતો. મુંબઇમાં કાળી મજૂરી કરીને પ્રામાણિકતાથી એકઠું કરેલું દ્રવ્ય ચોરાઇ ગયું, અને પોતાનો ભાઇ

ખોટા ધંધા કરતો હોવા છતાં તે મોજ કરી રહ્યો હતો એ બેઉ સ્થિતિ-ચિત્ર તેની દૃષ્ટિ સામે તરવરી રહેતાં હતાં. કોઇ કોઇ વાર તેના મનમાં થઇ આવતું કે હુંયે મારા ભાઇની સાથે રહું તો આવી દીન અવસ્થામાંથી મુક્ત થઉં, પરંતુ એ વિચારમાં તેનું મન ટકાવ કરી શકતું નહિ. ઠગબાજી, કાવાદાવા, ચોરી, હરામખોરી એવા ધંધા કરવાની યોગ્યતા જ તેનામાં નહોતી, એ શક્તિ કે હિંમતની જ તેનામાં ખામી હતી, અને તેથી તે પ્રકારના તરંગો થઇ આવતા હોવા છતાં તે એ દિશાએ ડગલું ભરી શકતો નહિ. શક્તિની ઉણપને લીધે જ ઘણુાયે મનુષ્યો ઇચ્છા હોવા છતાં કુમાર્ગે જઇ શકતા નથી. એવા શક્તિહીનોમાંના ઘણા-ખરા પોતાને પૂર્ણ પ્રામાણિક, ઇશ્વર પરની શ્રદ્ધાવાળા, અને પરમ નીતિમાન તરીકે ઓળખતા હોય છે! તેમના ઉંડા અંતરમાં હાથ ઘાલી જુઓ તો ત્યાં તમને કાળો કાદવ દેખાશે, પરન્તુ તેમના શરીરના જ્ઞાનતંતુઓ જોશો તો તેમાં અંતરના કાદવને પચાવવા માટેની વિદ્યુતશક્તિની ખામી જણાઇ આવશે!

હરિહર ઉંડા ઉંડા દુઃખમાં ઘેરાયલો હોય તેવી રીતે હોસ્પીટલની નોકરી કરતો હતો. તેને રહેવા માટે એક નાની ઓરડી મળી હતી અને દર્દીઓ માટે હોસ્પીટલનું રસોડું ચાલતું હતું ત્યાં તેને તૈયાર ભોજન મળતું હતું, એટલે તેને રહેવા–ખાવાનું કશું દુઃખ નહોતું; પરન્તુ બ્રાહ્મણજન્મની તેની સ્વાભાવિક મહત્ત્વાકાંક્ષા તેને આ શુદ્રવત્ જીવનથી હણાઇ જતી લાગતી હતી. ભાવિજીવનનો જ્યારે તે વિચાર કરતો હતો, ત્યારે તેને કેવળ અંધકાર જ દેખાતો હતો.

ઘડીયાળમાં બારના ટકોરા થયા. આ વિચારઘટમાળના પરિભ્રમણમાં તે પથારીમાં આંખો મીંચીને પડયો હતો છતાં તેને ઉંઘ આવતી નહોતી. વિચારમાંથી જાગૃત થતાં તેને લાગ્યું કે જોગીનો શ્વાસ ખૂબ જોરથી ચાલી રહ્યો હતો. તે બેઠો થયો અને જોગીને હોઠે પાણી મૂકયું. પણ પાણી મુખમાંથી માંડ માંડ ગળે ઉતર્યું. કાંઠામાંથી

નાડી હઠી ગઇ હતી અને હૃદય ખૂબ જોરથી ચાલી રહ્યું હતું. હરિહરને લાગ્યું કે જોગી મૃત્યુની અત્યંત નજીક છે.

તે પાછો પથારીમાં બેઠો. હવે તેને એ જુવાન જોગી વિષે કાંઇ કાંઇ વિચારો આવવા લાગ્યા. તે કોણ હશે ? શા માટે તેણે નાની વયમાં જોગ લીધો હશે ? તેને મા–બાપ–સ્ત્રી વગેરે હશે કે નહિ ? સાચો જોગી હશે કે ધુતારો હશે ? તેની ઝોળીમાં સોનું, રૂપું કે નોટોનાં બંડલ કેમ ન હોય ! ઘણાયે જોગી બહારથી નિર્મોચિત્વ દેખાડે છે પરન્તુ તેમની ઝોળીમાં કે મઠ–મંદિરનાં પેટી–પટારામાં ધનના ભંડાર ભર્યા હોય છે, તેમ આ જોગી પણ શું ધનવાન નહિ હોય ? તેની ઝોળીમાં કાંઈ ધન નહિ હોય તો કાંઇ ચમત્કારિક જડીબુટી તો જરૂર હશે ! તાંબામાંથી સોનું બનાવવાના કીમીયા પણ જોગી લોકો પાસે જ હોય છે ને !

આ પ્રકારના વિચાર કરતો હરિહર ક્ષણભર થોભ્યો. તેના અંતરમાં એક પાપી વિચાર આવ્યો હતો, પરંતુ પાપ કરવાની ચેતના વિનાનું તેનું અંતર ધ્રૂજી રહ્યું હતું ! એટલામાં વોર્ડના સામા છેડાનું દ્વાર ખખડયું. કોણ આવ્યું, કરતો હરિહર બેઠો થઇ ગયો. કોઇ નહોતું. તેના અંતરની ધ્રૂજારી તેને ગભરાવી રહી હતી. પુનઃ તે સ્તબ્ધ થઇને બિછાનામાં પડયો. જોગીનો શ્વાસ જોરથી ચાલતો હતો.

‘ જોગીની ઝોળીમાં જરૂર ધન હોવું જોઇએ. વીસમી સદીના જોગી–બાવા કે ફકીર વેદકાળના ઋષિ–મુનિઓ જેવા અકિંચન હોય ખરા ? જૈનોના સાધુ ધાતુના પાત્રને અડકતા પણ નથી, છતાં તેમની પોથીઓમાંથી હજારો રૂપિયાની નોટો નીકળે છે એવું કહેવાય છે; તો આ જોગીની ઝોળીમાં વધુ નહિ તો બસો પાંચસો રૂપિયાની નોટો તો હોવી જ જોઇએ. ’

ફરીથી બારણું ખખડયું. હરિહર ચમકયો. એક બિલાડી ધીરે પગલે ચાલી આવતી દેખાઇ. તે મનમાં બોલ્યો : ‘ એ તો બિલાડી

છે. અત્યારે અહીં કોણ આવવાનું હતું વળી ? હું નકામો ડરું છું. હું જીવતો જાગતો હતો છતાં મારી પેટીમાંથી પાંચસો રૂપિયા ઉઠાવી જનાર ડર્યો નહિ, તો આ મરણ પામતા જોગીની મૂડી ઉઠાવતાં મારે શા માટે ડરવું જોઇએ ? ઇશ્વર પાપ જુએ છે એ ખરૂં હોય તો મારા પરસેવાની કમાણીના રૂપિયા ચોરાવતાં ઇશ્વરે કેમ વિચાર કર્યો નહિ ?'

મનુષ્યમાં ઇશ્વર પ્રતિની અશ્રદ્ધા આવી રીતે જ પોતાનો વેલો પ્રસારે છે. ઇશ્વરની ગૂઢ લીલાનો તાગ માનવીબુદ્ધિથી લેવાનો યત્ન જ્યારે નિષ્ફળ નીવડે છે ત્યારે એ બુદ્ધિને ઇશ્વરી લીલામાં અન્યાય, અસ્વાભાવિકતા અને નિર્દયતા દેખાય છે.

હરિહર ઉઠયો. તેને ઓસીકા નીચેનું ઝોળીમાંનું પોટલું ઉઠાવીને પોતાની ઓરડીમાં પહોંચાડવું હતું. પરંતુ જીવનમાં આ પહેલી જ વાર ચોરી કરતાં તેની હિંમત ચાલતી નહોતી. ' આ ચોરી ખરી કે નહિ ? પણ એ ચોરીથી કોઇને નુકસાન થવાનું નથી. હું જોગીની મૂડી નહિ લઉં તો તે સરકાર દાખલ થશે અને સરકારને ઘેર કયાં તોટો છે ?' આવી રીતે તેણે મનને મનાવ્યું અને તે ઉભો થયો. આસપાસ નજર કરી. વોર્ડમાં બીજા સાત દરદીઓ હતા તે બધા ઉંઘતા હતા. હરિહર ધીમે પગલે જોગીના ઓસીકા ભણી ગયો અને પાછો થોભ્યો. ' મને કોઇ જોતું નહિ હોય !'

' જલ્દી કરો !' બહારથી કોઇનો સ્વર આવ્યો.

હરિહર પાછો હઠી ગયો. તેનું હૃદય થડકવા લાગ્યું. તે ધીરે પગલે દ્વાર ભણી ગયો. ઓટલા પર નર્સ ઉંઘી રહી હતી. ઉંઘમાં તે બબડી : ' જલ્દી પીઓ ! દેર મત કરો !'

હરિહરનું દિલ જરા હેઠું બેઠું. પેલો ઉચ્ચાર ઉંઘમાં જ નર્સે કર્યો હોવો જોઇએ એવી તેની ખાત્રી થઇ. તે પાછો જોગીના

ઓસીકા પાસે આવ્યો. આસ્તેથી તેણે ઝોળી ખસેડી. તેની આંખે અંધારાં આવ્યાં ! જોગી ઉઠીને કહેશે : ' મારી ઝોળી ક્યાં ઉડાવી જાય છે, તો હું શો જવાબ આપીશ ? ' એ વિચારે તેને ગભરાવ્યો. પણ ઝોળીનું પોટલું ખસીને ક્યારનુંય હરિહરના હાથમાં આવી ગયું હતું અને જોગીનું માથું બિછાનામાં નીચું નમ્યું હતું !

ઝોળીમાં ત્રણચાર વસ્ત્રો હતાં અને એક કપડામાં બાંધેલું કાંઇ ગઠ્ઠા જેવું હતું. વજનમાં તે ત્રણ—ચાર શેર હશે એમ હરિહરે ઝોળીમાં હાથ નાંખીને સ્પર્શવડે જ પારખી લીધું. એ ગઠ્ઠો માત્ર રાખીને કપડાં સાથેની ઝોળી પાછી તેણે જોગીના મસ્તક નીચે ઓસીકાની જગ્યાએ ગોઠવી દીધી. પેલા ગઠ્ઠાને બગલમાં છુપાવીને ધીરે પગલે તે પોતાની ઓરડી તરફ ચાલ્યો. અવાજ ન થાય એવી રીતે ઓરડી ઉઘાડીને તેણે એ ગઠ્ઠો પોતાની લોખંડની પેટીમાં મૂકી દીધો અને તુરત તે પાછો ચોરપગલે વૉર્ડમાં આવ્યો.

હરિહરે જોયું કે નર્સ ધાકુબાપ્ર પોતાને આમતેમ શોધતી જોગીની પથારી પાસે જ ઉભી છે ! તેને ત્યાં જોતાં જ હરિહરને આખે શરીરે પરસેવો વળી ગયો !

* * *

# પ્રકરણ ૩જું

## રોજનિશી

‘અરે હરિહર ! આ બાવો મરી ગયો ! તું ક્યાં ગયો હતો ?’ ધાકુબાઇએ પૂછ્યું.

‘કે...કે......મ, શું છે ?’

‘શું છે શું ? તને ડાકટર સાહેબે શું કરવાનું કહ્યું હતું ?’

‘મેં બરાબર કર્યું છે, બાઇ ! પાંચ મિનિટ પહેલાં જ હું જાજરૂ ગયો હતો...બીજે ક્યાંય ગયો નથી.’

‘નાડી અને હૃદયની નોંધ રાખી છે ને ?’

‘હા બાઇ !’

‘હમણાં એને જોરથી બે ડચકાં આવ્યાં, તેથી હું જાગી ગઇ; જોઉં છું તો તું નહોતો ! ઠીક, હવે મહેતરને જગાડ અને તેને મુડદાની રૂમમાં ખસેડાવ.’

નર્સ ચાલી ગઇ. પોતાની ચોરી પકડાઇ નથી એમ જોઇને હરિહરને નિરાંત વળી.

મહેતરને જગાડીને જોગીનું મુડદું તેણે ખસેડાવ્યું, અને પછી તે ઓરડીમાં જઇને સૂતો. ઘડીયાળમાં બે ડંકા વાગતાં તેણે સાંભળ્યા.

સવારે જોગીના મુડદાનો પંચકેસ કરી પોલીસે તેને બાળવાની પરવાનગી આપી. જોગીની ઝોળી, કામળી અને તુંબડું સરકાર દાખલ થયાં ! હોસ્પિટલને ખર્ચે જોગીનો અગ્નિસંસ્કાર થયો. હરિહરનો હર્ષ માતો નહોતો, કારણ કે પેલો ગઠ્ઠો હવે તેને પચી ગયો હતો !

* * *

આખો દિવસ હરિહરનું ચિત એ ગઠ્ઠામાં પરોવાઇ રહ્યું હતું, કારણ કે તેમાંથી તેને સો–પચાસ રૂપિયા મળશે કે દસ–પંદર હજાર રૂપિયા પ્રાપ્ત થશે તેનો હજી તે નિર્ણય કરી શકયો નહોતો. દિવસે ઓરડીનાં દ્વાર બંધ કરીને નિરાંતે બેસી તે ગઠ્ઠો તપાસવાનો વખત મેળવવો દુર્લભ હતો; અને કદાચ થોડો વખત મળે અને અધીરાઇથી પોતે એ મીલકતની તપાસ ચલાવે, એટલામાં કોઇ આવી ચડે તો ? તેથી રાત્રે જ નિરાંતે તે તપાસવાનો તેણે પોતાના મનથી નિશ્ચય કર્યો હતો; પરંતુ નોકરીના દરેક કામકાજમાં એ ગઠ્ઠો તેના મગજ-માંથી વિસરાતો નહોતો ! જો તેમાંથી પાંચસો રૂપિયા પ્રાપ્ત થાય તો શું કરવું, પાંચ હજાર પ્રાપ્ત થાય તો તેની શી વ્યવસ્થા કરવી અને પંદર હજાર કે તેથી વધુ પ્રાપ્ત થાય તો પોતાનું ભાવિજીવન કેવી રીતે ગોઠવવું તે વિષે તેને વિચારો આવ્યા કરતા હતા. ‘ કદાચ તેમાં માત્ર સો–પચાસ રૂપિયાનો જ માલ હશે તો ? ’ એવો વિચાર આવતાં હરિહરનું વદન અસંતોષથી કરમાઇ જતું, છતાં તેની નિર્ધનતા એટલાથી પણ તેને સંતોષ ઉપજાવવા મથતી હતી.

‘ કયારે નોકરીમાંથી છૂટું ? ’ એવું તેને થયા કરતું હતું. છેવટે રાત્રે નવ વાગતાં તે નોકરીમાંથી છૂટયો અને તુરત પોતાની ઓર-ડીમાં પેસી ગયો. દ્વાર બંધ કરીને તુરત તેણે પેલો ગઠ્ઠો બહાર કાઢયો. તે હાથમાં લેતાં જ તેનો હાથ ધ્રૂજ્યો, સામે મરણ પામેલા જોગીનું મ્હોં દેખાયું, પારકી મીલ્કત પોતે ચોરી લીધી હતી એમ તેના મનમાં થઇ આવ્યું, પરન્તુ આટલી સફળતા પછી હવે તેનામાં કાંઇક હિંમત પણ આવવા લાગી હતી.

એ ગઠ્ઠા ઉપરનું ભગવું કપડું હરિહરે છોડી નાંખ્યું, તો માંહેથી તેવું જ બીજું ભગવું કપડું વીંટાળેલું નીકળ્યું. એ કપડું છોડતાંની સાથે જ ખર–ખર કરતી નાની નાની કાગળની નોટબૂકો વેરાઇ ગઇ ! હરિહર તુચ્છકાર અને નિરાશાથી નોટબૂકો તરફ ફીકી નજર કરી રહ્યો !

'એક દમડી પણ નહિ! જોગી પાસેથી ધનના ઢગલા મેળવવાને મેં ચોરી કરી; હું કેવો મૂર્ખ ?' હરિહર રડવા જેવો થઇ ગયો.

તેણે એ નોટબૂકો જોવા માંડી, તો એક બૂકમાંથી કાંઇ નીચે પડયું. તે એક સોનાનું ચકતું હતું; મધ્યમાં સિહાસને બેઠેલા શ્રીકૃષ્ણની મૂર્તિ કોતરેલી હતી. 'બહુ તો પચાસ રૂપીયાનો માલ!' એમ બબડીને હરિહરે બીજી નોટો જોઇ. માંહેથી કશું નીકળ્યું નહિ. બધી નોટોમાં ખીચોખીચ અક્ષરે કાંઇ લખાણ હતું અને હરિહરને તે વાંચી જોવા જેટલું ચિત્તમાં ચેન નહોતું. તેને હવે પોતાની ચોરીના માલમાં જરાયે રસ રહ્યો નહોતો. તે બિછાનામાં પડયો અને ખૂબ આળોટયો ત્યારે ઉંઘ આવી.

બપોરે હરિહરને ફુરસદ મળતી અને તે સમયે તે ઓરડીમાં બેસીને કાંઇ વાર્તાઓ વાંચવામાં કે થાક લાગ્યો હોય તો ઉંઘવામાં ગાળતો. બીજે દિવસે તેણે એ વખતે સહજ કુતૂહલવશ થઇને જોગીની નોટબૂકોમાં શું લખ્યું છે તે જોવા માંડયું. તે એ જોગીની 'રોજનિશી' હતી! હરિહરે નોટબુક પહેલેથી વાંચવા માંડી.

**તા. ૫–૪–૧૯૨૦:** ઇશ્વર ખરેખર દયાળુ છે, નહિ તો ઘર છોડતાંની સાથે જ મને પરમ યોગી એવા ગુરુદેવનો સમાગમ કયાંથી થાય ? યોગસિદ્ધિ પ્રાપ્ત કરવાની મારી ઝંખના હવે જરૂર ફળશે. ગુરુદેવે ત્રણ માસ પછી ગુરુમંત્ર આપવાનું વચન આપ્યું તેથી કૃતાર્થ થયો. મારા જીવનની સાર્થકતાની પહેલી ઘડી આજે હું અનુભવી રહ્યો છું.

**તા. ૮–૪–૧૯૨૦:** આજે દૈવયોગે કાશીની લાયબ્રેરીમાંથી ગુજરાતી છાપું વાંચવાનું મળ્યું. મારી શોધાશોધ ચાલી રહી છે અને મને શોધવાને ચારે દિશાએ માણસો છૂટયા છે, એમ નડીયાદનું ખબરપત્ર વાંચતાં જણાય છે. ભલે શોધ્યા કરે! હું હવે એ ભમજાળમાં

પડવાનો જ નથી. માતા–પિતાનો સંતાનમોહ પુત્રને માયામાં જકડી રાખે, પણ તેથી પુત્રનું શું કલ્યાણ થવાનું ?

તા. ૧૫–૪–૧૯૨૦: ગુરુદેવની છત્રછાયા હેઠળ મને જે આનંદ મળે છે તે નડીયાદમાં પિતાના ઘરમાં છત્રપલંગમાં સૂતી વખતે મને મળ્યો હોય એમ સાંભરતું નથી. આજે તેમણે મને યોગનાં અંગ-ઉપાંગોની કેવી સુંદર સમજ આપી ? યોગનાં પુસ્તકો વાંચવાથી આવી સમજ પડતી નહોતી. ખરેખર, ગુરુગમ વિના જ્ઞાન ઉપલબ્ધ થતું નથી.

તા. ૧૭–૫–૧૯૨૦: આજે મારી સોળમી વર્ષગાંઠનો દિવસ છે. પુરાં થયેલાં પંદર વર્ષનું સિંહાવલોકન કરતાં મારી આધ્યાત્મિક પ્રગતિ સંતોષકારક થએલી મને લાગે છે. એક વાત દિલને ડંખે છે. પિતાજીની આજ્ઞા પાસે નમી જઈને હું પરણ્યો ન હોત તો સારું હતું. પણ કાંઇ ફીકર નહિ. સુશીલા આજન્મ બ્રહ્મચર્ય સેવીને પોતાનું આત્મકલ્યાણ સાધી શકશે.

જેમ જેમ હરિહર આ રોજનિશી વાંચતો ગયો તેમ તેમ તેને તેમાં રસ પડવા લાગ્યો. મરનાર જોગીનો સર્વ પ્રકારનો પરિચય તે રોજનિશી ઉપરથી મળવા લાગ્યો. મરનાર જોગીનું નામ પ્રાણજીવન હતું. તે નડીયાદના ઇનામદાર અને ધનવાન બ્રાહ્મણ રામનારાયણનો પુત્ર હતો. બાલ્યવયથી તેનામાં ધર્મસંસ્કાર પ્રકટી નીકળ્યા હતા અને યોગસિદ્ધિની ઝંખના જાગી હતી. નિશાળના ભણતર કરતાં યોગનાં પુસ્તકોના ભણતરમાં તે ખૂબ આગળ વધ્યો હતો. સાધુ–સંન્યાસીઓનો પરિચય તે નિત્ય રાખ્યા કરતો. તેના પિતાનો તે એકનો એક પુત્ર હતો અને પુત્રની આવી રીતથી તેના પિતાએ તેને નાની વયમાં પરણાવી દીધો હતો; પરંતુ દસ વર્ષની સુશીલા પતિગૃહે આવે અને પ્રાણજીવનને પ્રેમમાં લોભાવે તે પહેલાં તો પ્રાણજીવન માતા–પિતાને

છોડીને કાશીએ ચાલ્યો ગયો અને બાવાની જમાત સાથે દેશમાં ચોમેર ઘૂમવા લાગ્યો, એટલે તેનો પિતા તેની શોધ કરવામાં નિષ્ફળ નીવડયો.

પાછળની હકીકત ઉપરથી માલૂમ પડ્યું કે ત્યારપછી પાંચ વર્ષે રામનારાયણ ભટ ગુજરી ગયા હતા અને તેની ખબર પ્રાણજીવનને પડી હતી, પરન્તુ તેથી તેને કાંઇ હર્ષ શોક થયો નહોતો. વૃદ્ધ માતા દેવકુંવર કોઇ વાર તેને સાંભરતી એમ રોજનિશી ઉપરથી જણાયું.

રોજનિશી આગળ ને આગળ વાંચતાં બે પ્રકારની વાતો આવવા લાગી. મોટે ભાગે યોગસિદ્ધિના અભ્યાસમાં પ્રાણજીવન ઉર્ફે પ્રણવાનંદ સ્વામીની થતી પ્રગતિની વાતો આવતી, અને થોડે ભાગે ભૂતકાળનાં સંસ્મરણોની વાતો આવતી. એ સંસ્મરણોમાં બાલ્યવયના પ્રસંગો, લગ્નનો વિરલ પ્રસંગ, સાસુ–સસરા વિષે ઉપલક નોંધ, ત્યાગ અને સંસાર વિષે વિચારો, સગાંઓ અને પડોશીઓ વિષે સ્ફુરેલાં ક્ષણિક સંભારણાં, નાની વયના દોસ્તો અને ઘરના નોકર–ચાકરની યાદ, જૂદા જૂદા સાધુ–બાવાઓના પરિચયની મગજ ઉપર રહી ગએલી છાપ, અભ્યાસમાં ઉઠેલી શંકાઓ અને સમાધાન, એવું કાંઇ કાંઇ નોંધાયલું હતું.

છેલ્લી બે નોટબુકો ઉપરથી માલુમ પડયું કે સાધુબાવાઓ સાથેના જીવનથી સ્વામી પ્રણવાનંદને કંટાળો આવવા લાગ્યો હતો. તેનું કારણ એ નહોતું કે તેને પાછા ઘેર જવું હતું, પરન્તુ પોતાના સાથી સાધુઓ અને ખૂદ ગુરુદેવમાં પણ સાચી યોગશક્તિ કે યોગસિદ્ધિ નથી એવું તેને ભાન થવા લાગ્યું હતું. હઠયોગનાં આસનો, વિધિ અને સમાધિના બધા બાહ્ય પ્રકારોનું જ્ઞાન તેણે મેળવ્યું હતું, છતાં તેણે જોયું હતું કે જીવનની સાચી સમાધિ એકકે સાધુને પ્રાપ્ત થઇ નથી! ખૂદ ગુરુદેવને પણ ‘કાલી રોટી’ અને ‘લાડુ’ની રસોઇ મળવાની વાત સાંભળીને ખુશખુશ થતા જોઇને પ્રણવાનંદને તેમના ઉપર તિરસ્કાર આવવા લાગ્યો હતો.

પંચવટીમાં જમાતે મુકામ કર્યો ત્યારે એક ધનવાન બાઈ સાથે ગુરુદેવે સોદો કર્યો કે જો તે બાઈને ગુરૂદેવે મંત્રી આપેલા જળથી પુત્ર થાય તો તે બાઈએ જમાતને બે હજાર રૂપીઆની ભેટ ધરવી! નવ વર્ષ સુધી આ સાધુઓની ટોળીમાં રહ્યા પછી પ્રણુવાનંદે જ્યારે આ બનાવ જોયો, ત્યારે તે જમાત છોડીને ચાલી નીકળ્યો.

પ્રણુવાનંદે મનથી નિષ્કંચનતા જ સેવી હતી. માત્ર એક સોનાનું ચકતું પોતાની પાસે રાખ્યું હતું, તે તેમાંની સિદ્ધાસને બિરાજેલા શ્રી. કૃષ્ણુની મૂર્તિ પ્રત્યેના સેવાભાવથી જ રાખ્યું હતું. લગ્ન સમયે પ્રાણુજીવનને તેના સસરાએ એક સુવર્ણ હાર ભેટ આપ્યો હતો, તે હારમાંથી આ એક ચકતું તોડી લઇને તેણે પોતાની સાથે રાખ્યું હતું; તે પણ સુવર્ણ ઉપરની મમતાથી નહિ. આટલું સોનું તે જોગીની પોથીમાંથી નીકળ્યું તેનું કારણ હવે હરિહરના સમજવામાં આવ્યું.

હરિહર રોજનિશી વાંચી ગયો અને ઊંડા વિચારમાં પડ્યો. સાંજના પાંચ વાગ્યા અને હોસ્પિટલમાંથી તેના નામની બૂમો પડવા લાગી, ત્યારે જ તે પ્રાણુજીવનની જીવનચર્યા વિષેના વિચારની નિદ્રામાંથી જાગૃત થઇને માથે ટોપી મૂકી હોસ્પિટલ તરફ દોડ્યો.

# પ્રકરણ ૪થું

## જોગી જીવ્યો હોત તો?

એક રસીલી વાર્તા વાંચ્યા પછી તેનો કેફ કેટલાક કલાક અને કોઇ વાર કેટલાક દિવસ સુધી રહે છે. તેનાં પાત્રો અને પ્રસંગો મગજમાં ઘોળાયા કરે છે. નવલકથાનો પ્રધાન સૂર વાચકના જીવનને સ્પર્શવા નજીક આવે છે અને પાછો ખસી જાય છે. વિરલ પ્રસંગે એ સૂર જીવનને જરૂર સ્પર્શે છે પણ ખરો.

રોજનિશીમાં વાંચેલી જોગીની જીવનકથાનો હરિહરને ખરેખર કેફ ચઢયો હતો. નોકરીના સમયમાં પણ તેનાથી જોગીના જીવન-પ્રસંગો ભૂલાતા નહોતા અને રાત્રે નવ વાગ્યે તે પાછો સૂઇ જવા માટે પોતાની ઓરડીમાં પેઠો ત્યારે પણ તેના મગજમાં એ જોગી વિષે જ વિચારો વહી રહ્યા હતા.

'કેવો એ જોગી ! લાખો રૂપિયાની મીલ્કત, સ્નેહાળ માબાપ અને નાની વયની સ્ત્રીને મૂકીને તે ઘર છોડીને ચાલી નીકળ્યો, તે પાછું કોઇ વાર ઘર સામે પણ જોયું નહિ ! તેનો બાપ તો મરી ગયો લાગે છે, પણ મા જીવતી હશે કે નહિ ? સ્ત્રીની શી સ્થિતિ હશે ? તેની માતા અને સ્ત્રી હજી પ્રાણજીવન પાછો આવવાની રાહ જોઇ રહ્યાં હશે ? અરેરે ! માણસને આતું બધું છોડીને જોગી થઇ વગડે વગડે ભટકવાનું કેમ ગમતું હશે ?'

જોગીનું માનસ હરિહરના સમજવામાં આવી શકે તેમ નહોતું. પૂર્વભવના યોગભ્રષ્ટ આત્માઓ માત્ર અધૂરી રહેલી યોગસિદ્ધિ પૂર્ણ

કરવાને જ અવતરે અને એ સિદ્ધિ પૂર્ણ થતાં ચાલ્યા જાય છે એ બધું માનવદષ્ટિને **अघटितघटना पटीयसी** જેવું જ લાગે એ સ્વાભાવિક છે.

'બિચારો જોગી મરી ગયો ! જો તે જીવ્યો હોત અને મારા પરિચયમાં આવ્યો હોત, તો હું તેને જરૂર સમજાવત અને ઘેર પાછો મોકલત. તેની મૂર્ખાઇ હું તેને બરાબર બતાવી આપત અને તેને યોગસિદ્ધિની લત લાગી હોત તો સમજાવત કે ઘેર રહીને યોગસિદ્ધિ કર્યા કરજે, પણ આ વગડે-વગડે ભટકવાથી તને યોગસિદ્ધિનો લુમખો મળી જવાનો નથી. તે મારી શિખામણ માનીને જરૂર ઘેર જાત, સ્ત્રીને મળત, માતાની સેવા કરત, ધનના ઢગલામાં આળોટત...'

હરિહરની વિચારમાળાનો મેરૂ આવે તે પહેલાં જોગીનું વદન તેના અંતશ્ચક્ષુઓ સામે આવીને ઉભું રહ્યું. હરિહરને ભાસવા લાગ્યું કે જાણે પોતાની શિખામણ સાંભળીને જોગી પસ્તાઇ રહ્યો હોય અને તેની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હોય ! વૃદ્ધ અવસ્થામાં માતાની સેવા કરવાને બદલે અને સ્ત્રીને વીલી મૂકીને પોતે વગડે વગડે રખડ્યો, છતાં યોગસિદ્ધિ તો પ્રાપ્ત થઇ નહિ અને ગુરુ પણ એવો મળ્યો કે જે પોતે જ યોગસિદ્ધિ કરી શક્યો નહોતો; આવી મૂર્ખાઇ કરવાને બદલે જો પોતે જીવતો રહ્યો હોત, તો જરૂર ઘેર પાછો જાત !

'પણ એ તો બિચારો મરી ગયો !' હરિહરની વિચારમાળા આગળ ચાલી: 'જો ઘેર મરી ગયો હોત તો તેની પાછળ સો-બસો માણસ સ્નાન કરત, બે-પાંચ હજાર રૂપિયાનું દાન પુણ્ય થાત, સ્નેહી-સગાંની લાગણીના ધોધ વહી નીકળત; પરન્તુ અહીં તો એક બીનવારસી મુડદાના જેવી તેની દશા થઇ ! લક્ષાધિપતિનો પુત્ર ધર્માદાનાં લાકડાંમાં બળ્યો ! તે કોણ હતો તે મારા સિવાય બીજું કોઇ જાણતું નથી અને પ્રાણજીવન મરી ગયો છે-હવે

જીવતો નથી તે પણ હું એકલો જ જાણું છું. હું તેની માતાને એક પત્ર લખીને આ બાબતની ખબર આપું? અથવા તો હું પોતે જ તેને ખબર આપવા જઉં તો?......'

ફરીથી હરિહરની આંખો સામે જોગીનું વદનમંડળ આવીને ઉભું રહ્યું. આ વખતે હરિહર ચમક્યો. તેના મગજમાં ઉઠેલા એક કારમા તરંગે તેને ચમકાવી મૂક્યો અને તે મૂઢ બનીને બેસી રહ્યો. તેની આંખોમાં તેજ ચમકવા લાગ્યું. મ્હોં ઉપર લોહી તરી આવ્યું. રોમરાજિ ચંચળ બની ગઇ. કલાકો સુધી તેની એ જ સ્થિતિ રહી.

મધરાતે તે ઉઠ્યો. દીવાને સતેજ કરી તે જોગીની રોજનિશી ફરીથી વાંચવા બેઠો. બે કલાકમાં તે બધીયે નોટબૂકો વાંચી ગયો, અને જાણે કે વિચારમાળાનો મેરૂ આવી ગયો હોય તેમ નોટબૂકોને આઘી હડસેલી છુટકારાનો દમ લેતાં તે બિછાનામાં પડ્યો.

હરિહરને એક નવીન વિચાર સુઝ્યો હતો. પોતે પ્રાણજીવનના મૃત્યુના સમાચાર આપવાને તેની માતા પાસે જવાને બદલે પોતે જ પ્રાણજીવન કેમ ન બની શકે? પ્રાણજીવનને પાછો મેળવવા આતુર બની રહેલી માતા અને ઘેલી બની રહેલી સ્ત્રી પ્રાણજીવનનો સત્કાર કરવામાં જરા પણ વિલંબ નહિ કરે. જોગીનું વદન અને પોતાનું વદન એકની સમાન રેખાઓને લીધે તો હરિહર તેને પહેલી વાર જોતાં જ ભ્રમમાં પડ્યો હતો કે કદાચ એ પોતાનો ભાઇ મહીધર હોય; અને એ પ્રકારની વદનરેખાઓની સમાનતા નવ વર્ષના ગાળા પછી પોતાને પ્રાણજીવન બનવામાં પૂરેપૂરી મદદગાર બનશે કે નહિ તેનો લાંબો વિચાર કર્યા પછી હરિહર નિશ્ચય ઉપર આવ્યો કે પોતાને એ સાહસમાં જરૂર વિજય મળશે.

આ વિચારણા પૂરી થતાં છેક પરોઢમાં હરિહરને ઉંઘ આવી.

બીજે દિવસે પાછા એના એ જ વિચારો તેના મગજમાં ઉભ-રાવા લાગ્યા. અનેક પ્રકારની મુશ્કેલીઓ તેની નજર સામે આવીને ઉભી રહી. 'પ્રાણજીવન નડીઆદના ઇનામદાર રામનારાયણનો પુત્ર હતો, અને મેં તો મારી જીંદગીમાં નડીયાદ જોયું સુદ્ધાં નથી! રામનારાયણના ઘરમાં નોકર હશે, રોજનિશીમાં તેમનાં નામઠામ આવે છે, તેમને કોઇને હું ઓળખતો નથી! આડોશી–પાડોશીઓને બધાંને હું ભૂલી ગયો છું એમ કહેવાથી હું ખુલ્લો પડી નહિ જઉં? નવ–દસ વર્ષમાં કોઇનાં નામ–ઠામ, ઓળખાણ, કે નડીયાદના રસ્તા, એ બધું વિસરી ગયો છું એમ કહું તો કસબ ફીક્કો પડી ગયા વિના ન જ રહે!'

આ મુંઝવણો હરિહરના મગજમાં ઘોળાવા લાગી. મુંઝવણોનું અનેક વાર થતું આવર્તન નવા ને નવા વિચારોને સુજાડે છે; તેવી રીતે હરિહરને મુંઝવણોના ઉકેલ માટે જૂદા જૂદા માર્ગો સૂજવા લાગ્યા. વેશ બદલાવીને નડીયાદ જવું; આઠેક દિવસ ત્યાં રહેવું, ફરવું અને પ્રાણજીવનના નિવાસસ્થાનની આસપાસનાં માણસોને જેમ બને તેમ વધુ પ્રમાણમાં ઓળખી લેવા યત્ન કરવો એવો એક વિચાર તેને સુજ્યો.

પણ કેવો વેશ ધારણ કરવો? સાધુવેશે જવું એ નકામું હતું, કારણ કે પ્રાણજીવન તરીકે પ્રકટ થવા માટે પણ સાધુવેશ વિના ચાલે તેમ નહોતું, અને એ જ વેશ પહેલાં ધારણ કરીને જવાથી બાજી ખુલ્લી પડી જાય!

જોષી બનું? ટેલીયો બ્રાહ્મણ બનું? મૂગો જતિ બનું? ફકીર બનું? આંધળો ભિખારી બનું? એવા એવા કાંઇ કાંઇ તર્કો તેને આવ્યા, અને પ્રત્યેક વેશ ભજવવા પાછળની મુશ્કેલીઓનો તેણે વિચાર કરી જોયો. એ વિચાર કરતાં પણ તેનું હૃદય ધડકી રહ્યું હતું. જોષી બનવાનું કામ મુશ્કેલ હતું. રાશિ અને નક્ષત્રોનાં પણ

નામ ન આવડતાં હોય ત્યાં જોષ તે ક્યાંથી જોવો ! અને વળી નડીયાદ જેવું ગામ, તેમાંએ ઝગડીયા પાડામાં પ્રાણજીવનનું મકાન કે જ્યાં વિદ્વાન બ્રાહ્મણો અને નાગરોના જ નિવાસ! ત્યાં વેશધારી જોષી બનીને જવાથી પહેલે જ દિવસે પોલીસના હાથમાં સોંપાઇ જવાનો મામલો ઉભો થાય! ગરીબ વેશધારીઓને માટે આ જમાનો અનુકૂળ નથી. તમે ભલે ભિખારી હો, પણ ધનવાન કે મીલ માલેકનો વેશ પહેરીને રેલ્વેના સેકંડ ક્લાસમાં મુસાફરી કરો, અને રાત્રે જ્યારે પોતાની પાસેનો ઉતારૂ ઉંઘતો હોય, ત્યારે તેની ચામડાની બેગ લઇને ક્યાંક ઉતરીને ગૂમ બની જાઓ; તો તેમાં તમે જરૂર સફળ થાઓ; પણ જોષીનો વેશ પહેરીને મહેલ્લામાં ભટકો, તો તુરત તમે કોઇના બંધ ઘરમાં ઘૂસીને ચોરી કરવાનો ઇરાદો રાખો છો તેવા આરોપ સાથે મહેલ્લાના લોકો તમને પોલીસને સ્વાધીન જ કરવાના!

મૂગો જતિ બનવાનું હરિહરને રૂચ્યું નહિ. ભૂલેચૂકે પોતે કોઇની સાથે વાતચીત કરે અને વસતિનો કોઇ માણસ પોતાને જોઇ જાય, તો પોતાની ઠગાઇ પહેલે તડાકે પકડાઇ જાય અને નડીયાદીઓના હાથના ઢેખાળા ખાવા પડે! ફકીર બનવામાં પણ એ જ મુશ્કેલી પડવાની. याचको याचकं दृष्ट्वा श्वानवद् घुघुरायते; યાચક યાચકને જોઇને કુતરાની પેઠે ઘુરકવા મંડી પડે છે, તેમ કોઇ ફકીર મળી જાય અને પોતામાં ફકીરનાં પૂરાં બાહ્ય લક્ષણો પણ નથી એવું જાણી જાય તો પોતાનો વેશ પકડાઇ જતાં વાર લાગે નહિ: એવા ભયથી ફકીર બનવાનું પણ હરિહરને માંડી વાળવું પડ્યું.

આંધળો ભિખારી બનવાનું તેને ગમતું હતું, પરન્તુ આંધળાથી આંખ ઉઘાડી શકાય નહિ, અને હરિહરને તો એ સ્થાનની અને આસપાસના બધા લોકોની માહિતી મેળવવી હતી, એટલે આંખો ઉઘાડયા વિના ચાલી શકે નહિ. વળી આંધળાને દોરવાને માટે કોઇની મદદ જોઇએ, અને પોતાની બાજીમાં બીજાને ભાગીદાર બનાવવો.

એ તેને પોષાય તેમ નહોતું; આથી દેખતા ભિખારી બનવાનું તેને બધા કરતાં વધુ સહીસલામત લાગ્યું.

ટેલીયો બ્રાહ્મણ બનવામાં જોખમ હતું. ટેલ નાંખવાથી પોતાનો સ્વર લોકોમાં પરિચિત થઇ જાય અને એ જ સ્વર ' પ્રાણજીવન ' બનીને આવતાં લોકોને શંકાશીલ બનાવનારો થઇ પડે એ હરિહરના લક્ષમાં આવ્યું; એટલે ભિખારી બનવાની યોજનામાં પણ મુશ્કેલી આવીને ઊભી ! ભીખ માંગતાં પણ બૂમો મારવી પડે, આજીજી કરવી પડે અને લોકોને પોતાના સ્વરનો પરિચય થઈ જાય ! પોતાને બહુ ઓછી તકલીફ પડે તે માટે કેટલાક રીઢા ભિખારીઓ બૂમો મારવા અને આજીજી કરવા માટે ' આસીસ્ટંટો ' રાખે છે; તેવો એકાદ ' આસીસ્ટંટ ' પોતે રાખી લે તો શું ? એ વાત ઠીક હતી, પરન્તુ પોતાના ' આસીસ્ટંટ 'થી પોતાની બધી બાજી ગુપ્ત રહે એ વાત હરિહરને બહુ અગત્યની લાગી. એવો ' આસીસ્ટંટ ' કેવો હોવો જોઇએ, કેટલી ઉમરનો જોઇએ, તેની સાથે પોતે કેવી રીતે વર્તવું જોઇએ, એ બધી વિચારણામાં હરિહરના દિવસ પછી દિવસ જવા લાગ્યા.

❧ ❧ ❧

# પ્રકરણ ૫મું

❦ ❦

## હરિહરનો 'આસિસ્ટંટ'

❦

દીવાળીના તહેવારો વીતી ગયા, એટલે હરિહરે પોતાની નોકરીનું રાજીનામું આપી દીધું. નર્સો અને તેની સાથે કામ કરનારા બીજા માણસોને આશ્ચર્ય થયું કે હરિહરે એકાએક નોકરી કેમ છોડી દીધી, પરન્તુ જ્યારે હરિહરે જવાબ આપ્યો કે 'આવી નોકરીમાં કાંઈ મારો ઉદય થાય નહિ; હું તો વડોદરે–મારે વતન જઈને કાંઈ ધંધો કરીશ.' ત્યારે સૌને તેની વાત સાચી લાગી.

ધાકુબાઈ બોલી: 'મને લાગતું'તું કે હરિહર કાંઈ નવું પરાક્રમ કર્યા વિના રહેવાનો નથી. તેણે નોકરીનું રાજીનામું આપ્યું, એટલે મારી કલ્પના ખરી પડી.'

હરિહરે પૂછ્યું: 'તમને એમ કેમ લાગતું'તું?'

'તું છેલ્લા પંદર–વીસ દિવસથી બહુ જ વિચારમાં ને વિચારમાં રહ્યા કરતો હતો; કેમ જાણે કોઈનો મોટો વારસો મળવાનો હોય અને મીલકતની વ્યવસ્થા કરવામાં મન ગુંચવાઈ ગયું હોય!'

હરિહરનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. પોતે જે કાર્ય માટે રાજીનામું આપતો હતો, તે કાર્યની ગંધ ધાકુબાઈને આવી ગઈ હશે? એવો સંશય હરિહરને આવ્યો. તેનું મ્હોં એકાએક પડી ગયું. ધાકુબાઈ તેની સામે જોઈ રહી.

હરિહર અત્યંત ગરીબાઈથી બોલ્યો: 'હું ગરીબની તમે મશ્કરી કરો છો. મને વારસો ક્યાંથી મળે? મારી કમાણીની મૂડી પણ મારી

પાસે ન રહી—ચોરાઇ ગઇ, એવા કમનસીબ માણસને પરભાર્યો વારસો ક્યાંથી મળવાનો હતો ?'

'એ તો ભાઇ, ભાગ્ય ખુલે ત્યારે શું કાંઇ ઢોલ–તાંસાં વાગે છે ? પણ સાચું કહે, પેલો જોગી મરી ગયો, ત્યારપછીથી તું ઊંડા વિચારમાં દટાઇ ગએલો દેખાતો નથી ?' ધાકુભાઇએ પૂછ્યું.

આ શબ્દોની અર્થસૂચકતાથી વળી હરિહર વધુ મુંઝાયો. ધાકુભાઇ પોતાનો કાંઇક ભેદ જાણી ગઇ છે એવો તેને સજ્જડ વહેમ પડયો.

હરિહરની સાથે પણ બીજા વોર્ડમાં કામ કરનારો ધોંડૂ બોલ્યો: 'એ તો જ્યારથી હોસ્પિટલમાં નોકરીએ આવ્યો ત્યારથી એવો દુઃખિયો જ છે. જાણે ઊંડા દુઃખમાં ડૂબી ગયો હોય, તેમ લમણે હાથ દઇને ચૂપ બેસી રહેલો મેં તેને ઘણીયે વાર જોયો છે.'

ધોંડૂના શબ્દોથી હરિહરમાં જવાબ દેવાની જરા હિંમત આવી. તે બોલ્યોઃ 'ધોંડોપંત સાચું કહે છે, ધાકુભાઇ! હું ખરેખરો દુઃખિયો છું. જ્યારથી મારી મૂડી ચોરાઇ ગઇ છે, ત્યારથી મારા મ્હોં ઉપર તમે કોઇ વાર હસતું નહિ જોયું હોય. જોગી મરી ગયો તે દિવસથી જ નહિ, પણ તે પહેલાંથી આ નોકરી છોડી જવા હું વિચાર કરી રહ્યો હતો અને તેથી મારૂં મન તમે ઉંચું જોતાં હશો.'

પછીની વાતચીત ઉપરથી હરિહર જોઇ શકયો કે ધાકુભાઇને પોતા ઉપર કાંઇ ખાસ વહેમ પડયો નથી અને પોતે નોકરી છોડી જાય છે તેની પાછળ કાંઇ ભેદ હોય એવો કોઇને સંશય આવેલો પણ હરિહરને જણાયો નહિ. તેનું રાજીનામું મોટા ડોકટરે પાસ કર્યું એટલે હરિહર નોકરીમાંથી છૂટયો.

નાસીકને સ્ટેશનેથી તેણે મુંબઇની ટિકિટ લીધી, ત્યારે તેની પાસે એંશી રૂપિયાની જોગવાઇ માત્ર હતી. એ એંશી રૂપિયામાંથી હજી તેને બહુ બહુ કાર્યો કરવાનાં હતાં.

મુંબઇ આવીને તેણે નવાં કપડાં ખરીદ્યાં. એ કપડાં પહેરીને અને નવેસરથી વાળ કપાવીને જ્યારે તે કાઠિયાવાડ એકસપ્રેસમાં બેઠો ત્યારે તે કોઇ મોટા સરકારી અમલદારના ' ઓર્ડરલી ' જેવો દેખાવા લાગ્યો.

તેણે અમદાવાદની ટિકિટ લીધી હતી. અમદાવાદમાં વેશપલટાની પૂરી સજાવટ કરીને પછી નડીયાદ પહોંચવાનો તેનો કાર્યક્રમ હતો. ટ્રેનમાં તેને ઉંઘ આવી નહિ. જે ધ્યેય તેણે ધારી રાખ્યું હતું તે ધ્યેયની સિદ્ધિની યોજના ઘડવામાં જ તેનું ચિત્ત એકાકાર બની ગયું હતું. પ્રાણજીવનના કુટુંબનો, પડોશીઓનો, નોકર–ચાકરનો, અને મહેલ્લાના બીજા બધા લોકોનો જેમ બને તેમ વધુ પરિચય મેળવવાને જે સજાવટ કરવાની હતી તેમાં નડનારી બધી મુસ્કેલીઓની કલ્પના તેનું મગજ કરી રહ્યું હતું. અને એ મુસ્કેલીઓમાંથી પાર ઉતરવાની યુક્તિઓ પણ તેનું મગજ ગોઠવી રહ્યું હતું. મગજની એવી સ્થિતિમાં મનુષ્યની નિકટ નિદ્રા ઢૂંકી પણ ક્યાંથી શકે ? નિદ્રા એ થાકેલા મગજનો વિસામો છે, પરન્તુ જ્યારે વૃત્તિઓ થાકેલા મગજનો પીછો છોડતી નથી, ત્યારે બિચારૂં મગજ થાકેલા અને તપી ગએલા એન્જિનની પેઠે ધીરૂં ધીરૂં અટકાતું ખોટવાતું કામ કર્યે જાય છે અને નિદ્રાને માટે તેનાં દ્વાર ઉઘડતાં નથી.

ભરૂચના સ્ટેશનથી હરિહરને સહજ નિદ્રા આવી પરન્તુ આણંદના સ્ટેશને નવા ઉતારૂઓ ખૂબ ચઢ્યા, તેમના ઘોઘાંટથી તેની આંખ ઉઘડી ગઇ. તે જરા સ્વસ્થ થઇને બેઠો અને મ્હોં સાફ કરી ચાહ પીધી. ટ્રેન ઉપડવાની તૈયારી થઇ એટલે ' સોલાપુરી ચીવડા ' વાળો ચઢ્યો. આખા ડબામાં તેણે પોતાના ચીવડાનાં ખુબ ગુણગાન કરવા માંડ્યાં, કાંઇ કાંઇ દોહા–કવિતો અને ગઝલો લલકારી ચીવડાની જાહેરાત ફેલાવી, તેના પરિણામે વડોદરાનો ખોરો થઇ ગયેલો ચીવડો ' સોલાપુરી ચીવડા' તરીકે ડબામાં આઠેક આનાનો ખપી ગયો ! નવું સ્ટેશન આવ્યું એટલે ચીવડાવાળો ઉતર્યો અને ' તાનસેન'વાળો ચડ્યો. તેણે

ઉતારૂઓને 'તાનસેન' ગોળીઓના નમૂના આપીને મ્હોંમાં મીઠાશ મૂકી એટલે આઠ દશ આનાની તેની શીશીઓ ખપી ગઇ. બીજું સ્ટેશન આવ્યું એટલે તે ઉતર્યો અને 'તડાક છીંકણી'વાળો ચઢ્યો ! તેણે નમૂનાની ચપટીથી ઉતારૂઓને ખૂબ છીંકો ખવરાવી. ત્યારપછીના સ્ટેશનેથી એક આંધળો ભિખારી ચઢ્યો અને તેણે ભજન ગાઇ 'એકએક પૈસો આપજો મા–બાપ'ની બાંગ પોકારવા માંડી. રેલ્વે ટ્રેનમાં ફરતા કુટકળીયા વેપારીઓ, લીલામવાળાઓ અને ભિખારીઓ ઊતારૂઓને એક પ્રકારના ત્રાસરૂપ છે. જ્યારે તેઓ ડબ્બામાં આવીને પોતાનું ભાષણ ચલાવતા હોય છે અથવા ગઝલ લલકારતા હોય છે, ત્યારે ઉતારૂઓને ફરજીયાત તે સાંભળવું જ પડે છે, કારણ કે તેઓના ઘોર ઘાંટાના ભાષણ આગળ બે ઉતારૂઓ વચ્ચે ચાલતી સાધારણ વાતચીત પરસ્પર સાંભળાવાનો સંભવ રહેતો નથી. તમે શાંતિથી છાપું વાંચતા હો, તો પણ ગેબી રીતે 'તાનસેન'નું હેન્ડબીલ અને નમૂનાની બે ગોળીનું પડીકું આવીને તમારા ખોળામાં પડે એટલે છાપું વાંચવામાં પરોવાયેલા ચિત્તને તે તરફ ફરજીયાત ધ્યાન આપવું પડે ! બિચારા ઉતારૂઓએ રેલ્વે કંપનીનો કશોય અપરાધ કર્યો નહિ હોવા છતાં તેમના ઉપરનો ત્રાસ રેલ્વે કંપની ચાલવા દે છે. તેમાં નથી ઉતારૂઓની કાંઇ ખાસ સગવડ સચવાતી, નથી દેશી વસ્તુઓના વેપારને કોઇ ઉત્તેજન મળતું કે નથી ભિખા· રીઓ ઉપરની દયાવૃત્તિથી કંપનીને કાંઇ પુણ્ય પ્રાપ્ત થતું.

પરંતુ એ નિત્યની ત્રાસજનક વસ્તુઓમાં પણ કોઇકને કોઇક વાર પોતાની જરૂરીઆતની ચીજ સાંપડે છે. હરિહરને પણ તેમ જ થયું. બારેજડીને સ્ટેશનેથી ૧૫–૧૬ વર્ષની વયનો એક ચીંથરેહાલ છોકરો હરિહરવાળા ડબામાં બેઠો. ગાડી ચાલુ થઇ એટલે તેણે પોતાનું ભાષણ શરૂ કર્યું :

'કબીર કહે કમાલકું દો બાતાં શીખ લે,
કર સાહેબકી બંદગી, ઔર ભૂખ્યેકું કુછ દે !

'મહેરબાન સાહેબો અને સન્નારીઓ ! હું એક બ્રાહ્મણનો દીકરો છું. ફક્ત બે ચોપડી ભણ્યો છું. મારાં મા-બાપ મરી ગયાં છે, ફક્ત મારી વિધવા બહેન છે અને તે બાર વર્ષની છે. મારા મા-બાપે તેની નવ વર્ષની વયે લગ્ન કરેલું અને દસ વર્ષની ઉંમરે તે રાંડયા પછી મારાં મા-બાપ મરી ગયાં; સાહેબો ! અજ્ઞાનમાં આથડતાં મારાં મા-બાપે બાળલગ્ન કરી મારી નાની વયની બહેનનો જન્મારો અફળ કર્યો, પરંતુ મરણ પામેલાં મા-બાપની પાછળ તેમની નિંદા કરવી એ સુપુત્રનું લક્ષણ નથી. હું તો ગમે તેમ મહેનત કરીને મારું પેટ ભરીશ પરન્તુ બહેનને ભણાવીને તેનું જીવતર સુધારવાનો જે બોજો પ્રભુએ મારા ઉપર મૂક્યો છે તે પાર ઉતારવા હું તમો ભાઇઓની મદદ માગું છું."

એક ઉતારૂ બોલ્યો : 'અમદાવાદના વનિતાવિશ્રામમાં લઇ જઇને તેને ત્યાં મૂકી દે ને !'

'ઘણું જીવો, ભાઇ સાહેબ ! મારો પણ તે જ વિચાર છે. પરન્તુ ત્યાં મૂકવા જતાં તેની પાસે બે જોડ સારાં કપડાં જોઇએ તો પણ હું ક્યાંથી લાવું ? તે માટે હું આપની દયા ચાહું છું. માત્ર પાંચેક રૂપિયા મારી પાસે એકઠા થાય, તો હું તેને વનિતાવિશ્રામમાં મૂકી તેનું જીવતર સુધારૂં.'

આ ચાલાક અને હાજરજવાબી છોકરાના ભાષણથી ઉતારૂઓ દયાર્દ્રતાથી પીગળી ગયા. એક ઉતારૂએ તો તેને એક રૂપિયો આપ્યો. બીજાએ કોઇએ પૈસો તો કોઇએ આનો-બે આના આપ્યા. જોત-જોતામાં તેની પાસે બે ત્રણ રૂપિયા એકઠા થઇ ગયા, એટલામાં અમદાવાદ આવ્યું.

આ હોશિયાર છોકરા જેવો 'આસિસ્ટંટ' પોતાને મળી જાય તો સારૂં એવો હરિહરને વિચાર થયો. અમદાવાદને સ્ટેશને ઉતરીને એ છોકરાને શોધવા તેણે યત્ન કર્યો પણ તે ક્યાંય દેખાયો નહિ. સ્ટેશ-

નની બહાર નીકળતાં તેણે રસ્તાની પગથી પર એ છોકરાને ખુશખુશાલ સીગારેટ ફૂંકતો જોયો !

હરિહરે તેની પાસે જઈને પૂછ્યું : ' છોકરા ! તારે નોકરી કરવી છે ? '

' હા મહેરબાન ! શું પગાર આપશો ? '

' ખાવું પીવું અને દસ રૂપિયા; પણ મારી સાથે રહેવું પડશે અને હું કહું તે કામ કરવું પડશે. '

' તૈયાર છું ત્યારે. કહો તો અત્યારથી જ હું આપની સાથે આવું. '

' તું એક વાર તારી બહેનને વનિતાવિશ્રામમાં મૂકીને નિશ્ચિંત થા, પછી તું મારી પાસે આવ. '

છોકરો હસી પડયો અને બોલ્યો : ' મારે વળી બહેન કયે દહાડે હતી ? સાહેબ ! તે તો ભિખની જુક્તિ છે. '

' એમ ? તો તું કઇ ન્યાતનો છે ? '

' ઠાકરડો છું ! '

' ત્યારે આવું સુંદર બોલી શકે છે ને ! '

' બ્રાહ્મણને ઘેર વાસણ માંજીને નાનેથી મોટો થયો છું; હવે આ ધંધો કરૂં છું. '

' ત્યારે ઠીક, તું મારી સાથે ચાલ. '

હરિહરે તેને પોતાની સાથે સ્ટેશન સામેની ધર્મશાળામાં લીધો.

ધર્મશાળામાં એક ઓરડી ભાડે રાખીને હરિહરે ત્યાં પોતાનો સામાન મૂકયો અને ચાહ મંગાવીને તેણે તથા પેલા છોકરાએ પીધી. હરિહરે છોકરાને કહ્યું: ' જો, હું પુનાથી આવું છું. ' ડિટેક્ટીવ 'નો અર્થ તું જાણે છે ? '

' હોવે; છુપી પોલીસને ? '

'હા, હું એક ડિટેક્ટીવ છું. હું કેટલીક છૂપી તપાસ કરવા માટે આવ્યો છું. પણ તારે તે વાત કોઇને કરવી નહિ. જો તું બરાબર એ વાત છુપી રાખીશ તો તને સારૂં ઇનામ મળશે, એટલું જ નહિ પણ તને એકાદ સારી નોકરી અપાવી દઇશ.'

'તો તો બહુ સારૂં સાહેબ.'

'હું તને જે વેશ પહેરાવું તે તારે પહેરવો પડશે અને હું કહું તે પ્રમાણે કામ કરવું પડશે.'

'કબૂલ છે.'

'સાધુ બનવું પડે, ભિખારી બનવું પડે અને કોઇ વાર છોકરીનો વેશ પણ પહેરવો પડશે.'

'જી હા. અને તમે પણ વેશ પહેરશો ?'

'હા. હું તને મારી સાથે ને સાથે જ રાખવાનો. બોલ, હિંમત છે?'

'હા, સાહેબ !'

'અમદાવાદમાં શુકરવારનું બજાર ક્યાં ભરાય છે તેની તને ખબર છે ?'

'હા, ત્રણ દરવાજા પાસે.'

'તો આપણે બપોરે જમ્યા પછી ત્યાં જઈશું, અને કેટલાંક વેશ બદલવાનાં સાધનો લઈ આવીશું.'

'પણ ત્યાં તો બધાં જૂનાં કપડાં મળશે—નવાં નહિ મળે.'

'આપણને જૂનાં કપડાંની જ જરૂર છે. તું હવે વીશીવાળાને અહીં બે ભાણાં મોકલવાનું કહી આવ, એટલી વારમાં હું નાહીધોઇ પરવારી લઉં છું.'

છોકરો ઉઠયો અને વીશીમાં ગયો. હરિહર પોતાને જોઇએ તેવો જ હોશિયાર 'આસિસ્ટંટ' મળી જવાથી હરખાતો હરખાતો ધોતીયું લઇને સામેના નળ તરફ નહાવા માટે ઉપડયો.

  

# પ્રકરણ ૬ઠ્ઠું

## ચાણોદના ગોરનો મુંબઈનો જજમાન

નર્મદા નદીના પવિત્ર જળમાં સ્નાન કરીને દેહને પવિત્ર કરવા ઇચ્છનારાઓને માટે ચાણોદ સગવડવાળું સ્થાન મનાય છે. સર્વ પ્રકારના વિધિવિધાન માટે ત્યાં બ્રાહ્મણો હાજરા-હજુર રહે છે અને મોટો બ્રહ્મભોજ કરવો હોય તો ચાણોદમાંથી અને નજીકમાં આવેલા કન્યાળીમાંથી જોઇએ તેટલા બ્રાહ્મણો મળી શકે છે. જાત્રાળુઓને બાદ કરતાં આ બેઉ બ્રાહ્મણોનાં જ ગામ ગણાય છે, કારણ કે જાત્રાળુઓના ક્રિયાકાંડથી થતી આવકમાંથી ઉદરનિર્વાહ કરનારાઓનો જ ત્યાં મોટે ભાગે નિવાસ છે. તીર્થવાસી બ્રાહ્મણ એટલે રીઢો પત્થર ! તેણે યજમાનોને માટે અનેક ક્રિયાકાંડ કર્યાં હોય છે, હજારોવાર મંત્રપાઠ કર્યા હોય છે, સ્નાન તો ગણ્યાં ગણાય નહિ એટલાં કર્યાં હોય છે, દેવભક્તિનો બાહ્યાડંબર તેને માટે સહજસિદ્ધ બની ગયો હોય છે, પરન્તુ એ બધામાંની સ્વલ્પ પણ પવિત્રતા તેના અંતરમાં ઉતરી હોય તો તેનું સદ્‌ભાગ્ય ! યજમાનને એકાદ નાનો યજ્ઞ, નાનું બ્રહ્મભોજન કે એકાદ વિધિયુક્ત સ્નાનથી પોતાની દૈહિક પવિત્રતા માટે પોતે ઘણું કરી નાંખ્યું એમ લાગતું હોય પણ ચાણોદવાસી બ્રાહ્મણોને તો એ ભાજી-મૂળા બરાબર જ ! યજમાન પાસેથી બે-પાંચ રૂપિયા પોતાને મળ્યા કે નહિ એટલો જ તેના રીઢા હૃદયને એ બધી ક્રિયાઓ સાથે સંબંધ હોય છે !

ચાતુર્માસ વીતી ગયું હતું એટલે ચાણોદની જાત્રા ઓછી થઇ ગઇ હતી. અને જાત્રાળુઓની ભરતીમાં મંદી આવી ગઇ હતી;

પરિણામે ચાણોદના બ્રાહ્મણોની ઘરાકીમાં પણ ઓટ આવ્યો હતો. હરગોવિંદ પંડયાને તો આખો કારતક મહિનો ઘરાકી વિનાનો પસાર થયો હતો એટલે તેમના મ્હોં ઉપરથી તેજી ઉડી ગઇ હતી! રોજ રોજ સ્ટેશનના ધક્કા ખાધા છતાં અને છોકરા શંકરને વડોદરા અને આણંદના સ્ટેશન સુધી જાત્રાળુઓને લેવા માટે ધક્કા ખવરાવ્યા છતાં ધંધામાં કાંઇ તેજી આવતી જણાતી નહોતી. એવામાં પંડયાને મુંબઇથી એક જૂના જજમાનનો પત્ર મળ્યો અને પંડયાના મ્હોં ઉપર એકાએક તેજી ઉભરાઇ આવી! પત્રમાં મનહરલાલે ચાણોદ આવીને પંડયાના મહેમાન થવાનું લખ્યું હતું.

સ્હવારની ગાડી વખતે સ્ટેશન ઉપર હરગોવિંદ અને શંકર બેઉ હાજર રહ્યા. મનહરલાલ ઉતર્યો કે તુરત હરગોવિંદે તેની પાસે દોડી જઇને તેનો સત્કાર કર્યો અને શંકરે મનહરલાલનું બિછાનું અને બેગ ઉંચકી લીધાં. હરગોવિંદ મુખ પર આનંદ રેલાવતો બોલ્યોઃ 'કાલે જ મને આપનો પત્ર મળ્યો. આપની તબીયત તો સારી છે ને? આ વખતે કેમ એકલા જ?'

'થોડા કામ માટે જ આવ્યો છું.'

સ્ટેશનની બહાર નીકળી ત્રણે જણા પંડયાને ઘેર પહોંચ્યા. પંડયાની વૃદ્ધ પત્નીએ પણ મનહરલાલનો ઉમળકાભેર સત્કાર કર્યો. 'આવો, આવો, મનહરભાઇ! આ વખતે તો કાંઇ બહુ દહાડે આવ્યા. શરીરે તો સારા છો ને? ધંધો સારો ચાલે છે ને?'

પંડયાએ વચમાં કહ્યુંઃ 'એ બધું પછી, પહેલાં ચાહ મૂક. ભાઇને રાતનો ઉજાગરો હશે. ચાહ પાઇને પછી ભાઇને ઘાટપર નહાવા તેડી જઉં.'

લખમીનો મીજાજ ગયો. હરગોવિંદને જજમાનની સરભરા બરાબર કરતાં આવડતી નથી એવી લખમીની રોજની ફરીયાદ હતી.

તે તાડુકીને બોલી: 'તમે દોઢડાહ્યા ન થશો. આ શિયાળામાં મનહરભાઇને હું ઘાટપર નહાવા જવા દેવાની નથી. હું પાણી ગરમ કરૂં છું.'

'ભલે તેમ; પણ પહેલાં ચાહ તો મૂક.'

'ના, તેમ પણ નહિ. પહેલાં તે નાહી લે, એટલામાં ચાહ અને ગરમાગરમ પૂરી હું તૈયાર કરી નાંખું છું.'

હરગોવિંદનો એક પણ બોલ કાપીને પોતાની જ વાત ખરી કરાવ્યા વિના લખમીને ચેન પડતું નહિ. હરગોવિંદ સામે લખમીની બહુ–બહુ ફરીયાદો હતી. મનહરલાલ તે જાણતો હતો એટલે ધણી ધણીયાણીની રકઝકમાં માથું માર્યા વિના જ તે એક ઓરડામાં પેઠો. ઓરડો અંધારાવાળો હતો અને તેને માત્ર એક જ નાનું વાબારીયું હતું. નાની–ગંદી જાજમ પાથરીને તે ઉપર એક ગોદડું અગાઉથી બિછાવી રાખેલું હતું તે ઉપર મનહર જરા આરામથી બેઠો અને ગજવામાંથી સીગારેટ કાઢી સળગાવીને ફૂંકવા લાગ્યો. થોડી વાર થઇ એટલામાં હરગોવિંદ આવ્યો અને બોલ્યો: 'ત્યારે મનહરભાઇ! પાણી ગરમ થઇ ગયું છે, આપ નાહીને જરા ચાહ પીઓ, એટલામાં હું ઘાટ પર લટાર મારીને આવું છું.'

'વા...રૂ.' મનહરે જવાબ આપ્યો. હરગોવિંદને જતો જોઇને તે આગળ બોલ્યો: 'સાંજે હું પાછો જવાનો છું. માત્ર થોડા કામે જ આવ્યો છું. હું ધારૂં છું કે બપોરે તમને ફુરસદ મળશે.'

'હા, હા, જરૂર.' એમ કહી હરગોવિંદ ચાલ્યો ગયો અને મનહર નહાવા ઉઠ્યો.

દસેક મિનિટ પછી નાહીને મનહર ઓરડામાં આવ્યો તો તેણે પોતાને માટે ચાહનો પ્યાલો અને પુરીઓની તાસક ભરેલી જોઇ. તે બબડ્યો: 'અહીં આ કોણ મૂકી ગયું?'

બાજુના ખુણામાંથી જવાબ આવ્યો: 'હું!'

મનહરે તે તરફ દૃષ્ટિ કરી, તો તેણે મૃદુ મૃદુ હસતી એક સ્ત્રીને જોઇ. ' કોણ ? પાર્વતી !'

' શી ખબર ?'

' હા, પાર્વતી જ. '

' ત્યારે ઓળખાણ રાખો છો ખરા !'

' એમ કાંઇ ભૂલી જવાય ? '

' ભૂલીયે જવાય ! મુંબઇના લોક કહેવાઓ, અને અમે તો ગામડાનાં ગરીબ બ્રાહ્મણ ! '

મનહર હસ્યો. તેણે નીચે બેસીને ચાહ પૂરી ખાવા માંડયાં. પાર્વતી મહનહરના મ્હોં સામે જોતી સોડીઉં વાળીને ત્યાં ને ત્યાં જ ઉભી રહી. તેણે પૂછયું : ' ચાણોદમાં કેમ આવવું થયું ? '

' તારાં દર્શન કરવા. ' મનહર હસ્યો.

' મુંબઇના લોક વળી સાચું બોલે ? કાંઇ સ્વાર્થ માટે આવ્યા હશો. કોઇને અહીં મળવાનું નક્કી કર્યું હશે. '

' તું જ અહીં છે ને, બીજાને વળી કોને મળવાનું હોય ? '

' એટલા માટે જ સાંજે જવાની વાત કરતા હશો ! લુચ્ચાઇનીયે કાંઇ હદ ! ' પાર્વતીના ઓઠ અને આંખોમાંથી સ્મિત સર્યા કરતું હતું : ' હવે સાચું બોલવું છે કે ગપાટા ચલાવવા છે ? '

' સાંજે તું બધુંએ જાણીશ. લે, હું ચાહ પી રહ્યો; આ પૂરીઓની તાસક પાછી લઇ જા. ' એમ કહેતાં જ મનહરે તાસકમાં પાંચ રૂપિયાની નોટ મૂકી.

પાર્વતી તાસક લઇને ચાલી ગઇ. ચાણોદના અંતરંગમાં આવી ' પાર્વતીઓ 'નું સ્થાન ઓછું અગત્યનું નથી. ચંદ્રમાં કાળું કલંક હોય તો તીર્થસ્થાનમાં કલંક કેમ ન હોય ? તીર્થસ્થાનની પુણ્યભૂમિમાં પુણ્યના ડુંગરાઓ વધી વધીને આસમાનને અડકે તો ઇંદ્રનું ઇંદ્રાસન

ડોલી જાય, તેટલા માટે એ ડુંગરાઓને પાપજળથી હમેશાં ધોઇ નાંખીને ઊંચા નહિ વધી જવા દેવાની કેટલાક ગોર–જજમાન ચિંતા રાખે છે !

મનહર પચીસેક વર્ષની ઉમરનો હતો અને એવા ઠાઠ–માઠથી રહેતો તથા પૈસા ખર્ચતો કે સ્વાભાવિક રીતે જ હરગોવિંદ અને તેની સ્ત્રી તથા પુત્રી પાર્વતી તેને એક લક્ષાધિપતિ માનતાં. એવા ધનવાન જજમાનની આગતાસ્વાગતા અસાધારણ રીતે થાય એ કોઇ–પણ તીર્થવાસી ગોરના ઘર માટે સ્વાભાવિક વાત હતી.

બપોરે મિષ્ટાન્નભોજન પછી મનહરે જરા આરામ લીધો. પછી થોડી વારે હરગોવિંદ અને લખમી મનહર પાસે આવીને બેઠાં અને અહીં તહીંની વાતો કરવા લાગ્યાં. બરાબર પ્રસંગ જોઇને મનહરે મુદ્દાની વાત છેડીઃ ‘ જુઓ, પંડ્યા ! હું તમને બે–પાંચ હજાર રૂપિયા રળાવવા આવ્યો છું. ’

‘ બે–પાંચ હજાર ! ’ રકમ સાંભળતાં જ પંડ્યાની આંખો આનં–દથી ચળકવા લાગી ગઇઃ ‘ ત્યારે બોલો જલ્દી, ભાઇ સાહેબ ! મારે શું કામ કરવાનું ? ’

‘ કામ બહુ સહેલું છે, તમારાથી થઇ શકે તેવું છે, અને પાંચ–સાત દિવસથી વધુ વખત ગાળવો પડે તેમ પણ નથી. ’

‘ ઓહોહો ! પાંચ–સાત દિવસમાં બે પાંચ હજાર રૂપિયા ! હજાર પાંચસો રૂપિયાનું રોજ તો મોટા બાલેસ્ટરને પણ નહિ મળતું હોય. પણ ઝટ વાત કરો ! ’ પંડ્યામાં અધીરાઇ આવવા લાગી.

લખમી છણકો કરીને બોલી; ‘ આવી અધીરાઇ શી ? મનહરભાઇ રળાવવા આવ્યા છે, તે કાંઇ વાત કહ્યા વિના જવાના છે ? મનહરભાઇ ! એમનો આવો સ્વભાવ કોઇ દિ’ ગયો જ નહિ. કૂતરાની પેઠે ધમાધમ ને દોડાદોડ કરવામાં જ સમજે. ’

‘ હું કૂતરો ! રાંડ ! જરા તો વિચારીને બોલ.’

'કૂતરો નહિ તો વાઘરો! દમડીની અક્કલ નહિ ને જાણે હું જ શાણો! તમે બહાર જાઓ, મનહરભાઇ મને બધી વાત કરશે, પછી હું તમને કહીશ.'

'ના, એ ભલે બેઠા. હું બધું કહું છું. તમારે બાવાનો વેશ પહેરવાનો અને યોગશક્તિથી તમે ત્રિકાળજ્ઞાન ધરાવો છો એવો વેશ ભજવવાનો છે.'

'તૈયાર છું, પણ રૂપિયા ક્યાં છે?'

'અરરર! હજી પૂરી વાત થઇ નથી, ત્યાં તો કહે છે કે રૂપિયા ક્યાં છે? તમને તો શૂળીએ ચડાવ્યા હોય, તો ય પાપ ન લાગે!' લખમીનો ક્રોધ છલકાવા લાગ્યો.

'રૂપિયા તમને મારે આપવાના છે, એટલે તમારે તે બાબત કશી ફીકર કરવાની નથી. માત્ર તમારે વેશ બરાબર ભજવી જાણવો પડશે.'

'અરે મનહરભાઇ! આ રાંડ મને કશા હિસાબમાં લેખતી નથી, પણ એને જ પૂછો કે હું વેશ ભજવવામાં કેવો હોશિયાર છું! વડ-નગરના તરગાળા ભવાઇ કરવામાં કેવા એક્કા છે તે તો તમે સાંભળ્યું હશે. એક વાર મેં તેમનેય મારા વેશથી ઠગ્યા હતા. તે વખતે હું જુવાન હતો. અંબાજીમાં ચૈત્રી પુનેમની ભવાઇ કરીને હું અને બીજાઓ ચાર જણા વડનગર જોવા રોકાયા. ત્યાં ભવાઇ થતી હતી. મેં ધાર્યું કે આજે ભવાયાને બનાવવા. મેં નાયબસુબાનો ગાયકવાડી પોશાક પહેર્યો અને મારા એક સાથીને હવાલદારનો વેશ પહેરાવ્યો. મધરાત થઇ, એટલે અમે બેઉ જણા ભવાઇમાં ગયા અને એકદમ હુકમ કર્યો કે 'ભવાઇ બંધ કરો, બીભત્સ શબ્દો બોલીને ભવાઇ કરવાની સુબા સાહેબની મનાઇ છે.' ભવાયા ઘણાએ પગે લાગ્યા પણ મેં પરવા-નગી ન જ આપી અને ભવાઇ બંધ કરાવી. બીજે દિવસે સૌને ખબર પડી કે નાયબસુબા તો ગામમાં આવ્યા જ નથી અને કોઈ શેરને માથે સવાશેર જેવા ભવાયાએ તરગાળાને બનાવી કાઢ્યા!'

'એમાં શી મોટી ધાડ મારી ? તરગાળાને ખબર પડી હોત તો જાન ગુમાવત!' લખમીએ તાડુકો કર્યો.

'ખબર ન પડવા દેવી એમાં જ ચતુરાઇ હતી ને? અને હિંમત વિના કાંઇ એવું સાહસ થાય છે?'

'જોઇ તમારી હિંમત! તમારી ડંફાશો સાંભળીને તો કોઇ જજમાન ઘેર ઉતરે પણ નહિ; એ તો હું છું, એટલે તમનેય રોટલા ખાવા મળે છે, નહિ તો ભીખ માંગ્યે પણ પેટ ન ભરાત! નકામી બડાશો શાની હાંકો છો ?'

'આ કૂતરીને કાંઇ કહો, મનહરભાઇ! મને તણખલાને તોલ કરી નાંખે છે! એ જજમાનને સાચવે છે અને હું શું જજમાનને ઘેર લાવી તેમની બરદાસ્ત નથી કરતો? જ્યારે ને ત્યારે મારાં છોડીયાં જ ઉતાર્યાં કરે છે!'

'લખમી કાકી! તમે જરા બહાર જાઓ. હું એક વાર પંડયાજીને બધી વાત કહું છું, અને પછી તમને બોલાવીને વાત કહીશ. મારે સાંજે તો પાછા જવું છે.' મનહરે ધણી–ધણીયાણીનો કંકાસ નજર આગળથી દૂર કાઢવાને સૂચવ્યું.

'ભલે, હું તો આ ચાલી. પણ જોજો, એમની ખાલી ડંફાશોથી ભરમાશો નહિ. અને હું તમને આજ ને આજ તો જવા દેવાની નથી. પાર્વતી કહેતી'તી કે મનહરભાઇએ આવતાં રાતનો ઉજાગરો કર્યો છે અને જતાં પાછો બીજો ઉજાગરો કરવા દેવો નહિ; એટલે આજ નહિ, પણ ભલે કાલે જજો.'

એમ બોલતી બોલતી લખમી બહાર ગઇ, એટલે હરગોવિંદ અને મનહર એકલા પડયા.

* * *

## પ્રકરણ ૭મું

## મનહરે પસાર કરેલી પરીક્ષા

'જુઓ પંડયા !' મનહરે હરગોવિંદ પંડ્યાને કહ્યું : 'આ બહુ વિશ્વાસનું કામ છે. કામ પાર પડવાનો દરેક સંભવ છે અને તમે ન્યાલ થઈ જાઓ, એવો પણ સંભવ છે. પહેલાં તો એ વાત કે જો તમારી હિંમત ન ચાલે તેમ હોય તો મને પહેલેથી કહી દેજો, એટલે હું પાછો જ ચાલ્યો જઉં. પૈસા હશે તો કામ કરનાર તો સેંકડો મળી રહેશે.'

'એ શું બોલ્યા ભાઈ સાહેબ ? શું હું તમારો વિશ્વાસનો માણસ નથી ? મારે ત્યાં તમે પાંચ–સાત વાર આવી ગયા હશો. મેં તમારાં ઘણુંયે ખાનગી કામ કર્યાં છે, અને કોઈ વાર વિશ્વાસભંગ કર્યો છે ?'

'ના, તેથી જ હું તમારી પાસે આવ્યો છું ને ?'

'ત્યારે જરાયે ચિંતા રાખ્યા વિના મને બધી વાત કહો. તમારૂં ગમે તેવું જોખમનું કામ હશે, તોયે હું તે માથે લેવાનો.'

'ત્યારે સાંભળો. મેં એક બહુ સરસ ઘાટ ઉતાર્યો છે. મને સારી રકમ મળે તેમ છે અને તમને પણ પાંચ–સાત વરસની કમાણી થોડા જ દિવસમાં થઈ જાય તેમ છે.' મનહરે વાતમાં ખૂબ રસ રેડવા માંડ્યો.

'હા, ભાઈ સાહેબ ! પણ તમે મુદ્દાની વાત પર હજી આવતા નથી.'

'પંડ્યાજી ! તમે અધીરા તો ખરા; લખમી કાકી કહે છે તે કંઈ ખોટું નહિ.'

પોતા માટે લખમીના જેવો જ વિરૂદ્ધ અભિપ્રાય મનહરલાલનો કદાચ બંધાઈ જશે એવા ભયથી પંડ્યાએ સાવધ થઈને મનને સંય-

એમાં રાખી હવે વાત કરવા માંડી: 'કહો, કહો, મારે વળી અધીરા થઈને શી ઉતાવળ છે ?'

'ત્યારે જુઓ. નાસીકમાં એક જોગી મરી ગયો છે. તે એક ધનવાન બ્રાહ્મણનો પુત્ર હતો, અને તે વાત મારા સિવાય બીજું કોઈ જાણતું નથી.' મનહરે કહ્યું.

'તમે તે કેવી રીતે જાણ્યું ?'

'એ જોગી નાસીકની હોસ્પિટલમાં મરી ગયો છે અને છાપામાં એ વાત છપાઈ છે.'

'એટલે એ વાત તો સૌ કોઈ જાણે; પરન્તુ તે ધનવાન બ્રાહ્મણનો પુત્ર હતો એ તમે કેવી રીતે જાણ્યું ?'

'એ જોગીએ જ પોતાના જીવનની બધી વાત મને કહેલી. પંચવટીથી એ બાવો ગામ તરફ આવતો હતો, એટલામાં મને તેનો સાથ થયો. અમે વાતો કરતા આવતા હતા. એક ધર્મશાળામાં અમે જરા આરામ લેવા બેઠા હતા. મારી પાસે તેણે ખુલ્લા દિલથી પોતાના જીવનની બધી વાતો કહી. તેની વાત ઉપરથી મેં જાણ્યું કે એ એક ધનવાન બ્રાહ્મણનો પુત્ર હતો અને મોટી મીલકતનો વારસદાર હતો; પરંતુ યોગસાધનાની ઈચ્છાથી નાની વયમાં તેણે માતા–પિતા–સ્ત્રી વગેરે સર્વ કોઈનો ત્યાગ કરીને સંસાર છોડયો હતો. એ વાત મને એ જોગીએ કહી, તે જ રાત્રે તે હોસ્પિટલમાં મરી ગયો એવું મેં સાંભળ્યું અને પાછળથી છાપામાં પણ વાંચ્યું.'

'જોગીએ ઝેર પીધું હશે !'

'તેમ જ હશે ને ! ગમે તે હોય. આપણને તેનું શું કામ છે ? પણ તે મરી ગયો છે એ વાત મુદ્દાની છે, અને તેની મીલકત હવે પચાવી પાડવી જોઈએ એ વાત પણ તેટલી જ મુદ્દાની છે !'

'કેટલી મીલકત હશે ?'

'લાખ–દોઢ લાખની તો છે જ. હું તપાસ કરી ચૂક્યો છું.'

'ત્યારે તેમાંથી તમે મને ફક્ત બે–પાંચ હજાર રૂપિયા જ આપશો ?'

'ત્યારે તમે માગી લ્યો. પાંચ હજાર આપીશ–દસ હજાર આપીશ; પછી શું ?'

'ના, ના; ત્રીજો હિસ્સો મારો !'

'પચાસ હજાર રૂપિયા ! પંડયાજી ! લોભનો થોભ રાખો. તમારા કરતાં હજી મારે વધારે જોખમ વેઠવાનું છે.'

'તમારે જોખમ શું ? તમે તો હવે પાવરધા બની ગયા. તમારો દાવ કોઇ દિવસ ખાલી જાય જ નહિ. તમે તો માંહે પડયા કે તુરત પાર ઉતરી ગયા જ જાણવા.'

'તો પણ પરાઇ મીલકત પોતાની કરવી એ કાંઇ સહેલી વાત નથી. કહો, ત્યારે શું કહો છો ?'

'તમારે મને પચીસ હજાર તો જરૂર આપવા પડશે, અને અગાઉથી પાંચ હજાર આપવા પડશે.'

'અગાઉથી એવડી મોટી રકમ મારાથી નહિ આપી શકાય.'

'ત્યારે ?'

'બસે–પાંચસો રૂપિયા આપી શકીશ; અને મીલકત હાથમાં આવ્યા પછી તમને જરૂર પચીસ હજાર આપીશ; કહો હવે તો સંતોષ થયોને ?'

'આપનાથી મને અસંતોષ હોય જ નહિ. હવે કહો, એ મીલકત આપ કેવી રીતે હાથ કરવાના છો, અને મારે તે માટે શું કામ કરવાનું છે ?'

'પંડયાજી ! હું ફરીથી તમને કહું છું કે આ વાત જરાયે ફૂટે નહિ. જેટલો મોટો લાભ થવાનો છે, તેટલું જ મોટું જોખમ છે.'

'મને કહેલી વાત તો સો હાથ ઊંડા કૂવામાં દાટી દીધી સમજો; પણ તમે પેલી રાંડને વાત કહો, તો તમે જાણો. તેની પાસેથી વાત ફૂટે તો તેનો જોખમદાર હું નહિ.' પંડયાએ લખમીની નિંદા કરવાનો દાવ સાધ્યો.

'એમને હું કાંઇક જૂદી જ વાત કહીને સમજાવી લઇશ; તેની ચિંતા તમારે ન રાખવી. ત્યારે હવે સાંભળો. હું પોતે જ એ જોગી બની જઇશ અને એની માતાને મળીને કહીશ કે હું જ તમારો પુત્ર છું. તે મને ઘરમાં રાખશે એટલે પછી શું કરવું તે હું સમજું છું.' મનહરે કહ્યું અને પોતે ઉતારેલા ઘાટ વિષે પંડયાનો શો અભિપ્રાય છે તે જાણવા તેની સામે આતુરતાથી જોયું.

પંડયાએ જરા વિચાર કરીને કહ્યું: 'મારા મહેરબાન! દાવ મોટો છે પણ તમે ધારો છો તેવો સહેલો નથી.'

'કેમ?'

'તમારી પૂરી પરીક્ષા કર્યા વિના તમને કોઇ ઘરમાં પેસવા પણ નહિ દે.'

'પરીક્ષામાં પસાર થવા માટે મેં બધી તૈયારી કરી રાખી છે. કહો, મારી શી પરીક્ષા લેવાશે?'

'તમારે ઘરનાં બધાં માણસોને પહેલી જ નજરે ઓળખવાં પડશે.'

'તે બધાંને હું ઓળખી ચૂકયો છું.'

'પાડોશીઓને પિછાણીને તેમની સાથેના આગલા પરિચયોની વાત યાદ કરી આપવી પડશે.'

'તે માટે હું તૈયાર છું.'

'ગામના પરિચયવાળા લોકોને ઓળખવા પડશે.'

'તેમને પણ હું ઓળખી શકીશ.'

'પણ તે બધું તમે કેવી રીતે કરશો અને તમે એ બધી ઝીણી વિગતોમાંથી કેવી રીતે પાર ઉતરશો?'

'એ જોગીએ મને પોતાના જીવનપરિચયની જે વાતો નિરાંતે ત્રણ કલાક સુધી બેસીને કહી છે, તે ઉપરથી હું આ બધી પરીક્ષામાં પસાર થઇ શકું તેમ છું.'

'તો એ જોગી કોઇ મૂર્ખ હોવો જોઇએ.'

'મૂર્ખ નહિ, પણ સરલ દિલનો—કેવળ બાળક જેવો હતો. જેમ જેમ હું તેની પ્રત્યે સહૃદયતા બતાવતો ગયો, તેમ તેમ તે ખીલતો ગયો. પોતાના જીવનની જ નહિ, પણ પોતાની જાતની, પોતાના ગુરુની અને બીજી ઘણી વાતો તેણે મને કહી હતી. તે કયાં કયાં ફર્યો હતો, કયાં તીર્થસ્થાનો જોયાં હતાં તે બધું તેણે મને કહેલું; એટલે જોગી તરીકેના જીવનની વાતો પણ હું સૌને કહીને ખાત્રી કરાવી આપીશ કે હું ખરેખર એ જ માણસ છું અને દસ વરસ સુધી જોગીજીવન ગાળીને જ ઘેર પાછો ફર્યો છું.' મનહરે પોતાના દિલને ખૂલ્લું કર્યું.

વળી થોડી વાર વિચાર કરીને પંડયાએ પુછયું: 'પણ મારા સાહેબ! સૌથી વધુ મોટી પરીક્ષા તો તેની સ્ત્રી કરશે, તેનું શું?'

'સ્ત્રીની સાથે તે એક દિવસ પણ રહ્યો નહોતો; એટલે સ્ત્રી પાસે હું સહેલાઇથી પાર ઉતરીશ.'

'તમે ભૂલો છો, મારા સાહેબ! સ્ત્રીજાતિને પોતાના સાચા સ્વામીને ઓળખી કાઢતાં વાર લાગતી નથી. લગ્ન વખતે માહ્યરામાં સ્ત્રી પતિના હાથમાં પોતાનો હાથ આપે છે અને તે સમયે તે જે સ્પર્શને અનુભવે છે, તે સ્પર્શને તે દસ વર્ષે પણ ઓળખી કાઢે છે.'

'પણ પંડયા! તેની સ્ત્રી પરણી ત્યારે તો માત્ર દસ વર્ષની હતી, એટલે એટલો સૂક્ષ્મ સ્પર્શનો અનુભવ તે નહિ કરી શકી હોય. છતાં વર–કન્યાના હસ્તમેળાપ વખતે તે જોગી બનનાર જુવાને પોતાના હાથની આંગળીમાંથી એક વીંટી સ્ત્રીની આંગળીમાં પહેરાવી દીધી હતી એ વાત હું જાણું છું. વળી એ વીંટી સ્ત્રીની આંગળીમાં મોટી પડવાથી પહેરાવતાંની સાથે જ નીકળી ભોંયે પડી ગઇ હતી, તે

વખતે તે બાળા ગભરાઇ હતી અને ઘૂમટામાં જ મ્હોં રાખીને બીજે હાથે બોંયે વીંટી શોધવા મંડી ગઇ હતી, ત્યારે તેનો ગભરાટ જોઇને એના પતિને ખૂબ રમૂજ પડી હતી! આટલી વિગત તેની સ્ત્રીની પરીક્ષામાંથી પાર ઉતરવા માટે શું પૂરતી નથી?'

'સાબાશ રે મારા મનહરલાલ! તમે તો ખૂબ કરી છે ને શું? જાઓ, ફત્તેહના ડંકા કરો! મારી પરીક્ષામાં તમે પસાર થઇ ગયા, એટલે હવે તમે ક્યાંય નાપાસ થવાના નથી, તેની ખાત્રી રાખજો.' પંડ્યાએ મનહરલાલ ઉપર ખુશ થઇને જણાવ્યું. મનહરલાલે પંડ્યાજી પાસે ચડતા ઉતરતા ધોરણની ઘણી પરીક્ષાઓ આપી હતી અને તે બધી પરીક્ષાઓમાં તે પસાર થયો હતો, પરન્તુ આ પરીક્ષા સૌથી વધારે આકરી હતી અને પરીક્ષક શ્રીમાન પંડ્યાજીએ એ પરીક્ષા ઘણી ઝીણવટથી લીધી હતી. ઘણી વાર એવું બને છે કે એક પ્રશ્નનો જે જવાબ પરીક્ષકના મનમાં હોય છે, તેથી પણ ચડીયાતા પ્રકારનો અને વિસ્તૃત જવાબ પરીક્ષા આપનાર આપે છે, તે વખતે પરીક્ષક ખુશ થઇ જાય છે અને તેને પૂરેપૂરા માર્ક આપે છે. પંડ્યાજીએ મનહરલાલને આ પરીક્ષાને અંતે પૂરેપૂરા માર્ક આપ્યા, એટલું જ નહિ પણ ચાણોદ વિદ્યાપીઠની ઉચ્ચતમ પરીક્ષા પ્રથમ વર્ગમાં પસાર કરવા માટેનું પ્રમાણપત્ર પણ આપી દીધું અને કહ્યું: 'બસ, મનહરભાઇ! આ દાવ સાધ્યો એટલે હું અને તમે બેઉ આખી જીંદગી પાર ઉતરી ગયા સમજો! મેં બહુએ ધંધા કર્યા છે અને ઘણાએ હોશિયાર માણસો મારા હાથ હેઠળથી નીકળી ગયા છે, પરંતુ તમારા જેટલો હોશિયાર અને તમારા જેવો જગી ઘાટ ઉતારનાર મેં હજી બીજો કોઇ જોયો નથી!'

'મારી ગોઠવણથી તમારા જેવા વૃદ્ધ અને અનુભવીને સંતોષ થયો એટલે હું પણ માનું છું કે હું મારી યોજનામાં સત્તર આની ફત્તેહ મેળવવાનો છું.'

'બરાબર, હવે મારે મારો ભાગ કેવી રીતે ભજવવાનો છે ? ક્યારે શરૂઆત કરવી, ક્યાં જવું, કોને મળવું, શું કહેવું, કેવો વેશ પહેરવો, એ બધું મને તમે વિગતે સમજાવો.'

'હા. હવે હું તે સમજાવું.' એમ કહી મનહરલાલે મગજ ઉપરનો થોડો ભાર ઓછો થયાના છૂટકારા ઉપર સીગારેટ સળગાવી અને તેની ફૂંકો ઉપર ફૂંકો ઉડાવતાં, પંડયાએ ભજવવાના ભાગની બધી સમજણ તેને આપી.

* * *

## પ્રકરણ ૮મું

* *

## પાર્વતી અને મનહર

*

એક પ્રહર રાત્રિ વીતી ગઇ હતી. લાકડાની દીવી ઉપર માટીના કોડિયામાં એરંડીયાનો દીવો બળી રહ્યો હતો અને એ ગંદા ઓરડામાં મંદ પ્રકાશ ફેલાવતો હતો. મુંજથી ભરેલા ખાટલા ઉપર એક મેલી તળાઇ ઉપર ધોએલી ચાદર બિછાવેલી હતી તે પર મનહર આળોટતો–આળોટતો સીગારેટ ફૂંકતો હતો. તે આજે ઉલ્લાસમાં હતો, કારણ કે પોતે ઉતારેલો ઘાટ પાર પાડવામાં જેની મદદની જરૂર હતી, તે હરગોવિંદ પંડયાએ તેનો ઘાટ મંજૂર રાખ્યો હતો અને મદદ કરવાની હા પાડી હતી. એ ગંદો ઓરડો, એ ચૂંચૂં કરતો ખાટલો, એ ગંધાતી તળાઇ, ઝાંખો–ગમગીન દીવો, કશું મનહરને ગમે તેમ નહોતું, પરન્તુ અત્યારે તે કશાથી અસંતુષ્ટ નહોતો, કારણ કે તેના અંતરમાં ઉલ્લાસ હતો અને વળી પેલી સુંદરી–પાર્વતીનાં પગલાં પણ વાગી રહ્યાં હતાં ! હા, હજી મધરાત થઇ નહોતી, અભિસારિકાઓએ પોતાના પ્રિયતમને ગુપ્ત રીતે મળવા નીકળવાનો ઉચિત

સમય મધરાતનો જ લેખાય, છતાં ચાણોદની નિર્ભય અભિસારિકાને માટે રાત કે દિવસનો હરકોઇ સમય મધરાત જ લેખાય છે! ધાર્યું હોત તો પાર્વતી સમીસાંજમાં પોતાના પિતાના યજમાનની સેવામાં હાજર થઇ હોત, પરન્તુ પાર્વતી અભિસારમાં કુશળ સુંદરી હતી; એટલે પ્રિયતમને તલસાવવાની કળા પુરી રીતે અજમાવ્યા વિના અને મનહરને થોડું જાગરણ કરાવી ચીડવ્યા વિના રહે તેવી નહોતી!

મનહરના કાંડા પર બાંધેલી સોનાની ઘડીયાળમાં દસ વાગ્યા, સાડાદસ વાગ્યા, અગીયાર વાગ્યા, ઓસરીમાં એક ખુણાપર નાંખેલી ગોદડીમાં પડેલા હરગોવિંદ પંડ્યાનાં નસકોરાં ધસધસાટ બોલવા લાગ્યાં પણ હજી પાર્વતીનું દર્શન થયું નહિ. મનહર જરા અધીરો થયો, તેણે ઉઠીને આસ્તેથી દ્વાર ઉઘાડી બહાર નજર કરી તો ચોમેર અંધકાર વ્યાપેલો દેખાયો, પણ પાર્વતીનું દર્શન થયું નહિ. પાર્વતી પોતાને મળવા આવવાની હતી કે નહિ તેવી કશી વાતચીત તેની અને પાર્વતી વચ્ચે થઇ નહોતી, પરન્તુ મનહરને કાંઇ તેવી વાતચીતની જરૂર જણાઇ નહોતી. પોતે પાછા ફરવાની ઉતાવળમાં હતો, છતાં રાત્રે રોકાયો, પાર્વતીએ એને રોકાવા આગ્રહ કર્યો હતો, તે શું અર્થસૂચક નહોતું?

પાર્વતી ઉંઘી ગઇ હશે? તેણે સંકલ્પવિકલ્પ કર્યા; પણ ઉંઘતી હોય તો તેને જગાડવામાં મનહરને કાંઇ ભય નહોતો! તે ઓસરીમાં આવીને બોલ્યો:

'લખમી કાકી, પાર્વતી, ઉંઘી ગયાં છો?'

બાજુના ઓરડામાંથી ધીમો ખોંખારો સંભળાયો.

મનહર બોલ્યો: 'દીવાસળીની દાબડી જરા આપજો; દીવો હોલવાઇ ગયો છે, અને મારી પાસેની દીવાસળી ખૂટી ગઇ છે.' એમ કહેતો મનહર પાછો પોતાના ઓરડામાં પેસી ગયો અને દીવો હોલવીને ખાટલા ઉપર સૂઇ ગયો!

ઓરડાના અંધકારમાં કોઇનો પગસંચાર સંભળાયો અને તુરત દીવાસળી સળગી. પ્રકાશમાં પાર્વતી દીવો સળગાવતી દેખાઇ. ઓઢ

અને આંખોને હસાવતી પાર્વતીએ મનહર સામે જોઇ ધીમેથી ઉચ્ચાર કર્યો: 'કેવા લુચ્ચા છો ? લ્યો, આ દીવો કર્યો, અને આ દીવાસળીની દાબડી.' પાર્વતીએ દાબડી મનહરના અંગ ઉપર ફેંકી ચાલવા માંડ્યું.

પણ મનહર તેને એમ જવા દે શાનો ? તેણે તેનો હાથ પકડીને ખાટલાપર બેસાડી: 'કહે, મેં શી લુચ્ચાઇ કરી ?'

'તમારા ગજવામાંથી દીવાસળીની દાબડી કાઢી આપું ?'

મનહર હસ્યો: 'અને હવે હું તારી લુચ્ચાઇની વાત કરૂં ?'

'કહોને !'

'મને તેં જ રોકયો અને દર્શન પણ ન દીધું !'

'તમારી ગરજે રોકાયા હશો, મારા માટે તમે રોકાયા નથી !'

'બસ કે ? મારે કાંઇ વિશેષ કામ નહોતું. આ......જરા...... પંડ્યાજીને પાંચ રૂપિયા રળાવવા આવ્યો'તો......'

પાર્વતી લુચ્ચાઇભરી નજરે મનહરના મુખ તરફ જોતી સાંભળી રહી. 'હં, આગળ બોલોને !'

'તારી બાએ તને વાત કહી હશે.'

'શી વાત ? મારી બાએ મને કશુંય કહ્યું નથી.'

'વાત એમ છે કે મારી એક ફોઇ બહુ માંદાં છે. તેમની પાસે દસ–પંદર હજારની પૂંજી છે. તે પોતાની મીલકતનું વસીયતનામુ મારા નામ ઉપર કરે તો તેમના મરણ પછી તેમની મીલકત મને મળે; પરન્તુ ડોસી બહુ વહેમીલાં છે. જ્યોતિષવિદ્યા ઉપર એમને બહુ શ્રદ્ધા છે, એટલે જો પંડ્યાજી ત્રિકાળજ્ઞાની બાવાનો વેશ કાઢીને ડોસીની પાસે જાય અને હું કહું તેવી રીતે વાતો કરે તો મારો બેડો પાર ઉતરી જાય તેમ છે. એ કામ માટે પંડ્યાજીની મદદ લેવા હું આવ્યો હતો. તેમણે એ કામ કરી આપવા હા કહી છે.'

'ઠી...ક !' પાર્વતી એ ઉદ્ગાર કાઢીને આંખોમાંથી ભેદભર્યાં તેજ:કિરણ વરસાવતી મનહરની સામે જોઇ રહી. કેટલીક વારે તે બોલી: 'બીજું કાંઇ ?'

'કશું જ નહિ ! મારૂં કામ પાર પડશે તો પંડયાજીને બે-ચાર હજાર રૂપિયા મળશે.'

'મારા મુંબઇગરા મનહર !' પાર્વતી જરા મોજમાં અને લાડમાં બોલી: 'મારી પાસે તો જરા સાચું બોલો !'

'અરર ! શું હું જૂઠું બોલું છું ? લખમી કાકીને પૂછજે, એ જ વાત છે કે બીજી કાંઇ ?' મનહર મ્હોં ઉપર ગંભીર ભાવ ધારણ કરતો બોલ્યો.

પાર્વતીના મુખ ઉપરનું સ્મિત અટ્ટહાસ્યમાં ફેરવાઇ ગયું. મનહર વિચારમાં પડતો એ હાસ્ય તરફ જોઇ રહ્યો અને પાર્વતી મનહરને મૂર્ખ બનાવનારૂં હાસ્ય હસી જ રહી.

'તું કેમ હસે છે ?'

'તમે જૂઠું બોલો છો અને મને તે સાચું માનવા કહો છો, તે માટે !'

મનહર કાંઇક ગભરાવા લાગ્યો. પાર્વતી હસમુખા સ્વભાવની હતી, તેની હાંસી-મશ્કરી અને રમતિયાળપણાએ તેને અનેક વાર વિનોદ ઉપજાવ્યો હતો, પરન્તુ અત્યારે તેના માર્મિક હાસ્યથી મનહરને ગુંચવણ અને ગભરામણ થવા લાગી હતી.

'તું મને જૂઠાબોલો માને તો જેવી તારી મરજી !' છેવટે મનહર ઓશિયાળો બની જતો હોય તેવી રીતે બોલ્યો.

'અને કહોને કે પાર્વતીને મ્હોંએ સાચું બોલવાની મનહરલાલની મરજી નથી !' પાર્વતીએ ટોળનો એક વિશેષ તુક્કો ઉડાવ્યો.

'હવે તો તું કહે તે ખરૂં !'

પાર્વતી મજાકમાં મનહરના બેઉ હાથને પોતાના એક હાથમાં પકડી બીજા એક હાથે તેના ગાલ ઉપર ધીમે તમાચો મારી રૂઆબથી

બોલી: 'હું કહું તેજ ખરૂં, કેમ? પણ મારી પાસે જૂઠું બોલવા માટે હું તમને સજા કરવાની છું! કહો, હજી સાચું બોલવું છે નાહ?'

મનહર ગરીબડો બની, પાર્વતીની લાડભરી લપાટને મીઠાશથી ઝીલી લઇ સ્મિત કરી રહ્યો. પાર્વતીના હાથમાંથી પોતાના હાથ છોડાવી, પાર્વતીની દેહલતાને ભુજબંધે ઘેરી લઇ બોલ્યો: 'તારે જે સજા કરવી હોય તે કરી લે, અને તારે સાચું–જૂઠું જે માનવું હોય તે માની લે!'

'તમે જૂઠું જ બોલો છો અને સાચી વાત મેં કાનોકાન સાંભળી છે. મારી બાને તમે જૂઠું કેમ સમજાવ્યું, તે પણ હું જાણું છું, સમજ્યાને મુંબઇગરા મહેમાન!' પાર્વતીએ મનહરની સોડમાં લપાતાં તેની આંખો સાથે પોતાની આંખોને લડાવતાં કહ્યું.

'તેં બધું સાંભળ્યું છે! ખરેખર?'

'પણ તમે આટલા ગભરાઓ છો કેમ? હું પોલીસ અમલદાર નથી, છૂપી પોલીસવાળો નથી, તેમજ પેલા મરનાર જોગીનું ભૂત પણ હું નથી!'

'તોબાહ! પાર્વતી! તું ભારે ચબરાક છે, હોં! જો તારા જેવી મને સ્ત્રી મળી હોત તો કેવું સારૂં થાત!'

'બહુ જ ખરાબ થાત!'

'એમ કેમ બોલે છે?'

'તો હું તમને પારકી મીલકતને ખાતર પારકી સ્ત્રીના ધણી થવા ન દેત!'

'તું મારૂં કાળજું વીંધી નાંખે છે, પાર્વતી!'

'તો હઠો, મને જવા દો; મારા જેવા તિરંદાજ પારધીને કેમ કેમ પકડી બેઠા છો?'

પાર્વતીએ ભુજબંધમાંથી છૂટવાને વ્યર્થ પ્રયત્ન કર્યો.

'નહિ, નહિ, એમ ગુસ્સો શાને કરે છે? તારાં તીર ખાવાં મને બહુ ગમે છે!'

'હા, હા, હવે મારી ખુશામત કરો! મુંબઇગરાઓ પક્કા હોય છે, તે હું ક્યાં નથી જાણતી!'

'પણ તું મારી પક્કાઇને ક્યાં ચાલવા દે તેવી છે? તારી પાસે હાર કબૂલ કરવામાં જ હું મારી શોભા માનું છું ને!'

'વાહજી વાહ! ઠીક માખણ વાપરવા માંડયું છે.'

'હવે એ રમત જવા દે; અને હું પૂછું તેનો જવાબ દે.'

'કહો, શું પૂછો છો?'

'તેં મારી બધી વાત સાંભળી છે, તો બોલ, મારી યોજના તને પસંદ છે કે નહિ?' મનહર એ પ્રશ્ન પૂછતાં પાર્વતીના વદન સામે આતુરતાથી જોઇ રહ્યો.

મનહરનો પ્રશ્ન સાંભળીને પાર્વતીના વદન ઉપરથી હાસ્યછટા ઉડી ગઇ, તે એકાએક ગંભીર બની ગઇ અને ઊંડા વિચારમાં પડી ગઇ. તે કેટલીક ક્ષણો સુધી કશું બોલી નહિ.

મનહરે ફરીથી પૂછ્યું: 'શું વિચાર કરે છે? કેમ જવાબ આપતી નથી?'

ટપક ટપક બે અશ્રુબિંદુઓ પાર્વતીની આંખોમાંથી ખરી પડીને મનહરને કાંડે બાંધેલી ઘડીયાળ પર પડયાં.

* * *

## પ્રકરણ ૯મું

## વિધવાની ઝંખના

પાર્વતીનાં કારમાં આંસુએ મનહરને આશ્ચર્યચકિત કર્યો. તે અનેક વાર પાર્વતીના સંસર્ગમાં આવ્યો હતો, પરન્તુ એકે વાર તેણે તેને રડતી જોઇ નહોતી, સદા તેને હસમુખી અને વિનોદમાં મસ્ત જોઇ હતી. એ પાર્વતીની આંખોમાં એકાએક આંસુ કેમ આવ્યાં ? મનહર એ આંસુનું રહસ્ય સમજવા અશક્ત હતો.

'આ શું ? પાર્વતી ! તું રડે છે ?' મનહરે પૂછ્યું.

પરન્તુ દુઃખીના દુઃખના પ્રથમ ઊભરામાં તેને દુઃખનું કારણ પૂછવું તે તેના દુઃખનો વેગ વધારવાનું કાર્ય કરે છે. પાર્વતી ડુસકાં ભરીને રડવા લાગી, પરન્તુ દસેક મિનિટમાં તે શાન્ત થઇ ગઇ. તેટલો સમય મનહર માત્ર ચકિત દૃષ્ટિએ તેને જોતો જ રહ્યો.

'પાર્વતી !' તે શાન્ત પડયા પછી મનહરે તેને પૂછ્યું: 'શું હવે તું મને તારા દુઃખનું કારણ નહિ કહે ?'

'હું કહીશ, પણ તે તમારા સમજવામાં નહિ આવે.'

'એમ કેમ વારુ ?'

'કારણ કે તમે જુવાન વિધવા સ્ત્રી નથી.'

'ઓહોહો !' મનહર તેની વાતને તુચ્છકારતો બોલ્યો: 'અને તે માટે શું તું રડે છે ? તને વિધવા થયાને તો બહુ વર્ષો થઇ ગયાં !'

'હું નહોતી કહેતી કે, તે તમારા સમજવામાં નહિ આવે !'

'એમાં સમજવું છે શું ? વિધવા સ્ત્રીને કોઇ વાર દુઃખ સાંભરી આવે, ત્યારે તેને રડવું આવે, પરન્તુ વિધવા થયા પછી સાત–આઠ

વર્ષે રડવું શાનું આવે ? અને...' મનહર જરા ધીમેથી બોલ્યો: 'તારે ક્યાં વિધવાવસ્થાનું દુઃખ ભોગવવું પડે છે ? તારે તો મજા છે.'

'હા...મજા છે, મનહરલાલ !' પાર્વતી કરડાકીથી બોલી: 'જો તમે જુવાન વિધવા હોત, મારા જેવી સ્થિતિમાં હોત તો તમને ખબર પડત કે કેવી મજા છે !'

પાર્વતી હરગોવિંદ પંડયાની એકની એક જુવાન દીકરી હતી. અગીયાર વર્ષની ઉમરે તેને ચાણોદના જ એક ચૌદ વર્ષની વયના બ્રાહ્મણ છોકરા વેરે પરણાવેલી, પરન્તુ દૈવયોગે એ છોકરો એક વાર કોઇ યજમાનને સ્નાન કરાવવા નર્મદાજીના ઘાટપર ગએલો ત્યાં તે ન્હાતાં–ન્હાતાં તણાયો અને તેને બચાવવા બીજા બ્રાહ્મણો જઇ પહોંચે તે પહેલાં તે ડૂબીને મરી ગયો. પાર્વતીનું કર્મ ફૂટી ગયું !

તે વખતે તો પાર્વતીને કૌમાર્ય અને વૈધવ્ય વચ્ચે કાંઇ વિશિષ્ટ ભેદ જણાતો નહોતો પરન્તુ જેમ જેમ તે વયમાં મોટી થવા લાગી, તેનું યૌવન વિકસવા લાગ્યું અને તેનો ઉંચી કાઠીનો પાતળો દેહ, ગૌર વર્ણ ગોળ વદન, સરલ નાસિકા તથા મદીલી આંખ તેના યૌવનને દીપાવવા લાગ્યાં, તેમ તેમ તે હરગોવિંદ પંડયાને ઘેર ઉતરતા યજમાનોના આકર્ષણનો વિષય થઇ પડી. વિશેષમાં પાર્વતી સ્વભાવે હસમુખી હતી, બોલાવામાં ચપળ હતી અને વાતચીતમાં વાક્પટુ હતી, એટલે યજમાનો સાથે છૂટથી ભેળાવાના તેને અનેક પ્રસંગો મળતા. વૈધવ્ય ધર્મ તે જાણતી હતી, પરન્તુ તે સાથે તે દેહની ભૂખને પણ ઓળખતી થઇ હતી; પોતે પતિ વિનાની છે અને હવે તેને માટે આજીવન બ્રહ્મચર્ય જ નિર્માણ થએલું છે તેની તેને ખબર હતી, પરંતુ બ્રહ્મચર્ય ન પાળ્યા છતાં જો લોકોને બ્રહ્મચર્યપાલન દેખાડી શકાતું હોય તો તે સંસારમાં ચાલી શકે છે એની પણ તેને જૂદા જૂદા પ્રકારના યજમાનોના પરિચયમાં આવ્યા પછી ખબર પડી ગઇ હતી !

દેહની ભૂખ લઈને જ મનુષ્ય અવતરે છે, અને પ્રત્યેક પ્રાણીની પ્રકૃતિમાં એ ભૂખ રહેલી હોય છે; પરન્તુ જે ઋષિમુનિઓએ આહાર–નિદ્રા–ભયની સાથે એ દેહની ભૂખનું વિધાન કર્યું છે, તે જ ઋષિમુનિઓએ વિધવાને માટે એ ભૂખનું શમન હરામ કહ્યું છે! એ ભૂખ ઉપર વિજય મેળવનારા અપવાદો હોઈ શકે છે, પરન્તુ એ વિરલ અપવાદોએ જે વિજય મેળવ્યો, તેવા વિજયની સંસારની બધી વિધવાઓ પાસેથી આશા રાખવી એ અક્કલનું દેવાળું છે. એ દેવાળું એ ઋષિમુનિઓને શિરે આરોપવા કરતાં એમનાં કથનોનું યથાર્થ રહસ્ય સમજ્યા વિના એ કથનોને નિરપેક્ષ રીતે વળગી રહેનારા શાસ્ત્રીઓ, ન્યાતો, વર્ણોને શિરે જ આરોપવું એ વધારે વાજબી છે.

પ્રભુએ બ્રાહ્મણનું ખોળીયું આપ્યું, નાની વયે જ કર્મ ફૂટ્યું, કર્મમાં સુખ લખ્યું ન હોય તે ક્યાંથી મળે? એવાં વાક્યો ઘણીયે વાર પાર્વતીએ પોતાની માતાને મુખેથી બીજાઓ પ્રત્યે બોલાયલાં સાંભળ્યાં હતાં. તે વખતે પાર્વતીને પોતાની માતાને પૂછવાનું મન થઈ જતું કે: 'પ્રભુએ બ્રાહ્મણનું ખોળીયું આપ્યું તે ખોટું કર્યું, નહિ તો મારે વૈધવ્ય ન વેઠવું પડત, નહિ બા?' પરન્તુ તે મનને પાછું વાળી લેતી, અને માતાની એવી વાતો ઉપર મૂગું મૂગું હસતી.

ઘરમાં અનેક પ્રકારના સ્વભાવનાં, અને વિધવિધ વયનાં સ્ત્રી-પુરૂષ યજમાનો આવતાં અને જતાં. પાર્વતીનું એક વાર પતન થયું, અને લખમીના જાણવામાં એ વાત આવી. પાર્વતીએ પણ જાણ્યું કે માતા પોતાનું રહસ્ય જાણી ગઈ છે. તે મનમાં બીધી, પરન્તુ માતાએ તેને કશું કહ્યું નહિ. પાર્વતી એક ડગલું આગળ વધી, પરન્તુ તે વખતે તેને સમજ પડી કે પોતાની માતા એવી ઇચ્છા રાખે છે કે પોતે કંઈક પૈસાની કમાણી કરીને માતાને આપે! પાર્વતી અણ-આનતે મને એ પંથે આગળ વધી, પરન્તુ તેથી તેનું પતન અનેક દિશાએથી દોડી આવવા લાગ્યું! માતાનો લોભ જાગ્યો, પિતા તો

જાણે કાંઇ જાણુતો જ નથી એમ વર્તવા લાગ્યો, અને પછી તો પાર્વતીને માટે એ જીવન જ કંટાળાભર્યું થઇ પડ્યું ! કોઇ વાર પાર્વતી ઇચ્છાથી, પરન્તુ અનેક વાર તો અનિચ્છાથી–માતાના લોભને સંતોષવાને પોતાનું બલિદાન આપતી. એવે વખતે તેને પોતાની વૈધવ્ય દશા બદલ–પોતાના બ્રાહ્મણના ખોળીયા બદલ–ગ્લાનિ ઉપજતી. પોતાના જેવી અનેક બાળવિધવાઓને તે જોતી. કેટલીકને તો તે પોતાના જેવું જ જીવન ગાળતી વિધવાઓ તરીકે ઓળખતી, પરન્તુ તે વખતે તેના અંતરમાં ઉંડો ચીરો પડ્યા વિના રહેતો નહિ. તે મનમાં બોલતી કે 'આ બિચારી વિધવાઓ બ્રાહ્મણને બદલે કોઇ ઠાકરડાને ઘેર અવતરી હોત તો તેમનું કર્મ કાયમને માટે ફૂટી ન જાત !' તે વખતે જરૂર એવા હલકા વર્ણનાં દંપતીઓ તેની અંતશ્ચક્ષુઓ સમીપે આવી ઊભતાં અને પાર્વતી મનમાં એમનાં દાંપત્યસુખની ઇર્ષ્યા કરતી. તે જે જીવન ગાળતી હતી તે કરતાં તેને એવાં દંપતીનું જીવન વધારે સુખી લાગતું. તે અંતરથી એ જીવનને ઝંખતી હતી. બ્રાહ્મણ–વાણીયાનાં સુખી કહેવાતાં જીવનનો અને કોળી–ઠાકરડાનાં ગરીબ તથા મહેનતુ જીવનનો તેને ખ્યાલ હતો, પરન્તુ પોતાના વર્તમાન જીવનની તુલનામાં તેને એ મહેનતુ અને સંતુષ્ટ જીવન વધારે સુખભર્યું ભાસતું.

'ઠીક, ઠીક, પણ તને અત્યારે જ તારી વિધવાવસ્થા કેમ સાંભરી આવી ?' મનહરે પાર્વતીને પૂછ્યું : 'હું તો તને મારી યોજનાની વાત પૂછતો'તો, ત્યાં તું રડી પડી !'

'મનહરલાલ !' પાર્વતી ગંભીર વદને બોલી: 'તમે રહ્યા નર–ભ્રમર, ફૂલે–ફૂલે બેસીને મોજ મેળવનારા, તમને શી ખબર પડે કે વિધવાનાં દુઃખો કેવાં છે ? જ્યારે તમે મને તમારી યોજના સંબંધે મારો મત પૂછો છો, ત્યારે હું કહું છું કે તમારી યોજના મને પસંદ છે, પણ–'

'વળી 'પણ' શાનું ?'

'પણ તમે એમ ન માનતા કે તમને લાખ–બે લાખ રૂપીયા અને મારા પિતાને પચીસ હજાર રૂપિયા મળવાના છે, તેથી તમારી યોજના મને પસંદ છે; તમે એમ માનશો નહિ કે રમત જેવી વાતમાં લાખો રૂપિયાનો દલ્લો મળી જાય છે તે ન જવા દેવા માટે તમારો ઘાટ મને ગમે છે; તમે એમ પણ સમજશો નહિ કે તમારી પાસે વધુ પૈસા આવશે એટલે તમે મને એકાદ વાર મુંબાઇ લઇ જઇને ખૂબ મોજ કરાવશો તે માટે હું તમારા કામને પુષ્ટિ આપું છું...'

'ત્યારે શા માટે ?' મનહરલાલ પાર્વતીની વાગ્ધરાને અર્ધખુલ્લા મ્હોં અને ચકિત આંખો સમેત કર્ણપુટમાં ઝીલવા લાગ્યો.

'તમારી યોજનાથી બિચારી એક હતાશ થએલી બાળવિધવાને સ્વામીનું સુખ મળશે એ વિચારથી જ હું તમારા કાર્યને પુષ્ટિ આપું છું !'

મનહર દિગ્મૂઢ બની પાર્વતીના મુખ સામે જ જોઇ રહ્યો.

પાર્વતી આગળ બોલી: 'પણ સાંભળો, ઇશ્વરની ખાતર તમે એ બિચારી વિધવાને આશાભરી કર્યા પછી તેનું ધન ઉપાડીને નાસી જશો નહિ; તેના સ્વામી તરીકે તમે ભલે જાઓ, ભલે તેને તમે ઠગો, તેનું ધન ઉડાવો, પરન્તુ તેના એ સુખસ્વપ્નમાં ભંગ ન પાડતાં મૃત્યુ સુધી તેના સહચારી તરીકે તેની સાથે જ રહી જીવન વીતાડજો !'

પાર્વતીનો હૃદયભાવ મનહરના અંતરમાં ઉતર્યો. તે વિચારમાં પડી ગયો અને કશું ન બોલ્યો.

'મેં કહ્યું તે તમે સમજ્યા ? આશાભરી વિધવાના નિસાસા તમે ન લેશો, અને જો તેનું ધન લૂંટીને જ ચાલ્યા આવવું હોય તો તમે જશો નહિ. મને વચન આપો કે તમે ત્યાં રહેશો જ.'

'એવું વચન કેમ અપાય, પાર્વતી ? એક મ્યાનમાં બે તલ્વાર કેવી રીતે સમાય ?'

'બે તલ્વાર કેમ ?'

'એક તો તું...'

'ના, મારી ચિંતા ન કરશો. તમે એ બિચારીના અંધારા જીવનમાં અજવાળું કરશો, તો તેથી મને સંતોષ થશે; કહો, હવે વચન આપો છો ?' પાર્વતી તીવ્ર દૃષ્ટિથી મનહરની સામે જોઇ રહી.

પાર્વતીની આટલી તેજસ્વિતાનો અનુભવ મનહરને આજે પહેલી જ વાર થયો હતો. તેને અત્યારસુધી ખેલવાની પૂતળી જેવી સમજતો મનહર આજે પહેલી જ વાર સમજી શકયો હતો કે તે એક અદ્દ્ભુત રમણી છે અને તેના જીવનમાં પણ દૃષ્ટિથી અગોચર એવો કોઇ વિશિષ્ટ આવેગ છે. તેની ઇચ્છા માત્ર એ જોગીનું ધન પચાવી પાડવાની જ હતી, તેની સ્ત્રીને પ્રતીતિ ઉપજાવી થોડા દિવસ ત્યાં ગાળીને પછી ધન ઉપાડી નાસી જવું તે સિવાય બીજો તેનો ઉદ્દેશ નહોતો, સ્ત્રીની તો તેને પરવા જ નહોતી; પરંતુ પાર્વતીની આ સૂચનાથી તે ઊંડા વિચારમાં પડી ગયો. પાર્વતીએ માગેલું વચન તેને પોતાથી આપી શકાય તેવું લાગ્યું નહિ, પણ હવે તેને એક ભય ઉત્પન્ન થયો હતો. પાર્વતી બધું રહસ્ય જાણતી હોવાથી તેને નાખુશ કરવામાં સાર નહોતો ! આ કારણથી તેણે અત્યારે તો પાર્વતીની માંગણી સ્વીકારનારૂં વચન આપવામાં જ પોતાનું હિત જોયું. તે બોલ્યોઃ 'પાર્વતી ! તને એવું વચન હું એક શરતે આપી શકું. હું ત્યાં રહું, ત્યારપછી કોઇ યુક્તિપ્રયુક્તિથી તારે એ સ્ત્રીની સાથે સ્નેહ જોડીને વખતોવખત ત્યાં આવ-જા રાખવી.'

'એનું કારણ ? શું એના જીવનમાં તમારે મારી પાસે પત્થર ફેંકાવવા છે ?'

'નહિ, નહિ, તેને નહિ છોડવાનો જે કોલ હું તને અત્યારે આપું છું તેનું મને વખતોવખત સ્મરણ આપવા માટે તું મારી દૃષ્ટિ સમીપે રહે, તેટલા માટે.'

'તો તમારી એ શરત હું માન્ય રાખું છું.'

'હવે તું રાજી થઇને ?'

'હા.'

'તું શું આટલા માટે જ રડી હતી ?'

'હા ! વેશધારી પતિ મેળવવાનું સદ્દભાગ્ય પણ મારા લલાટે લખાયું નથી. અમ વિધવાઓના હૃદયની ઝંખના જો તમારે જાણવી હોય તો, પ્રભુને તમે પ્રાર્થના કરો કે આવતે ભવે તમને પ્રભુ એક જુવાન વિધવા બનાવે, મનહરલાલ !'

અને એક વાર ફરીથી પાર્વતીની આંખો ભીંજાઇ.

* * *

## પ્રકરણ ૧૦મું

* *

### સુશીલા

*

શિયાળાની સ્હવાર હતી. ટાઢ કકડીને પડી હતી. સૂર્યોદય થઇ ગયો હતો, પરન્તુ બિછાનાની હૂંફ છોડવાનું મન થાય તેમ નહોતું. અજવાળાને માટે એકાદ ખુલ્લી રાખેલી બારીમાંથી પણ પવનનો એવો ઠંડો સુસવાટો આવી રહ્યો હતો કે ટાઢને લીધે દાઢી ડગડગી ગયા વિના રહે નહિ. પણ ટાઢ વાય સહુને, ત્યારે ટાઢ ન વાય એક વહુને ! પરોઢમાં ઉઠીને ગોમતી ઘરકામે લાગી ગઇ હતી. શૌચ, સ્નાન, સેવા ઇત્યાદિથી તે પરવારી ત્યાંસુધી તો સૂર્યોદય પણ થયો નહોતો. ઘરના આંગણામાં કૂવો હતો ત્યાંથી વીસ–પચીસ ઘડા સીંચી લાવીને તેણે જોઇતું પાણી ભરી લીધું હતું. એ ઘરકામમાંથી પરવારીને તુરત જ તે રસોડામાં પેઠી અને ચૂલો સળગાવીને તેણે ચાહ મૂકી, એટલામાં ઉપરને માળેથી બૂમ પડી :

'ગોમતી !'

'હા, બા ! ચાહને ફક્ત પાંચ મિનિટની વાર છે !' ગોમતીએ જવાબ આપ્યો.

'મૂઇ તું ! અત્યારમાં ન્હાઇ પણ ખરી !'

'હા બા, અત્યાર જ કેમ કહો છો ? સાત તો વાગી ગયા છે.'

'પણ આ ટાઢ કેવી છે ? અને તું ઠંડે પાણીએ ન્હાય !'

'કૂવામાંથી તાજું કાઢેલું પાણી હતું, ખૂબ હુંફાળું હતું, ટાઢ વાય તેવું નહોતું.'

'એકવાર ખૂબ માંદી પડવાની છે અને સો પચાસ રૂપિયા વૈદના ખર્ચાવવાની છે !'

ગોમતી મધુરું હસી: 'જે થવાનું હશે તે થશે, પણ હવે તમે નીચે આવો અને દાતણ કરો, એટલામાં ચાહ ગાળી આપું છું.'

'હા, આવું છું.'

'અને નાની બ્હેન ઉઠયાં છે કે ?'

'ના, હજી તે ઉઠી જણાતી નથી. સુશીલા-ઓ સુશીલા—'

'જાગુ છું બા, પણ ટાઢ બહુ વાય છે એટલે સૂઇ રહી છું.' બીજા ઓરડામાંથી જવાબ આવ્યો.

'હશે બહેન, તું તારે સૂઇ રહે, ટાઢ એવી છે કે શરદી થઇ જાય.'

નડીઆદથી પાંચેક ગાઉ દૂર આવેલા રાણીપુરમાં રામેશ્વર આચાર્યનું ઘર ગામને છેવાડે આવેલું હતું. મૂળે આખા ગામની ઉપજ રામેશ્વર આચાર્યના બાપદાદાઓ ખાતા, પરન્તુ અંગ્રેજ સરકારનું રાજ્ય થયું ત્યારથી તેમના કુટુંબને વર્ષે બે હજાર રૂપીયાનું વર્ષાસન મળતું અને ગામને ખાલસા મુલકમાં ભેળવી દેવામાં આવ્યું હતું. તે ઉપરાંત કુટુંબને બીજી ખેતરપાધરની ત્રણ-ચાર હજારની આવક

મળેલી અને સારા વહીવટથી તે એક સરખી રીતે ચાલુ રહેવા પામી હતી. પરન્તુ છેલ્લાં થોડાં વર્ષથી આચાર્યના કુટુંબને દૈવ રૂઠયો હતો. રામેશ્વર આચાર્ય અને તેમની પછી તેમનો ગ્રેજ્યુએટ થયેલો પુત્ર મધુસૂદન ગુજરી ગયા હતા, અને આપણી વાર્તાને કાળે માત્ર ત્રણ સ્ત્રીઓ જ એ ઘરમાં રહી હતીઃ એક વિધવા ગોમતી, બીજી તેની સાસુ કમળા અને ત્રીજી તેની પુત્રી સુશીલા.

કમળાને પંચાવનેક વર્ષ થયાં હતાં; સુખી ઘરમાં જીવન વીતવાથી તેની દેહયષ્ટિ સારી હતી, પરન્તુ છેલ્લાં વર્ષોનાં દુઃખે તેના પુષ્ટ દેહને ઝુલતી ચામડીથી વેષ્ટિત અને લોહી–માંસથી વિહીન બનાવી દીધો હતો. તેનાં દુઃખો અનેક પ્રકારનાં હતાં અને એ દુઃખો માનસિક જ હતાં. પહેલાં તેણે સ્વામી ગુમાવ્યો હતો, પછી પુત્ર ગુમાવ્યો હતો અને એ દુઃખ જાણે ઓછું હોય. તેમ પુત્રવધૂ ગોમતી તેને ખૂબ ત્રાસ આપતી હતી. તે ઉપરાંત સુશીલા બાબતની ચિંતા તો તેના કાળજામાં ઝળઝળ બળ્યા જ કરતી હતી તે જૂદી.

પણ બારેક માસથી ગોમતી ડાહી થઇ હતી અને તે સાસુની આજ્ઞા બહાર એક ડગલું પણ ભરતી નહિ. લોકો કહેતા કે વહુ ઉપર સાસુનું લહેણું ઉખળ્યું છે કે જેથી ગોમતી સાસુનો એક પણ બોલ નીચો પડવા દેતી નથી ! જ્યારે ગોમતી બોલતી ત્યારે તેના મ્હોંમાંથી ફૂલ ઝરતાં, જ્યારે તે ઘરકામ કરતી ત્યારે તેના શરીરમાં વિજળીની ચપળતા જણાતી, જ્યારે તે દેવસેવા કરતી ત્યારે તે પ્રભુ પાસે માંગતી કે, હે પ્રભુ ! આ જન્મારે સ્વામીની સેવા કરવાનું મને મળ્યું નથી, તો આ વૃદ્ધ અને દુઃખિયારાં સાસુની સેવા કરવાનું મારા જીવન સુધી મને આપ્યા કરજે ! પહેલાં ગોમતી સાસુ પાસે પૂરા આઠ દિવસ પણ રહેતી નહિ અને અને કંકાસ કરીને પિયેર ચાલી જતી, પરન્તુ જ્યારથી તે મંદિરમાં એક વાર કથા સાંભળવા ગઇ, ત્યારથી તેને કથામાંથી એવો બોધ લાગી ગયો હતો કે

તેણે પોતાનું અલ્લડપણું છોડી દઇને સાસુની સેવા કરવાનું હોંશથી સ્વીકારી લીધું હતુ. અને પછી તો જેવું બીજે બને છે, તેવું જ ત્યાં પણ બન્યું. ગોમતી ઉપર કમળાને પોતાની પુત્રીના જેટલું હેત આવવા માંડયું, ગોમતીને જોઇતી કોઇ પણ વસ્તુ આણી આપવાની કમળા ના કહેતી નહિ, દરેક કામમાં તે પુત્રવધૂની સલાહ લેતી અને કોઇ-વાર મનોદુઃખના આવેગ સમયે પણ કમળા પુત્રવધૂ પાસે જ આંસુ પાડીને તેની પાસેથી આશ્વાસન મેળવતી. સમયચતુર ગોમતી સાસુને ક્યારે કેવા પ્રકારનો સંતોષ આપવો તે સમજતી હોવાથી કમળા ગોમતીની આંખે જ બધું જોતી હોય એવું લાગતું, પરન્તુ ગોમતી પૂરેપૂરી સાવધાન રહેતી કે તે વિશ્વાસનો ખોટો ઉપયોગ થતો સાસુના મનમાં ન આવે.

કમળાએ નીચે આવી, દાતણ પાણીથી પરવારી, દેવસેવાની ઓરડી પાસે જઇ ગોમતીએ પૂજી રાખેલી દેવમૂર્તિને નમન કર્યું અને પછી ચાહ પીધી; પરન્તુ સુશીલા તો હજી પોતાના બિછાનામાં જ શાલથી મ્હોં ઢાંકીને જાગતી પડી હતી. શિયાળાની લાંબી રાત્રિના આરામ પછીની સ્હવાર સ્ફુર્તિદાયક હોય છે, પરન્તુ તન-મનનાં દર્દીઓને માટે તે સુસ્તીદાયક હોય છે. સુશીલા પણ એવા જ દર્દીની પંક્તિમાં ગણાય તેવી બાળા હતી. દિવસ કેટલો ચડયો છે, તે બંધ બારી-ઓને લીધે ઝાંખા પ્રકાશના પટ ઉપરથી તે જાણી શકતી નહોતી, પરન્તુ ઘરમાં થતા અવાજ ઉપરથી તે સમયનું અનુમાન કરી શકતી હતી. ચાહના પ્યાલા ખખડયા, ભાભીએ શાક વઘાર્યું, રબારી આંગ-ણેથી ગાયો છોડી ગયો, એ બધું તેણે અવાજો ઉપરથી જ પારખ્યું અને 'આઠ વાગી ગયા હશે.' એમ બોલતાં તેણે ધીમેથી શરીર પરથી શાલ તથા રજાઇને દૂર હડસેલ્યાં. ધીમે ધીમે ઢોલીયા પરથી ઉઠતાં તેને કાને ઓચિંતો વાદ્યનો સ્વર અથડાયો અને પાછળ કોઇનું મધુર કંઠનું ગાન સંભળાયું. રાણીપુર જેવા નાના ગામમાં વાજા સાથેનું ગાન એ એક નવીનતા હતી. એ નવીનતાએ સુશીલાને આકર્ષી. તેણે ચડપ બારી ઉઘાડી અને ગાનનો સ્વર સ્પષ્ટ સંભળાવા લાગ્યો.

માતા...પિતાને મુઝ કો......
દુલહન બના કે મા...રા !

એ એક ને એક પંક્તિનું આવર્તન પુનઃ પુનઃ તાનપલટા સાથે થવા લાગ્યું, અને સુશીલા ગાનના સ્વરમાં ઉંડી ને ઉંડી ઉતરી જતી હોય તેવી રીતે નિશ્ચલ ભાવે સાંભળવા લાગી. પરન્તુ તે દેહે જ નિશ્ચલ હતી, તેના અંતરમાં તો તોફાન જાગી રહ્યું હતું ગાનની બીજી પંક્તિ એક સરખી સુરાવલિથી શરૂ થતી હતી;

દો ચા...ર દિન કે લીયે
ગુલ્શન દિખા...કે મા......રા !

સુશીલાએ શ્વાસને રૂંધી કેવળ નીરવ બની, કંઠ ઉંચો કરી, એ પંક્તિને બરાબર સાંભળી. રૂંધી રાખેલો શ્વાસ તેણે જોરથી પાછો મૂક્યો. પગ પણી પાણી થઇ જતા, આંખે અંધારાં આવતાં, શરીરે પ્રસ્વેદ છૂટતો, હૃદયમાં ગભરામણ થતી તેને લાગી અને તે પાછે પગલે હઠીને પાછી ઢોલીયામાં પડી. તેની છાતી જોરથી ઉચ્છ્વાસ ભરતી હતી. ગાનનું આવર્તન તો ચાલ્યા જ કરતું હતું.

માતા...પિતાને મુઝ કો......
દુલહન બના કે મા...રા !
દો ચા...ર દિન કે લીયે
ગુલ્શન દિખા કે મા......રા !

ગાનના વધુ સ્વરો તેને કાને પડયા નહિ. આર્યસમાજના કોઇ ગુરુકુળનો ઉપદેશક ગામમાં બે છોકરાઓ સાથે આવ્યો હતો. છોકરા ગાતા અને ઉપદેશક વાજિંત્ર વગાડતો, એમ તેઓ ગામને મહોલ્લે મહોલ્લે ફરી પ્રચારકાર્ય કરતા હતા. સુશીલાએ સાંભળેલા ગીતની બીજી પંક્તિઓ છોકરાઓએ મહોલ્લાના દૂરના ભાગમાં જઇને ગાઇ, એટલે તેના સ્પષ્ટ ઉચ્ચારો સુશીલાને કાને ન પડયા, પરન્તુ જે પંક્તિઓ તેણે સાંભળી હતી, તે પંક્તિઓ જ તેના હૃદયમાં તોફાન મચાવવાને પૂરતી હતી.

દસ વર્ષની બાળ વયમાં તેને માતા-પિતાએ પરણાવી હતી. આને આઠ વર્ષ વીતી ગયાં હતાં અને નવમું વર્ષ ચાલતું હતું. માહ્યરામાં સુશીલાનો હાથ ઝાલનાર સ્વામી પરણ્યા પછી થોડા જ વખતમાં ઘરમાંથી નાસીને બાવો બની ગયો હતો, જેનો આજસુધી કશો પત્તો નહોતો. સુશીલાએ સ્વામીને માહ્યરામાં લાજની આડેથી જોયો હતો, તેનું 'પ્રાણજીવન' એવું નામ તેણે સાંભળ્યું હતું, પરન્તુ તે વખતે તેને એવો ખ્યાલ નહોતો કે એ પ્રાણજીવન ઉપર 'પ્રાણ' અને 'જીવન' ન્યોછાવર કરવાનો શો અર્થ થતો હશે! તે ઘર છોડીને નાસી ગયો, ત્યારે સૌ કહેતા અને તે પણ સાંભળતી કે તે પાછો આવશે. પરન્તુ દિવસો ગયા, મહિના ગયા અને વર્ષો ગયાં, અને તે પાછો ન આવ્યો. તે પાછો ન આવવાનો ખરો અર્થ પોતાને માટે શો હતો તેની સમજ તે વખતે સુશીલાને પડવા લાગી હતી; પરન્તુ સ્વામી વિનાના યુવતીજીવનનો ખ્યાલ તો સુશીલાને છેલ્લા વર્ષ-દોઢ વર્ષથી જ આવવા લાગ્યો હતો, અને તે વખતથી તેનું શરીર શોષાવા લાગ્યું હતું તથા મન મુંઝાવા લાગ્યું હતું. માતાની સૂચનાથી ગોમતીએ તેને કથાવાર્તા સાંભળવા જવામાં રસ પાડવા યત્ન કર્યો હતો, પરન્તુ તે નિષ્ફળ ગયો હતો. દેવસેવામાં ચિત્ત ચોંટાડી આત્માનું કલ્યાણ કરવાની માતાની અને ભાભીની વાતો તેને ગમતી નહોતી, છતાં તે કોઇનું અપમાન કર્યા વિના મૂગી મૂગી પુસ્તકો વાંચીને કે ગુંથવાપરોવવાનું કામ કરીને દિવસો ગાળતી. સુશીલાને શાન્ત, ગરીબડી અને એકમાર્ગી બાળા તરીકે બધાં પાડોશીઓ ઓળખતાં. માતાને તેની બહુ દયા આવતી, તેની નાજૂક તબિયતની તે બહુ કાળજી રાખતી, આંધળાની એક આંખ જેવી તે એક પરણેલી પણ વિધવા સરખી પુત્રી જ માત્ર તેના ઘડપણના દિવસો ગાળવાના સાધનરૂપ હતી. તેના મનોદુઃખને માતાનું સ્ત્રીહૃદય પારખી શકતું હતું, પરન્તુ તે બિચારી શું કરે? કોઇ વાર જ્યારે તે પુત્રીને દિવસે દિવસે વધુ ને વધુ ઓશિયાળી બનતી અને શરીરે શોષાતી જોતી, ત્યારે પાડોશીઓ પાસે કે ગોમતી પાસે આંસુ પાડીને રોતી, અને

નસીબને જ દોષ દઇને કપાળ કૂટતી. સુશીલા પણ આજસુધી નસીબનો દોષ માની લઇને જેમ તેમ કરી જીવન પુરૂં કરવા તરફ જ ધ્યાન લગાવી બેઠી હતી, પરન્તુ આજે ગાનની પંક્તિઓ સાંભળ્યા પછી તેના અંધારા અંતરમાં એક તેજનું કિરણ ફૂટયું હતું.

'બહેન! સુશીલા બહેન! હજી ઉઠયાં છો કે નહિ?' ગોમતીનો સ્વર બહારથી સંભળાયો.

'ઉઠી છું, ભાભી!' કહી સુશીલાએ ઓરડાનું બારણું ઉઘાડયું. દાતણ અને પાણીનો પ્યાલો લઇને ગોમતી અંદર આવી: 'હવે જલ્દી દાતણ કરી લ્યો, ચાહ ઠરી જાય છે.'

'ભાભી!' સુશીલાએ ઉદ્ગાર કાઢયો પણ તે આગળ બોલતાં એકદમ અચકાઇ ગઈ.

'કેમ બહેન!'

'કાંઇ નહિ.' સુશીલા લજાઇ ને નીચું જોઇ ગઇ. હૃદયમાં ઉઠેલો પરપોટો એ લજ્જાળુ બાળાના મુખમાંથી બહાર નીકળી શકયો નહિ.

'કહો, કહો, કેમ અટકી ગયાં?'

'પૂછું?'

'હા, પૂછોને!'

'તમે પરણ્યાં ત્યારે તમારી ઉમર કેટલી?'

ગોમતી ચમકી. આ પ્રકારનો પ્રશ્ન ઓછાબોલી સુશીલાએ કોઇ વાર કર્યો નહોતો. તેણે સામું પૂછ્યું: 'કેમ બહેન, એમ પૂછવું પડયું?'

'સહજ.'

'હું પરણી ત્યારે ચૌદ વર્ષની હતી.'

'ઠીક.'

ગોમતી બારીક નજરે સુશીલાને જોતી, નણંદના વદન પરના કોઇ નવીન વિકારને ઓળખવાને મથન કરતી પાછી ચાલી ગઇ.

* * *

## પ્રકરણ ૧૧ મું

* *

### માતા અને પુત્રી

*

સુશીલા દાતણ કરીને મ્હોં ધોઇ રહી હતી, એટલામાં તેની માતા હાથમાં ચાહનો પ્યાલો લઇને ઉપર આવી. સુશીલા બોલીઃ 'બા, તમે કેમ ઉપર આવ્યાં ? હું મ્હોં ધોઇને નીચે આવવાની જ હતી.'

કમળા પ્યાલો નીચે મૂકીને ઢોલીયા ઉપર બેસી ગઇ. દાદર ચડતાં તેને શ્વાસ ચડી આવ્યો હતો. થોડી ક્ષણો સુધી શ્વાસ લઇને તે બોલીઃ 'ચાહ ઠરી જતી હતી, એટલે હું ઉપર જ લાવી.' પણ ખરી વાત જૂદી હતી. સુશીલાએ ગોમતીને જે પ્રશ્ન કર્યો હતો, તે વાત ગોમતીએ સાસુને કહી હતી, તેથી એ વૃદ્ધ માતાના અંતરમાં સ્વાભાવિક રીતે જરા ચિંતા ઉપજી હતી. સુશીલાનું મન હમેશાં ઉદાસ રહેતું હતું અને તેના અંતરમાં વ્યથા જળતી હતી, તે કમળાથી અજાણ્યું નહોતું; ગોમતીને સુશીલાએ પૂછેલા પ્રશ્ન ઉપરથી કમળાને ચિંતા ઉપજી હતી કે પુત્રીના મનમાં વળી કાંઇ નવો દુઃખાવેગ આવ્યો હશે; તે કારણથી તે અધીરી માતા સુશીલાની પાસે આવી હતી. કમળા સુશીલાને આડકતરી રીતે પણ તેના મનોદુઃખ વિષે કાંઇ પ્રશ્ન કરે, તે પહેલાં સુશીલાએ જ પુછ્યુંઃ 'બા ! હું પરણી ત્યારે દસ વર્ષની હતી, ખરૂં ?'

'હા, બહેન ! કેમ પુછવું પડ્યું ?'

'ત્યારે ભાભી તો ચૌદમે વર્ષે પરણ્યાં હતાં.'

'હા, તું પરણી ત્યારે બહુ નાની હતી, અને તારા પિતાનો વિચાર પણ તને એટલી નાની વયે પરણાવવાનો નહોતો; પણ શું

કરીએ ? રામનારાયણ ભટે લગ્ન કરવાની હઠ લીધી, તારા પિતાએ નડીઆદ જઇને ભટજીને બહુએ સમજાવ્યા, પણ તે સમજ્યા નહિ, તે તો કહે કે 'મારી અવસ્થા થઇ છે અને મારે મારા જીવતાં–જીવત છોકરાને પરણાવી દેવો છે,' એટલે પછી લગ્ન કર્યા વિના બીજો આરો નહોતો.'

'બીજો આરો નહોતો, એમ કેમ ? વેવિશાળ છોડી નાંખી ન શકાય ?'

કમળા ચમકી. પોતાના લગ્ન સંબંધી આવી વાત સુશીલાએ માતા સાથે કોઇ વાર કરી નહોતી. આજે તે જે રીતે વાત કરી રહી હતી તેથી કમળા આશ્ચર્ય પામી હતી; અને વિશેષમાં સુશીલાના છેલ્લા શબ્દોએ તેને મુંઝવવા માંડી હતી. તે બોલી : 'બહેન ! આપણા જેવા આબરૂદાર માણસથી વેવિશાળ છોડાય ?'

'ના, ન છોડાય ! ઢીંગલીને તો પરણાવવી જ પડે !'

'ઢીંગલી' શબ્દ કમળાને કાળજા સોંસરો પેસી ગયો. પુત્રી પોતાને મહેણું મારી રહી છે તે માતા સમજતી હતી, અને તે એટલું પણ સમજતી હતી કે સુશીલ સુશીલા મહેણું મારીને માતાનું અપમાન કરવા ઇચ્છતી નહોતી. એ મહેણું પુત્રીની મનોવ્યથાનો જ ઉદ્‌ગાર હતો.

'બહેન !' કમળા આંખમાં આંસુ લાવીને બોલી: 'એમ ખોટું ન લગાડ. અમે તને નાની વયે પરણાવી દીધી તે તારૂં અકલ્યાણ કરવા માટે નહિ. વેવિશાળ છોડી દેવા વિષે અમે વિચાર કરેલો, મધુસૂદને જ એવો વિચાર જણાવેલો, પરન્તુ અમને લાગ્યું કે ફરી થી આવું સારૂં ઘર મળવાનું નથી અને ભટજીને તો પોતાના દીકરા માટે એકને બદલે એકત્રીસ કન્યા મળે તેમ હતું, એટલે એ વિચાર અમે જવા દીધો.'

'એટલે કે સારૂં ઘર પકડી રાખીને તમે મારૂં કલ્યાણ કર્યું.'

'સુશીલા ! કોઇ દિવસ નહિ, ને આજે તું મારી સાથે આવી રીતે વાતચીત કેમ કરે છે ?'

'બા, હું તો સહજ પૂછું છું, તમારા વિચારો જાણું છું.'

'અમારા વિચારો આજે પાર પડયા નથી, એટલે તને અમારો વાંક દીસતો હશે, પણ જ્યારે અમે તારૂં લગ્ન કર્યું ત્યારે તારા કલ્યાણ વિના અમે બીજા કશાનો વિચાર કર્યો નહોતો. સારૂં ઘર અને સારો વર એ બેઉ વાનાં અમે જોયાં'તાં, પણ જ્યાં નસીબ વાંકું ત્યાં સારો વર અને સારૂં ઘર શા ખપમાં આવે ?'

'બા ! માઠું ન લાગે, તો મારે તમને થોડું વધુ પૂછવું છે.' સુશીલાના એ શબ્દોથી કમળાના હૃદય ઉપર શિલાવત્ ભાર પડયો. સુશીલા આજ જાણે કે આગ ખાઇને વાતો કરવા બેઠી હોય એવું કમળાને લાગતું હતું. માતા–પુત્રી વચ્ચે ઘટતી મર્યાદા આજે તડા–તડ તૂટી જતી હોય એમ કમળા માની રહી હતી. પરંતુ કમળા એ દુઃખિની પુત્રીને એક પણ કડવું વેણ કહીને વધુ દુઃખી કરવા ઇચ્છતી નહોતી. દુઃખની ઘટમાળનું સંભારણું દુઃખિની પુત્રીની સમક્ષ કરીને દુઃખમાં ઉમેરો નહિ કરવાને જે પ્રકારની સીધી વાતચીત આજ સુધી તેણે કરી નહોતી–તેમ કરવાના અજાણ્યે આવેલા પ્રસંગોને પણ તેણે સંયમ તથા શાણપણથી ઉડાવી દીધા હતા, તે પ્રકારની વાતચીત આજે થઇ રહી હતી અને તે જ વાતચીત કરવાની પુત્રીની સ્પષ્ટ માંગણી હતી. વત્સલ માતાથી તેની અવગણના કેમ કરી શકાય ? સંતાનને ઉની આંચ પણ નહિ લાગવા દેવા ઇચ્છનારી માતા પોતાને દઝાડી રહેલી અગ્નિજ્વાળાની પરવા કેમ કરે ? તેણે કહ્યું : 'તું તારે ખુશીથી જે પૂછવું હોય તે પૂછ, બહેન ! મને ખબર હશે અને આવડશે એટલી વાતના જવાબ દઇશ.'

'સારૂં ઘર તમે પકડી રાખ્યું તે તો મેં જાણ્યું, પણ સારા વરને તમે કેવી રીતે ઓળખ્યો ?' સુશીલાને લાગ્યું કે આજે પોતે અસાધારણ હિંમત દર્શાવી રહી હતી.

'તારો વર કાંઇ ઓછો ડાહ્યો નહોતો. તે વખતે તો તે ભણતો હતો, છતાં કેવો ધર્મિષ્ઠ હતો, માબાપની કેવી સારી સેવા કરતો ?'

'પણ મેં તો સાંભળ્યું છે કે તેને પરણવું જ નહોતું છતાં તમે તેને પરણાવ્યો.'

કમળાના પેટમાં ગૂંચળાં વળવા લાગ્યાં. મોટી વયનાં સંતાનો જ્યારે માતા-પિતાને કોઇ અપ્રિય લાગતો પ્રશ્ન પૂછે છે, ત્યારે માતા-પિતા કેટલીક વાર ઉડાઉ જવાબ આપી દે છે, અથવા તો અર્ધ-સત્ય અને ગોળ ગોળ જવાબ આપીને બાળકોની પેઠે તેમને સમજાવી લેવાનો યત્ન કરે છે; કિંવા **शेषं कोपेन पूरयेत्** એ ન્યાયે ગુસ્સો કરીને પ્રશ્નને ધુત્કારી કાઢે છે; પરન્તુ તેથી છોકરાંઓને સંતોષ થતો નથી. તેમની ગણતરીમાં તે વખતથી માતા-પિતા ઉતરી જાય છે અને તેઓ માતા-પિતાના વિચારો સામે બંડ ઉઠાવે છે. વિવેક-બુદ્ધિવાળાં વડીલો અપ્રિય પ્રશ્નોથી મુંઝાય છે ખરાં, પરન્તુ તેઓ ઉપર જણાવેલા પ્રકારના જવાબોથી સંતાનોની દૃષ્ટિમાં ઉતરી જવાનું પસંદ કરતાં નથી. સમજુ અને સુશીલ પુત્રીને ઉડાવવા, ભરમાવવા કે ધુત્કારવાનું સાહસ શાણી કમળાને વાજબી લાગ્યું નહિ. અચકાતાં અચકાતાં પણ તેણે ખુલ્લા દિલથી કહ્યું : 'જો બહેન, તારા વરને પરણવું નહોતું એવું અમે પહેલાં જાણતાં નહોતાં. પાછળથી એવી વાત અમે જાણી અને તે પણ તારાં લગ્ન થયા પહેલાં. પરંતુ ભટજીએ તારા પિતાને સમજાવ્યું કે લગ્ન થઇ જશે એટલે પ્રાણજીવન ઠેકાણે આવી જશે અને કશી ચિંતા જેવું રહેશે નહિ; તેમ જ અમને એટલી બધી ખબર નહિ કે કેવળ માબાપના આગ્રહને લીધે જ પ્રાણજીવને પરણવાની હા કહેલી; અમે તો માન્યું

કે તે પરણશે અને તું સાસરે જતી આવતી થઇશ, એટલે તેનું મન ઉછાળા મારતું બંધ થઇ જશે; પરન્તુ એવો તો વખત જ ન આવ્યો અને તે ઘર છોડીને નાઠો ! પાછળથી અમે બહુએ પસ્તાયાં, અમારી ભૂલ અમને સૂઝી, તારા બાપ તો એ પસ્તાવાનાં જ સુકાઇ સુકાઇને ગયા...' કમળાનું હૃદય ભરાઇ આવ્યું. આંખોમાં ચોધાર આંસુ વહી રહ્યાં.

સુશીલાને થોડી વાર પહેલાં સાંભળેલું ગાન કંઠમાં સ્ફૂર્યું—પણ અસ્ફુટઃ 'માતા પિતાને મુઝકો, દુલહન બનાકે મારા !'

ઓરડામાં મૌન પથરાઈ ગયું. કેટલીક વારે કમળા આંસુ લૂછી સ્વસ્થ થઇ ત્યારે સુશીલા બોલીઃ 'બા, તમે ભૂલ તો કરી, પણ શું માણસ પોતાની ભૂલ જીવનમાં સુધારી શકતો નથી ?'

'બધી ભૂલો સુધરે, પરન્તુ આવી ભૂલ—જીવન સુધીનો સોદો કાંઇ સુધરી શકે છે ? એ તો જેવું નસીબમાં લખ્યું હશે તેમ થયું.'

'પણ બા, હું તો સમજણી નહોતી જ, મેં જાણી—સમજીને તો કશી ભૂલ નથી કરીને ?'

'તેં ભૂલ નથી કરી—ભૂલ અમે કરી છેઃ પણ તારાં અવળાં નસીબે અમને ભરમાવ્યાં અને અમારે હાથે ભૂલ થઇ ગઇ.'

'અને તમારી ભૂલનો દંડ મારે ભોગવવાનો !'

'તારા કમનસીબનાં ફળ તારે ભોગવવાનાં અને અમે તો માત્ર તે કમનસીબનાં સાક્ષી જ. પણ સુશીલા ! આ બધું ભાષણ તેં આજે મારી સાથે કેમ માંડયું છે, તેની મને કાંઇ સમજ પડતી નથી.'

'બા, તમે ગભરાશો નહિ. હું વંઠી જવાની નથી, નાસી જવાની નથી, તમારા દૂધને લજવવાની નથી; હું તો મારા મનના કેટલાક ખુલાસા કરી લેવા તમને આ બધું પૂછી રહી છું. આજ સુધી મનમાં કાંઇ કાંઇ વિચારો ઘોળાયા કરતા હતા, કાંઇ કાંઇ

મુંઝવણુ થયા કરતી હતી, ધર્મ પાપના ઝગડામાં મન અકળાયા કરતું હતું, એટલે મારે નક્કી કરવું હતું કે હું અત્યારે જે સ્થિતિ ભોગવી રહી છું, તે માટે મારી પોતાની જવાબદારી કેટલી છે. તેટલા માટે જ મારે તમને આટલું પૂછવું પડ્યું.'

'ભલે પૂછ્યું બહેન !' કમળાનું મન જરા હેઠું બેઠું.

'તમને નવાઇ લાગી હશે, કારણુ કે આટલી છૂટથી હું તમારી સાથે કોઇ વાર બોલી નથી.'

'હા, નવાઇ તો લાગી છે.'

'પણુ આવું બધું હું તમને ન પૂછું તો કોને પૂછવા જઉં ? કોઇ સગાં કે બહેનપણીને પૂછું, તે ગમે તેવું મને સમજાવે કે કહે અને હું તે માની લઉં, તમને તો મારા મનમાં શું છે તેની ખબર પણુ ન હોય અને અજાણુમાં ને અજાણુમાં મારૂં મન ક્યાંય ને ક્યાંય અથડાયા કરે, તે કરતાં તમને પૂછું તે શું ખોટું ? ઘરની બહારનાં માણુસો પાસે વાત કાઢવા કરતાં તમારી પાસે વાત કરવી એ જ સારૂં એમ માનીને મેં તમને પૂછ્યું.'

'ભલે પૂછ્યું, દીકરી ! તું ગમે તે પૂછીશ, પણુ મને ખોટું લાગવાનું નથી. તારા ડહાપણુનો મને ભરોસો છે.'

કમળા ચાહનો ખાલી પ્યાલો લઇને સંતોષપુર્વક દાદર ઉતરવા લાગી.

* * *

# પ્રકરણ ૧૨મું

## પ્રભુનો દૂત !

તપસ્વીઓના ઉચ્છ્વાસ સરખી આજે એકાદશી પર્વણી હતી. રજોગુણી અને તમોગુણી આહારના કોળીયા ઠાંસીને મનનો અને તનનો તનમનાટ ભોગવતાં નાગરિકોને મહિનામાં બે વાર ફરજીયાત સત્વગુણી આહાર કરાવવા માટે ઋષિમુનિઓએ એકાદશીની પર્વણીની યોજના દીર્ઘ દૃષ્ટિથી કરી છે. નિરામિષ, સાત્વિક અને સ્વલ્પ આહાર કરવા માટેની–તપશ્ચર્યાની એ પર્વણીમાં માત્ર ફળાહાર જ કરવાની આજ્ઞા શાસ્ત્રગ્રંથોમાં કરવામાં આવી છે. જઠરને માટે તે વિરામનો દિવસ હોય છે, મગજને માટે તે સ્ફૂર્તિનો દિવસ હોય છે અને આત્માને માટે તે ધર્મક્રિયાનો દિવસ હોય છે: કેવી સુંદર યોજના !

પરન્તુ એકાદશી પર્વણીને જ્યારે વીસમી સદી સાથે કામ લેવાનો સમય આવશે, ત્યારે એ પર્વણીની શી દશા થશે તેનો ખ્યાલ કદાચ એ ઋષિ–મુનિઓને નહિ હોય ! એકાદશીને દિવસે કરવાના 'ફળાહારી ઉપવાસ'માં ફળાહારનું સ્થાન અન્નવિહીન વિધવિધ આહારે લીધું છે અને ઉપવાસનું સ્થાન દિવસમાં દસવાર કરવાના ખાન–પાને લીધું છે ! છતાં દ્વાદશીને દિવસે એવા 'ઉપવાસ'નું પારણું કરવાનો વિધિ તો અખંડ જ રહ્યો છે. માત્ર ભોજનમાં જે ભોજનપદાર્થો અને મિષ્ટાન્નો તૈયાર કરવામાં આવે, તેવા જ ભોજન પદાર્થો અન્નવિહીન ભોજન માટે પણ તૈયાર કરવાની કળા વિસમી સદીની રાંધણકળાનિપુણ નારીઓએ સારી પેઠે હાથ કરી હોવાથી, ખારા–ખાટા–તીખા–મીઠા ઇત્યાદિ સર્વ રસોથી યુક્ત 'ફળાહાર' ઉપવાસી જીવડાની જિહ્વા અને જઠરને તૃપ્ત કરી શકે છે ! આથી ઘણાં શ્રીમંત

કુટુંબોમાં એકાદશીનું પર્વ ઉપવાસદિન તરીકે ઓળખાતું નથી, પરંતુ મિષ્ટભોજનદિન તરીકે ઓળખાય છે, અને તેથી નાનાં બાળકો પણ એ દિવસનો ફળાહારી ઉપવાસ હોંશે હોંશે કરે છે!

કમળાના ઘરમાં એ પ્રકારે એકાદશીના ફળાહારી ઉપવાસ થતા. કમળા પોતે માત્ર એક શેર દૂધ પીને ઉપવાસ કરતી અને ગોમતીને માટે સવારે રાજગરાનો શીરો અને પુરી, શીંગોડાના લોટનાં પત્તરવેલીયાં, બટાટાનું ઘીમાં વઘારેલું તથા સિંધવ–મરીવાળું શાક અને તેજાનાથી મઘમઘતી કઢી, એટલાં વાનાં બનાવવામાં આવતાં. બપોરે ચાહ તથા ફરાળી ચીવડો, સાંજે કેસરીયું દૂધ અને બદામની પુરી અને રાત્રે માવાના પેંડા તથા દૂધીનો હલવો એટલાં વાનાં ખાસ હતાં. સુશીલા એકાદશી પર્વણીને માનતી નહિ અને ઉપવાસ કરવા ઇચ્છતી નહિ, પરંતુ પોતાને માટે જુદી રસોઇ કરવાની તકલીફ ન પડે તેટલા સારૂ ગોમતી માટે કરવામાં આવેલી સામગ્રીમાંથી પોતાને જોઇએ તે લઇને ચલાવતી. જુવાન વિધવા વહુ અને લાડકી પુત્રી પોતાના જેવો આકરો ફળાહારી ઉપવાસ કરે એવી કમળાની ઇચ્છા જ નહોતી, એટલે તે તેમને માટે આગ્રહપૂર્વક એ બધી સામગ્રી તૈયાર કરાવતી, અને તેમને તે ખાતાં જોઇને રાજી થતી.

ગોમતીએ રહવારમાં નહાઇ ધોઇને ભારે ઠાઠમાઠથી દેવસેવા કરી હતી. ઠાકોરજીને નવો વાઘો સજાવ્યો હતો, પારિજાતકનાં ફૂલોનો હાર પહેરાવ્યો હતો, માથે સુંદર મયૂરપિચ્છનો મુકુટ પહેરાવ્યો હતો, પગમાં ઝાંઝર પહેરાવ્યાં હતાં અને હાથમાં ચાંદીની પણ સોને રસેલી નાનીશી બંસી ધરાવી હતી. દરેક એકાદશીને દિવસે ગોમતી ઠાકોરજીને નવા–નવા વેશ સજાવતી અને કમળા એ શણગાર જોઇને ભક્તિભરિત અંતઃકરણે આનંદ પામતી હતી. સુશીલાને દેવસેવામાં કાંઇ શ્રદ્ધા જણાતી નહિ. ઘરમાંના નાના સરખા દેવસેવાગૃહ તરફ તે નજર પણ કરતી નહિ અને કમળા જ્યારે કાંઇ વાર પ્રભુનો શણગાર જોઇને આનંદપુલકિત થતી તથા પુત્રીને કહેતી કે 'સુશીલા, જો.

તો આજે પ્રભુ કેવા દેખાય છે ?' ત્યારે તે સેવાગૃહ પાસે જતી અને દર્શન કરતી, પરંતુ તે માતાને આનંદ તથા સંતોષ આપવા માટે જ. આજે કમળા વહેલી ઉઠી નહાઇ–ધોઇને મંદિરે ગઇ હતી. ગોમતીને મંદિરે જવાની સારી પેઠે ઉત્સુકતા હતી, પરંતુ રસોઇનું કામ ઘણું હોવાથી તેને ઘરમાંના જ દેવદર્શનથી સંતોષ પકડવો પડ્યો હતો.

સુશીલા જ્યારે ઉપરથી નીચે આવી ત્યારે ગોમતી રસોડામાં હતી. તેણે પૂછ્યું: 'સુશીલા બહેન, આજે એકાદશી છે, ઉપવાસ કરશો ને ?'

'હો...વે, તમારો મજેદાર ઉપવાસ કોણ ન કરે ?'

'એ તો ઠીક,' ગોમતી રસોડામાંથી બહાર આવતી બોલી: 'પણ તમે નાતાણું કરીને પહેલાં ઠાકોરજીનાં દર્શન કરજો. આજે તો ઠાકોરજીને પારિજાતકનો હાર પહેરાવ્યો છે.'

'પારિજાતકનાં દર્શન કરું કે, ઠાકોરજીનાં ?'

'એમ કેમ બોલ્યાં ? એમાંથી એક ગમે તેનાં દર્શન કરશો તો બીજાનાં દર્શન આપોઆપ થશે !'

'પણ મને ખીલેલાં પારિજાતકનાં ફૂલ જોવાં ગમે છે, તેવા તમારા હાઠીલા ઠાકોરજી નથી ગમતા, તેનું કેમ ?'

'અરેરે !' ગોમતી નિસાસો નાંખતી બોલી: 'તમે તે કેવાં છો ? સાક્ષાત્ અધમોદ્ધારણ ભગવાન શ્રી કૃષ્ણની મૂર્તિનાં દર્શન કરવાનું ય તમને ગમતું નથી ! આજે મોક્ષદા એકાદશીનો પવિત્ર દિવસ છે, રોજ ભગવાનનાં દર્શન નહિ કરનાર પણ આજે તો જરૂર દર્શન કરવા ઇચ્છે અને ભગવાન તેની ઉપર કૃપાવંત થઇને તેને વૈકુંઠમાં લઇ જાય એવું આજના દિવસનું માહાત્મ્ય છે; તેને બદલે તમે તો ઘરના ઠાકોરજીનાં દર્શન કરવાનીય ના કહો છો ! ખરું કહું, બહેન ? તમે તો પૂરાં નાસ્તિક છો !'

ભાભીના ભક્તિભાવભીના ભાષણને સાંભળતાં સુશીલાને હસવું આવ્યું. તે બોલી: 'ભાભી ! તમને વૈકુંઠ વહાલું હોય તો તમે ભગ-

વાનની કૃપા પ્રાપ્ત કરીને વૈકુંઠ જાઓ, પરન્તુ જેને વ્રજ વહાલું હોય, તેને ભગવાનની કૃપાની જરૂર શા માટે હોય ?'

ગોમતી આંખોમાંથી ભક્તિનાં તેજકિરણ ફેંકતી બોલી: 'આ મનુષ્યનો દેહ ઉત્તમ પ્રકારનો છે, તેમાં અનેક પ્રકારનાં સંકટ મનુષ્યને વેઠવાં પડે છે; સંસાર ઝેરથી ભરેલો છે, તેમાં એક જ તરવાનો ઉપાય માત્ર પ્રભુભક્તિ છે; તેને પણ તમે તરછોડો છો એ સારૂં કરતાં નથી. તમને મોક્ષ ન જોઈતો હોય તો ભલે, વૈકુંઠ ન ગમતું હોય તો યે ભલે, પણ જેમને વ્રજ વહાલું હતું એવી ગોપીઓને પણ પ્રભુ–નંદકુમાર વહાલા હતા, તે પ્રભુને તરછોડતી નહિ, અને તમે તો પ્રભુને ય નેવે મૂકો છો !'

સુશીલાના મુખમાંથી હજી સ્મિત અદૃશ્ય થયું નહોતું. તેને ભાભીના ભાષણમાંથી કાંઈક રમૂજ પ્રાપ્ત થતી હતી ! તે બોલી: 'ભાભી ! તમારાં આવાં ભક્તિનાં ભાષણો મેં ઘણીયે વાર સાંભળ્યાં છે, પણ કોણ જાણે શાથી, મારૂં દિલ પલળતું નથી અને મારામાં ભક્તિ આવતી નથી, તેનું કારણ શું હશે ?'

'શી ખબર ! આખો દિવસ ચોપડીઓ વાંચ્યા કરો છો એટલે રોજ તેમાં જ દિલ જડાઈ ગયું, તે વિના બીજું શું કારણ હોય ?'

'ત્યારે હવે તેનો શો ઉપાય ?'

'તમારી ચોપડીઓને થોડા દિવસ ભૂલી જાઓ, અને મારી સાથે કથા સાંભળવા આવો. મંદિરના પ્રભુમય વાતાવરણમાં તમે રહેવા માંડશો એટલે પછી પ્રભુભક્તિમાં દિલ ખૂંચશે, તેમાં રસ પડશે અને ધીમે ધીમે ધર્મમાં શ્રદ્ધા જાગૃત થવા લાગશે.'

'માફ કરો ભાભી, મારાથી એ કાંઈ બનવાનું નથી; તે દિવસે તમે પેલી ચોપડી–વૈષ્ણવોની વાર્તાઓ જેવું તેમાં કાંઈક હતું–તે મને આપેલી, પરંતુ તેમાંથી પૂરાં બે પાનાં પણ મને વાંચવા ગમ્યાં નહોતાં. મંદિરમાં એવી [illegible]

'કથાઓ એ જ, પણ તે ઉપર પુરાણીજી જે વિવેચન કરે તેમાંજ ઊંડું જ્ઞાન અને ભક્તિ રહેલાં હોય છે.'

'ઉંહું......તમારા પુરાણીજીને હું ઓળખું છું. તેના કરતાં સેંકડોગણા વધુ જ્ઞાનવાળા પંડિતોનાં પુસ્તકો મારી પાસે છે, તે જ મારે સારાં છે, ભાભી!'

'અલાલે......ક, મૈયા!' આંગણામાંથી ઓચિંતો સ્વર આવ્યો.

નણંદ–ભોજાઇની દૃષ્ટિ આંગણા તરફ વળી. સુશીલા હસતી બોલી: 'ભાભી! લ્યો, તમારા પ્રભુનો દૂત આવ્યો.'

ગોમતીએ જોયું કે આંગણામાં એક ભભૂતધારી વૃદ્ધ બાવો અને એક જુવાન બાવો, એમ બે જણા ઊભા હતા. બાવાના માથા પર મોટી પીંગળવર્ણી જટા બાંધી હતી. હાથમાં પાવડી હતી, ખાંધે ઝોળી હતી અને ભસ્મથી ખરડાયલી દાઢીના કાબરચીતરા વાળ કરચલીઓવાળી છાતીને છાઇ દેતા હતા. જુવાન બાવાને હજી દાઢી મૂછ ફૂટ્યાં નહોતાં. તેના શરીરે પણ ભસ્મનો લેપ હતો, ખભા પર કષાય રંગની કામળી હતી, એક હાથમાં ચીપીઓ અને બીજા હાથમાં તુંબા લોટી–હતી.

ગોમતી ઓટલા ઉપર આવીને બોલી: 'કેમ બાવાજી!'

'દેખ મૈયા, આજ એકાદશીકા દિન હૈ, સાધુકો કુછ ફલાહાર કરા!'

સુશીલા ભાભીની પાસે આવીને ઊભતાં બોલી: 'તમારે માટે અત્યારમાં ફલાહાર તૈયાર રાખ્યો નથી.'

'ઐસા મત બોલ, મૈયા! સાધુ પુરૂષોંકો ખિલાનેસેં તેરા કલ્યાણ હોગા; યહ છોટેસે ગાંવમેં તેરા બડા ઘર દેખકે આયા હું.' એમ બોલતાં બાવાએ સુશીલાની આંખો ઉપર જાણે કે ત્રાટક માંડ્યું હોય તેવી રીતે તે પોતાની આંખોને સ્થિર કરીને જોતો જ ઊભો. સુશીલાને એ દૃષ્ટિપાત વિલક્ષણ લાગ્યો.

  

## પ્રકરણ ૧૩મું

## 'હું તો કુંવારી છું!'

બાવાના ત્રાટકથી સુશીલા ગભરાઈ નહોતી, પરન્તુ ગોમતી મનમાં ભય પામી હતી. બાવાઓ યોગસિદ્ધિવાળા હોય છે, તેમની નજરમાં જાદુ હોય છે, તેમની વાણીમાં સિદ્ધિ રહેલી હોય છે, તેઓ એક શબ્દોચ્ચારથી જ કોઈનું કલ્યાણ કરે છે અને કોઈને શાપ આપી તેનું અનિષ્ટ કરતાં વાર લગાડતા નથી, એવી માન્યતાથી દોરાયલી ગોમતી બોલી: 'બાવાજી! અત્યારમાં ફળાહાર ક્યાંથી તૈયાર હોય? આપ ભોજન સમયે પધારશો તો અમારાથી બનશે તે આપને જમાડીશું.'

'મૈયા! મૈં યહાંપર રહેનેવાલા નહિ. સુદામાપુરીકી યાત્રા કરનેકો જા રહા હું. બીચમેં ગાંવ દેખકે ઠહરા હું, ભોજનકે લિયે મૈં જ્યાદા નહિ ઠહરૂંગા. દેના હો તો અભી દે, તેરી ભકિતકા ફલ પ્રભુ તુઝે દેગા હિ દેગા. તેરા ભાગ્ય બડા હે, ઔર તેરે સે જયાદા બડા ભાગ્ય યહ લડકીકા હે! ઉનકી મુખકી રેખાયેં કહ રહી હે, કી ઉનકા ભાગ્ય બહુત બડા હે!'

ગોમતીએ ચકિત દૃષ્ટિએ સુશીલા સામે જોયું. સુશીલા બાવાના ગપાષ્ટકવેડા ઉપર તુચ્છકારભર્યું સ્મિત કરી રહી હતી, બાવાની પંચાતમાંથી જલ્દી છૂટવાને તે બોલી: 'એને કંઇ આપવું હોય તો આપીને કાઢોને!'

'મૈયા! ઐસા ચિલ્લા કે કુછ મત દે–ખુશ હો કર જો કુછ દેના હો સો દે. પ્રભુ તેરી મનકામના પૂર્ણ કરેગા–તેરા સ્વામીકો દીર્ઘાયુષ્ય દેગા!' બાવાએ સુશીલા સામે જોઈને એ શબ્દો ઉચ્ચાર્યા.

ગોમતીને લાગ્યું કે બાવો કોઈ ચમત્કારિક છે. તેના શબ્દોમાં કંઈક સૂચકતા હોય તેમ તેને લાગ્યું, પરંતુ સુશીલા ખડખડાટ હસી પડી. તે બોલી: ' અરે બાવાજી! મારી મનઃકામનાની વાત તમે જવા દોને, તમારી મનઃકામના અમારી પાસેથી હરકોઇ રીતે ખાવાનું મેળવવાની છે, તે હું જાણું છું. '

' નહિ મૈયા, ઐસા મત સમઝ! તૂં પ્રભુકી ભક્તિકો નહિ સમઝતી, હમારે જૈસે સાધુ પુરૂષકા સન્માન કરનેકા પુણ્યકો નહિ પિછાનતી, લેકીન તેરા કલ્યાણ હોના યહી પ્રભુકી ઇચ્છા હૈ, ઇસ લીયે તેરે હાથસેં હી મૈં ભિક્ષા લેના ચાહતા હું! '

' ભાભી! મેં નહોતું કહ્યું કે આ પ્રભુનો દૂત આવ્યો?' અને સુશીલા ખડખડાટ હસી પડી.

ગોમતી સુશીલા ઉપર ગુસ્સે થઇ. મહાત્મા પુરૂષોનું આવું અપમાન કરવાની સુશીલાની ચેષ્ટા તેને ગમી નહિ. કાંઇ શાપ આપીને બાવો ચાલ્યો જાય, તો શુંનું શું થઇ જાય! સુશીલા ઉપર મ્હોં ફેરવીને તે બોલી: ' તમને આવું કેમ ગમે છે? લ્યો, હું રાજગરાનો શીરો લઇ આવું છું. તે તમે તમારે હાથે બાવાજીને આપો! '

' તમે જ આપોને ભાભી! તમારૂં કલ્યાણ થશે; મારે મારૂં કલ્યાણ નથી કરવું! '

' મૈયા! ' સુશીલા સામે જોઇને બાવો બોલ્યો: ' તેરા પતિ કહાં હૈ? '

' પતિ? બાવાજી! હું તો કુંવારી છું! '

બાવો સ્થિર થઇ ગયો. સુશીલાને વધુ બારીકીથી નિરખવા લાગ્યો. સુશીલા મૂછું હસી રહી. ગોમતી રોષ અને આશ્ચર્યથી સુશીલાને જોઇ રહી હતી.

બાવો બોલ્યો: ' જો કુછ હો, પ્રભુ તેરી મનઃકામના થોડે હિ દિનમેં પૂરી કરનેવાલા હૈ! '

'મારી મનઃકામના એ છે કે તમે હવે ભિક્ષા લઇને જલ્દી વિદાય થઇ જાઓ! ભાભી, જે કાંઇ આપવું હોય તે લાવો.'

ગોમતી એક થાળીમાં શીરો લઇ આવી. ઉતાવળે બાવાની પંચાતમાંથી છૂટવાને સુશીલાએ થાળી પોતાના હાથમાં લઇ બાવાના કમંડલમાં શીરો ઠાલવી દીધો. ભિક્ષા લેતાં બાવો આશીર્વાદ ઉચ્ચારવા લાગ્યોઃ 'તીન પુત્રકી માતા હો, મેરા આશીર્વાદ હૈ!'

તત્ક્ષણ બેઉ બાવા ચાલતા થયા. ગોમતી બાવાના છેલ્લા આશીર્વાદ ઉપર વિચાર કરતી મૂઢ બની ગઇ. સુશીલાએ એવા આશીર્વાદને માત્ર તુક્કો જ ગણી લીધો હતો. તે આવા બાવાઓને ઢોંગી અને લુચ્ચા માનતી, અને તેનો પતિ પ્રાણજીવન બાવો થઇ ગયો હતો, તે કારણથી તેણે એવા બાવાઓ ઉપર સ્વાભાવિક રીતે તિરસ્કાર જ કેળવ્યા કર્યો હતો.

બાવો ગયા પછી સુશીલા હાથમાં દાતણ લઇને બેઠી અને ગોમતી કેટલીક વાર સુધી વિચારમૂઢ અવસ્થામાં ઓટલા પર જ ઊભી રહી. તેણે સુશીલાને કહ્યું: 'બહેન! તમારું એક વાક્ય મને ન ગમ્યું.'

'શું વળી?'

'શું તમે કુંવારાં છો?'

'ત્યારે?'

'તમે પરણેલાં નથી?'

'ના!'

'તમારે પરણવું છે?'

'ઇચ્છા થાય તો પરણી શકું!'

'તમે આ શું બોલો છો?'

'હું વિચાર કરીને બોલું છું. મારા શરીરને મારાં મા-બાપે પરણાવ્યું છે, પણ હું પરણી નથી!'

'છાનાં રહો, હવે! કોઇ સાંભળશે તો મૂર્ખાં લેખાશો અને ઘરનું વગોણું થશે.'

'ભલે હું મૂર્ખ લેખાઉં, પરન્તુ જે સાચું છે તે બોલવામાં શો વાંધો ? જેને હું ઓળખતી નહોતી તેના હાથમાં મારો હાથ મૂકયો, જે ઘર મેં આજસુધીના મારા જીવનમાં જોયું પણ નથી તેને તમે મારૂં ઘર કહો છો, જે આજે મારી સામે આવીને ઊભો રહે તો ઓળખું પણ નહિ તેને તમે મારો પતિ કહો છો, એટલે શું હું પરણેલી થઇ ગઇ અને કુમારિકા મટી ગઇ ?' સુશીલામાં અણધાર્યો જુસ્સો ખીલતો ગોમતીને આજે દેખાયો.

'શું તમારા લગ્નનો વિધિ થએલો તમને સાંભરતો નથી ?'

'સાંભરે છે, પણ એ વિધિ મારૂં લગ્ન હતું એ હું માનતી જ નથી. એ વિધિથી હું કુમારિકા મટી ગઇ છું એમ માનવાની મારી સાફ ના છે.'

'બહેન! શાન્ત પડો, અને આવું બોલી પાપનાં પોટલાં ન બાંધો!' ગોમતીએ ઉશ્કેરાયલી નણંદને શિખામણ આપવા માંડી: 'અગ્નિની સાક્ષીએ થયેલું લગ્ન, એ જ ખરૂં લગ્ન; તમે ઓળખો કે ન ઓળખો, પરન્તુ દુનિયા જેને ઓળખે છે તે જ તમારા પતિ અને તેને જ તમે પરણેલાં. નશીબમાં નહોતું, એટલે તમે પતિનું સુખ જોયું નહિ, પણ સતિનો ધર્મ તો એ છે કે પતિની છબી કે મૂર્તિનું ધ્યાન કરીને એકનિષ્ઠ પતિવ્રત પાળી જીવન પૂરૂં કરવું!'

'મારૂં તો ખાસડુંયે એવાને પતિ ન માને!'

'રહો, રહો, ત્યારે નાની વયમાં પરણેલી છોકરીઓ રાંડે છે, પતિને ઓળખતી નથી, સાસરે પણ ગએલી હોતી નથી, તેને પણ તમે કુમારિકાઓ કહેશો ?'

'હાસ્તો!'

'તોબાહ તમારાથી! તમારા મનમાં તો પાપી કળીયુગ પેઠો સાચે સાચી રાંડીરાંડને તમે કુંવારી કહો છો!'

'સાચે સાચી કુમારિકાને તમારી નિર્દય દુનિયા પરણેલી અને રાંડેલી કહે છે!'

'તમને હું પહોંચી શકતી નથી.'

'તમારી દુનિયાને આજસુધી કોઇ પહોંચી શક્યું નથી, એટલે જ તમે આશાભરી કુમારિકાઓના ભવ બાળ્યા છે.'

'ભવ બાળ્યા છે? દુનિયાએ તેમના ભવ બાળ્યા છે કે તેમના નસીબે? મારા દુર્ભાગ્યે હું રાંડી, તેમાં દુનિયાનો શો દોષ? વિધવાએ તો તેમાંથીય બોધ લેવો જોઇએ કે, જેવું નસીબમાં હતું તેમ થયું; હવે શાન્તિથી પ્રભુસેવા કરી જીવન સફળ કરવું!'

'અને એવી પ્રભુસેવા રાંડેલીઓએ જ કરવી, એમ ને? રાંડેલાઓ પચાસ વર્ષે બીજી પરણી કુમારિકાનો ભવ બાળે, અને પછી દોષ બધો નસીબ ઉપર; એ પુરૂષને માટે પ્રભુસેવા કેમ નહિ?'

'તમે તો વકીલ જેવાં છો, આમ કહીએ તો તેમથી પકડો છો અને તેમ કહીએ તો આમથી પકડો છો. હું તો એટલું સમજું કે નાની ઉમર હોય કે મોટી ઉમર હોય, પણ રાંડેલાથી એક ભવમાં બે ભવ ન થાય, અને એમાં પ્રભુ રાજી ન રહે!'

'અને દસ વરસની અણસમજુ છોકરીની ઇચ્છા પૂછ્યા વિના તેને પરણાવી દેવાથી પ્રભુ રાજી રહે; પચાસ વર્ષનો બુઢ્ઢો પાંચમી વાર પરણે તો પ્રભુ રાજી રહે; પરણેતરને નહિ સમજનારી બાળા પતિના મરણ પછી જીવનભર ખૂણામાં પડી શોષાય તો પ્રભુ રાજી રહે; જેને સંસારનો ત્યાગ કરવો નથી એવી બાળા પાસે બળાત્કારે સાધુડીના આચાર પળાવવાથી પ્રભુ રાજી રહે; અને—'

'બસ કરો, બસ કરો બહેન! દુનિયા તો એમ જ ચાલે!'

'હવે તમે ઠેકાણે આવ્યાં, ભાભી! દુનિયાનો વાંક તમે કબૂલતાં નહોતાં તે મેં કબુલાવ્યો.'

'હવે હું એક વાત પુછું ?'

'પૂછોને !'

'કદાચ પ્રાણજીવન ભટ પાછા ન જ આવે તો તમે ફરીથી લગ્ન કરવાનો વિચાર કરો ખરાં ?'

'બીલકુલ નહિ.'

'ત્યારે આવું બધું કેમ ભરડો છો ?'

'ભરડતી નથી–સમજીને બોલું છું. હું એમ કહેવા માગું છું કે ફરીથી પરણવાની મારી ઇચ્છા નથી, પણ પરણવાનો મારો હક્ક છે અને તે પરણેતરને હું બીજી વારનું નહિ, પણ પહેલી વારનું જ પરણેતર માનું !'

'એવો વખત જ પ્રભુ નહિ આવવા દે, અને તે જરૂર પાછા આવશે !' ગોમતી નણંદ ઉપરના ઉમળકાથી બોલી: 'સાચું કહું ? પેલા બાવાના આશીર્વાદથી મારા મનમાં તો કાંઇ કાંઇ આશાઓ ઉપજવા લાગી છે.'

'અરે, એ જોગટાઓ તો લુચ્ચા હોય છે.'

'બધા કાંઇ લુચ્ચા હોય ? કોઇ સારા પણ હોય. આ બાવો કેવું સારું કહેતો હતો ? યે લડકીકા બડા ભાગ્ય હે, પ્રભુ તેરા સ્વામી કો દીર્ઘાયુષ્ય દેગા, તેરા કલ્યાન હોના યહી પ્રભુકી ઇચ્છા હે, તેરી મનઃકામના પ્રભુ પૂરણ કરેગા, તીન પુત્ર કી માતા હો......'

'હવે છાનાં રહો ભાભી...એવા રખડેલના આશીર્વાદથી કોઇનું ભાગ્ય સુધરે તો માનવું પડે કે દુનિયામાં ભાગ્ય કે ઇશ્વર જેવું કોઇ છે જ નહિ !'

એટલામાં કમળા મંદિરેથી પાછી ફરી અને નણંદ ભોજાઇનો વિવાદ આગળ વધતો અટક્યો.

* * *

# પ્રકરણ ૧૪મું

## અંધકારમાં દટાવાનો યત્ન

ઘરના ઓટલા ઉપર નણંદ–ભોજાઇને ઉચ્ચ સ્વરે વાતો કરતાં જોતાં જ કમળા સમજી ગઇ હતી કે બેઉની વચ્ચે કાંઇ વિવાદ ચાલી રહ્યો છે. ઘેર આવીને જરા થાક ખાઇ કમળાએ સુશીલાને પૂછયું: 'સુશીલા ! બેઉ જણ શો વાદ વદી રહ્યાં હતાં ?'

'કાંઈ નહિ, એ તો સહજ.' સુશીલાએ ઠંડો જવાબ વાળી પતાવ્યું.

'શું હતું ગોમતી ?' સાસુએ પુત્રવધૂને પ્રશ્ન કર્યો.

'એ તો કાંઈ નહોતું, બા ! થોડીવાર પહેલાં એક બાવો ભીખ માગવા આવ્યો હતો તેની વાત હતી.'

'બાવાની તે એવી શી વાત ?' કમળાએ કુતૂહલવૃત્તિથી વધુ પ્રશ્ન કર્યો.

ગોમતીએ બાવા વિષેની બધી વાત સાસુ સમીપે નિવેદન કરી, અને કમળા બેઉ જણીઓ ઉપર ગુસ્સે થતી બોલીઃ 'ઓ મૂર્ખીઓ ! એ મહાત્મા જેવા સાધુપુરૂષને તમે ભોજન કરાવ્યા વિના જવા કેમ દીધા ?'

'રૂશળ માટે શીરો બનાવ્યો'તો, તેમાંથી થોડો આપ્યો.' ગોમતીએ કહ્યું.

'એવા ત્રિકાળજ્ઞાની મહાત્મા કાંઇ વારે વારે આવવાના નથી, અને તમે થોડો શીરો આપીને જ એમને કાઢયા ? તોય સાધુ પુરૂષને શું ? એ તો આશીર્વાદ આપીને જ ગયા ! બે સાધુ હતા, ગોમતી ?'

'હા, એક વૃદ્ધ હતા અને બીજા જુવાન હતા.'

'હજી ગામમાં હશે ?'

'એ તો શી ખબર પડે? એ તો કહે કે અમારે દ્વારકા જવું છે, માત્ર આ ગામ જોઇને સહેજ રોકાયો છું, અને તમારૂં સારૂં ઘર જોઇને આવ્યો છું.'

'આટલું-આટલું તેમણે કહ્યું, સુશીલાની મનકામના થોડા દિવસમાં જ પૂરી થશે એવો તેણે આશીર્વાદ આપ્યો, તોય તમને સમજ ન પડી કે એ કોઇ ત્રિકાળજ્ઞાની મહાત્મા છે?'

'મને તો એવું કાંઇક લાગ્યુ'તું, પણ સુશીલા બહેન તો એની મશ્કરી જ કરતાં'તાં ! પણ સારૂં થયું કે તેમણે જ સાધુને પ્રસાદ વહોરાવ્યો અને તેમણે સુશીલા બહેનને આશીર્વાદ આપ્યો છે.'

કમળા સુશીલા ઉપર ખૂબ ચીડાઇ. તેની નાસ્તિકતા કમળાને ગમતી નહિ, પરન્તુ તે દુ:ખી પુત્રીને વધુ દુ:ખી નહિ કરવા તેને કશું કહેતી નહિ. અત્યારે પણ તે મનમાં જ બળી રહી પરંતુ સુશીલાને એક્કે શબ્દ કહ્યો નહિ. સુશીલા પણ વખત વિચારીને કશું નહિ બોલતાં રાંધણું કરવામાં જ વખત વીતાડતી હતી.

પરન્તુ કમળાને જંપ વળ્યો નહિ. એ મહાત્મા જેવા સાધુઓ પોતાને આંગણેથી ભોજન કર્યા વિના ગયા એ તેના મનને બહુ સાલવા લાગ્યું. તે તુરત જ ઉઠી અને સાધુઓને શોધવાને ગામમાં ગઇ. જેમ પોતાનું વહાલું બાળક ખોવાયું હોય અને અધીરી મા શેરીએ શેરીએ જેને-તેને પૂછતી ભમ્યા કરે, તેમ કમળા-શેરીએ શેરીએ ઘૂમવા લાગી. કોઇ કહે કે અમે બાવાને જોયા નથી, કોઇ કહે બાવા ગામમાં આવ્યા'તા, પણ કઇ બાજુએ ગયા તેની અમને ખબર નથી, કોઇ કહે કે ગામની ભાગોળ તરફ જતા દેખાયા'તા ! કમળાએ ગામમાં જોયું, મંદિરોમાં તપાસ કરી, ગામની ધર્મશાળામાં ડોકીયું કર્યું, ભાગોળ તરફ દૂર-દૂર દૃષ્ટિ દોડાવી પણ ક્યાંયથી બાવાઓની ભાળ મળી નહિ. તે નિરાશ થઇ ગઇ. પુત્રી તથા પુત્રવધૂ ઉપર ચીડાયલી, થાકથી બેજાર બની ગએલી, તપાસમાં મળેલી નિષ્ફળતાથી હતાશ થએલી વૃદ્ધ કમળા છેક મધ્યાહ્ને ઘેર આવી અને

બોલીઃ 'મહાત્મા પુરુષ એમ કાંઇ મળે ? એ તો અલોપ થઇ ગયા !' અને તુરત જ કમળાથી રડી જવાયું. પોતાનું એ કેવું દુર્ભાગ્ય કે ચાલી–ચલાવીને ઘેર આશીર્વાદ આપવા આવેલા એ મહાત્મા પુરુષને પોતે ભોજન તો કરાવી શકી નહિ, પરન્તુ ફરીથી તેમનું દર્શન કરવા પણ ભાગ્યશાળી નીવડી નહિ ! માતાની આંખોમાંથી વહી રહેલી અશ્રુધારા સુશીલા શોકપૂર્વક નિહાળી રહી.

'બા, હવે શાન્ત થાઓ, જે થવાનું હતું તે થયું. દૂધ લાવું ? બપોર તો ક્યારનાય થઇ ગયા.' ગોમતીએ સાસુને આશ્વાસન આપવા કાંઇક પ્રયત્ન કર્યો.

કમળાએ કશો જવાબ આપ્યો નહિ. તેણે માત્ર આંસુ લૂછ્યાં. સુશીલા માતાના આ વલોપાતથી ઉદ્વિગ્ન બનતી મેડે ચડવા લાગી.

'સુશીલા ! કેમ મેડે ચડે છે ? ચાલો, તમે ફરાળ કરી લ્યો; મારે માટે પણ દૂધ લાવ, ગોમતી !'

પણ જાણે કે પોતે તે સાંભળ્યું જ ન હોય તેવી રીતે સુશીલા મેડે ચડી ગઇ અને પોતાના ઓરડામાં જઇને ઢોલીયા પર પડી. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં, પણ એટલામાં દાદર ખખડ્યો, માતા ઉપર આવતી હોય તેમ લાગ્યું, તે તુરત સ્વસ્થ બની ગઇ અને માતાની સામે આવીને બોલીઃ 'ચાલો બા, હું આવું છું.'

માતા અને પુત્રી એક બીજાને સંતુષ્ટ રાખવાની–જરા પણ મનોદુઃખ નહિ ઉપજવા દેવાની અત્યંત કાળજી રાખતાં હતાં. જેમ કમળા પુત્રીને દુઃખ ન લાગવા દેવાને સાવધ રહેતી, તેમ સુશીલા માતાને વસમું ન લાગે તે માટે યત્નશીલ રહેતી. સુશીલા નીચે આવી ગોમતીએ પિરસેલા ભાણા ઉપર બેઠી. ગોમતીએ ગરમ દૂધની તપેલી અને વાડકો લાવી મૂક્યાં હતાં, તેની પાસે બેસી કમળા તેમાંથી દૂધ લઇ પીવા લાગી; પરન્તુ તે જોઇ રહી હતી કે સુશીલા ભાણામાંથી વસ્તુઓ માત્ર ગણતી હતી ! ભૂખ ઉડી ગઇ હોય અને જમનાર ભાણામાંના ભોજન-

પદાર્થોની સાથે રમત કરીને વખત ગાળતો હોય, તેવા પ્રકારનું સુશીલાનું વર્તન તે જોઇ રહી હતી; પણ તે વખતે કમળાએ તે જોયું–ન જોયું કર્યું.

સુશીલા ખરેખર ઉદ્વિગ્ન થઇ હતી, પરન્તુ તેને માતા ઉપર જરાયે ક્રોધ ઉપજ્યો નહોતો. માતાની ધર્મભક્તિને તે પિછાણતી હતી, પરન્તુ એ ભક્તિઘેલછા ઉપર તેને જરાએ તિરસ્કાર ઉપજતો નહોતો. પોતાને એવો ભક્તિપ્રેમ નહોતો, છતાં માતાને કે ભાભીને ભક્તિપ્રેમ હોય તો તેથી પોતાને તેનો તિરસ્કાર કરવાનું કશું કારણ નથી એમ સુશીલાનું ઉદાર મન સમજતું હતું. જે બાવાને પોતે ધુત્કારી કાઢ્યો હતો, તે બાવાની પાછળ ગાંડી બનેલી માતા ભટકીને પાછી ઘેર આવી તેથી પણ સુશીલાને ક્રોધ આવ્યો નહનો. તેના ઉદ્વેગનું કારણ એજ હતું કે કેવળ પોતાના સુખને માટે માતા તરફડી રહી છે. પોતે જ માતાના માનસિક દુઃખનું કારણ બની રહી છે, તે તેને અસહ્ય લાગતું હતું. પોતાની દુઃખિની પુત્રીને માટે મહાત્માના આશીર્વાદ લેવાને એ વૃદ્ધા ભૂખી–તરસી મધ્યાહ્ન સુધી ઘૂમી આવી હતી, પરન્તુ તે નિરાશ થઇ હતી, અને એ નિરાશાના સંતાપે તેની આંખોમાં આંસુ આણ્યાં હતાં. માતાનું એ દુઃખ સુશીલાના હૃદયને અત્યંત દુઃખકારક થઇ પડયું હતું. આખો દિવસ તે એ જ વિચારમાં લીન બનીને પોતાના બિછાનામાં લોટપોટ પડી રહી.

રાત્રે તેણે જરા દૂધ પીધું, માતાના આગ્રહ છતાં વધુ કાંઇ લેવાની તેને રૂચિ જ ઉપજી નહિ. દૂધ પીને તે પાછી બિછાનામાં પડી અને આમ તેમ આળોટવા લાગી પરન્તુ તેને ઉંઘ આવી નહિ. પોતે કુંવારી છે છતાં પરણેલી મનાય છે; પરણેલી હોવા છતાં વૈધવ્ય ભોગવે છે. એ માતાના મનનું પરમ દુઃખ સુશીલા સમજતી હતી. સુખની આશાને માટે પોતે જેટલી તલસતી નહોતી, તેટલી પોતાની માતા એ આશાના એકાદ કિરણ માટે પણ તલસતી હતી અને તે માટે સ્વર્ગ–મૃત્યુ કે પાતાળમાં

શોધ ચલાવવા પણ ઉત્સુક હતી, એમ સુશીલા જોઈ શકતી હતી. આવી માતાને પેટે પોતાને અવતાર મળ્યો એ પોતાનો ધન્ય અવતાર હતો, પરન્તુ પોતે કેટલી દુર્ભાગિની હતી કે એવી વહાલસોઇ માતાના દુઃખના જ કારણ તરીકે તેની છાતી ઉપર ઊભી ઊભી પોતે તેને મુંઝાતી, તલસતી અને રડતી જોયા કરતી હતી! માતાનું વિષણ્ણ અને કરચલીવાળું વદન, તે પરની આંસુ ટપકાવતી આંખો, થાકથી ઉપડેલા શ્વાસને લીધે ફૂલતાં નસકોરાં અને હાંફતી છાતી, એ બધું આજે ખરે બપોરે બાવાની નિષ્ફળ શોધ પછી માતા ઘેર પાછી ફરી ત્યારે સુશીલાએ જોયેલું, તે તેનાથી ભૂલી શકાતું નહોતું.

'બિચારી બાને દુઃખ દેવા જ હું તેની છાતી ઉપર જીવી રહી છું. નથી મૃત્યુ આવતું, નથી એ બિચારી મૃત્યુને ખોળે સૂઇને સારૂ દુઃખ ભૂલી શકતી; એક એક દિવસ જાય છે, મારા સુખ માટેની તેની આશા લંબાતી જાય છે અને એ આશા અંતર્ધાન થતાં તેને જે દુઃખ થાય છે તે દુઃખ કરતાં નરકનું દુઃખ ખચીત ઓછું હશે! હું શું કરૂં ? હું તેને કેવી રીતે સંતોષ આપું ? હું મરણ પામી હોત તો કેવું સારૂં ?'

મૃત્યુ ઇષ્ટ હતું, પોતાના મૃત્યુમાં જ પોતાનું અને માતાનું સુખ સમાએલું સુશીલા સમજતી હતી, પરંતુ એ માનસિક નિર્બળતા તેને જોઇતી નહોતી. પોતાનું દુઃખ ધીરતાથી ખમીને જીવવા તે તૈયાર હતી, પરંતુ માતાનું દુઃખ! તેથી તે બેજાર બની જતી હતીઃ એ દુઃખ વેઠી લેવા જેટલું મનોબળ તેનામાં નહોતું.

મનમાં શાન્તિ નહોતી, પારાવાર ઉદ્વેગને વશ પડેલું મન ઊંઘ આવવા દેતું નહોતું અને દુઃખને ભૂલી શકાતું નહોતું. રખડતા ધૂતારા એક બાવાના શબ્દોની આશાને તાંતણે બંધાયલું માતાનું મન પુત્રીના સુખની શોધમાં ભટકી વળ્યું એ ચિતાર તેના અંતરમાંથી કેમે કર્યો ખસતો નહોતો. સુશીલા બિછાનામાંથી ઉઠીને મધરાતની શીતળ

હવા ખાતી બારી પાસે જઈ ઉભી. ચોમેર અંધકાર વિસ્તારી રહેલો દેખાતો હતો. છેવાડે આવી રહેલા ઘરની પેલી મેરના સીમાડામાં દૂર દૂર ખેતરમાં એક તાપણું સળગતું દેખાતું હતું અને નૈસર્ગિક માનવ-જીવનની ઝાંખી કરાવતું હતું.

સુશીલાના અંતરમાં એક ઠારમો ચમકારો થયો. 'જે માર્ગે પ્રાણજીવન ગયો તે માર્ગે હું જઉં તો ?' એવો વિચાર આવ્યો. તે ઘેરથી છૂટયો, અને દૃષ્ટિના અગોચર અંધકારમાં ભળી ગયો. 'હું એ અંધકારમાં દટાઇ જઉં અને આ તેજનોના ત્રાસનું કારણ જ ન રહેવા દઉં તો શું ખોટું ? થોડા દિવસ માતાને દુઃખ લાગશે, અને પછી એ દુઃખ વિસારે પડી જશે; મારી ચિંતામાં વધુ દગ્ધ થવાનું તેને માટે પછી નહિ રહે ! શું એટલું બળ મારામાં નથી ?'

બારીએ ઉભી ઉભી સુશીલા વિચારને ચકડોળે ચડી. પોતે કયાં જવું, કેવું જીવન ગાળવું, લોકાપવાદનું કારણ કેવી રીતે રહેવા ન દેવું ઇત્યાદિ બહુ બહુ વિચારો તેણે થોડી વારમાં કર્યા. વિચારને અંતે ગૃહત્યાગ કરી જવાના જ નિશ્ચય તરફ તેનું મન ઢળવા લાગ્યું. પ્રાણજીવન બાવો બની ગયો હતો, તેવું ત્યાગી જીવન તેને ગમતું નહોતું. તેને તો પવિત્ર સંસારી જીવન જોઇતું હતું, પરન્તુ લગ્ન કરવાની તેની ઇચ્છા નહોતી. શું દેશમાં કોઇ એવું સ્થાન નહોતું કે જ્યાં તે સુખ શાન્તિમાં રહી શકે, પેટ ભરવા જેટલું રળી શકે, અને નિર્ભય આશ્રયસ્થાન પ્રાપ્ત કરીને જીવનકાળ પુરો કરી શકે ? સ્વામી વિવેકાનંદના ઉપદેશોના કોઇ પુસ્તકમાં તેણે બંગાળમાં એવો એક મઠ હોવા વિષે વાંચ્યું હતું તે તેને યાદ આવ્યું, અને તેમાં પોતે સ્થાન મેળવીને સુખ-શાન્તિમાં રહી શકશે તેમ લાગ્યું. પુનાના વિધવાશ્રમ તરફ તેનું ચિત્ત દોડયું અને ત્યાં પણ તેને આશ્રય મળશે તેમ લાગ્યું. 'બે ચાર સ્થાને ફરીશ, અને ઠીક પડશે ત્યાં રહીશ; પણ માતાને ત્રાસ ઉપજાવવા તો હવે મારે અહીં ન જ રહેવું.' એવો નિશ્ચય કરી તે બારી પાસેથી પાછી ફરી.

ગૃહત્યાગ સમીપે આવીને ઊભો રહેલો જોતાં તેનું દિલ કમકમ્યું. કમકમતે દિલે તેણે માતાને સંબોધીને એક ચિઠ્ઠી લખીને પોતાના બિછાનાના ઓસીકા હેઠળ દબાવી. પછી તેણે પોતાની પેટી ઉઘાડી. તેમાંથી બે જોડ કપડાં અને બસો રૂપિયાની નોટો કાઢી. ' શું હું માતાને છોડીને ચાલી નીકળું ? ' તેના અંતરમાં પ્રશ્ન ઉદ્‌ભવ્યો. ' હા, તે વિના મારી ચિંતામાંથી માતાની મુક્તિ નહિ થાય. ' અંતરે જ પ્રશ્નનો ઉત્તર પણ આપ્યો.

એક રૂમાલમાં કપડાં અને નોટો બાંધી લઇને તે ઓરડાના દ્વાર ભણી ચાલી. આસ્તેથી સાંકળ ઉઘાડીને તેણે દ્વાર ખોલ્યું. બહાર નીકળીને તે દાદરનાં પગથીયાં ઉતરવા લાગી. પાંચ–સાત પગથીયાં ઉતરતાં જ તે ખમચાઇને ઉભી. ' હજી પરોઢ થયું નથી–બહુ તો રાતના બે–ત્રણ વાગ્યા હશે. અત્યારે હું ગામ બહાર નીકળીને ક્યાં જઇશ ? માયા કરતાં વધુ તો કાયાનો ભય......' અને તે પોતાની નિર્બળ સ્ત્રીજાતિ ઉપર ગુસ્સે થતી દૃષ્ટિ સમીપે વિસ્તરેલા અંધકાર તરફ આંખો ટમટમાવી રહી.

એકાએક તે ઝબકી ગઇ કારણ કે કોઇની ધીમી વાતચીત તેના કાને પડતી હતી ! નીચેના ઓરડામાં જ કોઇ વાતો કરી રહ્યાં હતાં, જ્યાં એકલી ગોમતી સિવાય બીજું કોઇ સૂતું નહિ. સુશીલા ઊંડા વિચારમાં પડતી ઓરડા તરફ તાકીને સ્થિર બની ગઇ.

* * *

## પ્રકરણ ૧૫મું

## ભયભીત ગોમતી

ઓરડામાંથી આવતી ગણગણાટ સરખી વાતચીત સાંભળતી સુશીલા સીડીનાં પગથીયાં ઉપર જ ઊભી રહી. પાંચ મિનિટ ગઇ, દસ મિનિટ ગઇ, પંદર મિનિટ ગઇ, પરન્તુ ન તો વાતચીત જરાએ ઉતાવળી સંભળાતી હતી, ન તો તેમાંનો એક શબ્દ સ્પષ્ટ રીતે સમજી શકાતો હતો, અને ન તો સ્વરની પિછાણ થઇ શકતી હતી ! કોઇ ચોર ઘરમાં પેઠા હોય, અને તેઓ આટલો બધો વખત ધીમી વાતચીત કરવામાં ગાળતા હોય, એ સંભવિત નહોતું. પોતાની માતા અને ગોમતી પોતાથી છૂપી રીતે કાંઇ મસલત કરતાં હોય, અથવા પોતે સવારે ગોમતીની સાથે વિવાદ ચલાવીને પોતાના જે વિચારો તેની સમક્ષ દર્શાવ્યા હતા, તે વિચારો વિષે સાસુ-વહુ કાંઇ મંત્રણા કે વિચારવિનિયમ કરતાં હોય એ સુશીલાને શકય લાગ્યું. મેડા ઉપર માતા પોતાના ઓરડામાં સૂતી છે કે નીચે આવી છે તેટલી ખાત્રી કરવાથી જ સુશીલા એ વિષે નિર્ણય કરી શકે તેમ હતું, અને તે માટે તે પાછી ધીમે પગલે ઉપર જવાનો વિચાર કરતી હતી, એટલામાં નીચેના ઓરડાની અંદરની સાંકળ ઉઘડતી સંભળાઇ. દ્વાર ઉઘડયું, અંદરથી કોઇ બહાર નીકળ્યું, પછી અંદરથી કોઇએ દ્વાર બંધ કર્યું અને બહાર નીકળેલી વ્યકિત ઓસરીમાં થઇ ઓટલા તરફ ચાલી. સુશીલાએ જોયું કે તે એક પુરૂષ હતો !

'કોણ એ ?' સુશીલાએ સીડી ઉપર ઊભાં ઊભાં જ પ્રશ્ન કર્યો.

પરન્તુ એ પુરૂષાકૃતિ ઉતાવળાં ડગ ભરતી ઓટલો કૂદતી, ખડકી ખોલીને બહાર નીકળી ગઇ ! સુશીલા દિગ્મૂઢ બની સીડીનાં પગથીયાં સાથે જ જાણે ચોટી ગઇ.

એક ક્ષણમાંજ તે સત્ય સ્થિતિ સમજી ગઈ. ગોમતીની ભક્તિશીલતાની પાછળ દુરાચાર છુપાયો છે અથવા તો દુરાચારને છુપાવવાને ગોમતી ભક્તિશીલતાનો ઢોંગ કરી રહી છે અને ઘરમાં આજ્ઞાંકિત વર્તન વડે પોતાના કૃત્રિમ સૌજન્યની સુવાસ પ્રસારી રહી છે એમ સમજતાં સુશીલાને વાર લાગી નહિ. તે ઊંડા વિચારમાં પડી ગઈ. ગોમતીને અત્યારે જ કાંઈ પૂછીને તેને ગભરાવવાની આવશ્યકતા સુશીલાને ન લાગી, પરંતુ તેના મનમાં એટલો નિશ્ચય થઈ ચૂક્યો કે દુરાચારની લતે ચડેલી ભાર્યાના હાથમાં વૃદ્ધ માતાને છોડીને પોતે અંધકારમાં દટાવા માટે કયાંય ચાલ્યા જવું તેના સરખું નિર્દય કાર્ય બીજું કોઈ નથી. સીડીનું એક વધુ પગથીયું નીચે ઉતરવાને બદલે તે જે પગથીયાં નીચે ઉતરી હતી તે પગથીયાં પાછાં ચડીને સુશીલા પોતાના ઓરડામાં પાછી ફરી. કપડાં અને નોટોની પોટલી પાછી પેટીમાં મૂકી દઈને ગોમતીના આચરણ વિષે જ વિચાર ચલાવતી તે ઢોલીયામાં આળોટવા લાગી.

* * *

સુશીલાના મુખમાંથી નીકળેલો પ્રશ્નોદ્‌ગાર ' કોણ એ ?' ઓરડાની અંદરથી સાંભળતાં જ ગોમતીના રોમેરોમ પ્રસ્વેદબિંદુઓ ઉભી આવ્યાં ! સુશીલા તત્કાળ એ પુરૂષનો હાથ પકડશે, બુમાબુમ કરી મૂકશે, લોકો ધાઈ આવશે અને પોતાની ભારે ફજેતી થશે, એવા સંકલ્પ-વિકલ્પ કરતી ગોમતી ખાટલામાં બેસી ગઈ.' હવે શું થશે ?" એ પ્રશ્ને તેના અંતરને વલોવી નાંખ્યું. પણ એકાદ મિનિટ વ્યતીત થઇ ગઈ, સુશીલાએ કશી બુમાબુમ કરી નહિ, પુરૂષ છટકી ગયો—ખડકીનાં બારણાંનો અવાજ ગોમતીના કાને પડ્યો, અને તેની ગભરામણ કાંઈક શમી; પરન્તુ તત્ક્ષણ તેને સુશીલાનાં પગલાં પોતાના ઓરડા ભણી આવતાં સંભળાવા લાગ્યાં, એ સાચુલી નણંદની તગતગતી આંખો અને ચ્હડેલી ભ્રૂકુટી તેની સામે આવતી ભાસવા લાગી, પોતાના કાળા-કલંકિત મુખ ઉપર સુશીલાને થૂંકતી તે કલ્પવા લાગી

અને ફરીથી પરસેવાનો ધોધ તેના રોમમુખમાંથી વહેવા લાગ્યો. 'હું તેમને શો જવાબ દઈશ ?' એ ગોમતીના અંતરની મુંઝવણ હતી. પણ બે મિનિટ વધુ ગઈ અને સુશીલા પાછી સીડીનાં પગથીયાં ચ્હડતી સંભળાઈ. પાંચ મિનિટ વધુ ગઈ અને આખા ઘરમાં પાછી શાન્તિ છવાઈ ગઈ, જાણે કશું જ બન્યું નથી !

ગોમતીનું હૃદય જરા હેઠું બેઠું. પોતે સુશીલાની દૃષ્ટિમાં કલંકિત–અપકીર્તિત ઠરી ચૂકી હતી, પરંતુ લોકોની દૃષ્ટિમાં કલંકિત કરતી અત્યારે બચી ગઈ હતી: કાળી રાતે થતી ધમાધમ, કોલાહલ અને બૂમાબૂમનું જે ભયંકર કલ્પનાચિત્ર ગોમતી દોરી ચૂકી હતી, તેમાંથી તે અત્યારે છટકી શકી હતી; પોતાની ચાલાકીથી નહિ, પણ સુશીલાના શાણપણથી. જો તે જ વખતે સુશીલાએ પોતાને પૂછ્યું હોત કે 'ભક્તિશીલ ભાભી સાહેબ ! આ શું ?' તો પોતે તેને શો જવાબ આપત ? આ કલ્પના કરતાં ગોમતી થરથરી જતી હતી; પરંતુ જે સંકટમાંથી અત્યારે પોતે સુશીલાના શાણપણાથી બચી શકી હતી, તે જ સંકટ બીજે દિવસે સ્હવારમાં પોતાની સમીપે આવીને ઊભું રહેવાનું જ છે તેની ગોમતીને ખાત્રી હતી. સુશીલા એ વાત માતાને કહેશે, માતાનો અણગમો પોતા ઉપર ઉતરશે અને ડોશી ચકલે–ચૌટે વાતો કરી પોતાની ફજેતી કરશે, એમ ગોમતી જોઈ શકતી હતી. પોતાની મીઠી જીભ, કહ્યાગરો સ્વભાવ, કથાવાર્તાશ્રવણ, દેવપૂજા, ભક્તિભાવ ઇત્યાદિ ગુણોની પાછળ કેવો દુરાચાર રહેલો છે એવું જાણીને લોકો પોતાનો કેવો તિરસ્કાર કરશે ? પોતે પોતાનાં પિયરિયાંને કેવી રીતે મ્હોં બતાવશે ? પોતે સેવાભક્તિ અને સ્વર્ગ—નરકની ડહાપણભરી વાતો શું મ્હોં લઈને કરી શકશે ? એકાદશીના વ્રતને દિવસે જ પોતે લોહીભર્યે હાથે પકડાઈ, પછી પોતાનું ધર્માચરણ ઘરમાં કે બહાર શી રીતે પ્રભાવ પાડી શકશે ? ગોમતી આવા આવા વિચારોમાં ગોટવાતી–ગુંચાતી ખાટલામાં બેસી રહી અને પોતાની નજર સમીપે તુચ્છકાર, અપમાન, સંકટ અને અપકીર્તિરૂપ દરિયાનાં મોજાં ધસી આવતાં જોવા લાગી.

છૂપા પાપાચરણમાં ત્યાંસુધી જ મીઠાશ લાગે છે કે જ્યાંસુધી તે પ્રકટ થવાનો ભય ઉપસ્થિત થતો નથી. એ ભય ઉપસ્થિત થતાં પાપાચરણ પશ્ચાત્તાપજનક થઇ પડે છે. જો એ પશ્ચાત્તાપ સતત જાગૃત રહ્યા કરે છે, તો તેટલો જ પશ્ચાત્તાપ મનુષ્યના ભૂતપૂર્વ પાપોના પ્રાયશ્ચિત્તરૂપ બનીને પુનઃ તેને પાપ તરફ ગતિમાન થવા દેતો નથી; પરંતુ ઘણી વાર એ પશ્ચાત્તાપ સ્મશાનવૈરાગ્યના સરખો હોય છે; સ્થાનપલટો, સમયવહન, વાતાવરણનું પરિવર્તન ઇત્યાદિની સાથે પશ્ચાત્તાપ ભૂંસાય છે અને દુર્વૃત્તિ પુનઃ પુનઃ ડોકિયાં કરવા લાગે છે.

ગોમતી અત્યારે ભારે પશ્ચાત્તાપ કરી રહી હતી. સુશીલાના ડહાપણથી અત્યારે પોતે અપકીર્તિના ભયમાંથી બચી તેટલા માટે પણ તે પ્રભુનો પાડ માનતી હતી, અને પોતાના મનમાં સમજતી હતી કે છેવટે અત્યારે તો સાચી કે ખોટી મારી પ્રભુભક્તિએ જ મને બચાવી છે. પ્રભુ જ મારી વહારે ધાયા છે, નહિ તો ખુલ્લી રીતે પકડાયેલો દોષ ફજેતી કરાવ્યા વિના રહે ? છતાં અંતરની ઊંડી ચિંતા 'હવે કાલે શું થશે ?' એ વિચારની આસપાસ ચક્કરો લીધા જ કરતી હતી.

આજે ગોમતીની હિંમત તૂટી ગઇ હતી. છૂપા દુરાચરણથી પોતાની વૃત્તિને સંતોષવા માટે તેણે એવી ખૂબીથી જાળ બિછાવી હતી કે કોઇને સહજ પણ શંકા આવે નહિ. પોતાના આકળા–ક્રોધી સ્વભાવને તેણે મીઠાં વચનોથી દાબ્યો હતો. કહ્યાગરાપણાથી તેણે પોતાની સાસુનો અને નણંદનો સદ્‌ભાવ જીતી લીધો હતો, સેવાભક્તિ અને કથાવાર્તાશ્રવણથી તેણે પોતાની નવીન જીવનદિશાભિમુખતાની છાપ સૌ કોઇ ઉપર પાડવા માંડી હતી, ડાહી ડાહી ધર્મની વાતોથી તેણે પોતાની જાતને કોઇની પણ કુશંકાથી પર બનાવવા માંડી હતીઃ પરંતુ હવે ? એ જાળ થોડા કલાક પછી તડાતડ તૂટી ગયા વિના રહેવાની નથી, એવું ભવિષ્ય તે જોઇ

શકતી હતી. તેનું અંતર પોકાર કરી રહ્યું હતું: ' ઓ પ્રભુ ! મને કાંઇ બુદ્ધિ સુઝાડ ! '

અંધારા ઓરડામાં ખાટલા ઉપર બેઠી બેઠી ગોમતી ઉંડા વિચારમાં ધકેલાતી હતી. પોતે પહેલી વાર કુમાર્ગે વળી તે દિવસ અને તે પ્રસંગ તેને સાંભર્યો. તેને લાગ્યું કે તે દિવસે પ્રથમ દોષ પોતાના પ્રિયતમનો હતો, છતાં પોતે કાંઇ દોષમુક્ત નહોતી. પોતાની ઇચ્છા ન હોત, તો એ દુરાચરણનો આરંભ જ ન થયો હોત અને મહિનાના મહિના સુધી તે ચાલુ પણ ન રહ્યો હોત. પણ ઉત્તરોત્તર પોતે એ આચરણમાં રસ લઇ રહી હતી ! તેમાં રહેલો ભય તેની દૃષ્ટિ કે કલ્પનાથી દૂર નહોતો, એકવાર ભંડો ફૂટવાનો—કલંકિત થવાનો દિવસ આવશે એવી ગણત્રી તે પોતાની સુંદર બિછાવટ છતાં કોઇ કોઇ વાર કરતી, તોપણ તેનો રસ ઓછો થતો નહોતો, તેની વૃત્તિ પરાઙ્મુખ થતી નહિ, ભયની કલ્પના ભૂલી જવાનું તેને મન થતું, તેનું તન અને મન ઉત્સાહમાં રહેતું, અને ઘરનું કામકાજ તેને જરાયે કંટાળો કે થાક લગાડતું નહિ. આ જીવનચર્યાનો અંશેઅંશ અને તંતુએ તંતુ, અત્યારે ગોમતીના સ્મરણમાં ઉકેલાવા લાગ્યો હતો.

પરોઢ થયું. ઘરકામ માટે વહેલાં ઉઠવાનો ગોમતીનો સમય થયો. તે ઉઠી તો ખરી પરન્તુ આજે તેના પગમાં જરાયે ચૈતન્ય નહોતું. તે ઘરકામમાં પડી, પરન્તુ સુશીલા પોતાને હાક મારીને ઉપર બોલાવતી હોય એવા તેને ક્ષણે ક્ષણે ભણકારા સંભળાતા હતા. ખડકીની બહારથી કોઇનો અવાજ સંભળાય, મેડા ઉપરની બારનું બારણું ખખડે કે બીજો કાંઇ અવાજ થાય કે તુરત ગોમતી ચમકતી અને કામકાજ કરતાં ક્ષણભર સ્થિર બની જતી !

* * *

# પ્રકરણ ૧૬મું

## 'જાણે આજે હું નવો જન્મ પામી!'



એક દિવસ ગયો, બે દિવસ ગયા, ત્રણ દિવસ ગયા, પરન્તુ સુશીલાએ ગોમતી પાસે એ રાત્રિનું પ્રકરણ કાઢ્યું નહિ. માતાને તેણે કશી વાત કરી નહિ, તેમ જ ગોમતીને પણ તેણે જણાવા દીધું નહિ કે પોતે તેના દુરાચરણનો ભેદ પારખી ગઇ છે. રોજની પેઠે જ તે ગોમતી સાથે બોલતી--ચાલતી, જો કે તેમ કરવા માટે પોતે મન ઉપર અંકુશ રાખીને કૃત્રિમ રીતે વર્તી રહી છે એમ સુશીલાને લાગતું હતું, પરંતુ ગોમતી સમજી ગઇ હતી કે સુશીલા જાણી—જોઇને જોયું—ન જોયું કરતી હોવાનો દેખાવ કરી રહી છે. તેના તે શાણપણને ગોમતી અંતરથી આશીર્વાદ આપતી હતી, તોપણ એક વખત પોતાને સુશીલાને એ પ્રકરણ માટે જવાબ આપવો જ પડશે એવી તેની ખાત્રી હતી.

છેવટે એ દિવસ આવી પહોંચ્યો. ચોથે દિવસે માતાને વહેલી સૂઇ ગએલી જોઇને સુશીલા રાત્રે નવેક વાગતાં નીચે ઊતરી. ગોમતી સૂઇ જવાની તૈયારી કરતી હતી, એટલામાં સુશીલા તેના ઓરડામાં પેઠી. તે બોલી: 'ભાભી, બા તો વહેલાં સૂઇ ગયાં, તમારેય વહેલાં સૂઇ જવું છે કે શું?'

'કામકાજથી પરવાર્યાં, એટલે આપણે બીજું શું કામ? સૂઇ રહેવાનું સ્તો!'

'મને તો વહેલી ઊંઘ આવતી નથી એટલે રોજ રાત્રે વાચું છું. આજે તો વાંચવાનું ન ગમ્યું એટલે તમારી સાથે વાતો કરવા આવી.'

'ભલે આવ્યાં.' ગોમતી બોલી, પરન્તુ તેના કાળજામાં ગુંચળાં વળતાં હતાં.

ગોમતીએ બિછાવેલા ખાટલા ઉપર સુશીલા બેઠી. કેવી રીતે વાતચીતની શરૂઆત કરવી તે વિષેના વિચારમાં તે થોડી વાર ચૂપ બેસી રહી. ગોમતી તેની સામે ખાટલાની નીચે વિનયથી બેઠી અને તેના મુખમાંથી એકકે અક્ષર નીકળ્યો નહિ. ક્ષણો પછી ક્ષણો મૌનમાં ચાલી જવા લાગી. છેવટે સુશીલાએ જ ગંભીર રીતે વાતચીત ઉપાડી. તે બોલી: 'ભાભી ! તમને એક વાત પૂછવા આવી છું.'

'ભલે પૂછો.' ગોમતીએ જવાબ આપ્યો. તેના ગળામાં ડચૂરો બાઝતો જતો હોય એમ સુશીલાને લાગ્યું.

'હું તમને જે કાંઇ પૂછું તેથી તમારે ગભરાવાની જરૂર નથી. ખોટું્યે લગાડશો નહિ. સાચો જવાબ દેશો તોપણ તમને મારા તરફથી કશો ભય ઉપજવાનું કારણ રહેશે નહિ.'

ગોમતીની આંખોમાંથી દડ દડ કરતી અશ્રુધારા સરી પડી.

'હું ધારૂં છું કે મારો સવાલ તમે સમજી ગયાં છો, ભાભી. પણ હું તમને શરમાવવા કે રડાવવા આવી નથી. માણસ હોય, તેની ભૂલ પણ થાય, અને ભૂલ માલૂમ પડે ત્યારે પસ્તાવો પણ થાય.'

પણ ગોમતી આંસુની અસ્ખલિત ધારા સિવાય બીજી કોઇ રીતે જવાબ આપી શકે તેમ નહોતું.

'જુઓ, ભાભી ! તમે રડયા કરો છો એટલે હું તમને શું પૂછું ? અને તમારી નાની બહેન-બહેન નહિ પણ સખી-સમજો, તો જ હું તમારી પાસે બેસી શકીશ, અને કાંઇ વાતચીત કરી શકીશ, નહિ તો પછી હું મારે ચાલી જઉં.'

'હું શું કહું ? હું કયાં ઉંચું મ્હોં લઇને બોલી શકું તેમ રહ્યું છું ?' છેવટે ગોમતી માંડ માંડ એટલા શબ્દો બોલી શકી.

'માણુસ એક વાર ભૂલ કરે, એટલે તે માણુસની ઓળમાંથી નીકળી જ જાય છે એમ હું માનતી નથી. તમે ભૂલ કરી તેથી તમે માણુસ મટીને પશુ બની ગયાં એમ પણ હું માનતી નથી. હજીયે હું તમને સાચાં માણુસ બનેલાં જોવા ચાહું છું. એમાં નાસીપાસ શા માટે થાઓ છો ?'

સુશીલાના આશ્વાસનયુક્ત શબ્દોએ ગોમતીમાં ધીરજ પ્રેરી. પતન પામેલા મનુષ્યનું જ્યાંસુધી સર્વથા પતન થયું હોતું નથી, ત્યાંસુધી તેને સન્માર્ગે વાળવાનો અવકાશ રહેલો હોય છે, પરન્તુ તકનો સદુપયોગ સમાજ અને મોટા ભાગની વ્યક્તિઓ ભાગ્યે જ કરે છે. પતિત વ્યક્તિઓના તુચ્છકાર–તિરસ્કારથી તે વ્યક્તિઓને સુધરવાનો જે કાંઈ અવકાશ રહેલો હોય છે, તે પણ નાશ પામે છે. તેથી ઉલટું તે પતન કે દોષ તરફ બુદ્ધિયુક્ત ક્ષમા તથા ઉદારતાની દૃષ્ટિ કરવાથી પતિત મનુષ્યની સદ્બુદ્ધિના અવશિષ્ટ અંશો જાગૃત થાય છે અને તેનામાં વિશુદ્ધ જીવનની નવી આશા ઉત્પન્ન થાય છે. એ ક્ષણે તેનો જીવનપલટો સુસાધ્ય બને છે. માનસશાસ્ત્રના વેત્તા સદ્ગુરુઓ અને ધર્માચાર્યો આવા પતિત મનુષ્યોના ઉદ્ધારક થઈ શકે છે, તેવા દૃષ્ટાંતો જગતના ઇતિહાસમાંથી મળે છે, પરન્તુ સમાજનું માનસશાસ્ત્રનું જ્ઞાન બહુ છીછરૂં હોય છે અને પોતાની વિશુદ્ધિના અહંકારથી પ્રેરાયેલો માનવસમાજ અસત્યવાદી, ચોર, હિંસક કે વ્યભિચારીને તુચ્છકારી, બહિષ્કૃત કરી, અપમાનિત કરી, અસ્પૃશ્ય માની તેના શતમુખ વિનિપાતનો પ્રેરક બને છે. સુશીલા આ રહસ્ય સમજતી હતી, એટલે તેણે ભાભીને તુચ્છકારવાને બદલે ક્ષમાદૃષ્ટિપૂર્વક તેને આશ્વાસન આપ્યું અને ગોમતી આંસુ લૂછી નાંખી કાંઈક સ્વસ્થ થઈ.

'ભાભી ! હિંમતથી જવાબ આપશો ? ગભરાશો નહિ ? ગુંચવાશો નહિ ?'

'ના બહેન; તમે જે પૂછશો તેના સાચા જવાબ દઈશ. મારે પણ મારૂં દિલ ખાલી કરવું છે અને તમારા વિના બીજા કોઈની

પાસે હું દિલ ખોલી શકું એમ મને લાગતું નથી. તમે જ મારાં સાચાં હિતસ્વી છો, એમ મને લાગ્યું છે.' ગોમતીએ અંતઃકરણપૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા.

'ત્યારે કહો, આમ કેટલા વખતથી ચાલે છે?'

'બારેક માસથી.'

'એ પુરુષ કોણ હતો?'

'જીવરામ પુરાણી.'

આ બે પ્રશ્નોના ગોમતીએ ધૈર્યપૂર્વક આપેલા ઉત્તરો જ સુશીલાને ચકિત કરી નાંખે તેવા હતા, પરંતુ તેણે મ્હોં પર જરાએ આશ્ચર્ય પ્રકટ થવા દીધા વિનાજ આગળ પૂછવા માંડયું.

'મંદિરમાંથી જ સંબંધ સંધાએલો?'

'હા.'

'કથા સાંભળવા જાઓ છો, તે સાચી નિષ્ઠાથી'

'ના.'

'ત્યારે?'

'કાંઇક સંકેત માટે અને કાંઇક ધર્મભક્તિનો દેખાવ કરવા માટે.'

'અને સેવા–પૂજા–દર્શન, એ બધું?'

'લોકોમાં આચરણની સારી છાપ પાડવા માટે.'

'સાબાશ, ભાભી! તમે જે હિંમતથી સાચા જવાબો આપો છો, તેથી મને રોષ ચડતો હોય તો પણ ન ચડે! હવે બીજું પૂછું છું. તમને લાગતું હતું કે તમે ખોટું કરો છો–પાપ કરો છો?'

'હા.'

'છતાં તમે કેમ પાછાં વળ્યાં નહિ?'

ગોમતી જવાબ આપતાં ગુંચવાઇ. તેને પોતાને પણ સમજાતું નહોતું કે પોતે પાપ જાણ્યા છતાં કેમ પાપાચરણ કરતી હતી અને એ પાપાચરણને છુપાવવાને અનેરા ઢોંગ–દંભ કરી રહી હતી.

'ભાભી, જવાબ આપતાં કેમ અચકાયાં ?'

'મને પોતાને જ સમજાતું નથી કે હું આ માર્ગે કેમ ચડી. મને જીવરામે જ લલચાવી હતી. છતાં હું તેનો એકલાનો જ વાંક કાઢતી નથી. મારી ઇચ્છા વિના એ સંબંધ આટલો વખત ચાલી શકે જ નહિ. ઘણી વાર મને ભય લાગતો, પસ્તાવોયે થતો, ફરીથી જીવરામનું મ્હોં જ જોવું નહિ એમ મનમાં થતું, છતાં કોણ જાણે શાથી એ ભય–પસ્તાવો–નિશ્ચય ઉડી જતાં.'

'હું સમજી ગઇ ભાભી. તેમાં તમે શું કરો ? હુંયે તમારાથી નાની વયની વિધવા જ છું ને ? મારા મનને હું ઓળખી શકું છું એટલે તમારા મનનેય સમજી શકું છું.'

'ઘણું જીવો બહેન !' ગોમતી નણંદને આશીર્વાદ આપતી બોલીઃ 'આજે મારા હૃદયનો ભાર ઓછો થયો. મારાં પાપ અત્યારે હું તમારી પાસે ધોઇ નાંખતી હોઉં, તેમ લાગે છે.'

'પણ એ પાપ ધોવાઇ જવાથી આવતી કાલે તમે શુદ્ધ જીવન ગાળવા લાગશો એમ ખાત્રીથી કહો છો ?'

'મારા ભોગ લાગ્યા છે કે હવે હું એ માર્ગે જઉં ?'

'એમ ન માનશો. તમે જ કહો છો કે તમને ઘણી વાર ભય–પસ્તાવો થતા, છતાં તે ઉડી જતા. ફરીથી એમ નહિ થાય એવું શા ઉપરથી કહો છો ?'

'આ વખતે તો હું ખાત્રીથી જ કહું છું.'

'ભાભી ! અત્યારે તમે જે ખાત્રી આપો છો તે ખાત્રી સાચી છે, અત્યારે તમારા દિલની ઇચ્છા ફરી તે માર્ગે જવાની નથી એમ

પણ હું માનું છું; પરન્તુ પતિહીન યુવતીઓના મનને હું જેટલે અંશે પિછાણું છું, અને જાતે અનુભવું છું પણ, તે ઉપરથી હું કહું છું કે ભવિષ્યમાં તમે ડગી જશો.'

'બ્હેન!' ઓશિયાળું મ્હોં કરીને ગોમતી બોલીઃ 'અત્યારે તો હું ખરી ઇચ્છાથી જ કહું છું; પરન્તુ જ્યારે તમે આમ કહો છો, ત્યારે.. ત્યારે...હું શું કહું? મને કાંઇ સમજાતું નથી. મને મારા મનની સમજ પડતી નથી. તમને મારું મન એટલું નબળું લાગે છે, બ્હેન?' ગોમતી આતુર નજરે સુશીલા તરફ જોઇ રહી.

'હા, ભાભી.'

'ત્યારે હવે?'

'હું તમને એક વાત કહું. તમને રૂચે કે ન રૂચે તે હું જાણવા ઇચ્છતી નથી, અને તે પ્રમાણે વર્તવું, ન વર્તવું તે તમારી મરજીની વાત છે; પરન્તુ મને યોગ્ય લાગે તે મારે તમને કહેવું એવી ફરજ સમજીને હું તમને કહું છું.'

'ખુશીથી કહો.'

'ભાભી, તમારું આચરણ ખરાબ છે એમ તમે શા ઉપરથી માન્યું?'

'ત્યારે શું એ સારું આચરણ હતું?'

'સંસારનાં સ્ત્રીપુરુષોનાં એવાં જ આચરણ કેમ ખરાબ મનાતાં નથી?'

'તેઓ પરણેલાં હોય છે તેથી. વિધવાનું આચરણ તો દુષ્ટ જ લેખાય.'

'ત્યારે આચરણ પોતે દુષ્ટ નથીઃ વિધવાની અવસ્થા તે ઉપર દુષ્ટતાની છાપ મારે છે, ખરું?'

'હા, ખરું.'

'તો તમે એ દુષ્ટતાની છાપ ભૂંસી નાંખી શકો છો, અને આજે જે આચરણ દુષ્ટ મનાય છે, તે આવતી કાલે દુષ્ટ મનાતું બંધ

થઇ જશે; આજે જે કારણે તમને ભય લાગે છે તે કારણ નાશ પામી જશે, તમારે જે દંભ કરવો પડે છે તે કરવાની જરૂર રહેશે નહિ. તમે મારા સદ્દગત ભાઇનાં પત્ની છો, મારે તમને કહેવું ન જોઇએ છતાં કહું છું કે તમારાં આ આચારણથી મારો ભાઇ સ્વર્ગમાં પણ સંતાપથી બળતો હશે, પરંતુ જો તમે તમારા દિલના સંતોષ માટે એ જીવરામને પ્રકટ રીતે પરણશો તો મારા ભાઇને સંતાપ નહિ પણ શાન્તિ થશે; માત્ર સમાજના થોડા દંભપ્રિય મનુષ્યો જ થોડા દિવસ તમને તુચ્છકારથી જોશે અને તેઓ આપમેળે બની જશે.'

'અરર, બહેન ! પણ હું–તમે–મારાં પિયરિયાંની આબરૂ ઉપર પાણી ફરી વળ્યા વિના રહે ?'

'જીવરામ સાથે સંબંધ બાંધતાં તમને નહોતું લાગતું કે બધાંની આબરૂ ઉપર પાણી ફરી વળશે ? છતાં તે વખતે તમે તે વિચારની દરકાર ન રાખી, કારણ કે તે ગુપ્ત રાખવાની તમને હિંમત હતી અને ગુપ્ત ન રહે તોપણ આબરૂ કરતાં એ સુખ તમને વધુ વહાલું લાગ્યું હતું. એ આબરૂની કિંમતથી પણ જો તમે ફરી એ માર્ગે ન જાઓ તો તે સારૂં જ છે; પણ જે વખતે મન ડગે તે વખતે તમે માનજો કે ગુપ્ત દુરાચરણ કરતાં સમાજની દૃષ્ટિએ અનિષ્ટ મનાતું પણ પ્રકટ આચરણ જીવનને માટે વિશેષ ઇષ્ટ છે. સમાજની ખોટી લજ્જાનો–ભયનો કડવો ઘૂંટડો એક વાર ગળી જશો, અને મનથી નવું જીવન પવિત્ર રીતે ગાળવાનો નિશ્ચય કરશો, તો આ ગુપ્ત અપવિત્ર જીવન કરતાં તેમાં તમને વિશેષ સુખ અને શાન્તિ મળશે, એટલું જ હું તમને કહી રાખવા ઇચ્છું છું.'

'અરર, વિધવા ફરી પરણીને લોકોને મ્હોં બતાવે, તે કરતાં તો આપઘાત કરે તે વધારે સારૂં.' ગોમતી કમકમતી બોલી.

'એમ ન બોલો, ભાભી. વિધવા ગુપ્ત વ્યભિચાર કરે, કિંવા મનોદુઃખથી અકળાઇને આપઘાત કરે, તે કરતાં ફરી પરણીને પવિત્ર જીવન ગાળે તે ખરાબ નથી પણ સારૂં છે. લોકો નિંદા કરે, તેથી

લોકોની પાસે શરમ આવે, તે ખરૂં; પરન્તુ એ નિંદા અને શરમ વેઠવી સારી છે, પણ દુરાચરણને ગુપ્ત રાખવાને ભયભીત રહ્યા કરવું, વલખાં મારવાં, અને એક પાપ છુપાવતાં ઉત્તરોત્તર અનેક પાપો કર્યાં કરવાં તે તો જીવતાં નરકનું દુઃખ વેઠવા બરાબર છે, એમ તમને નથી લાગતું ?'

ગોમતી વિચારમાં પડતી ચૂપ બેસી રહી.

'ભાભી! મારા કહેવાનો ઉલટો અર્થ ન કરશો. એમ ન માનતાં કે હું તમને ફરી લગ્ન કરવાનું કહીને આ ઘરમાંથી જલ્દી રજા આપવા ઇચ્છું છું; એમ ન માનતાં કે હું તમને મીઠી વાણીમાં ખોટે માર્ગે જવા કહું છું: એમ ન માનતાં કે મારા બાપની મીલ-કતમાં તમારો ભાગ જ ન રહે તે માટે હું તમને ફોસલાવું છું; અત્યારે તમે જે પવિત્ર જીવન જીવવાની મને ખાત્રી આપો છો તે હું સ્વીકારૂં છું, અને તેથી ખુશ થઇ છું. હું ઇચ્છું છું કે તમે એવું પવિત્ર જીવન જ ગાળો. આજસુધીના તમારા બધા દોષો હું ભૂલી જઉં છું. તે હું કોઇને કહેવાની પણ નથી, તેમ જ તમારી ઉપર છૂપો ચોકીપહેરો પણ રાખવાની નથી. તમે તમારા મનથી જ પવિત્ર જીવન ગાળી શકશો, કેવળ મારા ઉપદેશથી, ભયથી કે ચોકીપહેરાથી નહિ; પણ ભવિષ્યમાં જ્યારે તમને લાગે કે વૈધ-વ્યનું શુષ્ક જીવન ખરેખર અસહ્ય છે, તે વખતે તમે કોઇ પણ આડે માર્ગે જવાને બદલે પ્રકટ–રાહદારીના જ પવિત્ર માર્ગે જજો, અને તે વખતે ખુશીથી મારા જેવી નાની સખીને વિશ્વાસમાં લઇને મનની વાત કહીને જજો; પરન્તુ જીવનમાં દંભ–કપટ–ભય–અશાન્તિ વેઠશો નહિ, કારણ કે એ જ નરક છે અને એ જ પાપ છે. પ્રકટ અપ-કીર્તિ કરતાં અપકીર્તિને છુપાવવાને કરવાં પડતાં પાપ વધુ ભયંકર છે, ભાભી!'

'સાચી વાત, બહેન! પણ હવે તો પ્રભુ એ વખત જ નહિ આવવા દે! મંદિરની સેંકડો કથાઓમાં જે ઉપદેશ મને સાંભળવાનો

મળ્યો નહોતો, તે ઉપદેશ આજે તમે મને આપ્યો છે. સગી મા જે ન ખમી શકે તેટલું તમે મારું ખમીને મને ઉગારી લીધી છે. દેવને પૂજવાને બદલે હું તમારા જ પગ પૂજું એમ મને થાય છે, સુશીલા બહેન !'

'તમારાં જેવાં ભોળાં દિલનાં ભાભીની નણંદ થવું એ કાંઇ ઓછું સદ્દભાગ્ય છે ? લ્યો, હવે હું જઉં છું.'

'જાઓ; હું તમારા ઉપદેશને અફળ નહિ જવા દઉં, એ માટે નિશ્ચિંત રહેજો. મને એવું લાગે છે કે જાણે આજે હું નવો જન્મ પામી !'

સુશીલા સંતુષ્ટ થતી ઓરડાની બહાર નીકળી.

* * *

## પ્રકરણ ૧૭મું

* *

### શ્વસુરાલયનું તેડું

*

બીજા દિવસનો પહોર ચડયો, એટલામાં કમળાની ખડકીએ એક સીગરામ આવીને ઊભો અને તેમાંથી એક વૃદ્ધ બ્રાહ્મણ તથા એક નોકર ઉતર્યા. કમળા તેમને ઓસરીમાં બેઠી બેઠી જોઇ રહી અને નબળી આંખે તે તેમને ઓળખી શકી નહિ. વૃદ્ધ બ્રાહ્મણે આંગણાંમાં આવતાં કહ્યું : 'કેમ, કમળાબાઇ ! ખુશીમાં છોને ?'

'હા, આવો.' કમળાએ ઊભા થતાં ઉત્તર આપ્યો. તેણે રામજીને ઓળખ્યો; પછી ગંગાશંકર દવેને પણ ઓળખ્યા અને તે બોલી: 'પધારો, દવેજી ! પધારો.' અને તેણે ઓસરીમાં શેતરંજી બિછાવી આપી.

ગંગાશંકર દવે અને રામજી શેતરંજી ઉપર બેઠા. કમળાએ અંદર જઇ લોટો અને બે પવાલાં આણ્યાં. દવે તથા રામજીએ પાણી પીધું. કમળાએ પૂછ્યું: 'નડીઆદ બધાં ખુશીમાં છે? દેવકોરબાઇને શરીરે સારૂં રહે છે?'

'દેવકોરને હમણાં શરીરે ઠીક રહેતું નથી. અવસ્થા થઇ, દુઃખ પડ્યું, ઘરમાં પોતાનું બીજું કોઇ નહિ, એટલે મને તેમણે કહ્યું કે તમે ને રામજી જઇને થોડા દિવસ સુશીલાને તેડી આવો.' એ રીતે દવેજીએ પોતાના આગમનહેતુની પ્રસ્તાવના કરી.

કમળા વિવેકની ખાતર પણ વળતો 'હું'કાર ન ભણી શકી! સુશીલાનું લગ્ન થયે દશ વર્ષ થવા આવ્યાં હતાં, પણ એકે વાર સુશીલા સાસરે જઇને રહી નહોતી, તેમ જ કોઇએ તેને સાસરે તેડી પણ નહોતી. સુશીલાના વિચારો તેની માતા જાણતી હતી અને પ્રાણજીવન સાથેના તેના લગ્ન માટેનો તેનો અસંતોષ પણ કમળાની જાણ બહાર નહોતો. પ્રાણજીવન ઉપર તેને લાગણી હતી કે નહિ તેની કમળાને કશી ખબર નહોતી, પરંતુ એ લાગણી હોય કે ન હોય છતાં માત્ર નામના જ સાસરામાં જઇને રહેવા સુશીલા તૈયાર છે કે નહિ, તેની કમળાને ખબર નહોતી, એટલે તે દવેજી પાસે એકદમ હા–ના શી રીતે કહી શકે! પોતે હા કહે અને સુશીલા 'ના' પાડીને ઉભી રહે તો પોતે શું કરે? અને સુશીલાનો વિચાર જાણ્યા વિના તે નકાર પણ શી રીતે ભણે? આ કારણથી જ તે ગંગાશંકર દવેના કથનના ઉત્તરમાં મૌન રહી હતી.

દવેજીએ આગળ કહેવા માંડ્યું: 'વાત એમ છે કે દેવકોરનું શરીર હવે કથળી ગયું છે અને ઘરમાં તેમનું પોતાનું લેખાય એવું કોઇ નથી. હું અને મારા દીકરાની વહુ તેમની સાથે જ રહીએ છીએ, અમારે કાંઇ સગાઇ–સગપણ નહિ, માત્ર પડોશીદાવો જ, પણ મારી અવસ્થા થઇ છે, દેવકોરનીયે અવસ્થા થઇ લેખાય; એમના ઘરમાં આ એક ચાકર વિના કોઇ મરદ માણસ નહિ અને ડોશીથી હવે

બરાબર રાંધવાનું કામ પણ થઇ શકતું નથી. આથી બે વરસથી હું અને મારા દીકરાની વહુ તેમની સાથે જ રહીએ છીએ. આથી દેવકોરની સગવડ સચવાય છે અને મારે પણ ઠીક છે, કારણ કે દીકરાની વહુ જુવાન છે. પણ અમે તેવાં તોયે અમે તો પરાયાં માણસ કહેવાઇએ અને સુશીલા તેમના દીકરાની વહુ રહી, એટલે તેમના અંતરનું માણસ તે જ લેખાય. આ કારણથી તેમણે મને કહ્યું અને હું આવ્યો.'

કમળા બોલી: 'આવ્યા તો ભલે આવ્યા. મારી સુશીલા તેમના દીકરાની વહુ છે તે તો સાચું જ; પરન્તુ તમે જાણો છો કે સુશીલા કોઇ દિવસ ત્યાં રહી નથી.'

'હા, રહી નથી, એ સાચી વાત. દીકરો ઘેર હોય તો સાસુ વહુને હોંશભેર ઘેર બોલાવે, પણ આજસુધી સુશીલાને નથી બોલાવી તેનું કારણ તમે જાણો છો. હવે ડોશીનું શરીર અટક્યું છે, કોણ જાણે કે કાલે શું થશે? એમને આ જીવનમાં તો સુશીલા સિવાય બીજું કોઇ પોતાનું નથી. એમનું ભર્યુંભાદર્યું ઘર રહ્યું તે તમે જાણો છો. સુશીલા ભણી–ગણી છે, ડાહી છે, ઘરથી માહિતગાર થાય, તો ડોશીના મનને શાન્તિ વળે ને!'

ગંગાશંકર દવેની વહેવારકુશળ જીભ માપી–માપીને શબ્દો ઉચ્ચારતી હતી. તેમની જીભમાં મિઠાશ હતી. તે કમળાનું અને સુશીલાનું મનોદુઃખ પણ જાણતા હતા, એટલે બહુ જ ધીમેથી અને ડહાપણશીલ સ્વરે બોલી રહ્યા હતા.

'તમે ખરું કહો છો. સુશીલાને હું એક વાર પૂછું, સમજાવું, પછી વાત. અત્યારે તો તમે જમી લ્યો; રસોઇ તૈયાર થઇ ગઇ છે.' એમ કહી કમળા ઉઠીને રસોડા તરફ ગઇ.

ગોમતીએ પાટલા નાંખ્યા. દવેજી નદીઆદથી નિત્યકર્મથી પરવારીને જ નીકળ્યા હતા, એટલે તેમણે મુકટો પહેરી પાટલા પર આસન

જમાડ્યું. ઓસરીને છેડે રામજી જમવા બેઠો. જમીને હવે તંબાકુ ચાવતા બેઠા અને કમળા મેડા પર સુશીલા પાસે ગઇ.

'સુશીલા ! તેં જાણ્યું ?'

'હા જાણ્યું.'

'તારી સાસુએ તને તેડવા માટે તેમને મોકલ્યા છે.'

'ભલે; તારી રજા હોય તો જઉં.'

કમળાને એ ઓચિંતા જવાબથી સંતોષ થયો અને તેના મુખ ઉપર આનંદ ચમક્યો. સુશીલાના ધ્યાન બહાર તે નહોતો. પોતે સાસરે જાય તો માતાને આનંદ થશે એવું જાણીને તે પણ સંતુષ્ટ થઇ. કમળાની આંખોમાં જળ ભરાઇ આવ્યું અને તે બોલી: 'માતા દીકરીને સાસરે જવાની રજા ન આપે એમ હોય જ નહિ, દીકરી ! જેવી હું તારી માતા છું, એવી દેવકોર પણ તારી માતા જ છે; મારી સેવા અને વૃદ્ધ સાસુની સેવા એ બેઉ તારે સરખાં સમજવાનાં છે. અહીં ગોમતી છે એટલે મારે કશી ચિંતા નથી; દેવકોરબાઇ ઘરડાં થયાં એટલે તને બોલાવવા ખાસ માણસ મોકલ્યું, એટલે તને ન મોકલીએ તો આપણું ખરાબ દેખાય.'

'હું ક્યાં કહું છું કે તું મને ન મોકલ; તું મને ભલે મોકલ, અને હું જવા માટે પણ તૈયાર છું.'

'પણ પહેલીજ વાર સાસરે જવાથી તને કદાચ ત્યાં નહિ ગમે, એની મને ચિંતા થાય છે. દેવકોરબાઇનો સ્વભાવ સારો છે એટલે કશી ચિંતા નથી, પણ અહીં તું આખો દિવસ ચોપડીઓ વાંચીને બેસી રહે છે, તે ત્યાં નહિ ચાલે. મને એ બાબતની મુંઝવણ થાય છે. મારી પાસે બોલતી હતી તેવું સાસુ પાસે બોલીશ તો મારી ફજેતી કરાવીશ, એ બાબતનીયે મને ફિકર રહ્યા કરે છે.'

'હું કોઇને કાંઇ વગર પૂછ્યે કહેવા જવાની નથી.'

'અને કોઇ કાંઇ પુછે, ધારો કે તારી સાસુ તને મારા જેવું પૂછે તો ?'

'તો જેવું મેં તને કહ્યું હતું તેવું તેમને કહું !' સુશીલાએ સ્પષ્ટ કહ્યું.

'અરર ! એવું ત્યાં બોલાય ? ઓ ગાંડી ! જોજે એવું કાંઈ બોલતી ! એવું બોલીશ તો ઘેર ઘેર મારી ને તારી વાતો થશે.'

'ત્યારે શું મને જેવું મનમાં લાગે તેવું ન બોલું ?'

'ના; મનમાં ગમે તે હોય, પણ બહારથી ડાવકું રહેવું એ સાસરે તો સ્ત્રીનો પહેલો ધર્મ છે.'

સુશીલાથી હસી જવાયું. તે બોલી: 'બા, સાસરામાં એવું કપટ કરવાનું કાંઇ કારણ ?'

'નહિ તો નિંદા થાય.'

'અને પિયરમાં ?'

'પિયરમાં માતા નિંદા ન થવા દે !'

'તારે મને મોકલવી હોય તો મોકલ; પણ મને એવું કપટ કરતાં નહિ આવડે. હું કોઇને જાણી જોઇને ખોટું નહિ લગાડું. પરન્તુ મારાથી ઢોંગ નહિ થઇ શકે–ધૂતારાવેડા મને નહિ આવડે !'

'એમાં ધૂતારાવેડા શાના ?'

'જાણે કે પ્રાણજીવન ઉપર મારી પતિભક્તિ છલકાઇ જતી હોય, હું તેના નામની માળા ફેરવતી હોઉં, તે પાછા આવે માટે હું અનુષ્ઠાન કરું, વ્રત–ઉપવાસ કરું, તેમના વિયોગે ઝુર્યાં કરું, એવો કશો દેખાવ મારાથી નહિ થઇ શકે, સમજી ? હું તો તારા કહેવાથી– તારા સંતોષની ખાતર એ ડોશીની સેવા કરવા જઉં, બીજું કશું નહિ !'

કમળાને માટે આ એક નવો ધડાકો હતો. 'પ્રાણજીવન'નું નામ સુશીલાના મુખમાંથી નીકળેલું આજે કમળાએ પહેલી જ વાર સાંભળ્યું હતું. કમળા જરા મુંઝવણમાં પડી, છતાં સુશીલાને વધુ નહિ તો થોડા દિવસ તો સાસરે મોકલવી જ, એમ તેના મનમાં હતું,

એટલે તેણે કહ્યું: 'તું કહે છે તે બધું ખરું, છતાં વિવેકપૂર્વક વર્તીએ તો બહાર ખરાબ ન દેખાય.'

વળી સુશીલા હસી. તે બોલી: 'બા, બહારથી જ સારું દેખાડવાની આ શી લત? એ શું ઢોંગ નહિ?'

'તું ગમે તેમ માન; પણ બીજાને ખરાબ ન લાગે તેમ વિવેકથી વર્તીએ તો ડાહ્યાં દેખાઈએ.'

'ઠીક ત્યારે, હું સાસરે ડાહી થઈશ, હો! તું ચિંતા ન કરીશ.' સુશીલાએ લાડમાં હસીને માતાને સંતોષ ઉપજાવ્યો.

'ત્યારે હું દવેજીને તને મોકલવાની હા કહું છું.'

'હા, ખુશીથી કહે.'

'કાલે સ્હવારે અહીંથી નીકળવું પડશે. રાત્રે તારાં બધાં કપડાંલત્તાં તૈયાર કરવાં પડશે.' માતા બોલી.

'તું કહે તો અત્યારે જવા હું તો તૈયાર છું!'

'વાહરે મારી ડાહી દીકરી!' કમળા આનંદ પામતી નીચે ઉતરી.

સંસારનાં અનેક પ્રકારનાં દૃશ્યો અને મનુષ્યના અનેક પ્રકારના સ્વભાવો ગંગાશંકર દવેએ પોતાની આટલી વયમાં જોયા હતા. સાસરે પુત્રીને તેડવા જનાર માતા–પિતાનું અપમાન કરી કાઢી મૂકનાર વહેવાઈ અને જમાઈ, પોતાની સ્ત્રીને તેને પિયરથી તેડી લાવવા જનાર જમાઈને મ્હેણાં–ટોણાં સંભળાવી એકલો પાછો કાઢનાર સાસુ–સસરા, સ્ત્રીનો કબજો લેવા માટે કોર્ટે જનાર પતિ, પતિ ઉપર ભરણપોષણનો દાવો કરનાર પત્ની, પત્નીને ચોટલો પકડીને ઘેર ખેંચી જનાર પતિ, પતિને શાપ આપીને સાસરેથી ચાલી નીકળનાર પત્ની, સસરાને આંગણે રોટલા માટે લાંઘતી વિધવા, શ્વસુરાલયમાં પડ્યો પાથર્યો રહી અપમાન વેઠનાર જમાઈ, એવાં એવાં અનેક દૃશ્યો અને માનવીઓનો પરિચય ગંગાશંકર દવેને થયો હતો: પણ એ અનુભવી ડોસાનું મન પણ

ડગતું હતું કે સુશીલાને તેની મા સાસરે મોકલશે કે નહિ! હક્ક-દાવો કરવાનો નહોતો, લઢવાડ કરવી શોભે તેમ નહોતું, સમન્વણી પણ મધ્યમસર જ થઇ શકે તેમ હતું. ડર-ધમકી કામનાં નહોતાં: એવી સ્થિતિમાં જો માતાપુત્રી સારા સંસ્કારનાં હોય તો જ પોતાનો પ્રયાસ સફળ થશે, નહિ તો પોતાને વિલે મ્હોંએ નડીઆદ પાછા ફરવું પડશે એવી દવેને ખાત્રી હતી. દવેએ જાણ્યું કે સુશીલાને નડીઆદ મોકલવાનું એની માતાએ નક્કી કર્યું છે, ત્યારે એ ઉચ્ચ સંસ્કારી કુટુંબની માન પ્રશંસા જ માત્ર તેમણે કરી.

બીજે દિવસે સ્હવારમાં સુશીલાને લઇને સીગરામ નડીઆદ તરફ રવાના થયો: લગ્ન પછી દસ વર્ષે, જમાઇ વિનાના અને સૂના શ્વસુરાલય તરફ માતાએ ગળની આંખોએ પુત્રીને વળાવી.

* * *

## પ્રકરણ ૧૮મું

* *

### કંકુનાં પગલાં!

*


'માજી! અહીં આવો, કંઇક બતાવું!'

'શું છે?'

'પણ અહીં તો આવો!'

'આ આવી.'

'જુઓ તો!'

દેવકોરે જોયું કે ઓરડાની બહાર તાજાં કંકુના પગલાં પડેલાં હતાં! થોડી વાર પહેલાં એક દંડી સંન્યાસી 'ભિક્ષાન્દેહિ' કરીને બરાબર ભોજન સમયે જ આવેલો, તેને ત્યાં ભોજન પિરસી બેસાડયો હતો, તે મૌનપણે ભોજન કરી આશીર્વાદ આપીને ચાલ્યો ગયો

હતો; તેના પાટલાની પાસેજ કંકુનાં પગલાં પડેલાં જમનાએ જોયાં અને તેણે દેવકોર ડોશીને બોલાવીને દેખાડ્યાં. તે ગયો ત્યારે તેની ઉપર કોઇએ ખાસ ધ્યાન આપ્યું નહોતું પરન્તુ જમના તેની પતરાળી ઉપડાવા માટે આવી, ત્યારે એ પગલાં તેના જોવામાં આવ્યાં, અને તે સ્તબ્ધ બની ગઇ.

સંન્યાસી વૃદ્ધ હતો, દેહ સુકાયલો હતો, બોલવામાં નમ્ર હતો, સૂક્ષ્મ આહાર લેનાર હતો, દેવકોરને તે સુચરિત સન્યાસી લાગ્યો હતો એટલે તેણે તેને ભોજન કરાવ્યું હતું, પરંતુ તે કોઇ અલૌકિક મહાપુરુષ હોવો જોઇએ એવું તો તેના શ્રદ્ધાળુ દિલને હવે લાગ્યું. હવે તેને લાગ્યું કે સંન્યાસી દેખાવમાં સુદામા જેવો દેખાતો હતો, પરંતુ તેની આંખોમાં બ્રહ્મતેજ ઝળકી રહ્યું હતું! અતિથિસત્કારમાં દેવકોર તત્પર રહેતી; તેને ત્યાં ઘણા સાધુ, બાવા, વિદ્યાર્થીઓ ભોજન કરી ગયા હતા; પરંતુ આવા મહાત્મા તો આજે પહેલી જ વાર તેને ત્યાં પધાર્યા હતા એમ તેને લાગ્યું. ‘જમના! જા, દોડ જોઇએ, સન્યાસી આટલામાં જ હજી હશે. તેમને બોલાવી લાવ. આપણે તેમની ફળ–ફૂલથી પૂજા કરીએ.’

જમના દોડી, પણ દસેક મિનિટમાં તે પાછી ફરી. તેના મ્હોં ઉપર નિરાશા હતી. દેવકોર એ નિરાશા કળી ગઇ અને તેના વદન ઉપર પણ નિરાશા પ્રસરી. જમના બોલીઃ ‘માજી! સંન્યાસી કોઇ ખરેખરા મહાપુરુષ હો!’

‘હાસ્તો, પણ આપણે એટલાં દુર્ભાગી કે તેમનો વધુ સત્કાર ન કરી શકયાં. હશે, પણ આપણા ઘરમાં તે મંગળ ચિહ્ન મૂકી ગયા છે, એ સારું થયું.’

‘હા, હું આ કંકુ લઇને સેવાની ઓરડીમાં પેલી રૂપાની દાબડી છે, તેમાં ભરું છું.’

‘હા, એમ જ કર.’

'બધા સાધુ–બાવા કાંઇ સરખા નથી હોતા પણ કોઇ જ આવા હોય. આપણે ત્યાં ઘણાય બાવા, સંન્યાસી જમી ગયા હશે, પણ આવો ચમત્કાર કોઇ વાર નહિ જોએલો.'

'મેં મારી જીંદગીમાં પહેલી જ વાર ચમત્કાર જોયો. પણ જમના! કોઇને આ વાત કહેવી નહિ, હો!'

'કેમ માજી?'

'ના, મને એ ગમતું નથી. આપણે દુઃખી રહ્યાં. કંકુનાં માંગલિક પગલાં આપણે ઘેર થયાં હોઇને આપણે શું સુખી થવાનાં હતાં? ઘેર ઘેર કંકુનાં પગલાંથી વાતો થાય અને આપણે તો એવાં જ દુઃખી હોઇએ, તો લોકો હાંસી કરે, માટે મનમાં જ સમજીને બેસી રહેવું.'

'એમ?'

'હા; પ્રભુની ઇચ્છા આપણું કલ્યાણ કરવાની હશે, તો આપણે ઘેર કંકુનાં પગલાં પ્રભુ પાડી ગયાની વાતનો ઢંઢેરો પીટાવ્યા વિના શું તે કલ્યાણ નહિ કરે?'

'ત્યારે કોઇને વાત નહિ કરૂં.'

'હા, એમ જ, જાણે કાંઇ બન્યું નથી.'

નડીયાદનું જીવન અર્ધ શહેરી–અર્ધ ગ્રામ્ય, અર્ધ સુધરેલું–અર્ધ શ્રદ્ધાળુ, અર્ધ સંસ્કારી–અર્ધ સાદું હતું. ઝગડીયા પાડાનાં નાગર કુટુંબોના જ સંસ્કારો ત્યાં વસતાં ગર્ભશ્રીમંત બ્રાહ્મણ કુટુંબોમાં પ્રતિબિમ્બિત થએલા દેખાતા. દેવકોર એવા જ સંસ્કારોથી રંગાયલી વૃદ્ધા હતી. તેનું જીવન નિર્મળ હતું; તે શ્રદ્ધાળુ હતી; તેને કદાચ ધર્મભોળી કહી શકાય, પરન્તુ ધર્મઘેલી તો નહિ જ. તેની શ્રદ્ધાળુતા ધર્માચરણમાં હમેશાં સદશો જ જોતી. ધર્માચરણમાં કેવળ બુદ્ધિની જરૂર હોતી નથી એવું તે ન માનતી. ધર્મ કરતાં પણ બુદ્ધિ વાપ-

રવી જોઇએ એવું તે સમજતી, છતાં જ્યારે પરંપરાથી ચાલ્યા આવતા ધર્માચરણમાં તેની બુદ્ધિ ધાર્મિક રહસ્ય શોધી શકતી નહિ, ત્યારે તે પરંપરાને માની લેતી અને કહેતી: 'આપણે તો પામર કહેવાઇએ, એવી ઉંડી વાતો ક્યાંથી સમજી શકીએ? પ્રભુની લીલા અગાધ છે, તે તરણાનો મેરૂ અને મેરૂનું તરણું કરી શકે છે!' બુદ્ધિના પ્રયોગ વડે પરંપરામાં જરાએ ફેરફાર કે સુધારો કરવાની હિંમત તેનામાં નહોતી; કદાચ તેના અંતઃકરણમાં એવી હિંમત જાગૃત થઇ જાય, તો પણ બાહ્યાચરણમાં એ હિંમત બતાવવાની શક્તિ એ પાપભીરૂ વૃદ્ધ અંતઃકરણમાં નહોતી, અને તેથી તે જીવનમાં ઘણાએ પ્રસંગોને પોતાની ઇચ્છાની ઉપરવટ થઇને ચલાવી લેતી.

બુદ્ધિ કે સાદી સમજ હિંદુ જનસમાજમાં વધતી જાય છે, છતાં પરાપૂર્વના જડ થએલા સંસ્કારો સાદી સમજની ઉપરવટ થઇને મનુષ્યને સ્થિતિચુસ્ત બનાવી મૂકે છે. બાહ્ય ધર્મભક્તિ અને ધર્માચરણમાં રસ ધરાવનારા મનુષ્યમાં આ વર્ગ ઘણો મોટો છે. રખડતા બાવા-વેરાગીઓને સદાવ્રત કે ભોજન આપવામાં દાનપુણ્ય માનનારા વૃદ્ધો અને વડીલોના આજના વંશજો સમજે છે કે આ સદાવ્રત મનુષ્યને ભિખારી બનાવનારાં છે, અથવા તો કેવળ ભિખજ છે; તે ભિખ લેનારા સાધુ નથી પણ પામર ભિખારીઓ માત્ર છે; એટલુંજ નહિ પણ તેઓમાં જ ઘણા ચોર-દુરાચારી-ગંઠીછોડા અને હિંસકો હોય છે; છતાં વડીલો સદાવ્રત બાંધી ગયા છે તે બંધ કેમ કરાય, એવી પાપભીરૂતાથી તેઓ 'ચાલે તેમ ચાલવા' દેવાની ઉદાસીન વૃત્તિવાળા હોય છે તેમના મનને સારૂં લાગે કે આ સદાવ્રત બંધ કરીને મહેનત કરી રોટલો કમાવા ઇચ્છનારાઓને ટેકારૂપ બનવું એ વિશેષ હિતાવહ છે, છતાં તેઓ તેમ કરી શકતા નથી, અને નીતિબળની ખામીને લીધે સારૂં ન કરતાં જેને તેઓ નઠારૂં માને છે તેને ચાલવા દે છે! આ પ્રકારની ઉદાસીન તેમ જ સ્થિતિચુસ્ત મનોવૃત્તિવાળો હિંદુ સમાજ કેવળ અંધશ્રદ્ધાળુ કે કેવળ બુદ્ધિવાદી જનસમાજ કરતાં ઘણો મોટો છે.

દેવકોર આ વર્ગની વૃદ્ધા હતી. તેને ત્યાં ઘણુએ બાવા–વેરાગીઓ એવા જમી ગયા હતા કે જેઓ રસ્તે રખડતા ભિખારીઓ કરતાં ય ભૂંડા હતા, છતાં 'હશે, બિચારા ખાઈને આશીર્વાદ તો આપશે ને ?' એવું માની તે પોતાના નિયમ મુજબ સાધુ બાવાને ખવાડયા કરતી. પ્રભુભક્તિની શક્તિ, યોગના ચમત્કારો, વચનસિદ્ધિનો મહિમા, પ્રભુના અવતારનું માહાત્મ્ય ઇત્યાદિના જે સંસ્કારો તેના મગજમાં પડયા હતા, તે બધાને તેની સૂક્ષ્મબુદ્ધિમત્તા જીતી શકી નહોતી, તેમજ સદ સદ્‌વિવેકબુદ્ધિ એટલા મોટા પ્રમાણમાં જાગૃત થઇ નહોતી કે જે પોતાને ત્યાં જમીને 'કંકુનાં પગલાં' પાડનાર સંન્યાસીની ચમત્કારિક યોગશક્તિને માન્ય રાખતા અટકી જાય ! અને દુઃખી મનુષ્યોની માનસિક નિર્બળતા હમેશાં વધતી જાય છે. દેવકોર પાસે ધન હતું, રસાયત હતી, મોટું સુંદર ઘર હતું, ઘેર નોકર હતો, પરન્તુ તે દુઃખી હતી. એકનો એક છોકરો જેની ઉપર મોટી આશા હતી, તેનો દસ વર્ષથી કશો પત્તો નહોતો; પતિના મૃત્યુને વર્ષો થઇ ગયાં હતાં; પોતાનું શરીર અશક્ત બનતું જતું, સુખ શોધવાને માટે ચોમેર નજર નાંખવા છતાં ક્યાંય તેની નજર પહોંચતી નહોતી. પ્રભુએ સુદામા પર મહેર કરીને તેને ધનવાન બનાવી દીધો હતો, નરસિંહમહેતા ઉપર મહેર કરીને હુંડી સ્વીકારી આપી હતી અને કુંવરબાઇનું મામેરૂં પૂર્યું હતું, રણછોડજી સોનાની વાળીથી તોળાયા છતાં વજનમાં ઓછા થઇ ગયા હતા, એવા ચમત્કાર થાય અને પ્રભુ કારમો સુખનો ફૂવારો છોડી દે તો કેવું સારૂં, એવું મનુષ્યના મનને દુઃખના અતિરેકને સમયે થયા વિના રહેતું નથી. આવાં સુખસ્વપ્નો બહુ બહુ વખત સેવીને દેવકોર છેવટે નિરાશ થઇ ગઇ હતી, તેનાં સ્વપ્નો વિરામ પામી ગયાં હતાં, અને હવે તે કશી આશા–લોલુપતા વિના માત્ર નિરાંતે મરવાને જ ઇચ્છતી હતીઃ એવામાં 'કંકુનાં પગલાં'એ તેની આશાવેલી ઉપર સંજીવની છાંટી !

ઓશરીમાં ટાંગેલા ઘડીયાળમાં સાડા બારનો એક ટકોરો પડયો એટલામાં દ્વાર ખખડયું અને રામજી દેખાયો. 'રામજી તું આવ્યો ? સુશીલા આવી ?'

'હા, આ તેમનાં જ કપડાંની પેટી છે.' રામજી પોતાના હાથમાંની પેટી ઓસરીમાં મૂકી, સીગરામમાંનો બીજો ભાર ઉતારવા ગયો.

દેવકોરના અંતરમાં આજ આનંદનાં મોજાં આવવા નિર્માયાં હતાં. હજી તે કંકુનાં પગલાંના જ વિચારમાં હતી, એવામાં કપાળ પર જરા આધું ઓઢીને ધીમી ગતિએ ચાલતી આવતી સુશીલા તેની સમક્ષ આવીને પગે લાગી. દેવકોરે તેના માથા પર હાથ મૂકી આશીર્વાદ આપ્યો; આંખમાં ધસી આવતું જળ રોકી રાખવા બહુ યત્ન કર્યા છતાં તે રોકી શકી નહિ.

* * *

## પ્રકરણ ૧૯મું

* *

## ગૃહલક્ષ્મી

*

સુશીલા સાસરે આવી એ ઝગડીયા પાડામાંનો એક અવનવો બનાવ હતો; વહુ પિયરથી સાસરે આવે એ તો ઘણો સાધારણ બનાવ છે, પરન્તુ વિધવા જેવી સૌભાગ્યવતી બાળા પતિ વિનાના પતિગૃહે આવે, એવો બનાવ અવનવો જ હોય છે; તેથી પાંચ જ મિનિટમાં આખા મહોલ્લામાં સુશીલાના આગમનના સમાચાર ઘેરઘેર પહોંચી ગયા. મહેલ્લામાં નવી વહુ આવે, એટલે તેને જોવાનું કુતૂહલ સ્ત્રીવર્ગમાં સામાન્ય રીતે જ જન્મ પામે છે, અને આ તો એવી વહુ સાસરે આવી હતી કે જેની ઉપર સામાન્ય રીતે જ બધાની

દયા અને માયા ઉશ્કેરાવા પામી હતી; એટલે મહોલ્લામાંથી એક પછી એક ઘણી સ્ત્રીઓ દેવકોર ડોશીને ઘેર આવીને સુશીલાને જોઈ, હેત કે દયાનો એકાદ ઉમળકો દર્શાવી પાછી વળતી. સુશીલાને જોઇ દેવકોર ડોશીને આનંદ ઉપજ્યો હતો; જમનાને પણ પોતાની સમાન વયની સુશીલાને જોઇ ઉમંગ વ્યાપ્યો હતો; અને જ્યારે તેને સાંભરતું હતું કે સુશીલાનાં પગલાં થતાં પુર્વે જ કંકુનાં પગલાંનું મંગલ શકુન થયું હોવાથી સુશીલા જરૂર સારાં પગલાંની નીવડશે, ત્યારે તો તેને એની સૌમ્ય મુખમુદ્રા ઉપર અત્યંત વહાલ આવતું હતું.

'મ્હોં ઉપરથી તો વહુ ગરીબડી દેખાય છે, પણ બિચારી અભાગણી તો ખરી જ ને!' 'અરે, મારી મા જેવી જો તેની મા હોય તો આમ ધણી વિનાને સાસરે મોકલે જ નહિ ને; એટલે જેવી ગરીબ મા હશે, તેવી તેની દીકરી હશે!' આવી કાંઇ કાંઈ વાતો આખા મહોલ્લામાં રાત સુધી ચાલી. પોતે મહોલ્લાના બધા લોકોની કુતૂહલની વસ્તુ થઇ પડી છે, તે જોઇને પહેલાં તો સુશીલાને હસવું આવતું, પણ પછી તેને કંટાળો આવવા લાગ્યો; પરન્તુ આ વ્હાલસોઇ માતાનું ઘર નહોતું, કપરૂં કહેવાતું સાસરૂં હતું, એ સાંભરી આવતાં તેણે સંયમપુર્વક કંટાળાને દબાવ્યો. હિંદુ સંસારની નવીસવી વહુથી પોતાની ઉદ્દામ લાગણીઓનું દર્શન પણ કરાવી શકાય નહિ, નહિ તો તે અવિનયી, તોછડી, મિજાજી, મગજની ફરેલી લેખાય અને નિંદાય! માતાની શિખામણ એવે વખતે સુશીલાને સાંભરી આવી. કંટાળામાંથી છૂટવાને તે જમનાને સાથે લઇને મકાનના જૂદા જૂદા ખંડો જોવા ગઇ અને ઘરની માહિતી મેળવવા મંડી.

બે દિવસમાં જ સુશીલા ઘરની માહિતગાર થઇ ગઇ. ઘરકામનો બોજો એકલી સુશીલાને માથે ન પડે તેટલા માટે દેવકોરે જમના અને સુશીલાને કામની વહેંચણી પોતાની મેળે કરી લેવા કહ્યું અને બેઉએ સાથે મળીને પરસ્પર અનુકૂળ વહેંચણી કરી લીધી. દેવકોરને હવે કાંઇક શાન્તિ વળી. એ શાન્તિનાં બે કારણો હતાં. એક તો

ઘરની વ્યવસ્થાનો ભાર તેને માથેથી ઉતર્યો હતો, અને બીજું પહેલાં કરતાં હવે તેની વધુ શુશ્રૂષા થવા લાગી હતી. મીલકત, આવક–જાવક ઇત્યાદિ વિષે ઊંડી સમજણ સુશીલાને આપવાનો તેનો ઇરાદો હતો, પરંતુ હજી એ વખત આવ્યો નહોતો. સુશીલા બરાબર ચાર–છ માસ રહે, તેનું મન ઘરમાં બરાબર પરોવાય, એટલે પછી તેને બધી વાતથી માહિતગાર કરવાનો ડોશીનો ઇરાદો હતો, અને અત્યારથી જ તેને સુશીલાનું શાણપણ જોતાં લાગવા માંડયું હતું કે જ્યારે સુશીલા ઘરથી પૂરી માહિતગાર થશે ત્યારે તેને પ્રભુભજન સિવાય બીજું કશું જ કરવાનું રહેશે નહિ.

બપોર પછીનો વખત ઘરમાં કેવળ ફુરસદનો હતો. એક વાર ગંગાશંકર દવેએ આવીને કહ્યું: 'હેવકાર ! બપોરે બધાં ઊંઘો છો, ત્યારે સુશીલા કાંઇક ધરમનું પુસ્તક વાંચે અને તમે સાંભળતાં હો તો કેવું સારું ?'

'હા, ઘણું સારું. પુસ્તકોનાં તો કબાટો ભર્યાં છે, તે વર્ષોથી કોઇએ ઉઘાડયાં ય નથી.'

સુશીલા બોલી: 'પુસ્તક સાંભળવાની તમારી ઇચ્છા હોય, તો મારી પાસે પણ થોડાં પુસ્તકો છે; કહેશો તો રોજ બપોરે હું વાંચીશ.'

જમના ઉત્સાહમાં આવતી બોલી: 'તો તો બહુ સારું. હુંયે સાંભળીશ.'

ગંગાશંકર દવે બોલ્યા: 'હું પણ સાંભળીશ.'

તે દિવસથી સુશીલાએ 'સ્વામી રામતીર્થ'ના સદુપદેશોનું પુસ્તક વાંચવું શરૂ કર્યું અને રોજ બપોરે બે કલાક એ પુસ્તકદ્વારા ઘરમાં સંતસમાગમ થવા લાગ્યો. સુશીલાનું વાચન સુરેખ હતું. તેનો ઉચ્ચાર સ્પષ્ટ હતો. ઓછું ભણેલાં કે વૃદ્ધોથી કોઇ પ્રસંગ કેવળ વાચનથી ન સમજાય, તો તે વિષે સ્પષ્ટીકરણ કરવા જેટલું સુશીલાનું ભાષાજ્ઞાન હતું, એટલે તે કોઇ કોઇ વાર વાંચેલા પ્રસંગો વિષે વિશે-

ચન પણ કરી શકતી. સુશીલ સ્વભાવ, વિનય, શાણપણ અને ભણતર એ બધા ગુણોના યોગની અસર એ થઇ કે સુશીલા માત્ર બે અઠવાડીયામાં ઘરમાંનાં સૌ કોઇનું પૂછ્યા ઠેકાણું બની ગઇ. કોઇ પણ વાત તે જે પ્રમાણે જમનાને, દેવકોરને કે દવેજીને સમજાવતી તે પ્રમાણે જ તેઓ તે માનતાં હતાં. રામજી કોઇ પણ કામ માટે દેવકોરને પૂછવાને બદલે સુશીલાને પૂછતો અને સુશીલા જે કાંઇ સૂચના કે આજ્ઞા કરતી તે દેવકોરને હમેશાં માન્ય જ રહેતી. આ પ્રમાણે આ શુષ્ક--શૂન્ય ગૃહમાં સુશીલાના આગમનથી કાંઇક જીવનસંચાર થવા લાગ્યો. સુશીલાને પણ લાગવા માંડયું કે માતાએ પોતાને જે કાર્ય માટે શ્વસુરાલયે મોકલી છે તે કાર્ય યથાશક્તિ બજાવવામાં પોતે સફળ થાય છે. માતા એ વાત જાણશે ત્યારે તેને કેવો આનંદ થશે, એ કલ્પનામાં જ સુશીલા આનંદ માણી રહી હતી.

રામતીર્થના સદુપદેશોનું પુસ્તક તો થોડા દિવસમાં પૂરૂં થઇ ગયું. સુશીલા બીજું પુસ્તક વાંચવાનું શરૂ કરે તે પહેલાં દવેજીએ રામનારાયણ ભટનાં જૂનાં પુસ્તકોનાં કબાટ ફેંદીને એક પુસ્તક શોધી કાઢયું અને સુશીલાના હાથમાં આપતાં કહ્યું: 'સુશીલા ! આજથી તું આ પુસ્તક વાંચ. બહુ સુંદર પુસ્તક છે. તેમાં અપાર શિવમહિમા ગાયો છે; મને ખબર છે કે રામનારાયણ ભટ આ પુસ્તકનાં બહુ વખાણ જ કરતા.'

સુશીલાએ જોયું કે એ પુસ્તકનું નામ 'શિવરહસ્ય' હતું. જુનાગઢના મર્હુમ દીવાન રણછોડજીએ શિવમહિમા ગાવાને વ્રજભાષાની કવિતામાં લખેલો એ ગ્રંથ હતો. એવું પુસ્તક વાંચવા માટે સુશીલાની રૂચિ ઘડાઇ નહોતી. તેને ધર્મવિચારો વાંચવા ગમતા, પરંતુ બુદ્ધિયુક્ત ધાર્મિક જીવનને ઘડનારા વિચારો જ તેને ગમતા; એકલો ભક્તિરસ તેને શુષ્ક લાગતો. તેણે કહ્યું: 'દાદાજી ! આ તો વ્રજભાષાની કવિતા છે.'

'હા, પણ તે સરળ છે; ભટજી તે સંભળાવતા, ત્યારે હું સમજી શકતો. દેવકોર પણ સમજશે, પણ તને વાંચતાં તો ફાવશે ને ?'

'હા, જરૂર ફાવશે.'

'ત્યારે આજથી એ શરૂ કરો.'

તે દિવસથી સુશીલાએ 'શિવરહસ્ય'નું વાચન માંડયું. વચ્ચે વચ્ચે કોઇ કોઇ તૂક ન સમજાતી, શબ્દો નવા આવતા તે ટીકામાં જોવા પડતા, અર્થ સમજવા કોઈ કોઇ વાર થોભવું પડતું, પણ દવેજીને તે બહુ ગમતું, દેવકોરને પણ કાંઇક ગમતું, કિન્તુ જમના કે સુશીલાને બીલકુલ ગમતું નહિ! છતાં વૃદ્ધ વડીલોની વિલક્ષણ રસ-વૃત્તિને સંતુષ્ટ કરવાને ઘણી વાર જુવાનોને અણગમતા કાર્યમાંયે ભાગ લેવો પડે છે, તેમ સુશીલા એક અણગમતા પુસ્તકમાં આગળ વધતી હતી. થોડે થોડે તેમાં પણ તેને રસની એક વસ્તુ સાંપડી, તે વ્રજ ભાષાની ઝમક. એ ઝમકને કારણે તેને છંદો બોલવાનું રૂચવા લાગ્યું અને શબ્દજ્ઞાન વધતું જવાને લીધે તેને વિષય કરતાં ભાષામાં વધુ રસ પડવા લાગ્યો.

બપોરનો સમય હતો; પરન્તુ પોષ માસનો સૂર્ય હોવાથી તાપ લાગતો નહોતો. સુશીલા વાંચતી હતી અને ઘરનાં સૌ સાંભળતાં હતાં. યાજ્ઞવલ્કય ઋષિ અને જનક રાજાના સંવાદનો અધ્યાય ચાલતો હતોઃ

(ચોપાઇ)

રાજા જનક જનક સીતાકો, જાન્યો તત્ત્વ જિન્હ શિવગીતાકો,
જાજ્ઞવલ્કયસેં પૂછયો પ્રશ્ન, મોચ્છ પાય કયોં કહો મતિધીષ્ણ.

મુની કહે સંસાર અસારા, શિવ બિન કોન ઉધારનહારા?
પુત્ર કલત્રં મિત્ર સહોદર, નિજ કારજ સાધનકોં તત્પર!

ગંગાશંકર દવે બોલ્યા: 'સાચે સાચી વાત છે. આ અસાર સંસારમાં સગાંસંબંધીઓને પણ ધન વિના બીજી કોઇ સગાઇ જ ન

મળે, દેવકોર! પેલા કમળાશંકરની વાત સાંભળીને? તેણે એના બાપ ઉપર દાવો કર્યો.'

દેવકોર બોલી: 'એ તો કળજુગના દીકરા; સારા હોય તો દીકરા અને નહિ તો દુશ્મન!'

સુશીલાએ આગળ વાંચવા માંડ્યું:

જબ લોં અર્થ સનેહ લગાઇ, અર્થ ગયે તેં ગઇ સગાઇ;
જોબન ધન જબ લોં ઢિગ હોવે, કામની હસિ હસિ આનન જોવે.

જરા આયે નવ પ્રેમ જરાસા, નિધની ધનિકો જાને મરાસા,
પુત્ર પિતા વૃદ્ધકોં નંદે, સારા સારિન કે પગ વંદે.

મિત્રસુ કપટ મિત્રસોં ઠાને, ધન લખેકે કરે બહાને,
જાચક નિજ સ્વારથકોં જાને, સુમકોં કર્ણ સમાન બખાને.

દવેજી બોલ્યા: 'કેવી સુંદર વાણી છે! જ્યાં જુઓ ત્યાં સ્વાર્થ ને સ્વાર્થ! સ્વાર્થની ખાતર રાજાઓને ચારણોએ અને ભાટોએ વખાણી વખાણીને છાપરે ચડાવ્યા, સૂમને કરણ જેવા દાતાર કહ્યા, અને હમણાં જ મેં સાંભળ્યું કે કાઠિયાવાડના એક રાજાએ ગામના શેઠનાં ઘરબાર લૂંટીને તેને ગામ બહાર હાંકી કાઢ્યો અને બીજે દિવસે રાજાની વર્ષગાંઠનો દિવસ હતો ત્યારે ભરેલા દરબારમાં બ્રાહ્મણોએ રાજાની કરણના જેવી કીર્તિ ગાઇ!'

દેવકોર બોલી: 'દવેજી! એ પણ સાચું અને બીજું પણ સાચું. કોઇ કોઇ નિઃસ્વાર્થી અને દિલના ભદ્રિક જાચકો પણ હોય છે, જેમને ભિક્ષા મળે કે ન મળે તેની પરવા જ હોતી નથી, પછી તેવાઓ જજમાનની ખુશામત શાને કરે?' દેવકોરને કંકુનાં પગલાંવાળો સંન્યાસી સાંભરતો હતો.

'હશે એવા કોઇક, પણ મોટે ભાગે ખોટા.'

સુશીલા હસીને બોલી: ' દરેક વાતને બે બાજુ હોય છે. બધા યાચક સ્વાર્થી હોતા નથી, બધા મિત્રો કપટી હોતા નથી, બધા પુત્રો મતલબી હોતા નથી અને બધી સ્ત્રીઓ ધનની સગી હોતી નથી; જો તેમ હોત, તો આ સંસાર ચાલી જ ન શકત. સારૂં અને નરસું બધું સાથે સાથે રહ્યા કરે છે. '

સુશીલાનું આ સમતોલયુક્ત કથન એવું હતું કે હરેજી અને દેવકોરને કાન પકડવો પડે ! દેવકોર મનમાં બોલી: ' સાચું છે, મારી ગૃહલક્ષ્મી. '

સુશીલાએ હવે આગળ ચલાવ્યું:

પુત્રી પુત્રં પૌત્ર કલત્રં, મિત્રન તેરે ધનકો મિત્રં;
પુરૂષોત્તમકો ધન હૈ પ્યારા, બપુરા માનસ કૌન બિચારા ?

' રામનારાયણ શિવનારાયણ ભટ...કાગળ લેજો ! ' ટપાલીની બૂમ સંભળાઇ. જમના કાગળ લેવા ઉઠી. સુશીલાએ આગળ ચલાવ્યું:

હરિ લછમી કે સદા ઉપાસી, કંચન દ્વારામતિ કે વાસી;
શિવકો નાંહિ જદ્યપિ દુર્લભ. કનક ધનદ રજતાચલ વલ્લભ,
કનકાચલ પર સુરકે થાનં, વિધિકો હરિ ન ગર્ભ અભિધાનં,
મહાપુરૂષકી જબ યહ રીતિ, પામર નરકી કૌનસી ગિનતી ?

જમનાએ નીચેથી એક પત્ર લઇ આવીને દેવકોરના ખોળામાં મૂકયો. દેવકોરે ગંગાશંકરને પત્ર આપ્યો. સુશીલાનું વાચન ચાલું હતું:

( દોહા )

મિત લેકે દેવે અમિત, શ્રી શંકર જગનાથ,
ક્ષણુભંગુર ભવમેં ચરન, ધોયલ બહતે પાથ.

( ચોપાઇ )

નર્કવાસ સો ગર્ભાવાસં, જારે છિન છિન જઠર હુતાશં;
બાલપનકો દુ:ખ અબાલક, કાટે માખી મશક કુશાલક.

આધી વ્યાધી અતી સતાવે, પરવશ રૂદન કરે અકુલાવે;
જ્યોં જ્યોં જોર જનાય જીવાંની, દારા લિખ મતિ હોય દિવાની

'સુશીલા ! હવે પાઠ બંધ કરો !' ગંગાશંકર દવેએ કાગળ પાછો પરબીડીયામાં નાંખતાં એકાએક સૂચના કરી.

'કોનો કાગળ છે ?' દેવકોરે એકદમ ચમકીને પૂછ્યું.

સુશીલા અને જમના પણ દવેજીના મુખ સામે કુતૂહલપૂર્વક જોઈ રહ્યાં. દવેએ જવાબ આપ્યો: 'બહુ જરૂરી કાગળ છે, દેવકોર ! તમે જરા આમ આવો તો !'

ગંગાશંકર દવે ઉઠયા અને દેવકોર ડોશી પણ એકદમ ઉઠયાં. બેઉ બાજુના ઓરડામાં ગયાં. સુશીલા પુસ્તક બંધ કરીને પોતાના ઓરડા તરફ ગઇ. જમના પોતાના સસરાના આ ભેદી વર્તનનો ભેદ પારખવાને જે ઓરડામાં ડોસો–ડોસી ગયાં હતાં, તે ઓરડાની બહાર ઉભી રહી અને બેઉ જણ વચ્ચે અંદર ચાલતી વાતચીત સાંભળવા લાગી.

જેમ જેમ તે એ વાતચીત વધુ ને વધુ સાંભળવા લાગી તેમ તેમ તેના મુખ ઉપરના ભાવોમાં વેગથી પરિવર્તન થવા લાગ્યું. આશ્ચર્ય તો તેના મુખની પ્રત્યેક રેખામાં વાંચી શકાતું હતું. પાંચેક મિનિટ તે ઉભી રહી અને હજી તો ડોસો ડોસી વાતો કરતાં જ હતાં, અને તે એકદમ દોડીને સુશીલાના ઓરડામાં પેઠી અને બોલી: 'સુશીલા ! સુશીલા ! પ્રાણજીવનભાઇ જીવતા છે, તેમનો પત્ર આવ્યો છે અને થોડા દિવસમાં અહીં પણ આવશે !'

સુશીલાએ એ શબ્દો સાંભળ્યા, ત્યારે તેને રોમ રોમ આનંદ હતો, પણ મુખપર આશ્ચર્ય હતું, સ્તબ્ધતા હતી.

* * *

# પ્રકરણ ૨૦મું

## પ્રાણજીવનનો પત્ર!

દેવકોર ડોસીના કરચલીવાળા મુખમંડળ પર આશ્ચર્ય અને ઉત્સુકતાની સ્પષ્ટ રેખાઓ તરી આવી હતી. ગંગાશંકર દવેના વદન પર ગંભીરતા છવાયલી હતી, દેવકોરનું હૃદય જોરથી ધડકતું હતું, ગંગાશંકરનું હૃદય પણ તેટલું જ જોરથી ધડકતું હતું, છતાં બેઉના વદનપરના ભાવોમાં ભિન્નતા હતી અને એ ભિન્નતા તેમના સ્વભાવભેદનો પરિચય કરાવનારી હતી. દેવકોર ભોળી અને સીધે માર્ગે જનારી વૃદ્ધા હતી, ત્યારે ગંગાશંકર ડોસો લાંબી નજરવાળો અને જમાનાનો ખાધેલો વહેવારકુશળ પુરુષ હતો. ઓરડામાં બેઉ ધીમી ધીમી વાતો કરતાં હતાં; અને કહેવાની જરૂર નથી કે ટપાલમાં રામનારાયણ ભટ્ટના નામે આવેલા પત્ર વિષે જ એ વાતચીત ચાલતી હતી.

'હા……શ, દવેજી ! હવે મારી તપસ્યા ફળી; દસે વર્ષે મારો પ્રાણજીવન પોતાની મેળે જીવતો ઘેર પાછો આવશે, એવું જાણીને મને તો તેની પાસે દોડી જવાનું મન થાય છે. તમે કહો તેમ કરું.'

દવેજી ડાવકાઈથી બોલ્યા : 'સાચી વાત છેઃ એથી કોને આનંદ ન થાય? આનંદથી મારાંએ રૂંવાડાં ઊભાં થાય છે. અને તમે તો સગી મા છો, પછી કેમ આનંદ ન થાય? પણ એક વાત વિચારવા જેવી છે.'

'શી વાત?' દેવકુર આતુર સ્વરે બોલી.

'આ જમાનો બહુ ખરાબ છે; હમણાં જ આપણે સાંભળ્યું કે આ જમાનામાં સૌ કોઇ ધનનું જ સગું છે; રખેને પ્રાણજીવનનું નામ ધારણ કરીને ઘરમાં કોઇ હરામખોર પેસી જાય તો ?'

'પણ આપણે કાંઇ પ્રાણજીવનને ઓળખ્યા વિના રહીએ ?' ડોસીએ સામો પ્રશ્ન કર્યો.

'આપણે તેને જરૂર ઓળખીએ, પણ પંદર–સોળ વરસનો પ્રાણજીવન આજે ચોવીસ–પચીસ વર્ષનો હોય; ચોમેર બાવાઓની સાથે રખડતો હોય એટલે તેનાં રંગ–રૂપ–ભાષા બધું બદલાઇ ગયું હોય; એ ફેરબદલાની પેલે પારના સાચા પ્રાણજીવનને ઓળખી લેવો એ કાંઇ સહેલું કામ નથી, સમજ્યાંને ?' દવેજીએ મુદ્દાની વાત કહી.

'તમારી વાત સાચી છે, દવેજી. પણ આ તેના કાગળ ઉપરથી તમને કેમ લાગે છે ?'

'કાગળ ઉપરથી તો તે પ્રાણજીવન પોતે જ હોય તેમ લાગે છે, પરંતુ તે શા કામનું ? હું તેને ઓળખું, તે મને ઓળખે, સાચી નિશાનીઓ મળે, આપણી બધી પરીક્ષામાં પાર ઉતરે, ત્યારે જ તે પ્રાણજીવન સાચો, નહિ તો ખોટો; સમજ્યાં ? થોડા વખત પહેલાં સુરત જિલ્લામાં એક બનાવ બન્યો હતો. એક બ્રાહ્મણનો છોકરો દસ વરસની ઉમરે નાસી ગયેલો, અને તે પરણેલો હતો. તે વીસ વર્ષે પાછો ઘેર આવ્યો, પણ ઘેર જઇને જુએ છે તો પોતાના ઘરમાં પોતાની સ્ત્રી સાથે કોઇ બીજો જ માણસ પોતાનું નામ ધારણ કરીને ઘૂસી ગયેલો, એટલું જ નહિ પણ દસ વર્ષ સુધી તે એવી રીતે રહેલો, તેથી તેને બાળકો યે થયેલાં અને વળી તે ગામમાં જજમાનવૃત્તિ કરતો હતો ! આવા બનાવો બને છે એટલે આપણે પૂરી સંભાળથી અને ચેતીને ચાલવાની જરૂર છે. દીકરો પાછો આવે છે, એના હર્ષના આવેશમાં પુરી પરીક્ષા કર્યા વિના તેને ઘરમાં ઘાલવામાં ડહાપણ નથી, સમજ્યાં ?'

‘ હા, દવેજી હા ! આજની દુનિયા બહુ ખરાબ બની ગઇ છે, એટલે તમે કહો છો તેવી સાવચેતી રાખવી પડશે; પણ એક વાર ફરીથી આ કાગળ વાંચો જોઇએ, એટલે હું બરાબર ધ્યાન દઇને સાંભળું. ’

‘ હા, લ્યો, સાંભળો. ’

ॐ नमः शिवाय ॥

પરમ પૂજ્ય પિતાજી શ્રી. રામનારાયણ ભટ્ટની સેવામાં શ્રી. આરાસુરી અંબાજીમાતાથી લી. આપકા દોષપાત્ર પુત્ર પ્રાણજીવનનું વંદન સ્વીકારશો.

પિતાજી ! જ્યારથી મૈંને આપની અને કોઇની પણ આજ્ઞાકે બિના ઘર છોડયું, ત્યારથી આજતક મેં આપને એક પણ પત્ર લખી આપકા કુશલ વર્તમાન ભી પુછાવ્યા નથી. એક કુપુત્ર કરે તેવા આ મારા અપરાધ માટે મને ક્ષમા કીજીયે.

પૂજ્ય પિતાશ્રી ! આજ તક મેં સારા ભારતવર્ષમાં પરિભ્રમણ કીયા છે અને યોગસાધનાનો ખૂબ પ્રયત્ન કર્યો છે. પહેલાં માગ પર મારા ગુરૂદેવની અત્યંત કૃપા થી, લેકીન મારાથી યોગસાધનામાં સ્થિર થઇ શકાયું નહિ; એમ બનવાનું કારણ એ છે કે મેં ગુરૂ-દેવમાં અને અમારા અખાડાના બીજા સાધુઓમાં પણ સાચી સાધુતા જોઇ નહિ. અને એ કારણસેં મારૂં મન ઉંચું થઇ ગયું. આથી મારા ઉપરથી ગુરૂકી કૃપા ભી ઉતરી ગઇ; છતાં ત્રણ વર્ષ સુધી હું ગુરૂની સાથે જ રહ્યો અને યત્ન ચાલુ રાખ્યો.

અમારો અખાડો પંચવટીમાં મુકામ નાંખીને પડયો હતો, એવામાં મને એક સ્વપ્ન આવ્યું કે, જાણે આપ મારી છબી સામે જોઇને રડી રહ્યા છો; મારી છબી ઉપર મારી માતાની છબી ટાંગેલી હતી એ છબી પણ જાણે રડીને મેરે મસ્તિષ્ક કે ઉપર આંસુનો અભિષેક કરી રહી હોય એવું મેં જોયું. આપની આંખમાંથી વહેતી આંસુકી

ધારાયે આપના હૃદયપરના ચંદન ઉપર પડીને તેને ધોઇ રહી એમ મેં જોયું અને મેરા હૃદય ઉમડ આયા. મને યોગ-સિદ્ધિમાં નિષ્ફળતા મળી હતી, ગુરુની કૃપા ઉતરી ગઇ હતી અને આપને પણ હું બહાર ભટકીને દુઃખ ઉપજાવી રહા થા, એથી મને બહુ લાગી આવ્યું અને પસ્તાવો થવા લાગ્યો. માતાપિતાને દુઃખી કરીને સાધુ થનાર પણ પાપી છે એમ મારા મનમાં થયું અને ઘર તરફ આવવાનો મને વિચાર થયો; પણ આપનો ગંભીર અપરાધ કરીને હું કયા મ્હોં લઇને ઘેર આવું ? કયા મ્હોં લઇને હું આપકો પત્ર લખું ? હું જમાત છોડી દઇને ઠેરઠેર એકલો ઘૂમવા લાગ્યો, પણ મને ક્યાંય શાન્તિ પ્રાપ્ત ન હુઇ. તીન દીન સે હું અંબાજીમાં આવ્યો છું અને મને લાગ્યું છે કે ઘેર પાછા ફર્યા વિના હું મારું પાતક ધોઇ શકવાનો નથી, આપની અને મારાં વૃદ્ધ માતુશ્રીની સેવા કરી શકવાનો નથી અને મને શાંતિ પ્રાપ્ત હોનેકી નાહીં. ચાર દિવસ પછી પોષી પુનેમની અંબાજી માતાની પૂજાનાં દર્શન કર્યાં પછી હું અહીંથી નીકળી ઘેર આવવાનો ઇરાદો રાખું છું. મારાં વૃદ્ધ માતુશ્રીને આશ્વાસન આપી મારા વાંક ભૂલી જવા કહેશો. પુજ્ય રામેશ્વર આચાર્યને મેરા કુશળ વર્તમાન કહાવશો. સુરબ્બી ગંગાશંકર દવેને અને કાકાશ્રી બદ્રીનારાયણ ભટને મારા પાય-વંદન સ્વીકારવા કહેશો. રામજીકો મેરા આશીર્વાદ. પડોશમાં શિવ-કોર માશી, મનોરમા કાકી, લલિતા માજી વગેરે જે કોઇ સંભારે તેમને મારા યથાઘટિત કહેશો. પોષ શુદ ૧૧ ને શુક્રવાર દઃ પ્રાણજીવન.

પત્ર બરાબર સાંભળી રહીને દેવકોરે કહ્યું: ' દવેજી ! પ્રાણજીવન વિના આ બીજા કોઇનો પત્ર ન હોય. લખાવટ તેની છે એ તો નક્કી, અને ભાષામાં બીજી ભાષા આવે છે તે તો તે બાવાઓ સાથે દસ વરસ ભટક્યો છે તેનું પરિણામ છે. '

દવેજી બોલ્યા: ' એ હું સમજું છું; વળી તેણે આપણાં પાડો-શીઓનાં નામ લખ્યાં છે એટલે પણ આપણને લાગે છે કે તે પોણોસો

ટકા તો પ્રાણજીવનનો જ પત્ર છે; પણ આવી રીતે નામો મેળવવાં એ કાંઇ મુશ્કેલ વાત નથી, એટલે એવી બનાવટ સહેલી છે.'

'પણ જુઓને, તેના બાપ અને તેનો સસરો મરણ પામ્યા છે એ વાતની હજી તેને ખબર નથી; વળી તેની છબી ઉપર મારી છબી ટાંગેલી છે એ વાત પ્રાણજીવન વિના બીજું કોણ જાણે ?'

'હા, એ બધી વાતો એવી છે કે તે ઉપરથી આપણે આ પત્ર ખરા પ્રાણજીવનનો છે એમ બાર આની કહી શકીએ, પણ ચાર આની તેને નજરે જોયા અને વધુ તપાસ્યા વિના ન કહી શકીએ.'

'કહો, હવે આપણે શું કરવું ?'

'મારું કહેવું એમ છે કે આ કાગળની વાત આપણે હમણાં બહાર પાડવી નહિ. તે અહીં આવે તે પહેલાં હું પોતે જ અંબાજી પહોંચું અને મને જો લાગશે કે તે ખરો પ્રાણજીવન છે, તો હું તેને તેડીને આવીશ. મારી પાસે એની બનાવટ ચાલવાની નથી.' દવેજીએ પોતાની યોજના કહી સંભળાવી.

'ત્યારે ભલે એમ કરો. આજ સાંજની ગાડીમાં તમે જાઓ, અને ત્યાં પહોંચ્યા પછી અમને ખબર આપજો.'

'ઘરમાં કોઇને કહેશો નહિ.'

'વારુ, નહિ કહું, પણ સુશીલા કે જમના કાંઇ પૂછે, તેનો જવાબ ખોટો આપું ?'

'ભલે ત્યારે તેમને કહેજો, પણ સાથે સૂચના કરજો કે બીજા કોઇને ન કહે. આવી વાત કાચી હોય ત્યાંસુધી બહાર પાડવી નહિ.'

'એ વાત ખરી છે; પણ દવેજી ! મારો અંતરાત્મા કહે છે કે એ મારો સાચો પ્રાણજીવન જ છે. એક વાત મેં તમારાથી છુપાવી હતી તે અત્યારે કહું છું; જે દિવસે સુશીલાને તમે તેડી લાવ્યા,

તે દિવસે સ્હવારે મેં એક સંન્યાસીને જમવા બેસાડયા હતા, તે જમીને ક્યારે ચાલ્યા ગયા તેની મને ખબર રહી નહિ, પણ તે ગયા ત્યારપછી તેમના આસન પાસે કંકુનાં પગલાં પડેલાં હતાં.'

'એમ ?'

'હા.'

'ત્યારે તો જરૂર તમારો દિવસ હવે ઉઘડયો અને સુશીલા પણ સારાં પગલાંની.' દવેજીએ કહ્યું: 'છતાં આવી બાબતમાં સાવચેતી રાખી સારી, એમ તો ખરૂં ને ?'

'હા, હા, તમારી સાવચેતીની વાત મને ગમે છે; હું તો માત્ર આ પ્રભુકૃપાની વાત તમને કહું છું.'

વહેવારકુશળ ગંગાશંકર દવેના શ્રદ્ધાળુ હૃદય ઉપર પણ આ બધા બનાવોનો પ્રભાવ પડવા માંડયો હતો. આબુરોડ સ્ટેશનની ટિકિટ લઇને તે સાંજની ગાડીમાં નડીયાદથી નીકળ્યા ત્યારે તેમના મન ઉપર બે અસર હતીઃ એક ખબરદારીની, બીજી ચમત્કારિક પ્રભુકૃપાની.

* * *

# પ્રકરણ ૨૧મું

## વેશની સજાવટ

હવે આપણે લાંબા સમયથી વિસારી મૂકેલા હરિહરને યાદ કરીશું.

હરિહરે પોતાના 'આસિસ્ટંટ' મંગળીયાની સાથે નડીઆદમાં પ્રવેશ કરતાં પહેલાં ભિખારીનાં કપડાં પહેર્યાં અને મંગળીયાને પણ તેવાં જ—ચીંથરાં જેવાં કપડાં પહેરાવીને સાથે રાખ્યો. હરિહર મુગો ભિખારી બન્યો અને મંગળીયો બોલતો ભિખારી બન્યો! વેશ અને વર્તન વડે લોકોનું બહુ ધ્યાન ખેંચવું ન જોઇએ, એવું હરિહર સમજતો હતો, એટલે ભિખારીનો સામાન્ય પ્રકારનો વેશ જ તેને માટે આવશ્યક હતો. ઘૂંટણ નીચેથી ફાટી ગએલી ચોરણી, બટન વિનાનું ગંદું ખમીસ, કોઇએ નકામી ગણીને રસ્તા પર ફેંકી દીધી હોય તેવી કાળી ટોપી, એટલાં વાનાં તેને માટે પૂરતાં હતાં, અને તંગડી જેવી ધોતલી, ઉઘાડું માથું અને ઉઘાડું શરીર એ વેશ મંગળીયાને માટે બસ હતો. હરિહર આંખેથી જોતો, કાને સાંભળતો પણ મુખથી કશો ઉચ્ચાર નહિ કરવાની સાવધાનતા રાખતો; અને જ્યારે કોઇ ન સાંભળી શકે તેવી એકાંત મળતી ત્યારે કયે મહેલ્લે જવું અને કયાં કયાં ઉભા રહી ભિખ માંગવી, તે વિષે મંગળીયાને તે સૂચના કરતો. સૂચના પાછળનો હેતુ મંગળીયો જાણતો નહિ, જાણવાની દરકાર પણ કરતો નહિ, કારણ કે ભિખમાં મળતા રોટલાના કકડા કાંઇ તેને ખાવા પડતા નહિ, પણ રોજ રોજ મીઠાઇ ખાવા મળતી, એટલે તેને એ નોકરી સારી રીતે સંતોષ આપતી હતી. દસેક દિવસમાં હરિહરે નડીઆદ બરાબર જોઇ લીધું. મહેલ્લાઓ, લત્તાઓ, જાણીતાં સ્થળો વગેરેની માહિતી તેને એટલા દિવસમાં મળી ગઇ; એટલું જ નહિ પણ ઝઘડીયા પાડામાંનું પ્રાણ-

જીવનનું ઘર, તેમાં રહેનારાઓનાં નામ, પાડોશી સ્ત્રી–પુરૂષોનાં નામ, આસપાસના બીજા લત્તાઓના મુખ્ય રહેવાશીઓનાં નામ, પ્રાણજી-વનની રોજનિશીમાં આવતાં સ્ત્રી–પુરૂષોનાં ઠામઠેકાણાં, એ બધું તેને મળી રહ્યું. કેટલીક માહિતી માટે સીધી પૂછપરછની જરૂર હતી, તે માટે હરિહરે એક રાત્રે મુસ્લીમ જુવાનનો વેશ પહેર્યો અને જૂદે જૂદે ઠેકાણે પૂછપરછ કરીને જોઇતી માહિતી મેળવી લીધી. જ્યારે તેને હિંમત આવી કે હવે પોતે પ્રાણજીવન તરીકેની પરીક્ષામાં જૂદા જૂદા સંબંધીઓને બરાબર ઓળખી શકે તેમ છે, ત્યારે તેણે મંગળીયાની સાથે નડીયાદ છોડયું અને પાછો અમદાવાદમાં મુકામ કર્યો. મંગળી-યાએ પૂછયું: 'હેં સા'બ ! આપ કયો ગુન્હો પકડવા આવ્યા છો ?'

'જો, એ વાત, તારે મને પૂછવી નહિ; પહેલેથી જ મેં તારી સાથે એવી શરત કરી છે તે તને યાદ છે ને ?'

'હા, સા'બ; પણ હું તો અમસ્થો પુછું છું. મને નવાઇ લાગે છે કે આપણે ચોમેર ફરીને ભિખ માગતા'તા તેટલા ઉપરથી આપે કયો ગુન્હો કેવી રીતે પકડી પાડયો ?'

'તને એમાં સમજ પડે નહિ.' હરિહરે તેને ઉડાવ્યો પણ તેના કુતૂહલને કાંઇક અંશે સંતોષવા અને તેને વહેમ ન ઉપજે તેટલા માટે તેણે કહ્યું: 'તે દિવસે આપણે પેલા સોનીની દુકાને પાસે ઉભા'તા, અને દુકાનમાં ચાલતી વાતચીત આપણે સાંભળતા'તા, તે તને યાદ છે ને ?'

'હા, હા.'

'બસ, એ જ ઠેકાણેથી મને મોટા ભાગની બાતમી મળી ગઇ છે અને થોડા જ દિવસમાં હું નડીયાદના ત્રણથી ચાર માણસોને કેદમાં પુરાવી દઇ શકીશ.'

'એક તો સોની જ હશે, પણ બીજા બે–ત્રણ કોણ ?'

'એ વાત તારે મને ન પુછવી. લે, તારો આ પગાર; દસને બદલે પંદર દિવસનો પગાર હું તને આપું છું.' એમ કહી, હરિહરે તેના હાથમાં પાંચ રૂપિયાની નોટ મૂકી. મંગળીઓ ખુશ થઇ ગયો. 'જા, હવે તને રજા છે.'

મંગળીયો જતો જતો બોલ્યો: 'બહુ સારૂં સા'બ. કોઇવાર ફરી અમદાવાદ આવો અને મારા સરખું કામ હોય, તો બતાવજો.'

'સારૂં.'

મંગળીયો ગયો, એટલે હરિહરે પોતાનો કાર્યક્રમ આગળ ધપાવ્યો. પ્રાણજીવન ઘણે તીર્થસ્થળે ફર્યો હતો, એ બધાં સ્થાનોમાં ફરવાની હરહિરને જરૂર લાગી. પરન્તુ તે માટે તો ખૂબ પૈસા જોઇએ તે તેની પાસે નહોતા. જે હતા, તેમાંથી પણ ઓછા થતા જતા હતા. આથી તે પહેલાં પ્રયાગ ગયો. પ્રયાગમાં ગોરોએ તેની પૂંઠ પકડી એટલે તે કંટાળ્યો. તેને પિતૃશ્રાદ્ધ કરવું નહોતું કે સ્નાન–તર્પણ પણ કરવું નહોતું. ગોરોને ખટાવવા માટે તેની પાસે પૈસા નહોતા, એટલે તેણે બીજે દિવસે મુંડન કરાવી સંન્યાસીનો વેશ પહેરી લીધો, ત્યારે તે ગોરોની નજર ચુકાવીને સ્થળે સ્થળે સ્વેચ્છા મુજબ પરિભ્રમણ કરી શકયો. દશેક દિવસ ત્યાં ગાળીને તેણે એ સ્થળોનો અભ્યાસ કર્યો, અને એકવાર તો આખો દિવસ બાવાની એક જમાત નદીકિનારે પડેલી તેની નિકટમાં બેસી રહીને તેણે તેમની બધી રીતભાત અને ક્રિયા–વિધિનું મનન કરી લીધું. ત્યાંથી ઉપડીને તે મથુરા ગયો અને મથુરાનાં બધાં સ્થાનોનો અભ્યાસ કર્યો, તથા હઠયોગ વિષેનું એક નાનું હિંદી પુસ્તક ખરીદી લઇને તે મનનપૂર્વક ત્રણ–ચાર વાર વાંચી ગયો. યોગની પ્રક્રિયાનો વહેવારૂ નહિ પણ ઉપલક ખ્યાલ તેને એ ઉપરથી આવ્યો અને સામાન્ય વાતચીતમાં તે સમજપૂર્વક યોગનાં આસનો, કર્મ, વિધિ ઇત્યાદિના શબ્દપ્રયોગો

વાપરી શકે એટલી શક્તિ તેનામાં આવી. મથુરા છોડીને તે કાશીમાં ગયો અને ત્યાં પણ તે અઠવાડિયું ઘૂમ્યો. એ રીતે એકાદ માસના પ્રવાસથી તે ઉત્તર હિંદનાં જાણીતાં તીર્થસ્થળો વિષે લોકો સાથે વાતો કરી શકે એટલો ખબરદાર થયો. એ પ્રવાસની પાછળનું હરિહરનું ધ્યેય પ્રાણજીવનના યોગી તરીકેના જીવનનો બાહ્યતઃ પરિચય કરાવવાનું જ હતું; એ ધ્યેય પાછળ જ તેનું તન-મન લાગી રહેલું હતું. એટલે સામાન્ય પ્રવાસમાં જે કાંઈ ચાર-છ માસે જોઈ કે સમજી શકાય તે આટલા થોડા સમયમાં હરિહર જોઈને શીખી શક્યો. વધુ પ્રવાસ કરવાની તેને જરૂર લાગી પરંતુ નાણાંને અભાવે તે શક્ય નહોતો, એટલે તેણે પ્રાણજીવનની રોજનિશીનો ત્રણ-ચાર વાર અભ્યાસ કર્યો અને પછી તે સીધો આબુ રોડને સ્ટેશને ઉતરી અંબાજી તરફ ચાલ્યો ગયો. સંન્યાસી તરીકેનાં નવાં કપડાં પ્રવાસમાં સારી પેઠે ગંદાં થઈ ગએલાં હતાં, એટલે તે નવસંન્યાસી તરીકે ઓળખાય તેમ નહોતું.

અંબાજી ખાતે આવીને હરિહરે ખૂબ વિચાર કર્યો. નાટકનો સૌથી મહત્ત્વનો ભાગ હવે ભજવવાનો આવ્યો હતો અને નાટકની સફળતા-નિષ્ફળતાનો બધો આધાર એ ભાગ જે રીતે ભજવાય તે ઉપર અવલંબી રહેલો હતો. નડીયાદ કેવી રીતે જઈ પહોંચવું, પોતાના પૂર્વજીવનનો અને વિચારપરિવર્તનનો ખ્યાલ કેવી રીતે આપવો, હર્ષ-શોક-વિષાદ-લજ્જા ઇત્યાદિના આવિર્ભાવો કેવી રીતે નીપજાવવા અને કેવે પ્રસંગે અજમાવવા, અગાઉથી ખબર આપીને જવું કે એકાએક જઈ પહોંચીને સૌને આશ્ચર્યચકિત કરવા, ઇત્યાદિ વિષે અનેક પ્રકારના તર્ક, વિતર્ક, વિચારણા અને મનોમંથન કરીને તેણે નિશ્ચય કર્યો કે એક વાર અગાઉથી ખબર તો આપવી જ, અને પછી નડીયાદ જઈ પહોંચવું. આ નિશ્ચયને અંતે તેણે એક પત્ર લખ્યો, ફરી ફરીને તે તેણે વાંચ્યો, અનેક સ્થળે સુધાર્યો-વધાર્યો, પત્રની ભાષાને મઠારીને એવી બનાવી છે કે જેથી બહુ વર્ષ જોગા-

બાવાના પરિચયમાં રહી ઘૂમનાર ગુજરાતી જુવાનની તે સ્વાભાવિક ભાષા અને, અને પછી તેણે પત્ર ફરીથી લખી નાખ્યો. રામનારાયણ ભટ્ટ ગુજરી ગયા હતા તે તો રોજનિશી ઉપરથી જ તે જાણતો હતો, છતાં પિતાના મરણની ખબર જ પ્રાણજીવનને પડી ન હોય એવી બનાવટપૂર્વક રોજનિશીની માહિતીના ઘટતા ઉપયોગપૂર્વક તેણે એ પત્ર તૈયાર કર્યો, અને ટપાલમાં નાંખ્યો. એ જ પત્ર દેવકોર અને ગંગાશંકર દવેને મળ્યો હતો, અને ગંગાશંકર દવે પ્રાણજીવનને ઓળખવા તથા જો તે ખરો પ્રાણજીવન હોય તો તેને નડીઆદ લઇ આવવા આબુ તરફ જવા નીકળ્યા હતા, તે તો વાચકોને વિદિત છે.

અંબાજીના મંદિરની પાછળ આવેલી એક નાની ધર્મશાળાને એટલે હરિહર ઉર્ફે પ્રાણજીવન ઉર્ફે પ્રણવાનંદે પડાવ નાંખ્યો હતો. એક ઝોળી, એક દર્ભાસન, એક તુંબીપાત્ર અને એક દંડ એટલાં અધિકરણો તેણે પોતાની પાસે રાખ્યાં હતાં. નડીઆદ તરફ જવા માટેના કાર્યક્રમનો આરંભ હજી બે દિવસ પછી કરવાનો હતો. એટલે તે પોતાના અધ્યયનનું પુનરાવર્તન કરવામાં મશગુલ બની ગયો હતો. એટલામાં ગંગાશંકર દવે તેની સામે આવી ઊભા ! હરિહરનું ધ્યાન પોતાના પુસ્તકમાં જ લાગી રહેલું હતું. દવેજીએ તેની રેખાઓ જોઇ અને તે જ પ્રાણજીવન હોવાનું અનુમાન કર્યું. પ્રાણજીવનના મૂળ વર્ણ કરતાં આ સંન્યાસીનો વર્ણ સ્હેજ શ્યામ જણાયો, પરન્તુ જોગીઅવસ્થામાં એવું પરિવર્તન કેવળ સ્વાભાવિક હોય છે એમ દવેજી માનતા હતા. તેને બોલાવીને તેનું ચિત્ત પોતા તરફ આકર્ષવાનું દવેને મન થયું, પણ એવી ઉતાવળ તેમને અપ્રાસંગિક લાગી. એટલામાં હરિહરનું ધ્યાન જ પુસ્તકવાચનમાંથી સામે ઊભેલી વ્યક્તિ તરફ દોરાયું અને તે દવેજીને એકાદ મિનિટ સુધી જોઇ રહ્યો. પછી આંખોમાંથી સ્મિત સ્ફુરાવતો તે એકદમ બોલ્યો :

'કોણ ? ગંગાશંકર કાકા !'

'કોણ ? ભાઇ પ્રાણજીવન !'

તુરત જ હરિહર ફાળ ભરીને દવેજીને ભેટી પડ્યો અને તત્ક્ષણ ધ્રુસ્કે ને ધ્રુસ્કે એક બાળકની પેઠે રડવા લાગી ગયો. રસ્તે જતા-આવતા જાત્રાળુઓ એકઠા થઇ ગયા અને 'એ સંન્યાસી કોણ છે?' 'એ ડોસો કોણ છે?' એવા માંહોમાંહે પ્રશ્નો પૂછવા લાગી ગયા.

'ભાઇ, તું હવે ઘેર આવીને નિરાંતે રડજે; અત્યારે છાનો રહી જા.' એમ કહી દવેજીએ હરિહરને રડતો શાન્ત કર્યો.

પહેલો જ પ્રશ્ન તેણે પૂછ્યો: 'ગંગાશંકર કાકા, મારા પિતાજી તો કુશળ છે ને?'

પિતાના મરણનો કારમો વજ્રાઘાત પ્રાણજીવનના શોકાતુર મન ઉપર ખરાબ અસર ન કરે, તેટલા માટે સમયસૂચક દવેજીએ જવાબ આપ્યો: 'હા, કુશળ છે, પરન્તુ તેમને પગે જરા વા આવ્યો હતો. એટલે તેમણે મને કહ્યું કે તું અંબાજી જઇને પ્રાણજીવનને તેડી આવ. એટલે પછી હું જ અહીં આવ્યો; અને પહેલે જ તડાકે મેં તને ઓળખી લીધો !' દવેજીમાં સાચા પ્રાણજીવનને તુરત ઓળખી કાઢવાનો ગર્વ સ્ફુર્યો.

'મેં આપને ઓળખ્યા ખરા, પણ મારા મનમાં જરા શંકા હતી કે કદાચ હું ભૂલતો હોઇશ.' હરિહરે અડાવ્યું.

'આ મારી આંખોનું તેજ જરા નબળું પડ્યું છે, તો ય મારી આંખમાં વસી રહેલાને ઓળખ્યા વિના હું રહું નહિ !' દવેજીનો ગર્વ પાંગરવા લાગ્યો : 'સંન્યાસીના કે જોગીબાવાના વેશમાંએ હું તને ઓળખ્યા વિના કેમ રહું ? કર્મ છુપે નહિ, ભભૂત લગાયે !'

'એ તો ઠીક, પણ દવેજી ! દેવીબા મજામાં છે ? રામજી શું કરે છે ? હવે તો તે ઘરડો થઇ ગયો હશે, નહિ ?'

'દેવકોર આનંદમાં નહોતાં પણ તારો પત્ર આવ્યા પછી ખૂબ આનંદમાં આવી ગયાં છે. તેમનું શરીર સારૂં રહેતું નથી, પણ હવે તેમનું આયુષ્ય દસ વર્ષ લાંબું થશે! રામજી ઘરડો તો થયો જ છે—બિચારાના દાંત પડી ગયા છે.'

'અને રામેશ્વર આચાર્ય ?'

'તે તો બિચારા ગુજરી ગયા છે.' દવેજીને લાગ્યું કે સસરાના મૃત્યુની ખબર પ્રાણજીવનને આપવામાં કાંઇ વાંધો નથી.

'બસ ? ત્યારે હું તેમની ક્ષમા યાચવા ભાગ્યશાળી નહિ થઉં ?' અને એક વાર ફરીથી હરિહરની આંખોમાં આંસુ ચમકતાં હોય એમ દવેજીને દેખાયું.

આ બધી વાતો રસ્તા પર કરવી ઠીક નહિ, એમ ધારીને દવેજી હરિહરને ધર્મશાળાની અંદરના ઓરડામાં લઇ ગયા, પણ તેની સાથે વધુ વાતચીત કરતાં અગાઉ તેમણે પોસ્ટ ઓફિસે જઇ નડીયાદ એક તાર કર્યો: 'પ્રભુએ આપણી ઉપર કૃપા કરી છે; કાલે સ્હવારે અહીંથી નીકળી હું અને પ્રાણજીવન સીધા નડીયાદ આવીશું; સ્ટેશને વાહનનો બંદોબસ્ત રાખજો. ગંગાશંકર દવે.'

હલકારા સાથે તાર આણુરોડ તરફ રવાના કરાવીને તુરત દવેજી પાછા હરિહર પાસે આવીને બેઠા.

* * *

# પ્રકરણ ૨૨મું

## શંકા–સમાધાનના પ્રયોગો

સવારના દસ વાગતાં નડીયાદનું રેલ્વેસ્ટેશન સેંકડો લોકોથી ભરાઇ ગયું. અમદાવાદથી આવતી ગાડીમાં દસ વર્ષથી અદૃશ્ય થઇ ગએલ પ્રાણજીવનને લઇને ગંગાશંકર દવે આવવાના હતા, એ વાત આખા ગામમાં વાયુને વેગે પ્રસરી ગઇ હતી. જ્યારે દવેજીનો તાર અંબાજીથી આવ્યો ત્યારે અત્યારસુધી ગુપ્ત રાખેલી વાત દેવકોર ડોસીએ હર્ષાતિરેકમાં ખુલ્લી કરી દીધી હતી, એટલે આખા ગામમાં એ વાતની જાણ થઇ ગઇ હતી. રામનારાયણ ભટનો સીગરામ લઇને રામજી સ્ટેશનપર હાજર થઇ ગયો હતો. રામજીના અંતરમાં આજે આનંદ માતો નહોતો, પરન્તુ સ્ટેશનપર એકઠા થયેલા લોકો તો કુતૂહલવૃત્તિથી જ આવેલા હતા. કોઇને લાગતું હતું કે આટલે વર્ષે દેવકોર ડોશીનું અને સુશીલાનું ભાગ્ય ફર્યું; ત્યારે કોઇ એમ બોલતા હતા કે કોઇ હરામખોર વેશધારી પ્રાણજીવન બનીને ભટજીની હજારોની મીલકત પચાવી પાડવા માટે ઘરમાં ઘૂસી જવા માગતો હોવો જોઇએ ! કોઇ કહેતા કે 'ગંગાશંકર દવે હોશીયાર અને જમાનાના ખાધેલા માણસ છે, તે એમ સહજમાં છેતરાય તેવા નથી.'

વખતસર ગાડી આવી એટલે ભગવા વેશમાં સજ્જ થએલા હરિહરને લઇને ગંગાશંકર દવે ગાડીમાંથી ઉતર્યા. લોકો ઉંચા–નીચા થઇને બેઉને જોઇ રહ્યા. હરિહરના વદન ઉપર શોકાતુરતા ઉભરાઇ રહી હતી, કારણ કે અમદાવાદના સ્ટેશને દવેજીએ તેને રામનારાયણ ભટ ક્યારનાય ગુજરી ગયા હોવાના માઠા સમાચાર સંભળાવીને તેને સ્નાન કરાવ્યું હતું, ત્યારથી તેના વદન ઉપરનો રહ્યો–સહ્યો આનંદ

પણ નાશી ગયો હતો. માર્ગમાં દવેજીએ તેના મનનું ખૂબ સાંત્વન કર્યું હતું, પરન્તુ તેથી એ પિતૃભક્ત બનેલું હૃદય શાન્ત થયું નહોતું. કેટલાક લોકોએ તેને પ્રાણજીવન તરીકે તુરત ઓળખી લીધો, કેટલાકને મુખપરની રેષામાં કાંઇક ફેરફાર દેખાયો અને કેટલાક અર્ધ-શંકાગ્રસ્તોની શંકાનું સમાધાન એથી થયું કે તેણે દસ વર્ષ સુધી ઠેર ઠેર ભટકીને જોગી જીવન ગાળ્યું હતું, તેથી તેનામાં થોડો ફેરફાર દેખાય એ સ્વાભાવિક હતું. દવેજીએ લોકોની મેદની વચ્ચે થઇને હરિહરનો હાથ પકડીને તેને સ્ટેશન બહાર લીધો. ઉપરાઉપરી ટોળે મળતા લોકોની વચ્ચે થઇને માંડમાંડ તેમણે તેને સીગરામમાં બેસાડયો. એક શબ્દ પણ બોલ્યા વિના પડી ગયેલે ચહેરે હરિહર સીગરામમાં બેઠો અને રામજીએ સીગરામ ઘર તરફ મારી મુકયો. પાછળ લોકો કાંઇ કાંઇ ચર્ચા કરતા વીખરાયા.

ઘરમાં સૌનાં વદન ઉપર આનંદ ઝળકી રહ્યો હતો. દેવકોર ડોસીના પગમાં જુવાનીનું ચૈતન્ય આવ્યું હતું અને તેના કરચલી-વાળા વદન ઉપર અપૂર્વ તેજ ચમકતું હતું. જમના પણ આજે ઉલ્લાસમાં હતી અને પ્રાણજીવનનો સૂવાનો ઓરડો વાળી ચોળીને તેમાંનો મોટો આયનો, ખુરશી, ટેબલ પલંગ વગેરે સાફ કરી રહી હતી. સુશીલાનું અંતર આનંદથી ઉછળતું હતું છતાં કુતૂહલ અને લજ્જાના આવીર્ભાવથી તે આનંદને સંયમમાં રાખી રહી હતી, પરન્તુ જ્યારે જમનાએ તેને ટપારી કે 'સુશીલા બહેન ! આજે તો હવે જરા સારાં કપડાં પહેરો !' ત્યારે જ તે હસતી હસતી ઓરડામાં પેઠી અને રેસમી કોર–પાલવવાળી નવી સાડી તેણે ધારણ કરી. પોતાને એક વાર ત્યજીને ચાલી નીકળનાર સ્વામી પરનો તેનો રોષ અત્યારે ક્યાંય ઉડી ગયેલો હતો, કારણ કે એ જ સ્વામી પાછો ઘેર આવવા જેવો શાણો તથા સમજુ થયો હતો અને પોતાને સ્વીકારીને શુષ્ક જીવનને રસભરિત કરવાનો હતો !

એટલામાં તો ડહેલી પર સીગરામ આવી પહોંચ્યો, અને માંહેથી દવેજી તથા હરિહર ઉતર્યાં. મહેલ્લામાંનાં બૈરાં–છોકરાંનું ટોળું જોત-

જોતામાં જામી ગયું અને કુતૂહલપૂર્વક સૌ વાંકાં વળીને-ઉંચાં નીચાં થઇને હરિહરને નિહાળવા લાગી ગયાં. દવેજીની સાથે હરિહર ડહેલીમાં પેઠો અને હર્ષભેર સામી દોડી આવતી માતાની સામે જઇને તેને પગે પડયો. કેટલીક ક્ષણો સુધી માતાના પગને મસ્તક અડાડીને તે પડ્યો રહ્યો અને ક્ષમાયાચનાની અશ્રુધારથી પગનું પ્રક્ષાલન થતું પુત્રવત્સલ માતાને લાગ્યું, ત્યારે તેણે પુત્રને હાથ પકડીને ઊભો કરી તેનાં ઓવારણાં લીધાં; પણ તેનાં નેત્રમાં અશ્રુની અસ્ખલિત ધારા વહી જતી હતી, તે જોઇને માતાની આંખોમાંથી પણ અશ્રુ વહેવાં લાગ્યાં. માતાના ખભા ઉપર મસ્તક મૂકીને હરિહર ખૂબ રડયો અને બોલ્યો: 'દેવીબા! મારા દેવસમા પિતાજીનું દર્શન આજે હું કરી શકતો નથી, એ દુર્ભાગ્ય મને બહુ વસમું લાગે છે.'

'હશે, બેટા! જે થયું તે થયું; પણ તારી માતાની આંખોને ઠારવા તું પાછો ઘેર આવ્યો એટલુંયે હું મારું સુભાગ્ય માનું છું. હવે તું શાન્ત થા, અને આજના આનંદના દિવસે આંસુ ન પાડ.'

હરિહર આંસુ લૂછી નાંખી ઓસરી પર આવ્યો. તેની નજર જમના પર પડી. તે જમનાને હાથ જોડી પગે લાગ્યો, પરન્તુ તુરત જ જાણે કે તે ચમકી ગયો હોય તેમ જમનાને જોઇ રહ્યો અને બોલ્યો: 'જમના ભાભી! શું તમારી આ દશા છે? તમે ક્યારે વિધવા થયાં?'

જમનાની આંખોમાં આંસુ ચમકયાં. દેવકોર બોલી: 'ત્રણેક વર્ષ થઇ ગયાં, બેટા.'

હરિહરે ઓસરીમાં જ દાદર જોયો અને પ્રાણજીવનનો અભ્યાસખંડ મેડા પર અગાસી પાસેના ઓરડામાં હતો, તે માહિતીનો ઉપયોગ કરવા તે દાદર પર ચડયો. ઘરના વિભાગો અને તેની રચના વિષેની તેની આવી માહિતગારી ગંગાશંકર દવે અને ઘરનાં બીજાંઓને તે સાચો પ્રાણજીવન હોવાની પ્રતીતિ ઉપજાવવા માટે બસ હતી: તેના

આ બધા વર્તનથી તેમની રહી–સહી શંકાઓનું પણ સમાધાન થતું જતું હતું.

આ આનંદના ઉત્સવનો લાભ લેવાને ડહેલી બહાર ભિખારાં અને દક્ષિણાના લાલચુ બ્રાહ્મણો એકઠા થયા હતા. રામજીએ દેવકોરને એ ખબર આપી, એટલે એ અતિથિસત્કારના વ્રતવાળી અને આનંદ-ઉલ્લસિત માતાએ ડહેલી બહાર જઈ બધા ગરીબોને હારબંધ બેસાડી મૂઠી મૂઠી પૈસા વહેંચી આપ્યા અને સૌ આનંદ પામતા વિખ-રાઈ ગયા.

પછી સ્નેહીઓ ઘેર ટોળાબંધ આવવા લાગ્યા, તેમને જવાબ આપવા માટે ગંગાશંકર હવે ઓસરીમાં જાજમ બીછાવીને બેઠા. સૌને તે પહેલેથી છેલ્લે સુધી માંડીને વાતો કરતા; અને એ વાત દર-મ્યાન જ બતાવી આપતા કે પોતે પૂરી ખાત્રી કરીને જ પ્રાણજીવ-નને ઘેર આણ્યો છે.

એક જણે પ્રશ્ન કર્યો: 'પણ હજી પ્રાણજીવનભાઈએ ભગવો વેશ કેમ છોડયો નથી?'

દવેજીએ કહ્યું: 'પહેલાં મારો વિચાર હતો કે અમદાવાદને સ્ટેશને તેને રામનારાયણ ભટના મૃત્યુના સમાચાર આપી, સ્નાન કરાવીને પછી તેને નવાં વસ્ત્રો પહેરાવું, પણ પિતાના મરણના સમાચારથી તેના હૃદયને આઘાત થયો અને તેણે કહ્યું કે હું આવતા શ્રાદ્ધપક્ષમાં નર્મદા કિનારે જઈ પિતાજીનું શ્રાદ્ધ કર્યા પછી જ આ વેશ ઉતા-રીશ, એટલે પછી મારે તેના વસ્ત્રો બદલાવવાનો આગ્રહ છોડી દેવો પડયો.'

'સાચી વાત છે; સુચરિત પુત્રને પિતાની સદ્દગતિ કર્યા વિના શાન્તિ ન જ થાય.'

*　　　*　　　*

**મ**હેલ્લાને નાકે જુવાનો અને વૃદ્ધોનું એક ટોળું મળ્યું હતું, અને તેમાં પ્રાણજીવન વિષે જ ચર્ચા ચાલી રહી હતી. એક જુવાન બોલ્યો: 'ભાઇ, તમે ગમે તેમ કહો, પણ મને તો આમાં કાંઇક કારસ્થાન લાગે છે.'

એક વૃદ્ધ બોલ્યો : 'જો તે બનાવટી પ્રાણજીવન હોય, તો અંબાજીમાં તે ગંગાશંકર દવેને શી રીતે ઓળખી શકે ? '

જુવાન બોલ્યો : 'કાકા ! નવા જમાનાના ધુતારાવેડાની તમને હજી સમજ નથી. જે માણસે હજારોની મિલ્કત પચાવી પાડવા પારકા ઘરમાં ઘૂસવાનું કારસ્થાન કર્યું હશે, તે માણસે શું દવેજીને ઓળખી કાઢવા જેટલી તૈયારી નહિ રાખી હોય ? ભટજીના ઘરમાં કર્તાકારવતા ગંગાશંકર દવે છે, એ તો સૌ જાણે છે, એટલે તેમને ઓળખવાની તૈયારી તો રાખવી જ પડે ને !'

'ત્યારે રામનારાયણ ભટ શિવપૂજા કરતી વખતે કપાળમાં, હૃદય પર ચંદન કરતા, ઘરમાં પ્રાણજીવનની છબી ઉપર તેની માતાની છબી ટાંગેલી છે, એવી બધી વાતો તે ક્યાંથી જાણે ? અંબાજીથી પ્રાણજીવનનો પત્ર આવેલો, તેમાં એ બધી વાત હતી. '

'એ માહિતી તો હરકોઇ રીતે મેળવી શકાય. ઘરના નોકર–ચાકરને પૂછીને પણ એવી માહિતી એકત્ર કરી શકાય. દવેજી કોઇની સાથે એ વાત કરતા હોય અને કોઇ સોનેરી ટોળીના ઠગારાએ તે વાત સાંભળી લીધી હોય એ પણ બનવા જોગ છે. મને લાગે છે કે પોતાના ઉપર વિશ્વાસ બેસાડવાના હેતુથી તેણે પત્રમાં આવી વિગત લખી જણાવેલી.'

'તમ–જુવાનીયા જેવા તર્કો અમને ઘરડાને કરતાં ન આવડે, ભાઇ ! મને તો તે ખરેખરો પ્રાણજીવન લાગે છે, ફક્ત તે પ્રાણજીવન કરતાં જરા શ્યામ છે, પણ ખુલ્લે શરીરે ભસ્મ લગાવીને ઠેર ઠેર ભટકવાને લીધે શરીરની ચામડી કાળી પડી ગઇ હોય એ સ્વાભાવિક છે.'

'અરે, કાકા ! કોઇ ખરેખરો ઉસ્તાદ ઘરમાં પેસી ગયો છે. બે–ચાર મહિના પછી ઘરમાંથી ગોટા વાળીને નાસી જશે, એટલે બધાયને ખબર પડશે.'

'અરે, રમણ !' એક વૃદ્ધે આવીને એ જુવાનનું બાવડું પકડી ક્રોધી મુખમુદ્રાથી કહ્યું : 'તને કાંઇ અક્કલ છે કે નહિ ? તે સાચો પ્રાણજીવન હોય કે બનાવટી હોય, એમાં તારા બાપનું શું ગયું ? તેની માએ તેને ઓળખ્યો છે, પછી મહોલ્લાની વચ્ચે સૌના સાંભળતાં આવું બોલતાં જરાયે વિચાર કરતો નથી ? ચાલ, ઘેર ચાલ !'

'શું મને જેવું લાગે તેવું બોલુંયે નહિ, બાપા ?'

'ઘેર જઇને બોલજે; આમ ગામ વચ્ચે ન બોલાય. રામનારાયણ ભટનું ઘર મહોલ્લાનું નાક કહેવાય, તેમના દીકરાની નિંદા આપણાથી ન થાય. દવેજીને કે દેવકોર ડોશીને કાને વાત જાય, તો તેમને કેવું લાગે ?'

ડોસા દીકરાને બાવડું પકડીને ઘેર લઇ ગયા, પણ ટોળું તો એમને એમ જામેલું જ રહ્યું અને ચર્ચા આગળ ચાલી. એટલામાં ચંદુ ટોળીમાં સામેલ થયો અને બોલ્યો :

'તમે કાંઇ સાંભળ્યું ?'

'શું ?'

'મારી બા હમણાં દેવકોર ડોસીને ઘેર જઇ આવી; ત્યાંથી આવીને તેણે મને જે વાત કહી તે ઉપરથી તો તે ખરો પ્રાણજીવન હોય તેમ જ લાગે છે.'

'શી વાત કહી ?' એ ત્રણ જણે એકી સાથે પુછ્યું.

'જમનાને પ્રાણજીવને ઓળખી કાઢી તે તો તમે જાણો છો. પછી પ્રાણજીવન મેડા પર ગયો અને પોતાના અભ્યાસના ઓરડામાં

જઈને બેઠો; ત્યાં તેનો ચાકર રામજી ચાહનો પ્યાલો લઈને ગયો. તેની સાથે દેવકોર ડોસી હતાં. રામજીને જોતાં જ પ્રાણજીવને કહ્યું: 'કોણ રામજી કે?' એટલે રામજીની આંખમાં આંસુ આવી ગયાં.'

'જૂના ચાકરને પણ તેણે ઓળખ્યો ખરો.'

'પણ હજી સાંભળો તો ખરા. પછી ડોસીએ કહ્યું: 'રામજી! તું કહેતો હતો કે આટલે વર્ષે ભાઈ મને નહિ ઓળખે, પણ હવે બોલ, ભાઈએ તને ઓળખ્યો કે નહિ? તારા ખોળામાં તો પ્રાણ રમેલો, તે કેમ ભુલી જાય?' આ સાંભળીને પ્રાણજીવન બોલ્યો: 'બા, હું રામજીને કેમ ભૂલી જઉં? મેં તો તેને નિશાન કરેલું છે!' ડોસીએ પૂછ્યું: 'શું વળી?' પ્રાણજીવને કહ્યું: 'રામજી! પેલી આંબાવાડીયાવાળી વાત કહે.' એટલે રામજી બોલ્યો: 'બા, ભાઈ સાત વર્ષના હતા, ત્યારે એક વાર આપણા આંબાવાડીયામાં પત્થરા ફેંકીને કાચી કેરીઓ પાડતા હતા. મેં તેમને કહ્યું કે તમારે કાચી કેરીઓ જોઈતી હોય તો હું ઉપર ચડીને તોડી આપું, પણ આમ પત્થર ન ફેંકો, તેથી મ્હોર ખરી પડે છે. પણ ભાઈએ મારું કહેવું સાંભળ્યું નહિ, એટલે મેં કહ્યું કે હું બાપાજીને કહી દઈશ. એથી તેમણે ગુસ્સે થઈને મારા ઉપર એક પત્થર ફેંકયો, તે મને કપાળમાં વાગ્યો અને ખૂબ લોહી નીકળ્યું. આથી ભાઈ ગભરાયા અને એકદમ પાણી ભરી આવ્યા અને લોહી ધોઈ નાંખ્યું. પછી પોતાની ધોતલીનો છેડો ફાડીને પાટો બાંધ્યો.' આ સાંભળીને દેવકોર ડોસી બોલ્યાં: 'રામજી, તે વખતે મેં તને પુછેલું કે માથે પાટો કેમ બાંધ્યો છે, ત્યારે તેં તો એમ કહેલું કે ગોફણમાંથી કાંકરો ફેંકતાં ગોફણ છટકી જવાથી કાંકરો કપાળમાં વાગ્યો છે!' રામજી બોલ્યો: 'હા, બા, આપ ભાઈને વઢો નહિ તે માટે મેં એમ કહેલું. જુઓ, મારા કપાળમાં હજી નિશાન રહ્યું છે; અને અત્યારે ભાઈ તેની જ વાત કરે છે.' ચંદુએ પોતે સાંભળેલી વાત વિગતવાર કહી.

'બસ, હવે કાંઇ શંકા જ રહેતી નથી. એ ખરેખરો પ્રાણજીવન છે. બિચારી સુશીલાનુંયે ભાગ્ય ઉઘડયું. આજે તેની પ્રથમ સૌભાગ્ય-રાત્રિ થવાની.'

'ધીરે ભાઇ, ધીરે!' એક જુવાન બોલ્યો: 'હજી એ દિવસને તો વાર છે.'

'કેમ વળી?'

'મે સાંભળ્યું છે કે જ્યાંસુધી પ્રાણજીવન પિતાનું શ્રાદ્ધ કરશે નહિ, ત્યાંસુધી એ ભગવાં વસ્ત્ર ઉતારવાનો નથી, એટલું જ નહિ પણ સ્રીનો સહચાર કરવાનો નથી. એટલે હજી આઠ–નવ માસ પછી જ સૌભાગ્યરાત્રિ થશે!'

'એમ! જોગ છોડયો, પરતાયો, ઘેર પાછો આવ્યો, પણ ધર્મની ઘેલછા તો હજી જેવીને તેવી જ લાગે છે. હશે, આઠ–નવ માસ પછી પણ બિચારીને પરણિત જીવનનો લ્હાવ તો મળશે ને?'

વાતો કરતા કરતા લોકો વેરાઇ ગયા.

* * *


# તાવની રામબાણ ગોળી

આ ગોળીમાં બે પ્રકારની ગોળી આવે છે. કાળી અને લાલ. તાવ હોય ત્યારે કાળી અને તાવ ન હોય ત્યારે લાલ આપવાથી ગમે તેવો અને ગમે તે જાતનો તાવ શરીરમાં હોય તો ઉતરે છે અને ઉતરેલો અટકે છે. ૪૦ ગોળી આ. ૧ રૂ. ૧–૦–૦ પો. જુદું.

લખો : સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર (કાઠિયાવાડ)

# ગર્ભગુટી




આ અમૃત-તુલ્ય અકસીર દવા છે. હજારો બ્હેનોને લાભ આપનાર, નિઃસંતાન અને હતાશ બનેલી બ્હેનોને ત્યાં પારણાં બંધાવવામાં ફળિભૂત બનતી આ **'ગર્ભગુટી'** વાપરી તમારા ગૃહને બાળકોના કીલકીલાટવાળું રમ્ય બનાવો. અમને તો ચોક્કસ ખાત્રી છે કે માત્ર એક જ બાટલીની વપરાશથી તમારી કલ્પનામાં પણ નહિ હોય એવો લાભ મળશે. સંતાનપ્રાપ્તિને માટે માનતા કે બાધા–આખડીઓ કરવાને બદલે તમે **'ગર્ભગુટી'**ની એક બાટલી આજે જ મંગાવો. પુત્રપ્રાપ્તિની ઇચ્છાને સફળ બનાવનારી આ અમોઘ ગુટી છે. એકવાર મગાવી ખાત્રી કરો, એક બાટલીનું મૂલ્ય રૂ. ૫–૦–૦ પરદેશ માટે પોસ્ટેજ સાથે શીલીંગ ૧૧ નો પોસ્ટલ ઓર્ડર અગાઉથી જ મોકલવો.

**રજીસ્ટર વી. પી. તથા પોસ્ટેજનું ખર્ચ જુદું.**

**સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર (કાઠિયાવાડ)**

સૂચિ-પત્ર મફત મંગાવો.

# પ્રકરણ ૨૩મું

* *

## ‘તેને કેવું લાગે?’

*

હરિહર ‘પ્રાણજીવન’ બનીને ઘરમાં પેસી શકયો, ઘરનાં કોઇને તેના બનાવટીપણા માટે શંકા આવી નહિ, અને જ્યાં જ્યાં શંકા ઉપસ્થિત થવાનું કારણ જણાયું, ત્યાં ત્યાં તેણે પોતાની માહિતીનો બુદ્ધિકુશળતાથી ઉપયોગ કરીને એ કારણને ઉપસ્થિત થવા દીધું નહોતું. શંકાશીલ સ્વભાવવાળાઓને ક્ષણભર શંકા ઉપસ્થિત થતી, પરન્તુ તત્ક્ષણ એ શંકાને તિરોહિત કરી નાંખનારો એવો બનાવ બની આવતો કે જેથી શંકાશીલ મનુષ્યને પોતાની પૂર્વની શંકા અકારણ હતી એમ સમજાઇ જતું અને કોઇ–કોઇને તો એવી શંકા માટે પોતાને પાછળથી પસ્તાવો થતો અથવા તો શરમ લાગતી. કેવળ યોગાનુયોગથી જ હરિહર સફળતાપૂર્વક ઘરમાં દાખલ થઇ શકયો હતો એમ નહોતું; પરન્તુ એમ કહી શકાય કે તેણે પ્રાણજીવનની રોજનિશીમાંથી મેળવેલી અને નડીઆદમાં ફરીને એકત્ર કરેલી માહિતીનો હોંશિયારીથી ઉપયોગ કર્યો હતો, અને વિશેષમાં “ કંકુનાં પગલાં ’ જેવા બનાવે તેની ભાગ્યરેખાને ઉજ્જવલ બનાવી હતી, તેથી તેને સફળતાપૂર્વક ગૃહપ્રવેશ કરવામાં બધી અનુકૂળતા મળી ગઇ હતી. હરિહરે પોતાની બુદ્ધિ, શક્તિ અને હિંમત કરતાં વધારે મોટા સાહસમાં ઝંપલાવ્યું હતું, એમ તે સમજતો હતો. તેના મનની નિર્બળતા કોઇ કોઇ વાર ઉભરાઇ આવતી, ત્યારે તે આ બધી ઉપાધિમાં પડવાનું છોડી દેવા તૈયાર થઇ જતો હતો; પોતે બનાવટ કરતાં પકડાઇ જશે તો સીધો ફુરંગમાં પુરાશે એવી કલ્પના થતાં તે ગભરાઇ પણ જતો હતો; પરન્તુ અત્યારસુધી એક પછી એક ડગલું ભરતાં તેને જે અનુ-

ફળતા મળતી રહી હતી, અને તેથી તેને પોતાની યોજનાની સફળતા નજરે દેખાતી હતી, તેનો વિચાર આવતાં તેને છોડીને ચાલી જતી હિંમત પાછી આવતી હતી અને એક વાર ડગલું ભર્યું તો પછી હઠવું નહિ, એ પ્રકારનું એક પદ કોઇ નાટકના ગાયનમાં સાંભળેલું તે પદનો ઉપદેશ તે પોતાને અનુકૂળ રીતે લાગુ પાડીને પોતે આદરેલા કાર્યમાં હવે પાછું ડગલું ન ભરવું જોઈએ, એમ તે નીતિના ઉપદેશનો અમલ કરવા જેવો સદ્‌ગુણી બનવાને તૈયાર થઇ જતો હતો! આ પ્રકારની મનની દ્વિધાસ્થિતિમાં પણ જ્યારે તેણે સફળતાપૂર્વક ગૃહપ્રવેશ કર્યો, ત્યારે તેની હિંમતમાં સારી પેઠે વધારો થવા પામ્યો હતો; છતાં પોતાની હમેશની સાવધાનતા તેણે છોડી નહોતી.

દેવકોર, રામજી, જમના વગેરે ઘરનાં માણસો સાથેની વાતચીતમાં તેણે તેમને શંકા ઉપજવા દીધી નહિ પરન્તુ ઉલટો તેમનો વિશ્વાસ દૃઢ કર્યો. વાતચીત પછી તેણે સ્નાન કર્યું. સેવાની ઓરડી પાસે જઇ તેણે શિવપૂજન કરવા માંડ્યું. ઓરડી ઉઘાડતાં જ તેણે જોયું કે તેને પાંચ શિવલિંગ પૂજવાનાં છે. પ્રાણજીવનની રોજનિશીમાં તેણે પોતાની ગૃહસેવામાં ત્રણ શિવલિંગ હોવાનું વાંચેલું, એટલે તે તુરત બોલ્યો: 'દેવીમા' આમાં દો શિવનાં બાણ વધ્યાં લાગે છે.'

દેવકોર બોલી: 'હા, બેટા! એક તારા પિતા નર્મદાજી ગયા'તા ત્યારે લાવેલા અને બીજું તો બદ્રીનારાયણ કાકા ગુજરી ગયા એટલે તેમના ઘરની સેવામાંથી લાવીને અહીં રાખ્યું છે. તેમના ઘરમાં કોઇ પૂજા કરે તેવું નહિ, એટલે તારી દયાકાકી કહે કે તમારે ત્યાં લઇ જાઓ.'

'શું બદ્રીનારાયણ કાકા ગુજરી ગયા? મને તો કોઇએ કહ્યું નહિ. મારે સ્નાન કરવું જોઇએ.'

'મેં ધાર્યું કે દવેજીએ તને કહ્યું હશે. તેમને ગુજરી ગયે ચાર વર્ષ થયાં.' દેવકોરે કહ્યું.

હરિહર સ્નાન કરવા ગયો. કુટુંબી કાકાનું સ્નાન કર્યા વિના કાંઇ ચાલે ? સ્નાન કરી આવીને તેણે દેવસેવા કરી. પછી ભોજન કર્યું. તેમાંથી પરવારી તે પોતાના અભ્યાસખંડમાં જરા પાનસોપારી ચાવતો બેઠો હતો, ત્યાં રામજી કહેવા આવ્યો :

' ભાઇ ! ગંગાશંકર કાકા નીચે બોલાવે છે. '

' કેમ, શું કામ છે ? '

' ગામનાં સગાં–સ્નેહી મળવા આવ્યાં છે, તે ક્યારનાં બેસી રહ્યાં છે. દવેજી કહે છે કે એક વાર તમે નીચે આવો તો ઠીક. '

હરિહરને ધ્રાસ્કો પડ્યો. હવે બહુ આકરી પરીક્ષા તેની સામે આવીને ઊભી હતી. તેને મળવા આવનારાઓ કાંઇ કેવળ અજાણ્યા તો ન જ હોય; તે પૂર્વના પરિચયી, ઓળખાણવાળા અને કાંઇ કાંઇ પ્રસંગોને મનમાં યાદ રાખીને આવ્યા હોયઃ તે બધાને વાતચીતથી સંતોષવા એ બહુ આકરૂં કામ હતું. પણ તત્કાળમાં તે વિષે વિચાર કરવાને બદલે તેણે રામજીને જવાબ આપ્યોઃ ' જા, હું હમણાં આવું છું. ' પછી તેણે પોતાના મનમાં સ્મરણમાળા ફેરવી અને પોતે કોને કોને જોઇને ઓળખતો હતો, તથા કોને ઓળખ્યા વિના તેના સંબંધમાં કાંઇ પણ જાણતો હતો તે તેણે યાદ કર્યું. એ પ્રમાણે તૈયારી કરીને તે નીચે ઊતર્યો.

એક બીછાવેલી જાજમ ઉપર નાનાં–મોટાં પંદરેક જણ બેઠાં હતાં. સૌની વચ્ચે ગંગાશંકર દવે બેઠા હતા. હરિહરને જોતાં જ દવેજી બોલ્યાઃ ' આવો, ભાઇ ! આ બધા આપણા સ્નેહી તમને મળવાને માટે આવ્યા છે. '

' ભલે આવ્યા, પણ તેમને મળવાથી મને તો શરમ જ આવશે, કારણ કે તેમનો સ્નેહ વછોડીને હું નાસી ગયો હતો અને તે ભૂલનો

હવે મુજે પસ્તાવો થાય છે. કાકાશ્રી ! પરતાતા મનને જૂના સ્નેહીઓને મળતાં શરમ ન આવે તો દુસરા કયા થાય ?'

'સાચી વાત, ભાઇ ! પણ ધીરે ધીરે પસ્તાવો શમશે, તેમ તેમ શરમ આથમશે અને સ્નેહનો પુનઃ ઉદય થશે, કેમ ખરૂં ને ઉદયશંકરભાઇ ?' દવેજીએ એક વૃદ્ધ પડોશી સામે નજર કરીને એ શબ્દો ઉચ્ચાર્યા.

'ઉદયશંકર કાકા ! તમે અમારા જૂના પડોશી રહ્યા; પણ કહો, જ્યારે મેં ને ઘર છોડયા, ત્યારે શું તમે નહિ માનેલું કે મેં ભૂલ કરી હતી ?'

વૃદ્ધ ઉદયશંકર બોલ્યા: 'ખરેખર, એમ જ માનેલું. વૃદ્ધ માતા-પિતાની સેવા કરવાનો સમય આવે, ત્યારે પુત્ર સંસાર છોડીને ચાલતો થાય, તે ભૂલ તો ખરી જ. મેં ય ભટ્ટજીને કહેલું કે તમારા છોકરાને કુમતિ સૂઝી છે. પણ ભાઇ ! હજી માતાની સેવા કરવાનો અવસર છે. તે વખતે તમે આવી પહોંચ્યા છો, એ તમારી બુદ્ધિનું ઇષ્ટ પરિ-વર્તન કહેવાય. તેથી શરમાવાની જરૂર ન હોય.'

'છતાં બાળપણની મૂર્ખાઇ સાંભરે, ત્યારે શું શરમ ન આવે ?'

'ના. હું તમને એક સમજવા જેવી વાત કહું. સુભાષિતમાં કહ્યું છે કે વિઘ્નના ભયથી નીચ પુરૂષો કોઇ કાર્યનો પ્રારંભ જ કરતા નથી, મધ્યમ પ્રકારના પુરૂષો કાર્યમાં વિઘ્ન આવતાં અધવચથી અટકી જાય છે; પરન્તુ જે ઉત્તમ પ્રકારના પુરૂષો છે તેઓ ઉપરા-ઉપરી વિઘ્નો આવ્યા છતાં હિંમતથી કાર્યને વળગી રહીને તેને પૂરૂં કરે છે. આ શ્લોકનો કેટલાક ખોટો અર્થ કરે છે. તેઓ એમ સમજે છે કે ગદ્ધાપૂછ પકડયું તે કેમે છોડવું જ નહિ અને તો જ ઉત્તમ પુરૂષોમાં આપણી ગણત્રી થાય ! વસ્તુતઃ સુભાષિતકારનું કથન સત્કાર્ય સંબંધે છે—દુષ્કાર્ય સંબંધે નથી. સત્કાર્યનો આરંભ પૂરા વિચારપૂર્વક કરવો જોઇએ, અને વચ્ચે વિઘ્નો આવે તો તેથી નાહિંમત ન થવું જોઇએ. પરન્તુ એ કાર્યનો આરંભ કર્યા પછી લાગે કે

આપણે જેને સત્કાર્ય માનતા હતા, તે વસ્તુતઃ અનિષ્ટ કાર્ય છે, તો તે વખતે તે કાર્યને છોડી દેતાં જરાયે શરમાવું ન જોઇએ. તેમાં ભૂલ રહેલી સમજાય, તે છતાં ઉત્તમ પુરૂષ લેખાવાના ખોટા ભ્રમથી તેને વળગી રહેવું તેનું નામ ગદ્ધાપુચ્છ ! ડાહ્યા માણસો પોતાની વય, સમજણ અને અનુભવથી પોતાના આગલા વિચારોમાં ફેરફાર કરે છે, અને તેનું નામ જ શાણપણ છે. હમેશાં એક ને એક વિચારને વળગી રહેવામાં શાણપણ કે ટેક રહેલાં છે, એ વાત ખરી છે; પરન્તુ તેમાં એક અપેક્ષા રહેલી છે. વિચારને દૃઢતાથી વળગી રહેવામાં શુદ્ધ નિષ્ઠા હોવી જોઇએ, તેમ જ વિચારપરિવર્તનમાંએ શુદ્ધ નિષ્ઠા હોવી જોઇએ. એક કાર્યને અનિષ્ટ તરીકે ઓળખ્યા પછી તેને વળગી રહેવામાં ટેકનો સદ્‌ગુણ નથી, કેવળ જડતા કે દુરાગ્રહ છે. શુદ્ધ નિષ્ઠાપૂર્વકનું વિચારપરિવર્તન એક સદ્‌ગુણ છે, નિર્બળતા નથી. તેવી જ રીતે, પ્રાણભાઇ ! તમને તમારી ભૂલ સમજાઇ અને તમે ઘેર પાછા આવ્યા, તે તો સત્કાર્ય થયું, અને તે આદરતાં આગલી ભૂલના સ્વીકાર માટે શરમ હોય જ નહિ.'

'કાકાશ્રી ! આપકી બાત સાચેસાચી છે, પરન્તુ વિચાર–પરિવર્તનનો આવો ઉદાર અર્થ જનતા કરતી નથી, તેથી મારા જેવાઓને તે માટે શરમ આવે છે. હશે, પણ આપકા આ ઉપદેશ પછી એ પ્રકારની વૃત્તિને હું યમ–નિયમમાં રાખવા યત્ન કરીશ, એટલે પછી તેવી શરમ ઉપર જય પ્રાપ્ત કરી શકીશ.' યોગવિદ્યાના અભ્યાસનો પરિચય કરાવનારા 'વૃત્તિ,' 'યમ,' 'નિયમ,' અને 'જય' એ ચાર શબ્દોનો પ્રયોગ હરિહરે એકી સાથે કરી લીધો, અને ભાષાને પણ કાંઇક હિંદીમય ચાલુ રાખી.

આસપાસ નજર નાંખતાં બે–ત્રણ જણને તેણે ઓળખ્યા અને હાથ ઉંચા કરી નમસ્કાર કર્યા. બાર વરસના એક છોકરાને બેઠેલો જોઇ તેણે દવેજીને પૂછ્યું: 'ગંગાશંકર કાકા ! આ છોકરો કોણ ?'

'તેને ન ઓળખ્યો ? બદ્રીનારાયણ ભટનો ચંદ્રમણિશંકર !'

'એમ કે ?' ચંદ્રમણિશંકરનો હાથ પકડી તેણે પોતા તરફ ખેંચ્યો. ચંદ્રમણિશંકર ઊભો થઇને હરિહરની પાસે આવીને બેઠો. હરિહર બોલ્યો: 'ચંદ્રમણિશંકર ! તું તો બડો મોટો થઇ ગયો ! પણ તું મને દુબળો બહુત લાગે છે, હો ! નાનો હતો ત્યારે તો ભારે લદ્દપદ્દ હતો.'

ચંદ્રમણિશંકર નીચું જોઇને હસતો હસતો બોલ્યો: 'મને એક મહિના સુધી તાવ રહ્યો. હજી ચાર દિવસથી જ ઉતર્યો છે.'

હરિહર બોલ્યો: 'પણ સાંભળ ! હવે તું બડો થયો; મારે તારી પાસેથી એક લહેણું લેવાનું છે !'

સૌ ચમત્કારિક મુખમુદ્રા કરીને હરિહર તરફ જોઇ રહ્યા. હરિહરે ચંદ્રમણિશંકરના માથા પરની ટોપી ઉતારી તેની બાબરીના વાળને મૂઠીમાં પકડી કહ્યું: 'સાંભળ ! તું જ્યારે દોઢેક વરસનો હતો, ત્યારે એક દફે હું તને રમાડતો હતો અને તેં મારી ચોટલી એટલા જોરથી પકડી હતી કે મારી આંખમાં આંસુ આ ગયા થા; અને જ્યારે દયાકાકીએ આવીને મૂઠી છોડાવી, ત્યારે જ મેરા છૂટકા થયો હતો. બોલ, આજે હવે તારી બાબરીકા બાલ ખેંચીને મારું આટલું લહેણું વસૂલ કરું કે નહિ ?'

સૌ ખડખડાટ હસી પડ્યાં, જેમાં હરિહરે અને ચંદ્રમણિશંકરે પણ ભાગ લીધો. એટલામાં ચંદ્રમણિશંકરની મા દયાકોર ક્યારનાં ઓરડામાં આવી બેઠેલાં તે ટહુક્યાં: 'ચંદ્રમણિ ! મોટાભાઇને જવાબ આપ કે તમારી ચોટલી ખેંચી ત્યારે તો હું નાનો હતો, અને તમે મોટા હતા; મારી સુશીલા ભાભીને દીકરો થાય અને તે ભલે મારી ચોટલી કે બાબરી ખેંચીને આગલું લહેણું વસૂલ કરે, પણ તમને મારી બાબરી ખેંચવાનો હવે અધિકાર નથી !'

આ શબ્દોએ તો એકત્ર થયેલાંઓમાં આનંદ અને હાસ્યનું મોજું ઉછળાવી મૂક્યું ! ઉદયશંકર અને ગંગાશંકર 'તથાસ્તુ' 'તથાસ્તુ' કહી આશીર્વાદ આપવા લાગી ગયા.

દસ વર્ષ પૂર્વેનાં પરિચયીઓને હવે લાંબે વખતે પાછા આવેલા 'પ્રાણજીવન'ની વધુ પરીક્ષા કરવાની ઇચ્છા જ ન રહી; અને હરિહરને વૃદ્ધ ઉદયશંકરના શાસ્ત્રજ્ઞાનનો પરિચય થયો હોવાથી તે તેમની સાથે યોગના વિષય ઉપર જ વિવાદે ચડયો. બીજાઓને તેમાં રસ પડયો નહિ એટલે એક પછી એક ઉઠીને ચાલવા લાગ્યા.

રાત્રિ પડી. સૌએ ભોજન કર્યું. હરિહર ભોજન કરીને પોતાના શયનખંડમાં પેઠો, એટલામાં જમના ત્યાં આવી અને શરમાતી બોલીઃ 'ભાઇ ! એક વાત કહું ? ગુસ્સો તો નહિ કરો ને ?'

'કહોને ભાભી ! તમે મેરા હિતકી જ વાત કહેવાનાં હશો, એમાં ગુસ્સો શા માટે કરૂં ?'

'સુશીલાને તમારે મળવું તો જોઇએ.'

હરિહર મોટી મુશ્કેલીમાં આવી પડયો. તે સુશીલાને માટે અહીં આવ્યો જ નહોતો; તે તો કેવળ પ્રાણજીવનનું ધન લેવાને આવ્યો હતો, અને તેથી તેણે જેવી રીતે પિતાનું શ્રાદ્ધ કરતાં સુધી ભગવાં કપડાં નહિ ઉતારવાનું જણાવ્યું હતું, તેવી રીતે ત્યાંસુધી સુશીલાની સાથે નહિ રહેવાનું પણ વ્રત લીધું હતું. હરિહર જાણતો હતો કે જો પોતે પ્રાણજીવન જ બન્યો છે, તો તેણે પ્રાણજીવનની પેઠે જ બધી રીતે વર્તવું જોઇએ; તો પણ તેનામાં પ્રાણજીવનનું ધન લૂંટવા માટે જે હિંમત આવી હતી, તે હિમત એ કુમારિકાનું કૌમાર્ય લૂંટવાની કલ્પના કરતી વખતે તેને છોડી જતી હતી ! આટલી જુવાન વયે પણ સ્ત્રી સહચારવાળા જીવનની કલ્પના તેને આવી નહોતી, તેવા ભાવોને તેણે પોષ્યા નહોતા, અને સુશીલાનો સ્વીકાર કરવાનો કારમો પ્રસંગ આવીને ઉભો રહેતાં તે દુષ્કાર્યથી તે ખરેખર ડરી ગયો હતો. આ ડરને ઢાંકવાને તેણે પિતાનું શ્રાદ્ધ કરતાં સુધીની મુદ્દત સુશીલાને મળવા માટે પણ ઠરાવી હતી; પરન્તુ જમનાનું આ સૂચન સાંભળતાં એ મોટા વિચારમાં પડી ગયો. તે ક્ષણભર મૌન રહ્યો.

જમનાએ ફરીથી કહ્યું: 'કેમ ભાઈ! એમાં વિચાર શો કરો છો?'

'ભાભી! મેરા નિશ્ચય તો તમે જાણો છો.'

'હા, પણ હું ક્યાં કહું છું કે તમે બેઉ એક ખંડમાં શયન કરો? હું માત્ર કહું છું કે તમારે તેને મળવું તો જોઈએ જ. આજે અમારા અંતરમાં આનંદ છે, અને દસ વર્ષે તમે ઘેર આવ્યા ત્યારે પણ સુશીલાને તો એક સરખો શોક ને શોક જ! તેને કેવું લાગે તેનો તો વિચાર કરો.'

'તેને કેવું લાગે?' એ વિચાર આજે પહેલી વાર હરિહરના અંતરમાં પેઠો અને દયાર્દ્રતાની એક ધારા ફૂટતાં જ તેણે કહ્યું: 'ભલે ત્યારે, તેને ખબર મોકલો!'

* * *


સૌરાષ્ટ્ર ફાર્મસીની અજાયબ શોધ

# પ્રમેહ પલાયન

હવે મુંઝાવાની જરૂર નથી. ગમે તે જાતનો જુનો કે નવો, તણુખીયો કે મીઠો પરમો થયો હોય, તો એ માટે '**પ્રમેહ પલાયન**'ની એક બાટલી બસ છે. પ્રમેહ પલાયન ગોળી પેશાબની ભયંકર બળતરા અને પેશાબમાં જતી રસીને બંધ કરે છે. પેશાબ છૂટથી આવવા લાગશે. ટુંકામાં પ્રમેહ પલાયન ગોળી તમને અજબ ફાયદો કરશે અને તમે હતા એવા તંદુરસ્ત બની જશો. બા. ૧ ની કીંમત રૂ. ૨–૦–૦ પોસ્ટખર્ચ જુદું. લખો :—

સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર : (કાઠિયાવાડ)

તાઃ કઃ— સુચીપત્ર મફત મંગાવો.

—: યુવાનોને ઉપયોગી :—

# ટકાવ ગુટીકા

શરીરનું વીર્ય પાતળું પડી જવાથી સ્ત્રી સમાગમ વખતે ટકાવ ઓછો થાય છે તેઓ માટે **ટકાવ ગુટીકા** ઘણું જ ઉત્તમ કામ કરે છે. આ દવાના સેવનથી સ્ત્રીને સંપૂર્ણ સંતોષ આપી શકાય છે. સંભોગમાં આનંદ અને ટકાવ આપે છે. જીંદગીમાં નહિ અનુભવેલી મોજ માણી લ્યો. કોઇ પણ જાતની પરેજી સિવાય ખાઇ શકાય છે. **કીં. બા. ૧ ના રૂા. ૨-૦-૦ પોસ્ટેજ જુદું. પર-** દેશ. **શીલીંગ ૪** લખો:—

**સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર ( કાઠિયાવાડ )**

**પુરૂષોના ગુપ્ત ભાગની નામર્દાઇ, નસોની કમજોરી વગેરે દરેક ખામી દૂર કરી કાયમી મર્દાઇ આપનાર**

# “તોકાની તીલ્લો”

અદ્‌ભુત અને અજોડ છે. ગમે તે કારણથી ગુપ્ત ભાગની નસો નબળી પડી ગઇ હોય, ઉત્થાનની ખામી હોય, હસ્તદોષ, અતિ સ્ત્રીસંગ યા ગમે તે કારણથી આવેલી નામર્દાઇ દૂર કરે છે અને ગુપ્ત ભાગની નસોને મજબૂત અને અસલ સ્થિતિમાં લાવી મૂકે છે. માત્ર એક જ બાટલીની વપરાશથી તમારા હતાશ થયેલા મનને આનંદિત અને પ્રફુલ્લીત બનાવશે. સંસારસુખમાં અજબ આનંદ આપશે, **કીં. શીશી ૧ રૂ. ૪-૦-૦** પોસ્ટ ખર્ચ જુદું

**સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર : [ કાઠીયાવાડ ]**

# પ્રકરણ ૨૪મું

## માનવપોપટી કે જીવનસખી?



વિવિધ પ્રસંગોથી સર્જાયલા વાતાવરણની ઉત્તેજનાથી જ્યારે મનુષ્ય આવિષ્ટ થાય છે, ત્યારે તે પોતાના વ્યક્તિત્વને ઘડીભર વિસરી જાય છે, ઉત્તેજના શમે છે, આવેશ મંદ બની જાય છે અને મસ્તિષ્કની સમતા પ્રાપ્ત થાય છે, ત્યારે તેનું વ્યક્તિત્વ પુનઃ તરીને ઉપર આવે છે. તે ક્ષણે તેને પૂર્વના આવેશના સમયનું પોતાનું વર્તન વિલક્ષણ લાગે છે, તેને આશ્ચર્ય થાય છે, કોઇ વાર પશ્ચાત્તાપ પણ થાય છે. મોહિનીવિદ્યામાં નિષ્ણાત કોઇ જાદુગર પોતાની દૃષ્ટિના આકર્ષણયોગથી જેવી રીતે મનુષ્યને મુગ્ધ કરે છે, તેવી રીતે વાતાવરણની ઉત્તેજના મનુષ્યના મનને આકર્ષીને તેને તદનુરૂપ દિશાએ પ્રેરે છે. આકર્ષણની અસર દૂર થતાં જેમ મુગ્ધ મનુષ્યના મસ્તિષ્કને સ્થિરતા પ્રાપ્ત થાય છે, તેમ વાતાવરણની ઉત્તેજના શમતાં પણ મસ્તિષ્ક સ્થિર બને છે. આ રીતે વાતાવરણ એક પ્રકારની જાદૂગરી અથવા માયા પ્રસારે છે.

સુશીલા પણ ઘડીભર વાતાવરણની આ માયાવી અસરથી મુગ્ધ બની ગઇ હતી. પ્રાણજીવન સ્ટેશનપર ઉતર્યો હતો, તે ઘેર આવી રહ્યો હતો, લોકો હીલોળે ચડયા હતા, પડોશીઓ આનંદમાં આવી ગયાં હતાં, માતા હર્ષઘેલી બની ગઇ હતી, વિધવા જમના પણ ઉમંગમાં ને ઉમંગમાં વૈધવ્યને વિસરીને સુશીલાની સૌભાગ્યરાત્રિની તૈયારી માટે પ્રાણજીવનનું શયનગૃહ શણગારવા મંડી ગઇ હતી ! કારમી આનંદની ભરતી ચોમેર ઉછળી રહી હતી, તેની વચ્ચે સુશીલા એકલી નિર્લેપ કેવી રીતે રહી શકે ? આનંદને હીલોળે ચડેલા બધા

લોકો કરતાં તો પ્રાણજીવનનું આગમન સુશીલાને માટે વધારે આનંદના કારણરૂપ હતું અને તેને આનંદ થવો જ જોઈતો હતો. કદાચ તેના અંતરમાં એ આનંદ થતો હશે, પરંતુ તેની સંયમશીલ મનોવૃત્તિ એ આનંદનું દર્શન કરાવતાં તેને રોકતી હશે, કદાચ હિંદુસંસારની સ્વાભાવિક લજ્જાયુક્ત તેની દૃષ્ટિને એવું આનંદદર્શન અવિવેકભર્યું સમજાતું હશે; એ ગમે તેમ હોય, પરંતુ માત્ર જમનાએ તેને સૂચવ્યું કે 'સુશીલા બહેન ! આજે તો હવે જરા સારાં કપડાં પહેરો !' તે જ ક્ષણે તેને એ આનંદથી ભરેલા વાતાવરણની ઉત્તેજનાએ મુગ્ધ બનાવી, તેના અંતરમાં આનંદની રેલ આવીને મુખદ્વારા સ્મિત રૂપે છલકાઈ, અને તેણે સુંદર વસ્ત્રો પરિધાન કર્યાં. સુશીલાના આનંદદર્શનનું એ ચિહ્ન લેખાયું અને લોકોની દૃષ્ટિને એ ચિહ્ન યથોચિત જ લાગ્યું: પણ સાંજ પડી, પ્રાણજીવન ઘરમાં જૂનો થઈ ગયો, કુતૂહલ શમ્યું, વાતાવરણની ઉત્તેજના શમવા લાગી, અને સુશીલા પોતાના ઉપર જ ગુસ્સે થવા લાગી !

એક ઓરડાની બારી પાસે ઊભી રહીને તે બહાર જોતી હતી, તથા પોતાના ઘડીભરના આનંદનું પૃથક્કરણ કરતી હતી.

'મારું જીવન હવે પલટાયું એ વાત ખરી, પણ એ જીવન પલટાઈને હવે કઈ દિશાએ જશે તે હું ક્યાં જાણું છું ? પરણી ત્યારે જેવું અબોલ નાળીએર હતું, તેવું જ અબોલ નાળીએર બે દિવસ પહેલાં સુધી હતું, અને આજે પણ તે તેવું ને તેવું જ અબોલ નાળીએર નથી શું ? એ નાળીએરમાં ટોપરું હશે કે કેવળ સૂકાઈ ગએલી કાચલી હશે તે હું જાણતી નથી, તો પછી મારા આનંદનું એવું તે કયું કારણ આજે ઉપસ્થિત થઈ ગયું કે જેથી અત્યારસુધીમાં મેં પણ સૌની સાથે આનંદ અનુભવ્યો ?'

સામેના મકાનની પછીતે એક બાકોરૂં હતું, તેમાં પક્ષીનો માળો હતો. ચીંચીં કરતાં એક પોપટ અને પોપટી માળા તરફ ઉડતાં આવ્યાં અને એક પછી એક માળામાં પેઠાં. સુશીલા તેમને જોઈ રહી.

સંધ્યાનો સૂર્ય ક્ષિતિજમાં ડૂબતો હતો. તેનું રક્ત તેજ સુશીલાના વદનમંડળની લાલિમાને દીપ્તિમાન કરી રહ્યું હતું. વિચારને હીંડોળે હીંચતી નવોઢા–હા, સાચી નવોઢા જ–સુશીલા મંડનમિશ્રની વિદુષી સ્ત્રી સરસ્વતી જેવી ઓજસ્પૂર્ણ ભાસતી હતી. 'હા, હું જો એવી પોપટી જ હોત, તો કોઇ પણ પોપટની સાથે માળામાં પુરાતાં આનંદમાં ડૂબી ગઇ હોત. સંસારની માનવપોપટીઓ ક્યાં એવો આનંદ માણતી નથી ?'

આકાશમાંથી ધીરે ધીરે અંધકાર ઉતરતો હતો અને નીચાં–ઉંચાં મકાનોનાં છાપરાં ઉપર ઢોળાતો હતો. સુશીલાની દૃષ્ટિ એ અંધકારને વીંધીને દૂર–દૂર પહોંચવા શ્રમ સેવી રહી હતી. તેની બાહ્ય દૃષ્ટિને દૂર ને દૂર દોડાવતાં તેની આંતરદૃષ્ટિ ઊંડી ને ઊંડી ઉતરતી જતી હતી.

'હા; હવે સમજાય છે–સમજાય છે. ઘડીભર હું અબળા બની ગઇ હતી ! સ્વામી આવ્યો એટલે હવે મારૂં શુષ્ક જીવન રસભરિત બની જવાનું, એવી કલ્પનાએ મને ગાંડી બનાવીને સુંદર વસ્ત્રો પહેરવાનો અભિલાષ સ્ફુરાવ્યો હતો. જ્યાં જ્યાં અગ્નિ ત્યાં ત્યાં ધૂમાડો તેમ જ્યાં જ્યાં સ્વામી, ત્યાં ત્યાં અબળાનો જીવનરસઃ એ રૂઢ માન્યતાએ મને ઘડીભર અબળા બનાવી દીધી હતી. પણ પ્રાણજીવન–મારો પરણેલો સ્વામી ઘેર આવ્યો તેથી મને જીવનસખ્ય લાધશે ?'

સુશીલા અંતરમાં ઊંડી ને ઊંડી ઉતરવા લાગી. સ્વામી ઘેર આવ્યો એટલે સમજુ થયો, ને પસ્તાતો હતો એટલું ડહાપણ તેનામાં આવ્યું, એ તેને સાંભર્યું; આનંદનો ક્ષણિક ઝબકારો થયો પરંતુ તત્ક્ષણ તે હોલવાઇ ગયો–'હજી મને તે મળ્યા નથી, મારી સાથે કશું બોલ્યા નથી, તેમની આંખોમાં સ્નેહનો ચમકારો મેં જોયો નથી, તેમના ઘેર પાછા ફરવામાં હું જરાયે કારણીભૂત બની નથી, પિતાનું શ્રાદ્ધ કર્યા પહેલાં તે મને પોતાની પાસે ઢૂકવા પણ દેવાના

નથી!' સુશીલાનું અંતર અંધકારથી ઘેરાઇ ગયું. તેના પેટમાં ગુંચળાં વળવા લાગ્યાં. 'દસ વર્ષ સુધી બાવાઓની સાથે રખડેલો સ્વામી પત્નીને ક્યાંથી સમજી શકશે? ગૃહનો ત્યાગ પૂરો થયો, પણ ગૃહિણીનો ત્યાગ પૂરો કરવાની સમજણ હજી તેનામાં ક્યાં આવી છે? દાંપત્યજીવનની પ્રભુતા અને પુણ્યપ્રદતાનો ખ્યાલ જેને હજી આવ્યો નથી, તે ઘેર આવ્યો તો પણ શું, અને ન આવ્યો તો પણ શું? માતાને પુત્ર સાંપડ્યો, પણ મને જીવનસખા સાંપડ્યો એમ કહેનારાઓ શું સાચું બોલે છે? સુશીલા! સોનેરી કોર પાલવની સાડીમાં તું દીપી નીકળી, પણ તારા અંતરમાં ક્યાં દીપ્તિ છે?'

રસોડામાં પાટલા નંખાયા, થાળીઓ ખખડી, કડછી–ચમચાના અવાજ સંભળાયા. ભોજન પિરસાતું હોય તેમ લાગ્યું, સુશીલાને કોઇએ ન સંભારી. નિરાશહૃદયા સુશીલાની આંખોમાં આંસુ ઝમી આવ્યાં. તેને પોતાના જીવનમાં પહેલાંના જેવી જ શુષ્કતા પથરાએલી લાગી.

રામજી દીવો સળગાવીને ઓરડામાં મૂકવા આવ્યો. પૂઠ ફેરવીને બારીમાંથી બહાર જોઇ રહેલી સુશીલા તેની નજરે પડી અને તે બોલ્યો: 'સુશીલા બહેન! તમે અહીં ઊભાં છો?'

'હા.' રામજીની સામે જોયા વિના જ તેણે ઉત્તર આપ્યો.

રામજી દીવો મૂકીને ચાલ્યો ગયો. આંસુએ સુશીલાનું હૃદય કાંઇક હલકું કર્યું. વિચારમાળા વધુ ફરવા લાગતાં તેને લાગવા માંડ્યું કે કેવળ નિરાશ થવામાં તે જરા ઉતાવળ કરતી હતી. તેના હૃદયમાં કાંઇક અધીરાઇ આવી હતી અને આનંદ દર્શાવનારાઓ પ્રતિ તેને કાંઇક ઇર્ષ્યા આવતી હતી. 'એક–બે દિવસમાં જ બધું જણાઇ આવશે. નિરાશા તો હતી અને છે, છતાં આશાને તદ્દન છાંડવાનું હજી પૂરતું કારણ નથી. દાંપત્યજીવનમાં તેમને અણુ જેટલો પણ રસ હશે, તો

હું તેને પલ્લવિત કરી શકીશ, પણ શુષ્ક રણ જ હશે, તો જેવાં દસ વર્ષ ગયાં, તેવો અવશેષ જીવનસમય જશે...'

એટલામાં પાછળથી તેના ખભા ઉપર કોઇએ હાથ મૂકયો. સુશીલાએ પાછું વાળીને જોયું તો જમનાને સ્મિત કરતી જોઇ.

'બહાર અંધારામાં શું જુઓ છો ? ત્યાં પ્રાણજીવનભાઇ નથી, તે તો તેમની બેઠકમાં બેઠા છે, અને તમને બોલાવે છે!'

'અને તમે ?'

'હું તેમનો સંદેશો તમને પહોંચાડવા આવી છું.'

'એ તમારો ઉપજાવી કાઢેલો સંદેશો છે, બહેન!'

'અરર! શું હું જૂઠું બોલું છું? તમારા સમ, તેમણે જ મને કહ્યું કે તેને અહીં મોકલો.'

'પણ તેમનું વ્રત ભાગીને ભુક્કો થઇ જશે, તેનું શું ?'

'જાવ, જાવ, તમે તો પ્રાણજીવનભાઇ ઉપર ચ્હીડાયાં લાગો છો !' ઇષત્ રોષ દર્શાવતી જમના બોલી: 'તમને મળવાથી કે વાતચીત કરવાથી તેમનુ વ્રત ભાગી જાય એવું વળી કોણે કહ્યું ?'

'મેં એવું સાંભળ્યું હતું.'

'એ ખોટું હતું. એમણે જ મને બોલાવીને કહ્યું અને હું તમને કહેવા આવી.' જમનાએ સુશીલાના મનની સાંત્વનાને અર્થે જરા જૂઠું બોલવાની જરૂર માની.

'ઠીક, મેં સંદેશો સાંભળી લીધો. તમે તમારી ફરજ બજાવી.'

જમના મૌન ઊભી રહી. ગંભીર બનીને તે સુશીલાને જોઇ રહી. ક્ષણ, બે ક્ષણ, ચાર ક્ષણ, બેઉ કશું બોલ્યાં નહિ. સુશીલા ત્યાંથી પ્રાણજીવનની બેઠક તરફ જવાને કાંઇ હલનચલન કરતી પણ દેખાઇ નહિ.

એટલામાં નીચેથી દેવકોર ડોસીની બૂમ સંભળાઈ: 'અરે જમના! ચાલો, તું અને સુશીલા જમવા બેસી જાઓ!'

જમના અને સુશીલા તુરત જ મૂગાં મૂગાં ઓરડામાંથી બહાર નીકળ્યાં અને નીચે ઉતરી રસોડા તરફ ચાલ્યાં.

* * *


## બાલે બહાર (બાલાગોળી)

જન્મથી બાળકોને માતાના દુધ ઉપર રહેવાનું હોવાથી બાળકોને કર-મના ઝાડા, ઉલટી, વરાધ, બાવળી, તાવ, ઝાડા, અને કબજીયાત જેવા અનેક વ્યાધી લાગુ પડે છે જેથી બાળકો રોગગ્રસ્ત, સુકાં, દુબળાં અને માયકાંગલાં રહે છે, એવા દરેક બાળકને જો બાલે બહાર બાળાગોળી દરરોજ આપવામાં આવે તો તેમની નાજુક પ્રકૃતિ બહુ તંદુરસ્ત રહે છે, દુધ પચવા લાગે છે અને એથી બીપી રોગો થતા નથી. શરીર હુષ્ટપુષ્ટ અને બળવાન બનાવી હાડકા મજબુત બનાવે છે. ૧૦૦ ગોળીની શીશીનો રૂ. ૧-૦-૦ પો. જુદું.

સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર (કાઠિયાવાડ)

## ચંદ્રપ્રભા ગુટિકા

પરમાની ખાસ દવા. શાસ્ત્રસિદ્ધ વસ્તુ છે. જુના અને જડ ઘાલી બેઠેલા પરમા, ગરમીના વ્યાધીઓ, પ્રદર જેવા વ્યાધીઓ તથા હાડકાના સડાઓ વગેરેમાં ઉત્તમ કામ કરે છે. અને શરીરને નવું જીવન આપી નીરોગી બનાવે છે. તોલા ૧ ના રૂ. ૨-૦-૦ પો. જુદું.

સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર (કાઠિયાવાડ)

નવયુવાની
શક્તિ, સ્ફુર્તી,
અને જીવનતત્વને
વધારવા પહેલવાન
પીલ્સ લેવી શરૂ
કરો કારણ કે



## પહેલવાન પીલ્સ

સોનું, કસ્તુરી, મોતી, અંબર, ચાંદી, ચંદ્રોદય, મદનમસ્ત, બમન લાલ, બમન સફેદ, શીલાજીત, વગેરે ઉત્તમ ઔષધીની મેળવણીથી બને છે.

### એટલે જ

એ ખોટી ઉત્તેજના નહિ કરતાં ઘસાયેલાં, મંદ પડેલાં, અવયવોને મદદ કરી નવું જીવન આપે છે. તે ખાધેલા ખોરાકમાંથી જલદી નવું લોહી બનાવી, ધાતુસ્થાનને સારી રીતે કામ કરતું બનાવે છે. એથી ગયેલી–ગુમાવેલી શક્તિ નવું જીવન મેળવે છે. ચહેરો ચમકવા લાગે છે. કોઇ પણ માંદગી પછીની નબળાઇ, અતી સ્ત્રીસંગ કે કુટેવોના કારણે આવેલી કમતાકાતનો નાશ કરી પહેલવાન પીલ્સ બહુ સંગીન રીતે કાયમી ફાયદો પેદા કરે છે. કીંમત બા. ૧ રૂા. ૫–૦–૦ પોસ્ટેજ જુદું.

**સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર** (કાઠિયાવાડ)

# પ્રકરણ ૨૫મું

# પ્રથમ દર્શન

આગળના ભાગમાં બેઠક, પાછળના ભાગમાં શયનખંડ અને બાજુએ અગાસી, એવી રચનાવાળો વિભાગ પ્રાણજીવનને માટે મૂળથી જ યોજાયલો, તે વિભાગ અત્યારે પ્રાણજીવન બનેલા હરિહર માટે હતો. અગાસીને સામે છેડે દાદર હતો, દાદર વાટે નીચે ઉતરીને ઓશરીમાં જઇ શકાતું, અને અગાસીમાં થઇને જ આ બેઠકમાં દાખલ થઇ શકાતું હતું. રામનારાયણ ભટના વિશાળ ગૃહનો આ એક નાનો ભાગ હતો. ઓસરી અને ઓરડા ઉપરનો મેડો વિશાળ હતો અને તેમાં સળંગ મોટી ચાલની બાજુએ બે ઓરડા આવેલા હતા, જેમાંના એક ઓરડામાં દેવઘર તથા જમના અને બીજા ઓરડામાં સુશીલા સૂતી. બેઉ ઓરડા સુંદર ઝરૂખાવાળા અને વિશાળ હતા. મકાનને ત્રીજો માળ હતો, પરંતુ તે અત્યારે ઉપરાશમાં નહિ આવતો હોવાથી બંધ રાખેલો હતો. આ ઉપરાંત જગ્યાની વિશાળતાને કારણે નીચે અને ઉપર મળીને ચારેક નાની ઓરડીઓ હતી અને તેમાંની એકાદમાં રામજી સૂતો બેસતો તથા બાકીની બધીમાં સરસામાન હતો. આ વિશાળ મકાન જ્યારે રામનારાયણ ભટ્ટ જીવતા હતા ત્યારે આખા મહોલ્લામાં દીપી નીકળતું હતું, કારણ કે લોકોની આવજાને લીધે તે ભર્યુંભાદર્યું લાગતું હતું. રામનારાયણ ભટ્ટ પાસે બેસવા આવનારાઓ કલાકો સુધી ઉઠતા નહિ અને દિવસ-રાત વાતચીત તથા ચર્ચાથી ઘર ગાજતું રહેતું; તે જ ઘર ભટ્ટજીના મૃત્યુ પછી સૂનું સ્મશાન જેવું બની ગયું હતું, અને આજે જ તેમાં હરિહરના આગમન સાથે કાંઇક દીપ્તિનો સંચાર થતો દેખાયો હતો. એક વાર ખૂણે પડીને મૂગું ઊભું રહેલું એ ઘર આજે તો લોકોને

પણ જીવતું—જાગતું અને ગર્વપૂર્વક મસ્તક ઉંચું કરીને ઊભુ રહેલું ભાસતું હતું.

સુશીલાને પોતાની પાસે મોકલવાનું સૂચવીને પ્રાણજીવન શયન-ખંડમાંથી નીકળીને બેઠકમાં આવી બેઠો, કારણ કે જમના ગયા પછી બે ચાર ક્ષણમાં જ સુશીલા ત્યાં આવી પહોંચશે એવી તેની ગણતરી હતી. જે થોડી ક્ષણો મળે તે દરમ્યાન સુશીલા સાથેના વર્તનનો કાર્યક્રમ મનમાં ગોઠવી રાખવાની હરિહરને જરૂર લાગી. અત્યારસુધી પાર ઉતરેલો કસબ સુશીલા પાસે ફીક્કો ન પડી જવો જોઇએ એમ તેના મનમાં હતું.

'તેને કેવું લાગે ?' એવા જમનાના એક જ પ્રશ્ને હરિહરને વિચારમાં પાડી દીધો હતો. દસ–દસ વર્ષ સુધી પરણીને પિયરમાં જ રહી જુવાની ગાળતી યુવતીને કેવું લાગતું હશે, તેની હરિહરને કલ્પના જ નહોતી, પરંતુ 'તેને કેવું લાગે ?' એ પ્રશ્ને હરિહરને કાંઇ કાંઇ વિચારો સુઝાડયા. પુરુષના પરિણીત જીવનના અભિલાષોનો ઝાંખો ખ્યાલ હરિહર પુરુષ હોવાથી તેને આવે તે સ્વાભાવિક હતું, પરન્તુ સ્ત્રીના પરિણીત જીવનના ખ્યાલો તેને નહોતા. કયાંથી હોય ? ન તો તેણે કાંઇ પ્રેમ અને વિરહની નવલકથાઓ વાંચી હતી, ન તો પોતે પરણે એવી શકયતાનું સ્વપ્ન તેને આવ્યું હતું, ન તો તેણે સ્ત્રી સાથેના જીવનનો વિચાર પણ કર્યો હતો ! નાની વયથી મુફલીસી, સખ્ત વૈતરું અને ધનોપાર્જન માટેની ચિંતા, એ બધાંમાંથી બીજો વિચાર કરવાનો જ તેને કદાપિ અવકાશ મળ્યો નહોતો. એવા હરિહરને આજે સ્ત્રીજીવનના અભિલાષો વિષે વિચાર કરવાનું પ્રાપ્ત થયું હતું !

તેણે બહુ બહુ તર્કો દોડાવ્યા. પતિ મૃત્યુ પામતાં જેવું એક વિધવાને લાગે, તેવું પતિ ચાલ્યા ગયા પછી સ્ત્રીને પણ લાગતું હશે એવી સ્વાભાવિક કલ્પના તેને આવી. આપત્તિનો પ્રસંગ મનુષ્યની બુદ્ધિને તીવ્ર બનાવે છે, અને સુશીલાની સાથેનું પ્રથમ મિલન હરિહર

ઉપરની એક આપત્તિ જ હતી, એટલે તે આપત્તિમાંથી પાર ઉતરવા માટે તેની બુદ્ધિ પણ તીવ્ર બની. રોજનિશીમાંના સુશીલા વિષેના પ્રસંગો તેણે યાદ કર્યા. વિધવાને આશ્વાસનની જરૂર હોય છે, તેવી જ રીતે સુશીલાને આશ્વાસનની જરૂર હોવી જોઇએ એમ તેણે માન્યું. પ્રેમચેષ્ટા તો તેને આવડતી નહોતી, પરન્તુ સુશીલા આવે ત્યારે તેની સાથે કેવા ભાવથી વાત કરવી તે તેણે નક્કી કર્યું, કયા કયા પ્રસંગો તેને સંભારી આપવા એ નિશ્ચિત કર્યું, અને બાકીનું તો સુશીલા સાથે વાતચીત કરતાં જે કાંઇ પ્રસંગ ઉપસ્થિત થાય, તેને અનુસરતો જવાબ આપવો તે તેને ઠીક લાગ્યું.

હરિહર આમ તૈયાર થઇને બેઠો, અને ક્ષણ પછી ક્ષણ તથા મિનિટ પછી મિનિટ જવા લાગી, પણ સુશીલા દેખાઇ નહિ. એટલામાં તેણે દેવકોરની બુમ સાંભળી, એટલે માની લીધું કે હવે સુશીલા જમવા બેઠી હશે. 'હવે તો જમ્યા પછી જ તે આવશે' એમ માનીને હરિહર બેઠકમાંથી ઉઠીને અંદર જઇ પલંગ ઉપર પડ્યો, અને વિચાર કરવા માટે મળેલા વધુ સમયનો ઉપયોગ કરવા લાગ્યો.

પા કલાક ગયો, અર્ધો કલાક ગયો, કલાક ગયો, પરન્તુ સુશીલા ન દેખાઇ ! હરિહર ક્યારનો બેઠકમાં આવીને એક આરામખુરશીપર બેઠો હતો, કાગને ડોળે તે સુશીલાની રાહ જોઇ રહ્યો હતો અને શ્વાનને કાને તેનો પાદસંચાર સાંભળવા આતુર બન્યો હતો ! શું તે પ્રેમવિહ્વળ બન્યો હતો ? ના ! તેના મનમાં ભ્રાંતિ જન્મી હતી કે એ ચતુર સુંદરીને પોતાના ખરાપણા માટે શંકા તો નહિ આવી હોય ?

હવે જેમ જેમ ક્ષણો જવા લાગી, તેમ તેમ હરિહરનું મન ઉંચું થવા લાગ્યું. તેની અધીરાઇ વધવા લાગી, ચોર મનને ચોરી કરવાનું મન થયું. તે ઉઠ્યો, દીવો નાનો કર્યો, બારીમાં ઉભા રહી, વાંકા

વળી તેણે છૂપી રીતે જોવા યત્ન કર્યો કે નીચે કોણ કોણ છે, સુશીલા ક્યાં છે, તે કોની સાથે વાત કરે છે; પણ ઓસરીમાં કોઇ હોય તેમ લાગ્યું નહિ. બારીએથી પાછા ફરી તેણે પાછો દીવો સતેજ કર્યો. શંકાતુર મનઃપૂર્વક તે ખુરસીમાં પડયો, પણ ચેન પડયું નહિ એટલે પાછો ઊભો થયો. કાંઇ બહાનું કરીને નીચે જઇ આવવું એવા વિચારથી તે બેઠકના ખંડમાંથી બહાર અગાસીમાં આવ્યો અને દાદર પાસે પહોંચતાં તે થોભ્યો. વાજબી બહાનું હજી તે શોધી શકયો નહોતો. મનમાં થોડી ગડમથલ કરી, બહાનું શોધવા માટે થોડો સમય જોઇશે એમ તેને લાગ્યું અને તે પાછો ફર્યો; એટલામાં તો દાદરને છેડે તેણે બંગડીઓનો ખડખડાટ સાંભળ્યો; પાછળ કોઇનાં પગલાં સંભળાયાં. તે પાછો ફરી દાદર તરફ ગયો અને કઠેરા ઉપર હાથ મૂકી માથું નીચું નમાવી ‘કોણ આવે છે’ તે જોવા યત્ન કર્યો. છત પરથી લટકતા દીવાએ તેના મસ્તકનો ઓળો પાડયો, અને ઉપર આવતી સુશીલાનું ધ્યાન આકર્ષાયું. તેણે ઉપર નજર કરી, સ્વામીનું મસ્તક સત્વર પાછું હઠી જતું જોયું, અને માથા પરથી સાડી ખસી જવાની શંકાપુર્વક જરા સમું ઓઢી તે ઉપર આવી.

હરિહર દાદરથી બે ડગલાં જ દૂર ઊભો હતો. સુશીલાને ઉપર આવેલી જોતાં તેણે ધીરે સ્વરે પૂછયું: ‘કોણ એ ?’

‘એ તો હું.’

‘સુશીલા ?’

‘હા !’

‘તને મારો સંદેશો મળ્યો ?’

‘હા !’

‘ભોજન કિયા ?’

‘હા !’

‘દેવીબા અને જમના સૂઇ ગયાં ?’

'ના!'

'દવેજી અને રામજી સૂઇ ગયા ?'

'હા!'

'તું પણ સૂવા જ આવતી થી ?'

'હા!'

'શું મારી પાસે આવવાની તને ઇચ્છા જ થતી નથી ?'

'એ હું શું જાણું ?–તમે જાણો તે ખરૂં.'

'હા' અને 'ના'નો સીધો અને સટ જવાબ બદલાયો, એ હરિહરને કાંઇક ગમ્યું. 'માનિની'ના સ્વભાવથી અપરિચીત જુવાનને એ જવાબમાં પણ કાંઇક ભાવ લાગ્યો. જીવનમાં પહેલું જ તેને એ ભાવમાં કાંઇક માધુર્ય પણ લાગ્યું. તે બોલ્યોઃ 'જો તારી ઇચ્છા હોય, તો મારી બેઠકમાં આવ; આપણે કુચ્છ વાતો કરીએ.' સુશીલા મૌન રહી. **मौनं संमतिलक्षणम्** એવું વાક્ય તો હરિહરે કોઇ વાર સાંભળ્યું નહોતું, પરન્તુ હરિહરના મુખમાંથી નીકળેલું આમંત્રણવાક્ય સુશીલા નીચા ઢાળેલા વદન વડે જે ભાવપૂર્વક સાંભળી રહી હતી, તે ઉપરથી હરિહરને લાગ્યું કે સુશીલા પોતાની પાછળ પાછળ આવશે. તેનું મન એથી આનંદમાં આવી ગયું કે સુશીલાને પોતાના ખરાપણા માટે શંકા ઉપજી નથી ! તે પોતાના બેઠકના ખંડ તરફ ચાલ્યો અને સુશીલા તેની પાછળ ચાલી. હરિહર એક ખુરશીમાં બેઠો. સુશીલા પ્રવેશદ્વારની બહાર બારણા ઉપર હાથ ટેકવીને ઉભી.

'અંદર આવને !'

'તમારૂં વ્રત ખંડિત નહિ થાય ?'

'વાતચીત કરવાથી કાંઈ મેરા વ્રત ખંડિત થવાના નથી.'

સુશીલા અંદર આવીને ઉભી.

'આ ખુરસી ઉપર બેસ.'

આકું જોઈને તે ખુરશી પર બેઠી.

હરિહર તેના રમ્ય સ્વરૂપને ક્ષણભર જોઈ રહ્યો. કાંઈ કાંઈ તર્કો તેના મગજમાંથી પસાર થઈ ગયા. 'આ મારી સ્ત્રી!' એ વિચારથી તેનું અંતર આંદોલાયમાન થઈ ગયું. 'મારે આ બાળાને ઠગીને તેના પતિ બનવાનું!' હરિહર કમકમી ગયો.

* * *

—: કબજીયાતનો કટ્ટો શત્રુ :—

## કબજીયાત કેસરી ગુટીકા

જુના કબજીયાતના રોગવાળાને હંમેશાં દસ્ત સાફ નહિ આવવાથી. અનેક ફરિયાદો રહે છે, તેવાઓને માટે જ આ ગોળી બનાવી છે, રાત્રે સુતી વખતે એકથી બે ગોળી લેવાથી દસ્ત સવારમાં સાફ આવે છે. આંતરડાને બગાડતી નથી અને તંદુરસ્તી વધારે છે. ૧૦૦ ગોળીની બાટલીનો રૂ ૧-૦-૦ રૂપીઓ એક. પોસ્ટેજ જુદું. લખો :—

**સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર (કાઠિયાવાડ)**

## પેટસાફ ગોળી

પેટમાં ભરાવો થવાથી અથવા અજીર્ણ કે ચામડીના વિકારો અથવા વાવ કે કોઈ પણ કારણે રેચ લેવાની જરૂર જણાય તેવી જગ્યાએ આ ગોળી ઉપયોગી છે. એક ગોળીથી એક અને બે ગોળીથી બે દસ્ત થાય છે અને અંદર ભરાયેલો ગમે તેવો જુનો મળ કાઢી પેટ સાફ કરે છે. ૧૦૦ ગોળી શીશી ૧ રૂ. ૧-૦-૦ પો. જુદું.

**સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર—કાઠિઆવાડ**

એક અપુર્વ ગુણશાળી ઔષધની શોધ

# નીરોગી

તંદુરસ્તીને જાળવી રાખે છે. એ માટે પ્રમાણ–પત્રની જરૂર નથી. નીરોગી એ અત્યંત ગુણશાળી અતી ઉપયોગી દવા છે. દુનિયાનો કોઇ પણ માણસ પોતાની જન્મભૂમિ છોડી બીજા પ્રદેશમાં જાય છે ત્યારે ત્યાંનાં હવા પાણી તેને અનુકૂળ હોતાં નથી, તે કારણે તેને પોતાની તંદુરસ્તી ગુમાવવી પડે છે, તેમજ સ્ટીમર, રેલ્વેમાં મુસાફરી કરનારને તથા મુંબઇ આફ્રિકા જેવા સ્થળમાં રહેવાથી લાગતા પાણી સામે રક્ષણ મેળવવા નીરોગી ઘણી અસરકારક છે.

નીરોગીના હર હંમેશના સેવનથી તંદુરસ્તી સચવાઇ રહે છે. તેમજ શારીરિક યંત્રો વ્યવસ્થિત કામ કરવા લાગી જાય છે. ઉપરાંત ઇન્ફ્લુએન્ઝા, મેનીનજાઇટીસ, કોલેરા અને મેલેરીયા જેવા ઉડતા ચેપી જંતુજન્ય રોગોથી બચાવ થાય છે. દવા પાચક યંત્રોને પુરતી મદદ કરે છે જેને લઇ ખાધેલો ખોરાક બરાબર હજમ થઇ દસ્ત સાફ આવે છે. પેટનાં દર્દોમાં અચુક અને ચોક્કસ ફાયદો કરે છે. પોતાની જાતને તંદુરસ્ત રાખવા ઇચ્છતા દરેક સ્ત્રી પુરૂષે નીરોગીનું સેવન અવશ્ય કરવું જોઇએ. ટુંકામાં 'નીરોગી' વાપરીને નીરોગી બનો.

**બા. ૧ કીંમત રૂા. ૨–૦–૦ પોસ્ટેજ જુદું.**

**સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર :** [ કાઠિયાવાડ ]

# પ્રકરણ ૨૬મું

❀ ❀

## 'સંભારણું'

❀

ઉલ્લાસની મંદ લહરી સુશીલાના અંતરને સ્પર્શી રહી હતી. સ્વામી પોતાના આગમનની પ્રતીક્ષા કરતાં દાદર પાસે આવીને ઊભા રહ્યા હતા, તે તેણે જ્યારથી જોયું હતું, ત્યારથી એ લહરીનો સુખાનુભવ તે કરી રહી હતી. ભોજન બાદ જમનાએ તેને સ્વામી પાસે જવા બહુએ સમજાવી હતી પણ તેનું મન માન્યું નહોતું. સત્કાર વિનાનું હૃદયદાન તેને મન તુચ્છ લાગતું હતું. એ સત્કાર જ્યારે સ્પષ્ટ દેખાય ત્યારે જ સ્વામી પાસે જવું, તે સિવાય નહિ, એવો એ માનિનીનો મનોનિશ્ચય હતો. તે ઉપર આવવા દાદર ચઢી હતી, પરન્તુ સ્વામી પાસે જવા નહિ; તે પોતાના શયનખંડમાં જઇને સૂઇ જવા ઇચ્છતી હતી. જમનાએ માન્યું હતું કે સુશીલા ઉપર જાય છે તો જરૂર સ્વામીને મળશે, છતાં સુશીલાની તેવી ઇચ્છા જ નહોતી; પરન્તુ દરદ ચઢતાં તેણે સ્વામીના મસ્તકનો ઓળો પોતા પર પડેલો જોયો, તેને તેણે સત્કારસૂચક ચિહ્ન માન્યું અને તે અધીન ભાવે સ્વામીની પાછળ પાછળ દોરાઇને તેની સમીપે ખુરશી ઉપર સ્થાન લેવા જેટલી હદે પહોંચી હતી.

'સુશીલા!' હરિહર બોલ્યો.

સુશીલાએ વદન ફેરવી સ્વામી તરફ વાળ્યું પણ તુરત દૃષ્ટિને નીચી ઢાળી દીધી.

'સુશીલા! હું તને સાંભરતો હતો ખરો?'

'એ હું શું જાણું!' લજ્જાપૂર્વક અવનત વદને જ તેણે ઉત્તરમાં સામો પ્રશ્ન કર્યો.

'તે તું ન જાણે, તો દુસરા કોણ જાણે ?'

'જે સંભારે તેનું સ્મરણ થાય.'

'સાબાશ ! બહુત અચ્છા જવાબ ! ત્યારે તું મને સાંભરતી થી કે નહિ એમ તું મને પૂછે છે, ખરૂંને ?'

'એમ જ તો.'

'ખરી વાત છે. તને ખબર છે કે તારૂં સ્મરણ હું સાથ હી લઇ ગયો'તો ?'

'એ વળી શું ?'

હરિહર ઉઠ્યો. તે શયનખંડમાં ગયો. સુશીલા તેને આશ્ચર્યથી જોઇ રહી. ખુંટીએ ભેરવેલી એક ભગવી ઝોળીમાંથી હરિહરે એક નાની પોથી કાઢી. પોથી છોડીને તેમાંથી તેણે કાંઇ કાઢયું અને તે લઇ આવીને તેણે સુશીલાના હાથમાં મૂકતાં પૂછ્યું:

'આ ચકતાને તું ઓળખે છે ?'

'હા, હા, આ તો મારા પિતાએ લગ્ન વખતે તમને જે સોનાનો હાર આપ્યો હતો, તેનું ચકતું !'

'બસ, એ જ ચકતું તે તારૂં સંભારણું; હવે તું માન સકતી હૈ કે હું તને ભૂલ્યો હોઇશ ?'

સુશીલાનું અંતર આંદોલાયમાન થઇ રહ્યું. કુમુદિની ચંદ્રને ભજે છે, પરન્તુ ચંદ્રને કાંઇ તેની પરવા નથી; ચાતકી મેઘને સંભારે છે, પણ મેઘને ચાતકીની કશી પડી નથી. પ્રતિદાન વિનાના હૃદયદાનને પ્રેમ માનનારા કવિઓએ આપેલા એવા દૃષ્ટાંતોને સુશીલા ધિક્કારતી હતી. આત્મસમર્પણ તેને માન્ય હતું, પરન્તુ એક પ્રભુ સિવાયનું અન્ય કોઇ આત્મસમર્પણ તેના સ્વમાની સ્વભાવને સ્વીકાર્ય નહોતું. અપાર્થિવ પરમાત્માનું પદ પાર્થિવ પતિમાં આંખો મીંચીને આરો-

પવાનો વિચાર તેને જડ લાગતો હતો. પોતાના આત્માની પિછાણુ કે પરિચય વિનાનો એક પાર્થિવ પુરૂષ કે જેને મબાપે પોતાના પતિ તરીકે સ્થાપ્યો તેને શું પોતે પ્રભુ માનીને પ્રતિદાનની અપેક્ષા વિના આત્મસમર્પણ કરે ? ઘર છોડયું ત્યારથી અત્યારની ક્ષણ સુધી પોતાને એક પણ વાર પ્રાણજીવનને સંભારી હોય એમ સુશીલાએ જોયું કે જાણ્યું નહોતું; પરન્તુ અત્યારે તેની સમીપે એક એવો કૂટ પ્રશ્ન આવીને ઊભો હતો કે જેથી તેને માનવું જ પડે કે પોતે પોતાના પતિની સ્મૃતિમાંથી કેવળ અદૃશ્ય થએલી નહોતી. અન્તણુમાં એ પતિ ઉપર તેણે કેળવેલો પોતાનો માનસિક રોષ, કોપ, તિરસ્કાર આ ક્ષણે તેના સ્મરણપટ ઉપર ડોકિયાં કરવા લાગ્યો અને તેના વદન ઉપર વિષણ્ણુતા પથરાઈ ગઇ. તેની આંખોમાં જળ ધસમસી આવતું હોય તેમ હરિહરે જોયું, પરન્તુ દાંપત્યજીવનમાં પ્રવેશ કરવાની પહેલી જ ઘટિકામાં તેની અટકળો અને અનુમાનોને સમજાયું નહિ કે સુશીલા આ સ્મરણ ચિહ્ન જોઇને વિશેષ ઉલ્લસિત થવાને બદલે કેમ એકદમ શોકાતુર બની ગઇ ?

હરિહરે કહ્યું: ‘ હવે મને ખાત્રી છે કે તારા દિલમાં મારૂં સ્મરણ ભી હોના ચાહિયે ! ’

આંખમાં ધસી આવતા જળને બળાત્કારે અટકાવતી છતાં કંઠના વિકૃત સ્વર વડે હૃદયના અસ્થિર ભાવનું દર્શન કરાવતી સુશીલા બોલી: ‘ હા, તમે પણ મને સાંભરતા જ હતા, પરન્તુ તમે માનો છો એ રીતે નહિ. ’

‘ ત્યારે કઇ રીતે ? ’ હરિહરે આતુરતાથી પૂછ્યું.

‘ તમે તે કલ્પી શકો છો ? ’

‘ કિંચિત્ કલ્પના આવે છે. ’

‘ ત્યારે કહો. ’

‘ તને મારી પર ગુસ્સો આવતો હશે. ’

'જરૂર, એમ જ હતું. હું તમને સંભારતી હતી, પણ તે ક્રોધ અને તિરસ્કારથી.'

'એ જ સંભવિત હતું' સુશીલાને આશ્વાસન આપવાની આવશ્યકતા સમજી હરિહર બોલ્યો: 'નાની વયની સ્ત્રીનો પતિ મરણ પામે અને તે વિધવા થાય, તેમાં તો પતિનો દોષ ન હોય, પણ જે પતિ પત્નીને જાણી જોઇને વિધવા બનાકે ચલા જાય, ઉનકી ઉપર કોઇ પણ સ્ત્રીને ક્રોધ અને તિરસ્કાર આવ્યા વિના ન રહે, એ હું સમજું છું, સુશીલા !'

અને હવે સુશીલાની આંખમાંથી અશ્રુધારા પ્રકટ રીતે વહી નીકળી. હૃદયરૂપી ફુવારાનો ભાવસ્રોત દાબ્યો દબાયો નહિ. પતિની નિખાલસ વૃત્તિ અને કૃતજ્ઞતા ઉપર સુશીલાનો એ ભાવાભિષેક હતો કે પતિ ઉપર ક્રોધ અને તિરસ્કાર કેળવવા માટેના પોતાના અપરાધની ક્ષમાયાચના હતી, તે કોણ કહી શકે ? પરન્તુ સુશીલાને લાગ્યું કે થોડું રડી લીધા વિના પોતાની વૃત્તિને શાન્તિ મળી શકે તેમ નથી, એટલે કશું બોલ્યા વિના પાંચ–સાત ડુસકાં ભરીને ઉતાવળે ઉતાવળે તેણે હૃદયભારને ખાલી કરવા માંડયો.

સુશીલાને રડતી જોઇને હરિહર વિચારમાં પડી ગયો. પોતાની સરળતાના દર્શનથી જ સુશીલાના હૃદયનો સરળ ભાવ ઉભરાયો હતો; પોતે તો તેને કૃત્રિમ સરળતાથી ઠગી રહ્યો હતો, પરન્તુ સુશીલા તેને સ્વામીની સાચી સરળતા માનીને ખરેખર ઠગાઇ રહી હતી, તેથી હરિહરને તેની ઉપર ઊંડા અંતરમાં દયા આવતી હતી. હરિહર વિચારજળના ત્વરિત પ્રવાહમાં વહેવા લાગ્યો: 'જ્યારે હું ઘરમાંથી લાખ–પચાસ હજારનો ગોટો વાળીને નાસી જઇશ, સુશીલા જાણશે કે હું સાચો પ્રાણજીવન નહિ પણ બનાવટી પ્રાણજીવન હતો, અને આ બધો સરળતાનો દેખાવ એ કેવળ ઢોંગ જ હતો, ત્યારે તે બિચારીનું શું થશે ? અત્યારે જ જૂની વાતો સંભારીને તે રડી રહી

છે, જો કે વસ્તુતઃ તેને આનંદ જ થતો હશે; પરન્તુ જ્યારે તેને લાગશે કે એ બધો આનંદ ખોટો અને ક્ષણિક હતો; અને સાચા આણુજીવન ઉપરના તિરસ્કાર કરતાંય હું વધારે તિરસ્કારને પાત્ર હતો, તે વખતે તેને કેવું લાગશે ?' એ ભાવિ પ્રસંગનું કાલ્પનિક દર્શન કરતાં હરિહરનું દિલ બળવા લાગ્યું.

સુશીલા હૃદય ખાલી કરીને આંસુ લૂછી સ્વસ્થ થઇ.

'તમને જે જે વિચાર અત્યારે આવે છે, તે વિચાર જોગી તરીકે ભટકતા જીવનમાં શું કોઇ વાર આવ્યો નહોતો ?'

'આવ્યો હતો, પણ તે બહુ જ મોડો; જબતક મારા દિલમાં યોગસિદ્ધિની પ્રાપ્તિ માટે જ તનમનાટ હતો, ત્યાંસુધી એ વિચાર આવતો નહોતો, માત્ર આ ચકતાને જોતી સમયે તારૂં રૂકું સ્મરણ જ થતું. જ્યારે મને ગુરુની યોગસિદ્ધિ ઉપર અવિશ્વાસ આવ્યો, મેરા મોહ છૂટ ગયા, આટલો વખત હું નકામો આથડ્યો એમ લાગ્યું, ત્યારે મને બધું સાંભરવા લાગ્યું, વિચારો બદલાયા, અને હું તારા તિરસ્કારને પાત્ર બન્યો હોઇશ એમ પણ સમજાયું. તારૂં દુઃખી દિલ જોઇને મને હવે બીજો પસ્તાવો પણ થાય છે.'

'શું વારૂ ?'

'આ ભગવાં વસ્ત્રોમાં તું મને તારાથી દૂર ને દૂર રહેતો જોઇશ, કારણ કે મેં મારૂં વ્રત લંબાવ્યું છે.'

'તે માટે મારી ચિંતા ન કરશો; દુઃખ પણ ન લગાડશો. માત્ર...' સુશીલા થોભી ગઇ.

'શું ?'

'કાંઇ નહિ; આપણે બેઉ ઘરમાં જ છીએને ! મળીશું, ફુરસદે વાતો કરીશું, તમને તેથી ગમશે તો મને પણ ગમશે.'

'જરૂર, જરૂર !' હરિહર કાંઇક નવું સમજ્યો. પરસ્પરનું દર્શન અને સતત પરિચય એ દંપતીના દિલની સાચી ભૂખ હોય છે તે

આજે તેને નવું જાણવાનું મળ્યું. 'હું ઘેર જ રહેવાનો છું; બહારગામ જવાનો નથી, માત્ર ભાદ્રપદ માસમેં નર્મદાજી જવાનું છે, પણ સૌ સાથે જ જઈશું; દરમ્યાન કદાચ ક્યાંય જવું પડશે તો સાથહી જઈશું, દેવીબા પરવાનગી આપશો તો.'

'ઠીક. તમે કહો તો હવે હું જઉં. મારી બાને કશી ખબર નથી; તમે આવ્યા તે વિષે તેમને કોઈએ લખ્યું નહિ હોય, હું અત્યારે એક પત્ર લખી નાંખું એટલે સ્હવારની ટપાલમાં જાય.'

'અચ્છા, જાઓ; પણ તેમાં એક વાત લખજે—મારા તરફથી ક્ષમાની પ્રાર્થના.'

સુશીલા હસી. કેવા આનંદ તથા સંતોષ એ હાસ્યમાંથી ઝરી રહ્યા હતા! દાદર ચડતાં ઉદ્વેગ અનુભવતું અંતર અત્યારે સંતોષ-પુષ્પની પાંખડીઓ વેરી રહ્યું હતું. સત્કાર વિના સ્વામીનું મુખદર્શન કરવાને પણ તેની પાસે જવા નહિ ઇચ્છતું સ્વમાની મગજ અત્યારે સ્વામીના સતત દર્શનની આતુરતા અનુભવી રહ્યું હતું. ક્રોધ અને તિરસ્કારથી ધણધણી ગએલું અસંતુષ્ટ ચિત્ત સ્વામીની કૃતજ્ઞતાથી જીતાઈને પરવશપણું અનુભવી રહ્યું હતું! હૃદયના તરલ ભાવોનો એ એક વિલક્ષણ વિપ્લવ હતો, અને સુશીલાને માટે એ એક આનંદ-દાયક જીવનપલટો હતો.

તેણે કહ્યું: 'ક્ષમાની પ્રાર્થના કરવી હોય તો તમે પોતે જ લખો.'

'તે અહીં આવશે ખરાં, તે વખતે હું તેમના પગમાં પડીને જ ક્ષમા યાચીશ; પરન્તુ અત્યારે જ્યારે તું પત્ર લખે છે, ત્યારે આટલું તો જરૂર લખજે.' હરિહરે આગ્રહ કર્યો.

સ્મિત વેરતી સુશીલા ખુરશી પરથી ઉઠી અને 'લ્યો, આ તમારૂં સંભારણું પાછું' એમ કહી સોનાનું ચકતું હરિહરના હાથમાં પાછું મૂકી ચાલી ગઈ.

* * *

**હમેશાં સુરસ અને જ્ઞાનપ્રદ પુસ્તકો જ ખરીદો. જેમાંથી જ્ઞાન મળે તે વર્તનમાં મુકવાથી લાભ થાય, ગૃહલાયબ્રેરીને શોભાવે, મિત્રો-સંબંધીઓને ભેટ આપવા લાયક અને કાયમ સાચવી રાખવા જેવી, એકી અવાજે પ્રશંસા પામેલી, મનોરંજક**

અદ્‌ભુત, રોમાંચક અને રસાત્મક નવલકથા

# નગ્ન સત્ય

[ ભાગ ૧–૨ ]

લેખક : શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ

**દરેક ભાગ જુદા અને સચિત્ર: દરેક ભાગની કીં રૂ. ૩–૮–૦**

ગુજરાતી સાહિત્યમાં આવી બોધદાયી, મનોરમ્ય અને ઉત્કૃષ્ટ નવલકથા ભાગ્યે જ લખાય છે. પ્રકૃતિને નગ્ન કરી તેના તંતુઓને નિરખી, તેની ઉપર વિજય મેળવવાનો ઇશ્વરત્વ–પ્રાપ્ત કરવાનો યત્ન કરવા માટે મનુષ્ય વલખાં મારે છે. પણ માનવજંતુ તો ઇશ્વર સમીપે બિલકુલ પામર છે, સ્વલ્પ શક્તિવાળો છે.

'નગ્ન સત્ય'ને નહિ પચાવી શકનારા પામર માનવનો એક નમુનો તે આ નવલકથાનો નાયક અચળદેવ છે. તદ્દુપરાંત આ નવલકથામાં રજવાડાના ભેદભરમો, બનાવટી રાજકુમાર અને 'નગ્ન સત્ય'ને દર્શાવનાર અદ્દભુત શક્તિ તમારા દીલને ડોલાવશે.

**આ નવલકથાનો પ્લોટ એટલો સુંદર, ભવ્ય, મનોરંજક અને ચિત્તાકર્ષક છે કે તે તમારા દિલને જરૂર હલાવી મૂકશે. તમે તે વાંચતાં ખાવું, પીવું અને બીજી પ્રવૃત્તિ પણ ભૂલી જશો.**

**આ નવલકથાની સુંદર છપાઇ, મજબૂત કપડાનું પુંઠું, અને દરેક ભાગમાં સુંદર પાંચ ફોટોગ્રાફીક મનોરંજક ચિત્રો પણ છે.**

**બન્ને ભાગ સાથે લેનારને રૂ. ૬–૦–૦ માં મળશે.**

# પ્રકરણ ૨૭મું

* *

## મ્હોંકાણના સમાચાર ! !

*

જે કળા દુનિયાનો કોઇ પણ માણસ જાણતો નથી અને પોતે માત્ર એકલો જ જાણે છે, એવું સમજનાર માણસ જ્યારે પોતાની કળાનું વૃક્ષ ઉગતું જૂએ છે, તેને મ્હોર આવતો દેખે છે અને એ મ્હોરમાંથી ફળ બેસતાં નિરખે છે ત્યારે તેને પોતાની કળા પાછળ રહેલી નૈસર્ગિકતા માટે અભિમાન ઉત્પન્ન થયા વિના રહેતું નથી. તે વખતે તેને પોતાની બુદ્ધિમત્તાના અને તેમાંની નૈસર્ગિકતાના ભૂતકાળના અનુભવો પણ સાંભરી આવે છે, તેના જ્ઞાનતંતુઓમાં તેજી આવે છે અને મનમાં ઉત્સાહનો ઉભરો ચઢવા લાગે છે. આ ઉત્સાહ અને અભિમાનનો જ્યારે મેળ જામે છે, ત્યારે તેને પોતાની આસપાસની દુનિયા તુચ્છ લાગે છે, પોતાના સ્થાનનું મૂલ્ય તે બહુ ઉંચું આંકે છે, અને પોતાની શક્તિમાં તેને ખૂબ વિશ્વાસ ઉત્પન્ન થાય છે. મનહરલાલને પોતાની યુક્તિ માટે પહેલેથી વિશ્વાસ તો હતો જ, એ યુક્તિ ધીરે ધીરે સફળતાએ પહોંચવાની તેને ખાત્રી એ હતી, અને આજે તેને હરગોવિંદ પંડયા તરફથી એક પત્ર મળ્યો હતો, તે ઉપરથી તો તેને પોતાની યુક્તિનો વિજય હવે હાથવેંતમાં દેખાતો હતો. હરગોવિંદ પંડયાએ એ પત્રમાં રાણીપુર ખાતે તથા નડીયાદ ખાતે પોતે સફળ રીતે પાર ઉતારેલા કાર્યક્રમની વિગત લખી મોકલી હતી. રાણીપુરમાં પોતે તથા પોતાનો પુત્ર શંકર બાવા બનીને ગયા હતા, અને સુશીલાને ઘેર જઇને આશાજનક ભવિષ્યકથન કરી આવ્યા હતા; તેમ જ નડીયાદમાં પોતે પ્રાણજીવનને ઘેર જઇને સંન્યાસી તરીકે કંકુનાં પગલાં પાડીને મંગળ શુકનની એંધાણી મૂકતો આવ્યો

હતો, એ વિષેની સંપૂર્ણ વિગત તે પત્રમાં લખી હતી. પોતાના કાર્યમાં જરાએ વિઘ્ન આવ્યું નથી અને પોતે સંપૂર્ણ સફળતાથી કામ પાર ઉતાર્યું છે એમ દર્શાવવાને હરગોવિંદ પંડ્યાએ પોતાના કથાનકમાં સારી પેઠે મીઠું-મરચું પણ ભભરાવ્યું હતું. રાણીપુરમાં સુશીલાએ તેની ઉપર જરાયે વિશ્વાસ રાખ્યો નહોતો, પરન્તુ પંડ્યાએ તો મનહર ઉપરના પત્રમાં લખી જણાવ્યું હતું કે: 'સુશીલા તો બહુ જ પ્રસન્ન થઇ હતી તથા મને તેણે જ પોતાને હાથે ભિક્ષા આપી હતી.' ઇત્યાદિ.

મનહરની યોજનાનું બીજ એ રીતે વવાઇ ચૂક્યું હતું અને તેમાંથી છોડવો પણ ફૂટી નીકળ્યો હતો. હવે એ છોડવો થોડા દિવસમાં વૃક્ષરૂપ બનશે અને પોતે તેના ઉપર મ્હોર ઉગાડી શકશે, એ વિષે તેને શંકા નહોતી, કારણ કે તે કામ તો બીજા કોઇએ નહિ પણ પોતાની જાતે જ બજાવવાનું હતું અને તેમાં કશી ખામી આવે તેવો સંભવ નહોતો. પંડ્યાનો પત્ર વાંચ્યા પછી તે ખૂબ આનંદમાં આવી ગયો હતો. ત્યારપછી ભરવાનાં પગલાંની યોજના તેણે ઘડી જ રાખી હતી, પણ તેને થોડા દિવસના વિલંબની જરૂર હતી, કારણ કે જો તુરતમાં જ તે પોતાની યોજનાને આગળ ધપાવે, તો સંભવિત છે કે કાચું કપાઇ જાય અને કોઇને એ બાવા તથા સંન્યાસીનાં કાર્યો સિદ્ધ-સાધકની બાજી રૂપ હોવાનો વહેમ આવી જાય.

પંડ્યાનો પત્ર તે વાંચતો હતો, તે જ વખતે સુભદ્રાએ આવીને પાસેના મેજ ઉપર ચાહનો પ્યાલો મૂક્યો હતો, પરન્તુ પત્ર વાંચવામાં લીન બનેલા મનહરને તેનો ખ્યાલ રહ્યો નહોતો. પત્ર તેણે બે વાર વાંચ્યો, અને તેમાંની વિગતથી તેને બરાબર સંતોષ થયો, ત્યારે જ તેણે ચાહનો પ્યાલો જોયો અને હાથમાં લઇને પીવા માંડ્યો, તો ચાહ તદ્દન ઠરી ગએલી ! તે ચ્હીડાઇ ગયો અને અને ત્રાડ મારી ઉઠ્યો: 'સુભદ્રા !'

'કેમ ?' સુભદ્રાએ અંદરના ખંડમાંથી જવાબ આપ્યો.

'અહીં આવ !' તેણે વધારે જોરથી બૂમ મારી.

'આવું છું.'

'જલ્દી આવ !'

સુભદ્રા બહાર આવી. તે વીસેક વર્ષની બાળા હતી. શરીરે ઘઉં-વર્ણી હતી, અંગોપાંગે સાધારણ હતી, અને મ્હોં ઉપરથી ગરીબડા સ્વભાવની દેખાતી હતી. તે મનહરની સામે ઊભી રહીને બોલી: 'કેમ શું છે ?'

'તારૂં કપાળ છે ! લે આ તારી ચાહ !' એમ કહી મનહરે ગુસ્સામાં જ ચાહ ભરેલો પ્યાલો અને રકાબી તેની સામે છૂટાં ફેંક્યાં. સુભદ્રા પાછી હઠી ગઇ અને પ્યાલો રકાબી નીચે પડીને તેના ચૂરા થઇ ગયા. મનહર આંખો કાઢીને બોલ્યો: 'આવી ઠરી ગયેલી ચાહ !'

'મ્હોં ઓશિયાળું કરતી સુભદ્રા બોલી: 'પણ મેં પ્યાલો મૂક્યો ત્યારે તો તે ખૂબ જ ગરમ હતી. તમે અત્યારસુધી ચાહ નહિ પીધી હોય, તેની મને ક્યાંથી ખબર ?'

'ત્યારે મને સંભારી કેમ ન આપ્યું કે ચાહ ઠરી જાય છે ? અભાવલી, કહીએ છીએ ને સામા જવાબ આપે છે ?'

'તમે ટપાલ વાંચતા હતા, એટલે હું વચ્ચે ન બોલી.'

'જો પાછી વકીલાત કરે છે ? જા, જલ્દી બીજી ચાહ બનાવી લાવ.'

'ખાંડ થઇ રહી છે.' સુભદ્રા રડતા સ્વરે બોલી.

'તો કેમ મને લાવવા કહ્યું નહિ ?'

'પરમ દિવસે કહ્યું'તું !'

મનહર વધુ ચ્હીડાયો. ખુરશી પરથી ઉઠીને તેણે સોટી ઉપાડી સુભદ્રાને બે ત્રણ ચોડી દીધી. 'બદમાશ ! સામું બોલે છે ! કાલે કેમ

સંભારી આપ્યું નહોતું ? મારી પાસેથી પૈસા લઇને તું કેમ લઇ આવી નહિ ? સામા જવાબ આપવામાં હોંશિયારી બતાવે છે ?'

સુભદ્રા એક ખાલી વાટકી લઇને ચાલીમાંના એક પાડોશી પાસેથી ઉછીતી ખાંડ લઇ આવી અને તેણે ફરીથી ચાહ મુકી. પાંચ મિનિટમાં તેણે બીજી ચાહ બનાવીને સ્વામીની સમક્ષ મૂકી. ચાહ પીતાં મનહર બોલ્યો : 'જો, હું તને કહું છું; આજ પછી તારે મારી સામું બોલવું નહિ.'

સુભદ્રા આંસુ લૂછતી બોલી : 'પણ તમે સોટી ઉપાડતાં વિચાર કરો છો ?'

'સોટી ન ઉપાડું ત્યારે શું કરૂં ? કોઇની જીભ ચાલે, તો કોઇનો હાથ ચાલે !'

સુભદ્રા ડુસકાં ભરતી બોલી : 'પણ આવી નજીવી વાતમાં તમે આજે મને પહેલી વાર આટલી બધી મારી.'

'હજી તો આટલી મારી છે, પણ જો વધુ ચબાવલી થઇશ તો જાનથી મારી નાંખીશ, સમજી ? મને કાંઇ તારી પરવા નથી !'

સુભદ્રા વધુ કાંઇ બોલ્યા વિના રસોઇ સંભાળવા પાછળના ખંડમાં ચાલી ગઇ. તે મુંબઇના એક હિંદુ અનાથાશ્રમમાં ઉછરેલી હિંદુ બાઇ હતી, તે સિવાય તેની બીજી કોઇ ન્યાત નહોતી. પોતાના આકળા સ્વભાવને તે જ અનુકૂળ આવશે એમ માનીને મનહર પાંચ-છ વર્ષથી તેને પરણીને લાવ્યો હતો, પરંતુ એ ગરીબ બાળા પણ મનહરને અનુકૂળ આવતી નહોતી ! છતાં કહેવું જોઇએ કે સુભદ્રા ઉપર સોટી ચલાવવા જેવું વર્તન તો આજે તેણે પહેલી વાર જ ચલાવ્યું હતું. સુભદ્રા સહનશીલ હતી, છતાં આજે તેને બહુ ખરાબ લાગ્યું હતું, કારણ કે આ પ્રકારનું ઘાતકીપણું પૂર્વે તેણે કોઇ વાર પોતાના પતિમાં જોયું નહોતું.

બીજો દિવસ સારો ગયો અને ત્રીજે દિવસે પાછી સુભદ્રા સ્વામીના વાંકમાં આવી પડી અને તેણે મનહરના તમાચા ખાધા. બે ત્રણ દિવસ પછી પાછો કલહ થયો અને મનહરે તેને છૂટી સાણુસી મારી ! 'બસ મારે તારું કામ નથી; તારે જ્યાં જવું હોય ત્યાં જા !' એવા વધુ શબ્દો તે વખતે સુભદ્રાએ સાંભળ્યા.

સુભદ્રાને સ્વામીના વર્તનમાં આ કારમો અને મોટો ફેરફાર દેખાતો હતો, પરન્તુ તેનું કારણ તે સમજી શકતી નહિ. સુભદ્રા બહુ ઊંડા દિલની નહોતી. સ્વામીને રીઝવવાનો યત્ન કરવાની જરૂર જણાતી ત્યારે તે તેને રીઝવતી, પોતાપર સ્વામીની દયા ઉશ્કેરતી, પરન્તુ હવે એ યત્નો ધારી અસર કરતા નહિ અને નજીવાં કારણોમાંથી મોટી તકરારો થઇ પડતી હતી. 'બસ, મારા ઘરમાંથી ચાલી જા' એવા શબ્દો તેને હવે બહુ વાર સાંભળવા પડતા હતા. એક વાર તે અનાથાશ્રમના સુપરિન્ટેન્ડન્ટની પાસે જઇને પોતાનું દુઃખ રડી આવી; વૃદ્ધ સુપરિન્ટેન્ડન્ટ મનહરને શિખામણ આપવા આવ્યો, પરન્તુ તેની અસર ઉલટી જ થઇ. અઠવાડીયું તો મનહર કશું બોલ્યો નહિ, પરન્તુ એક વાર સુભદ્રાનો વાંક કાઢીને તેણે તેને ઘરમાંથી ખરેખર કાઢી જ મૂકી !

'હાશ ! એક મોટી પંચાત ગઇ. હવે મને મારી યોજના આગળ ચલાવવામાં ઠીક અનુકૂળતા મળશે. હમણાં તો મુંબઇ જોવું છે જ કોને ? થોડા મહિના તો નડીયાદ જ રહેવું પડશે ને ?'

મનહર હવે પ્રાણજીવન તરીકેના પોતાના ભાવિ મનોરથ ચલાવવામાં આનંદ માણવા લાગ્યો. સુભદ્રા વિનાનું ઘર તેને વધારે સંતોષ આપવા લાગ્યું, જો કે થોડી અડચણો વેઠવી પડતી. પણ એ અડચણો બહુ દિવસ વેઠવાની નહોતી. પોતે નડીયાદના આલીશાન મકાનમાં ધનના ઢગલામાં આળોટવાનો છે, એવી તેને ખાત્રી હતી ! આ સુખની કલ્પનામાં હાથે ચહા બનાવવાનું, પાણી ગરમ કરવાનું,

ઓરડો સાફ કરવાનું, કે એવું બીજું કામકાજ તેને વસમું લાગતું નહોતું. સુભદ્રાને કાઢી મૂક્યાને આજે પાંચમો દિવસ હતો. મનહરે જરાયે કંટાળા વિના સ્ટવ સળગાવ્યો હતો. સ્ટવ સળગાવીને ચાહ મૂકી. તે તૈયાર થાય તેટલી વારમાં આજ સ્હવારનું છાપું જરા જોવા બેઠો અને તે ચમક્યો! તેણે વાંચ્યું:

**દર્શ વર્ષે ઘેર પાછો આવેલો નડીયાદી**
**જુવાન–પુત્રને જોવાથી માતાને થએલો હર્ષ–**
**જોગીમાંથી ફરી સંસારી બનેલો પ્રાણજીવન!**

[ અમારા ખબરપત્રી તરફથી ]

**નડીયાદ,** તા. ૧૬મી.

'અહીંના એક બ્રાહ્મણ જમીનદાર સ્વર્ગસ્થ રામનારાયણ ભટનો એકનો એક પુત્ર પ્રાણજીવન દસેક વર્ષ ઉપર યોગસિદ્ધિ કરવાની લાલચથી એક બાવાની જમાત સાથે નાસી ગએલો, તે આજે એકાએક પાછો આવી પહોંચ્યો છે, તેથી આખા ગામમાં આનંદ તથા આશ્ચર્ય પ્રસરી ગયું છે. પ્રાણજીવને પોતાની માતા ઉપર અંબાજી ખાતેથી પત્ર લખેલો, તે ઉપરથી તેમના એક સ્નેહી ગંગાશંકર હવે અંબાજી જઇને તેને બરાબર ઓળખીને તેડી આવ્યા છે અને તેની વિદ્યમાન માતા, પડોશીઓ વગેરેએ પણ તેને ઓળખી લીધો છે, જ એટલું નહિ પરંતુ સદરહુ પ્રાણજીવન પણ તેઓમાંના ઘણાખરાને ઓળખી શક્યો છે અને તેમની સાથેના પૂર્વપરિચયની વાતો કરતો હોવાથી સૌને આનંદ થાય છે. પ્રાણજીવન કહે છે કે બાવાના જીવનમાં પોતાને યોગસિદ્ધિ સાંપડી નહિ તેથી ભ્રમની નિવૃત્તિ થતાં પોતાને પસ્તાવો થયો અને માતા–પિતાની સેવા કરવાની ઇચ્છા થઇ આવી તેથી જ તે પાછો ઘેર આવ્યો છે. આવતા ભાદરવા મહિનામાં પિતાનું શ્રાદ્ધ કરતાં સુધી તે પોતાનો ભગવો વેશ ઉતારવાનો નથી અને પોતાની

સ્ત્રી સાથે પણ રહેવાનો નથી. ગામના ઘણા લોકો પ્રાણજીવનને મળી આવ્યા છે અને તેની સાથે વાતો કરી આવ્યા છે. તેને પોતાના બાલ્યકાળની ઘણી વાતો યાદ છે અને તે ઉમંગથી કરે છે, તેમ જ યોગ વિષયનું તેનું જ્ઞાન પણ ઠીક દેખાય છે. તેની ભાષામાં કોઈ કોઈ વાર હિંદી શબ્દો હોય છે, તે સિવાય તે ગુજરાતી સારૂં બોલે છે.'

આ મ્હોંકાણના સમાચાર વાંચતાં જ મનહરની આંખો ચડી ગઈ! તેને આખે શરીરે પરસેવો વળી ગયો!

❧ ❧ ❧


## પડછાયાનાં પરાક્રમ:

હૃદય વિદારક વિજ્ઞાનના ચમત્કારોથી ભરપુર આ નવલકથામાં એક રહસ્યભરી વ્યક્તિની આશ્ચર્યકારક અને અનનુભુત શક્તિ જોઈને તમે એ ઘડી સ્તબ્ધ બની જશો. કીંમત રૂા. ૦—૬—૦

## યોગરાજ ગુગળ

બધી જાતના વ્યાધિ, સાંધા ઝલાઈ જવા, કેડ ઝલાઈ જવી, સાંધા કુલવા, શરીર હરીફરી ન શકતું હોય એવાં દરદોમાં ઘણું સારૂં કામ કરે છે. તોલા. ૧ નો રૂ. ૧—૦—૦ પોસ્ટેજ જુદું. લખો :—

**સૌરાષ્ટ્ર ફાર્મસી : રાણપુર (કાઠિયાવાડ)**

અદ્‌ભુત રોમાંચક રસભરી નવલકથા

# આજે જ મગાવો

પૂજ્ય જૈનમુની શ્રી. છોટાલાલ મહારાજ કૃત

# માયાવી સંસાર

[ કીંમત રૂા. ૨–૦–૦ ]

આ એક સુંદર, મનોવેધક, રોમાંચક અને રહસ્યપૂર્ણ નવલકથા છે. અને રજવાડાનું રહસ્ય, સ્ત્રીચરિત્રના અદ્‌ભુત પ્રસંગો, વીરાંગનાની ગુણજ્ઞતા, પવિત્ર પ્રેમનો વિશુદ્ધ પ્રવાહ, મિત્રધર્મની મનોરમ્યતા, નગરશેઠની સ્વાર્થપરાયણ ભયાનકતા, વિઘાતક વૈરવૃત્તિ, રાજકુમારોના ચમત્કારિક મૃત્યુનું રહસ્ય તથા એવા અનેક ચિત્તાકર્ષક પ્રસંગોને ખુબીપૂર્વક આ વાર્તાના વસ્તુમાં ગુંથવામાં આવ્યા છે.

આ મનોરમ્ય નવલકથા વાંચવાની શરૂઆત કર્યા પછી તેની અંદરનું રહસ્ય જાણવાની તમારી ઈંતેજારી એટલી બધી વધી જશે કે નવલકથા પૂરી કર્યા વિના તેને હાથમાંથી મૂકવી ગમશે નહિ, તેમાં ડિટેકશન અને વિજ્ઞાનના પણ આકર્ષક અને વેધક પ્રસંગો જણાશે.

ઉંચા કાગળ પર સુંદર છપાઇ, મજબુત સળંગ કાપડનું પાકું પુઠું. મૂલ્ય માત્ર રૂા. ૨–૦–૦ મનીઓર્ડરથી મોકલાવાથી ઘેર બેઠા પહોંચાડવામાં આવશે. માટે આજે જ મનીઓર્ડરથી રૂપીયા બે મોકલી પુસ્તક મેળવી લ્યો. પોસ્ટેજ માફ. વી. પી રજીસ્ટરના ત્રણ આના વધુ.

## વ્યવસ્થાપક : ‘ બહુરૂપી ’

રાણપુર ( બી. એસ. રેલ્વે )

# પ્રકરણ ૨૮મું

## આનંદમાં ડૂબકી !

'એ બદમાશ કોણ ?' છાપામાંનો નડીયાદનો સમાચાર-પત્ર વાંચવાથી થએલી ગભરામણનો ઉભરો શમવા લાગતાં મનહર પોતાના મનમાં બડબડયો. પોતે પણ બદમાશી કરવા જ ઇચ્છતો હતો, પરંતુ પોતાની બદમાશીનું સાચું ભાન માણસને કયાં થાય છે ? બીજાની બદમાશી જ તેને તુરત ધ્યાનમાં આવે છે !

પોતાની બધી બાજી પડી ભાગવાથી મનહર બહુ ગુસ્સે થઇ ગયો. તેણે છાપું હાથમાંથી ફેંકી દીધું, અને તે ખુરશીમાં પડી વિચાર કરવા લાગ્યો. પરન્તુ સળગી રહેલો સ્ટવ અવાજ કરીને તેની વિચારધારાને અકળાવતો હતો. તે ગુસ્સાભેર ઉઠયો, ખાંડનો દાબડો અડફેટમાં આવ્યો તેને ઠેબું મારીને ખૂણામાં ફેંકી દીધો અને સ્ટવ હોલવી નાંખી તેને પણ ઠેબું માર્યું ! ઉકળતું પાણી અને તપેલી શેતરંજી પર પડયાં અને શેતરંજી ભીંજાઇ ગઇ, પણ મનહરને તેની દરકાર નહોતી—લાખોની મીલ્કતમાં આળોટવાનો તેનો કિલ્લો પડી ભાગ્યો હતો, તે માટે જ તેને બહુ લાગી આવ્યું હતું ! 'પણ આ તૂત કર્યું કોણે ?' પોતાના મનને એ પ્રશ્ન પૂછતો તે પાછો ખુર-શીમાં પડયો.

મરણ પામેલા જોગી સંબંધી જે વાતો પોતાના સિવાય બીજું કોઇ જાણતું નહોતું, તે વાત બીજા કોણે અને કેવી રીતે જાણી હશે ? આજ પ્રશ્ન તેને મુંઝવી રહ્યો હતો. થોડો વિચાર કરતાં તેને તુરત હરગોવિંદ પંડયાનું સ્મરણ થયું. 'બસ, એ જ હરામખોર,

એ જ લોભિયો બ્રાહ્મણ, એ જ પૈસાનો ભૂખ્યો બદમાશ ! એને મેં મ્હોંમાંગી રકમ આપવા હા કહી હતી, પાંચસો રૂપિયા તો હું અગાઉથી આપી ચૂક્યો, તો પણ તેણે પોતાનો લોભ છોડ્યો નહિ, અને મારી પાસેથી બધી વિગતો મેળવીને પોતાના છોકરા શંકરને તેણે પ્રાણજીવન બનાવીને ઠસાવી દીધો હોવો જોઇએ !'

માણસ એકવાર એક વિચારની ધારા ઉપર ચડે છે, ત્યારે તેને પોતાના વિચારને પુષ્ટ કરનારાં પ્રમાણો જ મળ્યા કરે છે. અધકચરાં પ્રમાણો પણ તેને પૂરેપૂરાં અને ખરાં પ્રમાણો ભાસે છે. ખૂટતા અંકોડા તેની તીવ્ર બનેલી બુદ્ધિને એકદમ મળી આવે છે અને તેની વિચારસાંકળ ઝડપભેર સંધાઇ જાય છે. પોતાપર આવી પડેલી આફતથી મનહરની બુદ્ધિ પણ અત્યારે તીવ્ર બની ગઇ હતી, એટલે તેની વિચારસાંકળ એકદમ સંધાઇને લાંબી બની જવા લાગી.

'વાંઢાને વેવિશાળ કરવા મોકલ્યો, તે બીજાનું કરે કે પોતાનું જ કરે ? લાખોની મીલકત મેળવવા માટે મેં તેને સાધનરૂપે ઉપયોગમાં લીધો, તે પોતે જ એ મીલકત પચાવી પાડે એમાં શી નવાઇ ? હવે બરાબર વાત બંધ બેસે છે. તેણે મારી પાસેથી જે વિગતો કઢાવી હતી, તે એટલા જ માટે. એ વિગતોનો ઉપાય તેણે કરી લીધો ! કેવો હરામખોર ? મને તે લખે છે કે પોતે બરાબર ખેતર ખેડીને તૈયાર કરી આવ્યો છે, અને બીજી બાજુએ પોતે બીજ વાવીને તેનો છોડ ઉગાડી ફળ પણ ખાવા મંડી ગયો છે અને મને તો કશું જણાવતો જ નથી ! શા માટે જણાવે ? તેમાંથી મને ભાગ આપવાની તેની દાનત હોય, તો મને જણાવે ને ?'

જેમ જેમ મનહરનો ગુસ્સો શમવા લાગ્યો, તેમ તેમ તે શોકાતુર બનવા લાગ્યો. હરગોવિંદ પંડ્યા જેવા લૂચ્ચા અને લોભિયા માણસને આવા ગંભીર કાર્ય માટે વિશ્વાસમાં લેવામાં પોતે કેવી ભૂલ કરી હતી, તે તેને સમજાવા લાગ્યું અને તે અત્યંત ગમગીન બની ગયો. પોતાની ભૂલ તેને સાલવા લાગી: 'મનહર ! તું કેવો મૂર્ખ ? તેં ઘણાયે ધંધા

કર્યા, ધાપો મારી, હજારો પેદા કર્યા, તું સેંકડો માણસોના પરિચયમાં આવ્યો, કોઇને ઉડાવ્યા અને કોઇને બનાવ્યા, પણ હરગોવિંદ પંડયા જેવો છપ્પન વેપારી ગુરૂ આજસુધી તને મળ્યો નહોતો, તે હવે મળ્યો! ગમે તેવી હોશિયારી વાપરીએ, પણ જ્યાં નસીબ ભુલાવે ત્યાં બીજો શો ઉપાય? નહિ તો મારા જેવો ઉઠાઉગીર એ તીર્થગોરના પંજામાં સપડાય ખરો?'

મનહર પોતાના નસીબને દોષ દેતો લમણે હાથ દઇ નિરાશ બનીને બેસી રહ્યો. તેની ચાહ અને સીગારેટની તલપ આજે કયાં નાસી ગઇ હતી તેની તેને ખબર નહોતી. ચાહ અને સીગારેટ સાંભર્યાં ખરાં, પણ તે પ્રત્યે ઇચ્છા જ ઉદ્દ્ભવી નહિ. તે ઊંડા ને ઊંડા વિચારમાં બેસી રહ્યો. નવ વાગ્યા, દસ વાગ્યા, લોજમાં જમવા જવાનો સમય થયો, પણ આજે તો તેની ભૂખ પણ ઉડી ગઇ હતી!

વિમનસ્ક રીતે તે ઉઠયો અને આમતેમ ફેરા મારીને મનને જરા ચેન પાડવા યત્ન કરવા લાગ્યો. વળી પાછું છાપું હાથમાં લઇને ખુરશીમાં બેઠો અને ફરીથી પાછો નડીયાદનો સમાચારપત્ર વાંચી ગયો. એકદમ તેના મનમાં સ્ફુર્યું: 'પણ એ હરામખોરની ખબર તો બરાબર લેવી જ. શા માટે નહિ? હું જાણું છું કે પ્રાણજીવન મરી ગયો છે, તો શા માટે મારે તેને ખુલ્લો પાડવો નહિ? નડીયાદ જઇને એ બનાવટી પ્રાણજીવનનો બધો ભંડો ફોડી નાંખવાની મારામાં શક્તિ છે, તો એવી રીતે હું શા માટે વેર ન વાળું? જેણે મારૂં ભાણું ખરાબ કર્યું છે, તેના ભાગમાં હું શા માટે ધૂળ ન નાંખું? મને તેણે ઠગ્યો છે, તો તેનો બદલો એ રીતે શા માટે હું ન વાળું?'

વેર વાળવાનો વિચાર મનમાં આવતાં જ મનહરના ચિત્તમાં જરા ચેતન આવ્યું. એ વેર કેવી રીતે વાળવું તેની વિચારશ્રેણીએ તે ચડયો, એટલે તેના ફળદ્રુપ ચિત્તને જૂદી જૂદી દિશાએ સાધનસામગ્રી મળવા લાગ્યાં. ચિત્તમાં જરા ઉત્સાહ સ્ફુરતાં તેણે ફરીથી

સ્ટવ સળગાવીને ચાહ મૂકી. વિચારની જ ધૂનમાં ચાહ બનાવી, સ્ટવ પાસે જ બેસીને તેણે તે પી લીધી અને ત્યાં જ સીગારેટ સળગાવી તે વિચારતંતુથી પોતાનું યોજનાપટ વણવા લાગ્યો.

'સીધા નડિયાદ જવું; પછી સૌથી પહેલાં પેલા ગંગાશંકર દવેને મળવું અને તેમને આ બનાવટની બધી વાત કહેવી; પછી શંકરને બોલાવીને તેમની રૂબરૂ જ તેને ઉઘાડો પાડી દેવો. બસ, એ જ ક્ષણે પ્રાણજીવન બનેલા શંકરભાઇ મૂઠીઓ વાળીને નાસવાના !' તે વખતે શંકરની કેવી વિલક્ષણ સ્થિતિ થશે, તેનો વિચાર કરતાં અને એ સમયનું કલ્પનાચિત્ર આલેખતાં મનહરને હસવું આવ્યું. ઉત્તેજિત મનથી તેણે આગળ વિચાર્યું: 'પણ એવી રીતે હું તેને નાસવા દઇશ જ નહિ. એકદમ પોલીસને બોલાવીને હું તેને બંદીખાને પુરાવીશ, તેની ઉપર ઠગાઇનો મુકર્દમો મંડાવીશ, અને હું ખરો પ્રાણજીવન મરી ગયો હોવાની જાતમાહિતીવાળો સાક્ષી બનીશ, એટલું જ નહિ, પણ જે મરાઠી છાપામાં હોસ્પિટલમાં થએલા પ્રાણજીવનના મૃત્યુની ખબર છપાઇ છે તે છાપાની નકલ મારી પાસે છે, તે હું દસ્તાવેજી પૂરાવા તરીકે મૂકીશ, એટલે શંકરભાઇ સીધાવવાના સાત વર્ષની જેલમાં...હઃ હઃ હઃ હઃ હઃ ! !' મનહર આનંદથી ખૂબ હસ્યો.

વિચારમાળા વધુ ફરવા લાગતાં તે બડબડયો : 'તે મારી સામે સામા આક્ષેપ કરશે, હું જ બનાવટી પ્રાણજીવન બની ઠસી જવા માગતો હતો એવું તે કહેશે, પણ તેનો પુરાવો તે શો આપી શકવાનો છે ? અને આરોપી એક સાક્ષી ઉપર ગમે તેવા આળ મૂકે તેની ન્યાયદષ્ટિએ કશી કિંમત નથી તે તો હું મારા અત્યારસુધીના અનુભવ ઉપરથી જાણું છું, એટલે મને એવા સામા આક્ષેપની કશી બીક નથી !'

બસ, મનહરે નિશ્ચય કરી વાળ્યો કે હવે એ લુચ્ચા હરગોવિંદ અને શંકરના ભાણામાં ધૂળ નાંખવામાં જરાયે વિલંબ કરવો નહિ. તેણે એક વાર ફરીથી છાપું વાંચી જોયું, પછી કપડાં પહેર્યાં અને

તે જમવા ચાલ્યો. જમતાં જમતાં તેને એ જ વિચારો આવતા હતા. વેર વાળવાની યોજનામાં જ તેનું ચિત્ત મશગુલ બની ગયું હતું. જેમ બને તેમ વધુ ચોક્કસાઈથી શંકરને સપડાવવાની બાજી રચવાને તે મથન કરી રહ્યો હતો. જમીને તુરત તે ઘર તરફ પાછો ફર્યો, અને માર્ગમાં પણ એ જ વિચાર કરતો તે ચાલ્યો આવતો હતો, એટલામાં પાછળથી કોઈની બૂમ પડી: ' પકરો, પકરો, પેલા ગથીયાને પકરો ! '

મનહરનું ધ્યાન પાછળ દોરાયું. તેણે જોયું કે એક જુવાન છોકરો દોડી જતો હતો અને પાછળ બે વહોરા પડયા હતા. રાહદારીઓ પણ ચોંકીને થોભી ગયા હતા. એટલામાં એક વાણીયાએ એ દોડતા છોકરાને પકડયો, પેલા વહોરાઓ આવી પહોંચ્યા, અને લોકોનું ટોળું એકઠું થઈ ગયું. એક વહોરો એ જુવાન ઉપર તૂટી પડયો અને બીજાએ તેના ગજવામાં હાથ ઘાલીને એક પિત્તળનું તાળું કાઢી લીધું. 'સાલો બદમાસ ! ગીરાકને તાલાં બતાવતો'તો, એતલામાં જડપ મારીને નાથો ! ચાલ સાલા ગેત પર ! ' એમ કહેતાં જ વહોરાજીએ તેને એક તમાચો ખેંચી કાઢયો. જુવાન 'સૈશાબ, સૈશાબ ! ' કરતો હાથ જોડવા લાગ્યો, એટલે પેલો વાણીયો બોલ્યો: ' વહોરાજી ! હવે બિચારાને જવા દો ને ! તમારૂં તાળું મળી ગયું છે, પછી તેને કેદમાં પૂરાવવાથી તમને શો લાભ થવાનો છે ? ' બીજા એકઠા થયેલા લોકોએ પણ વહોરાજીને એવો જ આગ્રહ કર્યો એટલે વહોરાજી બોલ્યા: 'હોસે, મરવા દો સાલાને.' એમ કહીને તાળું લઈ વહોરાજી ચાલ્યા ગયા અને જુવાન એકદમ બાજુની ગલીમાં સરકી નાઠો.

આ દશ્ય જોઈને ઘર તરફ આગળ વધતાં મનહરની વિચારસરણીમાં ફેરફાર થવા લાગ્યો: 'શંકરને એકદમ ઉઘાડો પાડવાથી શો લાભ ? મને લાખ–પચાસ હજાર આપતો હોય, તો પછી શી ફીકર છે ? જેમ મેં પહેલાં હરગોવિંદ પંડયાને તેના મહેનતાણા બદલ ભાગ આપવાની હા કહી હતી, તેમ તેનું આ તરકટ છૂપું

રાખવા માટે તે મને ભાગ આપે તો શું ખોટું ? અને હા, બેટાજી હંમેશને માટે મારા દાબમાં રહેશે એટલું લાભમાં. જ્યારે જ્યારે દબડાવીશ, ત્યારે ત્યારે મને દક્ષિણા આપીને સંતોષ્યા વિના તેનો છૂટકો થશે નહિ! બસ, આ જ મઝાની તરકીબ છે. શરૂઆતમાં ભલે થોડું આપે, તોયે ફીકર નહિ; વખત આવ્યે તેને વધુ ને વધુ કેમ નીચોવવો, તે હું જાણું છું ને! મારૂં મ્હોં બંધ રાખવા હું માગું તે આપ્યા વિના તેનો છૂટકો થવાનો નથી! અહાહા! આ તો બહુ જ સારૂં! પહેલી યોજના કરતાંય આ તો સારી યોજના! મારી યોજનાથી હું હરગોવિંદ પંડ્યાથી દબાએલો રહેત, અને મારે તેનું મ્હોં બંધ રખાવવા વારે વારે પૈસા કાઢી આપવા પડત; તેને બદલે હવે તે મારાથી દબાયલો રહેશે, અને જ્યારે માગીશ ત્યારે મને પૈસા કાઢી આપવા પડશે! અહોહોહો! અત્યારસુધી હું નકામો ગુસ્સો અને નિરાશાથી અકળાઈ રહ્યો હતો; આ તો બહુ જ સુંદર કામ બન્યું છે! વેરભાવે જ મને ભગવાન મળી ગયાને શું ? મનહર, ખુશ થા! આજે જ તારો ખરો ભાગ્યોદય થયો!'

આ રીતે મનહરે આનંદમાં ડૂબકી ખાતાં ઘરમાં પ્રવેશ કર્યો, અને તુરત ચાણોદ જવા માટે નીકળી પડવા પ્રવાસની તૈયારી કરવા માંડી.

* * *


**નીચેનાં પુસ્તકોની માત્ર જુજ નકલો બાકી છે**

| મૃત્યુનું મંડળ | રાત્રીનું રહસ્ય | તવંગર ટોળી |
|---|---|---|
| ૦–૫–૦ | ૦–૬–૦ | ૦–૮–૦ |

આજે જ મંગાવી લ્યો. પોસ્ટેજ માફ.

**'બહુરૂપી' કાર્યાલય : રાણપુર (કાઠિયાવાડ)**

અતિમનોહર સામાજીક—ડિટેક્ટિવ

નવલકથા જરૂર વાંચો

# માયાવી માનવી

[ લેખકઃ ચંદુલાલ જેઠાલાલ વ્યાસ ]

## મૂલ્ય રૂ. ૩—૮—૦

આ દળદાર નવલકથામાં માયાવી માનવીની અદ્‌ભુત શક્તિ વાંચીને તમે હેરત પામશો. બહારવટીયાનાં કબ્રસ્થાન વાંચી તમે રોમાંચ અનુભવશો. રજવાડાની ગૂઢ મનોદશા તમારા મનને ડોલાવશે. વિશુદ્ધ પ્રેમની પ્રતિભાનું રહસ્ય તમારા મન ઉપર કોઈ અનેરો આનંદ ફેલાવશે. તે ઉપરાંત દરિયાઈ જગતના દાણચોરીના કિસ્સા તથા ગ્રામોદ્ધાર માટેના પ્રશ્નો આ નવલકથામાં સુંદર રીતે આપવામાં આવ્યા છે. ડિટેક્ટિવ સાહિત્યમાં આ એક ભાત પાડનારી નવલકથા છે.

**મનોરમ્ય, સુંદર સળંગ કપડાનું પુંઠું,**

**દળદાર કદ, પૃષ્ઠ ૪૦૦ છતાં**

**મૂલ્ય રૂ. ૩-૮-૦**

## 'બહુરૂપી' કાર્યાલય : રાણપુર [કાઠીયાવાડ]

# પ્રકરણ ૨૯મું

## નવી બાજીની મસલત

મનહરે આટલા દિવસ જે બાજી ગોઠવી રાખી હતી અને તે બાજી પાર ઉતારવાને જે મથન, ખર્ચ અને વિચારણા કરી રાખ્યાં હતાં, તે બધાં હવે નકામાં થઇ પડયાં હતાં. હવે તેની બાજી કેવળ નવું સ્વરૂપ પામી હતી. પહેલાં પ્રાણજીવન તરીકે જાહેર થઇને નહિ ઓળખાઇ જવાને કેવી યુક્તિ–પ્રયુક્તિથી કામ લેવું તે વિષેનો બધો કાર્યક્રમ તેણે ઘડયો હતો; હવે હરગોવિંદ પંડયાની પાસેથી કેવી રીતે ધન પડાવવું તેનો કાર્યક્રમ તેને ઘડવાનો હતો. તેની સાથે વાતચીતનો કેવી રીતે પ્રારંભ કરવો, જરૂર પડે તો તેને કેવી રીતે ધમકાવવો અને ધમકીને વશ ન થાય તો તેને કેવી રીતે ભાનમાં લાવવો, તે વિષે પોતાના મનમાં અવનવા ઘાટ ઘડતો મનહર ગાડીમાં ચાણોદ તરફ પ્રવાસ કરી રહ્યો હતો.

શંકરની ઉમર પ્રાણજીવનની ઉમર જેટલી નહોતી એટલે તે પ્રાણજીવન તરીકે સહજમાં પસાર થઇ શકે તેમ નથી એમ મનહરને લાગ્યું; પરન્તુ બીજી જ ક્ષણે તે પોતાની ઉમરના પ્રમાણમાં શરીરે વધારે ઉંચો હોવાથી ફાવી શકયો હશે એમ માનતાં તેને વાર લાગી નહિ. શંકર કાંઇ હોશિયાર નહોતો. પરન્તુ તેના બાપે તેને બરાબર પઢાવીને તૈયાર કર્યો હશે એવી મનહરની માન્યતા સ્વાભાવિક હતી. તેણે કાંઇ યોગવિદ્યાનો અભ્યાસ કર્યો નહોતો, પરન્તુ તેના બાપે તેને યોગવિદ્યાના થોડા શબ્દો ગોખાવ્યા હશે એવી કલ્પના મનહર કરી શકયો: અને એ રીતે શંકર પ્રાણજીવન તરીકે ઘુસી જવામાં સફળ નીવડયો હોય તેમાં મનહરને કાંઇ પણ ન બનવા જોગ લાગ્યું નહિ.

તેના એ નિર્ણયના પાયામાં તેની એક જ માન્યતા હતી કે પોતાના સિવાય બીજું કોઇ પ્રાણજીવનના મૃત્યુની અને તેના જીવનપ્રસંગોની વાત જાણતું નથી, અને પોતે એ વાત હરગોવિંદ પંડયા સિવાય બીજા કોઇને કહી નથી; એટલે બનાવટી પ્રાણજીવનને ઠસાવી દેવામાં હરગોવિંદ પંડયા સિવાય બીજા કોઇનો હાથ હોય નહિ અને તે પોતાના પુત્ર સિવાય બીજા કોઇને ઉપયોગમાં લેવાનું પસંદ કરે નહિ ! આ પાયો મનહરના મનમાં એટલો સજ્જડ બેસી ગયો હતો કે તેની ઉપર ઇમારત બાંધવાનાં અધૂરાં અને કાચાં સાધનો પણ તેને પરિપૂર્ણ અને સાચાં ભાસતાં હતાં !

પરન્તુ ચાણોદને સ્ટેશને ઉતરતાં તેણે શંકરને જ જોયો કે તુરત તેની કલ્પનાની ઇમારત એકદમ તૂટી પડી અને વદન ઉપર એકાએક શોકાતુરતા ઉભરાઇ આવી ! ! હવે હરગોવિંદ પંડયા કે શંકર સાથે કામ લેવાનું નથી, પણ બીજા કોઇ ઇસમ સાથે કામ લેવાનું છે, એમ તે સમજી ગયો ! તેના પેટમાં બેચેની થવા લાગી, પગમાંથી ચેતન ઉડી જતું લાગ્યું, છાતીના ધડકારા વધી ગયા અને તે ક્ષુબ્ધ મને સ્ટેશનપર ઉતર્યો. શંકરે તેને જોયો કે તુરત ' પધારો, મનહરભાઇ, એકાએક તમે કયાંથી ? ' એમ કહેતો એ તેની તરફ ધાયો અને તેના હાથમાંની 'બેગ' ઉચકી લીધી.

' પંડયાજી કયાં છે ? ' મનહરે પૂછયું.

' ઘેર જ છે. ત્રણ દિવસથી તેમને તાવ આવે છે, પણ આજે જરા સારૂં છે. ' શંકરે જવાબ આપ્યો.

મનહર શંકરની સાથે સાથે તેને ઘેર ગયો. પંડયાજીએ અને લખમીએ તેનો સારી પેઠે આદરસત્કાર કર્યો. પરન્તુ મનહરના વદન ઉપર ઉલ્લાસ સ્ફુર્યો નહિ. પંડયાએ કહ્યું: ' મનહરભાઇ ! મારી પેઠે તમારી તબીયત પણ કાંઇ નરમ લાગે છે; જરા દુબળા તો દેખાવ છો જ તો ! '

'તબીયત તો ઠીકઠીક ચાલે છે. ગાડીમાં ગીર્દી બહુ હતી, એટલે ઉંઘી શકાયું નહિ, તેથી જરા શરીરે થાક વર્તાય છે–બીજું કાંઈ ખાસ નથી.'

નિયમ મુજબ ચાહ, સ્નાન, ભોજન, ધૂમ્રપાન થઇ ચૂકયાં, એટલે પંડયાને ઓરડામાં બોલાવીને તેના હાથમાં મનહરે નડીયાદના સમાચારપત્રવાળું છાપું મૂકયું. તે વાંચતાં જ પંડયાનીયે આંખો ચડી ગઇ ! તે બોલ્યોઃ 'મનહરભાઇ ! આ શું ગોટાળો થયો ? કાંઇ સમજાતું નથી.'

'તમે તો આપણી યોજના કોઇને કહી નથી ને ?'

'નહિ રે ! ઘરમાં બૈરાંને નહિ અને આ છોકરાને સુદ્ધાં નહિ ! જો મેં કોઇને કહી હોય તો મને એ છોકરાના જ સોગંદ ! મનહરભાઇ ! તમે મને કેવો માણસ ધારો છો ?'

'પંડયાજી, મને તમારી ઉપર પુરો વિશ્વાસ છે. પણ હવે કરવું શું ? આપણી આખી બાજી ઉંધી વળી ગઇ.'

હરગોવિંદ ઊંડા વિચારમાં પડી ગયો. નીચું જોઇને માથે હાથ ફેરવતાં ફેરવતાં તેણે પૂછ્યુંઃ 'એ માણસ મરી ગએલો, તેની તમને ખાત્રી છે ?'

'હા, સોએ સો ટકા ખાત્રી છે.'

'કદાચ જીવતો હોય અને તમને ખોટી ખબર મળી હોય કે છાપામાં ખોટી ખબર છપાઇ હોય તો ?'

'એટલે ! તમે એમ માનો છો કે એ કદાચ સાચો પ્રાણજીવન હોય અને મરી ગયો ન હોય, એમ ?'

'હા, એમ પણ હોય.'

'પણ એ મરી ગયો છે એ વાત સાચેસાચી છે, અને કોઇ બનાવટી પ્રાણજીવન તેના ઘરમાં પૂરી હીકમતથી ઘુસી ગયો છે, તેની

પણ મને ખાત્રી છે. એ માણસ કોણ છે, તે કેવી રીતે ઘુસ્યો, તેની હવે આપણે તપાસ કરવી જોઇએ.'

'ભલે, તપાસ કરીએ.' પંડયાએ કહ્યું: 'પણ તપાસ કરીને હવે શું વળશે ?'

'કેમ નહિ વળે ? હવે વળી બીજો દાવ !'

'કયો ?'

'તે કોણ છે તે જાણવું, તે કેવી રીતે ઘુસ્યો તે સમજી લેવું, તેની બનાવટના પાકા પુરાવા એકઠા કરવા, અને પછી તેને મળીને કહેવું કે મીલકતનો અર્ધો ભાગ ગુપચુપ આપી દે, નહિ તો બધો ભડો ફોડી નાંખીશું ! બસ, એક ધમકીની સાથે જ લાખ-પચાસ હજાર ઓકી નાંખશે !'

'સમજી ગયો.' વળી થોડી વાર માથે હાથ ફેરવી, વિચાર કરીને તે બોલ્યો : 'પણ એ કામ ધીરે ધીરે થાય તેવું છે. તમને તકલીફ નહિ પડવા દઉં; હું પોતે જ બધી માહિતી મેળવી આપીશ.'

'પણ હું ધારૂં છું કે અઠવાડીયું તમે નડીયાદ જઇને રહો, તો જોઇતી વિગત મળી આવે.'

'તમારા મગજ કરતાં મારૂં મગજ જૂદું કામ કરે છે. તમે કહો છો, એ માહિતી બહુ કામની નથી. પ્રાણજીવન મરી ગયો છે, અને તેની જગ્યાએ બીજો માણસ ઘૂસી ગયો છે, એ નક્કી છે, તો પછી તે માણસ કોણ છે તે બાબતની શી જરૂર છે ?'

'તેની સાચી ઓળખાણ વિના આપણે નક્કી ન કહી શકીએ કે તે પ્રાણજીવન નથી, કારણ કે છાપામાં તો એવું છપાયું છે કે એક બાવો નાસીકની હોસ્પિટલમાં મરી ગયો છે. એ બાવો પ્રાણજીવન જ છે તે આપણે જાણીએ છીએ, પરંતુ લોકો કયાં જાણે છે ?

'તો પછી હું નડીયાદમાં તપાસ કરીશ, અને તમારે નાસીકમાં જઇ તપાસ કરવી પડશે. જે ઘૂસી ગયો છે, તેને પણ પ્રાણજીવન મરી ગયો હોવાની પાકી ખબર હશે જ ને ?'

'હા !' મનહર વિચારમાં પડી ગયો.

'હવે એક બીજી વાત. આ રહસ્ય જાણ્યા પછી આપણાથી ઉતાવળ નહિ થઇ શકે.'

'કેમ વારૂ ?'

'પાકી ખબર તો એ મેળવવી જોઇશે કે આપણને એકદમ લાખ પચાસ હજાર રૂપિયા આપી શકે તેવી સ્વતંત્ર સ્થિતિ તેને ઘરમાં મળી છે કે નહિ. કદાચ તે કશું આપી શકે નહિ, અને આપણે જઈને તેને દબાવીએ, તો તે ત્યાંથી નાસી જાય અને આપણા હાથમાં તો કશુંય આવે નહિ.'

'હા, પંડયાજી ! એ ખરી વાત છે. બધું કામ પાકું કરીને જ પછી આપણે તેને દબાવવો જોઇએ. માટે હવે તમને આ નવું કામ સોંપું છું, તે તમારે પાર પાડવાનું છે. લ્યો, આ ખર્ચ પેટે, હાલ તો તમને સો રૂપિયા આપું છું. વધુ જોઇશે તો પછી મોકલી આપીશ.'

સો રૂપિયાની નોટ મનહરના હાથમાંથી લેતાં પંડયાએ મ્હોં મલકાવ્યું અને કહ્યુંઃ 'પણ ભાઇ ! આપણે હવે નવેસરથી વાત કરવાની રહી.'

'હા, જેમ તમે કહો તેમ.'

'જે કાંઇ મળે તેમાંથી અર્ધોઅર્ધ !'

'કબૂલ છે; તમે જે કહો તેમાં મારી કશી આનાકાની હોય જ નહિ.'

'એ તો મને તમારો વિશ્વાસ છે.' એમ કહી પંડયાએ ઉઠીને બીજા ઓરડામાં પેસી લખમીના હાથમાં સો રૂપિયાની નોટ મૂકી.

દીધી. લખમીને મન એ અળખામણો પતિ હતો, પરંતુ તેમના દાંપત્ય-જીવનમાં કોઇ કોઇ હેત અને ઉલ્લાસની ક્ષણો પણ આવતી; અને તે ક્ષણો હરગોવિંદ પોતાની ગૃહલક્ષ્મીના હાથમાં લક્ષ્મી મૂકતો તે સમયની જ હતી !

*          *          *

બપોરે મનહર પથારીમાં પડ્યો, પણ તેને ઉંઘ આવી નહિ. પંડ્યા સાથે વાતચીત થયા પછી તેને પોતાની ભવિષ્યની બાજીની વિકટતાનો ખ્યાલ આવ્યો હતો, પરન્તુ એ વિકટતાને ટાળીને સરળતાથી કેવી રીતે બાજીને પાર પાડવી તેની પાછળ તેનું મન રોકાઇ રહ્યું હતું. સાંજે ચાહ પીને તે જરા નદીપર ફરવા ગયો અને ઘાટનાં પગથિયાંપર શાન્તિથી બેઠો. નદીમાં ચાલતી હોડીઓ, નદીમાંથી પાણી ભરી જતી સ્ત્રીઓ, સ્નાન કરતા યાત્રાળુઓ, શ્રાદ્ધ સારતા ગોર–યજમાનો એ વિધવિધતાયુક્ત દૃશ્ય તેની સામે આવી રહ્યું હતું, પરન્તુ એ કશામાં તેનું ચિત્ત પરોવાયું નહિ.

નાશીકમાં જઇને કેવી રીતે તપાસ કરવી તેનો વિચાર તેને થયા કરતો હતો. છાપાવાળાને મળવું, કે પોલીસમાં તપાસ કરવી, કે હોસ્પિટલમાં તપાસ કરવી, ત્યાં જઇને કેવો પ્રશ્ન કરવો, એ માહિતીની પોતાને જરૂર હોવાનું કયું કારણ બતાવવું, એ બધા પ્રશ્નોમાં અટવાતું મન જ્યારે એક ખાસ પ્રશ્ન ઉપર આવતું, ત્યારે તે બહુ મુંઝાઇ જતો. એ પ્રશ્ન એ હતો કે બનાવટી પ્રાણજીવન નાસીકમાંથી સાચા પ્રાણજીવનના મૃત્યુની બાતમી કેવી રીતે મેળવી શક્યો હશે અને એ માહિતી તેને કયે સ્થળેથી મળી હશે ? જો સ્થળ નક્કી કરી શકાય તો તેને આધારે વ્યક્તિને પકડી શકાય, પણ સ્થળ નક્કી કરવામાં જ મનહર મુંઝાતો હતો, અને તેથી એ માણસના ખરા વ્યક્તિત્વને પિછાણવાનું કાર્ય તેને બહુ મુશ્કેલ લાગતું હતું.

વિચારમાં ને વિચારમાં જ તે ઉઠીને પાછો પંડ્યાના ઘર તરફ ચાલ્યો. સાંજ પડી ગઇ હતી. થોડી વારમાં લખમીએ ભોજન પીરસ્યું, તે જમ્યો, સીગારેટ સળગાવી, એ બધી ક્રિયા યંત્રવત્ કરીને તે પથારીમાં પડ્યો. પુનઃ વિચાર ! વિચાર અને વિચાર ! પરન્તુ રાત્રે દસ વાગતાં એ વિચારમાં એક ભંગ પડ્યો, કારણ કે ઓરડાનું બારણું ધીમેથી ઉઘડતું અને કોઇને અંદર આવતું તેણે જોયું.

* * *


ઘડીઆળો ખરીદતા પહેલાં

અમારા શો રૂમની મુલાકાત લેવા ખાસ વિનતિ છે.



દરેક જાતનાં ઘડીઆળોનું રીપેરીંગ કામ સારા હોંશીયાર કારીગરોના હાથે માલીકની જાતી દેખરેખ નીચે કરી આપવામાં આવે છે.

એક વાર પધારી ખાત્રી કરવા ખાસ વિનતિ છે.

ફીનીક્ષ વૉચ કું. કોટ, મુંબાઇ.

PHOENIX WATCH CO.

( STRAPS SPACIALIST )

169 HORNBY ROAD. FORT: BOMBAY.

# પ્રકરણ ૩૦મું

## ભાવિસુખનું સ્વપ્ન

'એ કોણ આવ્યું ? પાર્વતી કે ?' મનહરે આસ્તેથી પ્રશ્ન કર્યો.

'હા, મેં તો ધાર્યું કે તમે ઉંઘી ગયા હશો.' પાર્વતીએ બારણાને જરાયે અવાજ થવા દીધા વિના બંધ કરીને, મનહરના બિછાના ભણી જતાં કહ્યું.

મનહરે તેનો હાથ પકડી પોતાના ખાટલા પર બેસાડી અને તેના ખભા ઉપર હેતાળપણે પોતાનો હાથ મૂકીને કહ્યું : 'શું ? તું એમ માનતી'તી કે હું ઉંઘી ગયો હોઈશ ? તારી સાથે થોડીયે વાતચીત કર્યા વિના મને ઉંઘ આવે એમ તું માની શકી શી રીતે ?'

'ત્યારે તો મુંબઈમાં મારા વિના તમે ઉજાગરામાં રાતો વીતાડતા હશો !' પાર્વતીએ ટોણો માર્યો.

'તું મારી મશ્કરી કરે છે, પાર્વતી ! પણ હું સાચું કહું છું કે જ્યારે જ્યારે હું તારા વિચારે ચડતો, ત્યારે ત્યારે મને ઉંઘ આવતાં પરોઢ થઈ જતું. તું માને કે ન માને, પણ હું તો મારી સ્થિતિ તારી પાસે ખુલ્લા દિલથી જણાવું છું.'

'પણ આજે અહીં એકાએક કેમ આવ્યા છો, એ વાત કહો ને ? તમારી પેલી યોજનાનું શું થયું ?'

'હું તને મુંબઈ તેડી જવા આવ્યો છું.'

'ઓહોહો ! એકાએક એ શું?' પાર્વતી મૃદુ હસતી અને હરિણીની પેઠે ચમકી જતી બોલી.

'સાચું જ કહું છું, પાર્વતી. કદાચ તને ખબર નહિ હોય, કે એ યોજના અત્યારે તો પડી ભાંગી છે, કારણ કે પ્રાણજીવનના ઘરમાં કોઇ બીજો પ્રાણજીવન બનીને પેસી ગયો છે.'

'હશે, થયું તે ખરૂં.'

'શું થયું તે ખરૂં ? તું આમ ઠંડે કલેજે બોલે છે, અને મારા પેટમાં તો લાહ્ય બળે છે.' મનહરે અંતરનો ઉકળાટ દર્શાવ્યો.

'તમને લાહ્ય બળતી હશે, કારણ કે હજારો ને લાખોની મીલકત હાથમાં આવતી અટકી ગઇ; પણ એક બિચારી જુવાન બાઇ વિધવા મટીને સધવા થઇ ને! જે થયું તે ઠીક થયું!'

મનહર પાર્વતીને રોષપૂર્વક જોઇ રહ્યો. પાર્વતી પણ તેને ગંભીરતાથી નીહાળી રહી. કેટલીક વારે તે મૌન તોડતી બોલીઃ 'કેમ, એટલામાં ચ્હીડાઇ ગયા ?'

'મને ચ્હીડ ચડે એવું જ તું બોલે છે. મારા નિરાશ થઇ ગયેલા અંતરને આશ્વાસન આપવાનું તો બાજુએ રહ્યું, પણ ઉલટું તું બોલે છે કે જે થયું તે ઠીક થયું! મારી મહેનત એળે ગઇ, મારા પૈસાનું પાણી થયું, મારો કિલ્લો તૂટી પડયો, એ બધું શું તારે મન ઠીક થયું ?' મનહર રોષમાં જ બોલ્યો.

પાર્વતી મૃદુમૃદુ હસી રહી અને મનહરના કંઠમાં હસ્તારોપણ કરીને બોલીઃ 'મારા મનહરલાલ! હું તો ઘણીયે તમારાં આંસુ લૂછવા ઇચ્છતી હતી, પણ તમારી આંખમાં આંસુ નથી એટલે લાચાર ! પારકી મીલકત પોતાની કરવાની આશા તૂટી પડવાથી નિરાશ થએલા માણસને આશ્વાસનની જરૂર હોય છે એવી સમજણ મારામાં નથી, મનહરલાલ! એટલે હું તમને કેવી રીતે આશ્વાસન આપું ?

પણ હા, એક વિધવાને આશ્વાસનની જરૂર હોય છે, તે હું મારા અનુભવથી જાણું છું, એટલે પ્રાણજીવનની પત્નીને પતિ મળ્યો, એથી મને સંતોષ થયો અને તે ઠીક થયું એમ મેં કહ્યું.'

'ઠીક, એ બધું તારું ડહાપણ મને જોઇતું નથી. હવે બોલ, હું તને મુંબઇ તેડી જવા ઇચ્છું છું, તું આવીશ કે નહિ ?'

'મુંબઇમાં તમને મારી શી જરૂર પડી વળી ?'

'જોને, સાચા દિલની વાત કહું. પહેલાં તો સુશીલા મારી પત્ની થશે એ આશામાં હું તારી પાસે કશું બોલ્યો નહોતો, પણ એ આશા પડી ભાગી છે, એટલે મને તારા વિના ચાલે તેમ નથી.'

'પણ મને સાંભરે છે કે તમે એક વાર પરણેલા હોવાનું કહેતા'તા.'

'હું પરણેલો હતો, પરન્તુ બારેક માસ પહેલાં તે મરી ગઇ, એટલે હું એકલો જ છું.'

'હું નથી માનતી કે ત્યાં મોકલવાની મારી મા હા કહે.'

'તેમને સમજાવવાનું મારૂં કામ.'

'તે હા કહેશે, તો પણ હું નહિ આવું.'

'તેનું કારણ ?'

પાર્વતીએ શરમાતાં આંખોને નીચી ઢાળી દીધી. તે કશું બોલી નહિ. મનહરે વધુ આગ્રહ કરતાં તેને બાથમાં લઇ કહ્યું: 'બસ કે ? હું તારી ઉપર મરી પીટું, અને તું મારૂં વેણ નહિ રાખે કે ?'

'ઉંહું.'

'હું તને વધુ દિવસ નહિ રોકું; મહિનો–પંદર દિવસ રહીશ, તો પણ મને આનંદ અને સંતોષ મળશે. તને મારા હતાશ હૃદયની દયા આવતી નથી, નહિ તો તને પણ જરૂર લાગત, કે આ વખતે મને ધીરજ આપવા માટે તારા જેવા અંતરના માણસની જરૂર

છે.' એમ બોલતો મનહર મ્હોં ઓશિયાળું કરીને પાર્વતીની સામે જોઇ રહ્યો.

'તમે અહીં પંદર દિવસ રહો, મહિનો રહો, હું તમને ધીરજ આપીશ, આશ્વાસન આપીશ, તમારી સેવા કરીશ.'

'અહીં ચાણોદમાં ? મારો દિવસ જ ક્યાંથી જાય ? ત્યાં મારે મારા ધંધામાં ધ્યાન આપવાનું હોય તે અહીં બેઠાં કેવી રીતે બને ?'

'તો પછી ત્યાં હું આવીને તમારા ઘરમાં રહું અને લોકોમાં તમારી રાખેલી કહેવાઉં તે કદાપિ બનવાનું નથી.' પાર્વતીએ સ્પષ્ટતા કરી.

'હું સમજ્યો.' જરા વિચાર કરીને મનહર બોલ્યો: 'અને હું તારી સાથે લગ્ન કરૂં તો ?'

'તો જરૂર હું તમારી સાથે આવું, અને જીવનભર તમને ન છોડું !'

'એમ ? ઓ મારી પાર્વતી !' ગાઢ ચુંબન લઇ મનહર આગળ બોલ્યો: 'મારા ઉપરનો તારો ખરો પ્રેમ આજે મેં જોયો. કશી ફીકર નહિ; આ વખતે તો નહિ, પણ ફરીથી હું થોડા વખત પછી આવીશ અને તને તેડી જઇશ. પછી આપણે મુંબઇમાં લગ્ન કરીશું અને જીવનસુધી શાન્તિપૂર્વક રહીશું.' મનહર ઉત્સાહમાં આવતો બોલ્યો.

પાર્વતી શાન્ત ભાવે મનહરના બાહુપાશમાં ઘેરાયલી જ પડી રહી. પરિણીત જીવનના તેના કોડ અત્યારે—આ પ્રકરણ મનહર સાથેની વાતચીતમાં નીકળતાં—જાગૃત થયા હતા. મનહર સાથે તેનું દિલ મળ્યું હતું અને પતિની ઝંખના કરતી પાર્વતીને મનહર પસંદ હતો. જો કે મનહર નીતિમાન—સુશીલ—પવિત્ર પુરૂષ નહોતો તે તેની જાણ બહાર નહોતું.

'ફરીથી ક્યારે આવવાના છો ?' પાર્વતીએ પૂછ્યું.

'પંદરેક દિવસ પછી આવીશ. હમણાં મારે નાસીક જવું પડે તેમ છે, કારણ કે ત્યાં પેલા બનાવટી પ્રાણજીવન માટે તજવીજ કરવાની છે.'

'હેં!' પાર્વતી ચમકતી બોલી : 'હવે વળી શાની તજવીજ કરવાની છે? એ તો બધું પતી ગયું.'

'ના, હજી પતી ગયું નથી. બનાવટી પ્રાણજીવન કોણ છે તેનો પત્તો મેળવીને તેની પાસેથી હજી મારે પૈસા કઢાવવા છે! તેનો ભંડો ફોડવાની ધમકી આપવાની સાથે જ તે લાખ–પચાસ હજાર આપી દેશે, અને અને પછી મારે–હવે તો આપણે–જીંદગીભર રળવાની જરૂર નહિ રહે.'

પાર્વતી મનહરના એ શબ્દો મૂગી મૂગી સાંભળી રહી અને કશું બોલી નહિ.

મનહરે પૂછ્યું: 'કેમ, તને મારી વાત પસંદ પડી કે નહિ?'

'એક માથાકૂટમાંથી નીકળીને બીજી માથાકૂટમાં પાછા પડવા માંગો છો; તમને આવું બધું કેમ ગમે છે મનહરલાલ? શાન્ત રીતે જીવન જીવવાનો તમને કોઇ વાર વિચાર આવ્યો છે ખરો?'

'બસ, આ હવે શાન્ત જીવન જીવવાનો જ દાવ છે; અને એ પ્રાણજીવન પાસેથી સારી રકમ મળી જાય, તો પછી મારે જીંદગીમાં કશી માથાકૂટ કરવાની રહેતી નથી. વળી તું મારી અર્ધાંગના બનીશ, એટલે શાન્ત જીવનનો લ્હાવો લેવામાં તું મદદગાર બનીશ, પછી મારે બીજું શું જોઇએ?'

મ્હોં કટાણું કરીને પાર્વતી આ સાંભળી રહી. મનહરલાલની અર્ધાંગના તરીકેના જીવનની તેની અભિલાષામાં મનહરલાલની આ નવી બાજી તેને અંતરાયરૂપ લાગતી હતી, તેથી તેને મનહરલાલના કથનથી જરાયે ઉત્સાહ આવ્યો નહિ. તે શાન્ત બેસી રહી અને

વિચારે ચડી. કેટલીક વારે તેણે પુછ્યું: 'આપણા લગ્ન થયા પછી પણ આપણે મુંબઇમાં જ રહેવું પડશે?'

'કેમ, મુંબઇ કાંઇ ખોટું છે? બહુ મોજીલું શહેર છે; છતાં તને તે પસંદ નહિ હોય, તો આપણે બીજા કોઇ નાના ગામમાં જઇને રહીશું.'

'તો વધારે સારૂં.'

'તો જરૂર તેમ કરીશું. પણ એક વાર કમાવાની ચિંતામાંથી મુક્ત થયા વિના મુંબઇ છોડવું મને પાલવે તેમ નથી; એટલે આ દાવ સાધ્યા પછી જ મુંબઇ છોડી શકાય.'

'તો ભલે, તમે એક વાર ચિંતામાંથી છૂટો, પછી આપણે ક્યાં જઇ રહેવું, તેનો વિચાર કરીશું. પણ જુઓ, કોઇને આ વાત કહેતા નહિ. તમારી સાથે પાંચ પંદર દિવસ મને મોકલવાની મારી બા કદાચ હા કહેશે, પણ લગ્ન કરવાની ખુલ્લી ના પાડશે.'

'હું કોઇને એ વાત કહેવાનો નથી, અને અત્યારે તો તને પાંચ-દિવસ માટે તેડી જવાની વાત પણ ઉચ્ચારવાનો નથી. તું જેમ કહીશ તેમ જ હું કરીશ. પાર્વતી! મારામાં ઘણા દોષો છે, તે હું જાણું છું; તારી સાથે રહેવાથી તું મને દોષમુક્ત કરીને મારો ઉદ્ધાર કરીશ, એવી મારી ખાત્રી છે.'

'અત્યારથી મારી ખુશામત શરૂ કરી?' પાર્વતી મંદ હસીને બોલી.

'સાચા દિલનાં તારાં વખાણને તું ખુશામત કહેતી હોય તો ભલે, પણ હું તો મારા ભવિષ્યના જીવનને ઉજળું થતું જોઇને આનંદથી ગાંડા જેવો બની ગયો છું.'

'ઠીક, હવે ખુશામત છોડો અને મને પણ છોડો; મધરાત થઇ ગઇ હશે.'

'તારી સાથેની વાતોમાં પરોઢ થાય, તોયે શી ચિંતા છે?'

અને વિષયને પ્રેમ સમજતાં પંખીડાંઓની રાત્રિચર્યા આલેખવાની હવે કશી જરૂર નથી. મોહસ્વપ્ન અને સુખસ્વપ્નમાં ભલે તેઓ મ્હાલે, જગતમાં ઘણુંયે સ્ત્રીપુરૂષો એવાં સ્વપ્નોમાં મ્હાલે છે અને પોતાને ધન્ય માને છે, પરન્તુ વિષય પ્રેમ બની શકતો નથી, ઝાંઝવાનું જળ પી શકાતું નથી અને વિષયીઓનું સુખસ્વપ્ન શાશ્વત સુખ બની શકતું નથી!

* * *


# તવંગર ટોળી:

[ લેખક: વીરનંદન. ]

ડિટેકિટવ સાહિત્યમાં બદમાશોની કાવત્રાબાજી સામે ગુન્હાશોધનનું કાર્ય કેટલું મુશ્કેલ અને કપરૂં છે તેનો નમુનો વાંચવા માટે આજે જ

**કીંમત રૂા. ૦-૮-૦** મોકલી મંગાવો.

* *

: :—લખો—: :

**બહુરૂપી કાર્યાલય: રાણપુર (કાઠીયાવાડ)**

# પ્રકરણ ૩૧મું

## હર્ષઘેલી માતા

કમળાને ચાર દિવસથી તાવ આવતો હતો, અને એટલા દિવસના તાવથી પણ તેનું શરીર નંખાઇ ગયું હતું. ગામના વૈદ્યની દવા ચાલતી હતી, પણ હજી તાવ ઉતર્યો નહોતો. વૈદ્યનું કહેવું હતું કે સાધારણ પ્રકારનો સતત જ્વર છે, એટલે શરીરમાંથી જરા પિત્તપ્રકોપ ઓછો થઇ જશે, અને તાવ ઉતરી જશે. ગોમતીએ સાસુને સૂચના કરી કે 'બા, સુશીલા બ્હેનને તમારી તબીયતના ખબર આપવા દો ને!' પણ કમળાએ ના કહી: 'તાવ આવ્યો છે, તે ઉતરી જશે; તેમાં બિચારીને ઉચાટ શા કરાવવા?' સંતાનોના સુખવર્તિત્વને ઝંખતી માતાઓ પોતાના દુઃખમાં ભાગ લેતાં સંતાનોને જરાયે કષ્ટ પડે તેવું ઇચ્છતી નથી; કમળા એ પ્રકારની માતા હતી.

આજે તાવનો ચોથો દિવસ હતો. સ્હવારમાં મ્હોં ધોઇને તેણે વૈદ્યે આપેલી દવાનું પડીકું ચાટયું હતું અને પછી બિછાનામાં ઓટમોટ પડી તે સૂઇ ગઇ હતી. તાવ હમહમી રહ્યો હતો. શિયાળાની ટાઢ હોવાને લીધે માથા ઉપર ઠંડા પાણીનું પોતું મૂકવાની ગોમતીએ જરૂર જોઇ નહોતી. તાવના ઉભરામાં કમળા બિછાનામાં પડી પડી કાંઇ બબડયા કરતી હતી, જે બબડાટ ગોમતી ઘરકામ કરતાં સાંભળી શકતી પણ સમજી શકતી નહિ. જરા લાંબો અને મોટા સ્વરનો બબડાટ સાંભળીને ગોમતીએ પુછયું: 'શું કહો છો બા? કાંઇ જોઇએ છે?'

'ના, ના, હું કાંઇ બોલી નથી. મારે કાંઇ જોઇતું નથી! હે ભગવાન! ઉહૂહૂહૂ! બહુ તાવ ચડયો છે, ગોમતી!'

એટલામાં 'કાગળ લેજો' કહીને ટપાલી કાગળ નાંખી ગયો. ગોમતીએ કાગળ લીધો અને ફોડયો. તે સુશીલાનો પત્ર હતો. પત્ર અધોંપધોં વાંચતાં જ ગોમતી ઉચ્ચ સ્વરે બોલી ઊઠી: 'ઓ બા! વધામણી! વધામણી!

'ગોમતી! કોણ છે?'

'હું છું બા! સુશીલા બહેનનો પત્ર આવ્યો છે; પ્રાણજીવન ભટ પાછા આવ્યાનું લખે છે!'

ઓઢેલી શાલને ઉરાડી દેતીક કમળા ખાટલામાં બેઠી થઇ ગઇ અને બોલી ઊઠી: 'હેં હેં! સુશીલાનો પત્ર છે? શું પ્રાણજીવન ભટ પાછા ઘેર આવ્યા?'

'હા, બા, હા! આ જુઓ, સુશીલા બહેન પોતે જ લખે છે. સાંભળો, હું વાંચું:

'નડીયાદ, પોષ વદી ૩

'તીર્થસ્વરૂપ પરમપુજ્ય માતુશ્રી કમળાબાની સેવામાં. લી. આપની આજ્ઞાંકિત પુત્રી સુશીલાના પ્રણામ સ્વીકારશો. માતુશ્રી તથા ગોમતી-ભાભીને માલૂમ થાય કે તમે મને આશીર્વાદ આપીને શ્વસુરગૃહે વળાવી તે તમારો આશીર્વાદ ફળ્યો છે, અને દસ વર્ષે તે આજે સ્હવારે પાછા આવ્યા છે અને આખા ઘરમાં આનંદકિલ્લોલ થઇ રહ્યો છે.'

'ગોમતી! એ સુશીલાએ પોતાને હાથે લખ્યું છે? તેના જ અક્ષર છે? ખરેખર!'

'હા, બા હા! તેમના જ અક્ષર છે, હું તેમના અક્ષર ઓળખું છું. હવે જરા આગળ સાંભળો:

'હું અત્યંત સુખી છું. તે પણ શરીરે સાજા-તાજા છે. ઘરનાં બધાંએ તેમને ઓળખ્યા છે અને તે પણ ઘણાખરાને ઓળખી શકયા છે. જોગી જેવા રૂપમાં ઘેર આવ્યા છે ખરા, અને હજી સાત-આઠ મહિના એ વેશમાં રહેવાના છે, પણ કાંઇ ચિંતાનું કારણ નથી, કારણ કે તેમને હવે યોગી કે સાધુ બનવામાં કશો રસ રહ્યો નથી; ઉલટું ત્યાંથી કંટાળીને પાછા આવ્યા છે અને પોતે દસ વરસ સુધી બહાર ભટકયા તે માટે ખરા દિલથી પસ્તાય છે, એટલે તે સંબંધે કશી ચિંતા રાખશો નહિ.'

'વાહ, વાહ! ગોમતી! મારી સુશીલા આવું લખે છે?'

'હોવે, કેમ ન લખે? આપણને આટલો આનંદ થાય છે, તો તેમને કેટલોયે આનંદ થતો હશે. હજી સાંભળો :

'માતુશ્રી! આજે રાત્રે થોડો જ વખત મને તેમની સાથે વાતચીત કરવાનો સમય મળ્યો હતો, અને મને લાગ્યું છે કે મારા માટે તેમને સારી લાગણી છે, અને પોતાના આજસુધીના વર્તન માટે તેમને બહુ પસ્તાવો થયો છે. વિશેષમાં તેમણે તમારી પણ ક્ષમા માગી છે અને તે વિષે તમને લખી જણાવવા મને કહ્યું છે, એટલે હું લખું છું. મારી ચિંતા જરાયે ન રાખશો. મારાં સાસુનું મારા પર તમારા જેવું જ હેત છે એ મેં તમને અગાઉ લખી જણાવ્યું છે. થોડા દિવસ પછી હું તમને મળવા આવીશ. તમે અહીં આવવાની તસ્દી ન લેશો. એ જ દ. તમારી પુત્રી સુશીલાના દંડવત્.'

'અહાહાહા! અહાહાહા! આ બધો પ્રતાપ પેલા મહાત્માના આશીર્વાદનો જ, હો! હે ભગવાન! તું મારે ઘેર આવ્યો'તો પણ હું અભાગણી તારૂં દર્શન કરી શકી નહિ!'

'સાચી વાત બા! સુશીલા બહેન એ વાત માનતાં નહોતાં પણ તરતમાં જ આવો પરચો મળ્યો, એટલે તે માન્યા વિના તેમનો

છૂટકો નથી; તેમને એક વાર અહીં આવવા દો, પછી તેમનો કાન પકડીને હું એ વાત કબૂલ કરાવવાની.'

'ગોમતી, મારી સાથે ચાલ.' એમ કહીને કમળા ખાટલામાંથી ઉઠીને ઊભી થઇ. તેનો હર્ષ આજે માતો નહોતો. તેના શરીરમાં તાવ ભર્યો હતો; થોડી ક્ષણો પૂર્વે તેનાથી તાવ ખમી શકાતો નહોતો, પણ અત્યારે તેને તાવથી જરાયે નબળાઇની અસર જણાતી નહોતી. માનસિક ઉત્તેજનાની એ અસર હતી. તે ખાટલેથી ઉતરીને ઊભી થતાં જરા કમકમી ગઇ, પણ દ્વાર ભણી પગલાં ભરવાની તેણે બળાત્કારે હામ ભીડી અને તે ચાલી.

'ક્યાં જવું છે, બા?' ગોમતીએ પૂછ્યું.

'પાડોશીઓને વધામણી દેવા.'

'તમને તાવ આવ્યો છે, માટે તમે રહેવા દો ને! હું બધાંને કહી આવું છું.'

'ના, હું જ આવું છું, તું મારી સાથે ચાલ.'

તાવથી હમહમતે શરીરે કમળા પગથિયાં ઉતરી. પગ સ્થિર રાખવાનો યત્ન કરતી તે ખડકી સુધી પહોંચી. ગોમતીના હાથનો ટેકો લઇને તે ખડકીમાંથી બહાર નીકળી અને ઘાંટો પાડવા લાગી: 'ઓ જમના! ઓ રામકોર કાકી! ઓ જગા દેશાઇ! ઓ ભગવાન પટેલ! આવો, આવો, મારી સુશીલાનો કાગળ તો વાંચો!'

જગજીવન દેસાઇ આ કારમો ઘાંટો સાંભળીને એકદમ ખડકીમાંથી બહાર નીકળ્યો. તેણે પૂછ્યું: 'શું છે કમળા કાકી?'

'આ જુઓ, આ જુઓ, મારી સુશીલાનો કાગળ આવ્યો; જમાઇ ઘેર પાછા આવ્યા છે; આજે તમારે ત્યાં રાંધશો નહિ, મારે ઘેર જમવા આવજો!'

'શું જમાઇ પાછા ઘેર આવ્યા? ત્યારે તો આનંદનો અવસર! બહુ સારું થયું!' દેસાઇએ કમળાના મ્હોં સામે જોઇને કહ્યું: 'પણ કાકી! તમને શરીરે ઠીક નથી. જુઓને શરીર ધ્રૂજે છે. આ શિયાળાની ટાઢમાં ઘરમાં જઇને સૂઇ જાઓ.'

એટલામાં જમના આવી, રામકોર ડોસી આવ્યાં, નાનચંદ વૈદ્ય દર્દીઓને જોવા ગામમાં ફરવા નીકળ્યો હતો તે આવ્યો, અને જોતજોતામાં લોકોનું ટોળું એકઠું થઇ ગયું. કમળા હર્ષાવેશમાં બધાને મંગળ સમાચાર આપતી અને પોતાને ત્યાં જમવા આપવાનાં નોતરાં દેતી હતી. બાજુએ ઉભેલી ગોમતી મનમાં મુંઝાયા કરતી હતી કે આ બધાને જમવાનાં નોતરાં અપાય છે, પણ એટલા બધા માણસોની રસોઇ પોતે કેવી રીતે કરશે અને તુરતમાં એટલું બધું તૈયાર સીધું પણ ઘરમાંથી કેવી રીતે નીકળશે? વૈદ્યે આવતાં વેંત કમળાના મુખથી વધામણીની ખબર સાંભળી લીધી અને પછી તેણે જોયું કે કમળાની આંખમાં ભ્રમિત ચિત્તની તરલતા છે. તેણે કમળાનો હાથ પકડયો, તો તાવ ખૂબ જણાયો. કમળાને ધીરેથી કહ્યું: 'કમળા બ્હેન, હવે ઘરમાં ચાલો, પથારીમાં સૂઇ રહો.'

'હવે પથારી શી ને વાત શી? હજી તો મારે રસોઇ કરવાની છે. આ બધાં મારે ત્યાં જમવાનાં છે. તેમને પિરસવાનું છે; મારે સૂઇ રહે કેમ પાલવે?'

'બધુંય થશે, તમે એક વાર ઘરમાં તો ચાલો.' એમ કહી વૈદ્યે ડોસીને ઘરમાં લીધાં. માંડમાંડ પગથિયાં ચડાવીને આગ્રહ કરીને પથારીમાં સૂવાડયાં. ગોમતી પાસે ઠંડું પાણી મંગાવી, અંદર થોડો નવસાર નાંખી, તે પાણીમાં ભીંજાવેલું કપડું વૈદ્યે કમળાના કપાળ ઉપર મૂકયું. પણ તુરત પાછી કમળા બેઠી થઇ ગઇ, માથા પરનું પોતું તેણે ફેંકી દીધું અને બોલી: 'અલી ગોમતી! દોઢ મણની લાવસી મૂક, ત્રણ મણ ચોખા ઓર...'

'કમળા બ્હેન, તમે સૂઇ જાઓ. તમારૂં શરીર સારૂં નથી, તમારે જમણા રસોઇની શી ચિંતા ? બધુંય થશે.' વૈદે કહ્યું.

'કેમ નહિ વળી ? દસ વર્ષે મારો જમાઇ ઘેર આવ્યો. મારી સુશીલાનો ચાંલ્લો અખ્યાતો રહ્યો, હું બધાને કંસાર ન જમાડું ?'

'ભલે જમાડજો, પણ તમે નિરાંતે સૂઇ જાઓ. જુઓ, તાવ ચડયો છે, તમારૂં શરીર નબળું છે, સૂઇ જાઓ.'

જરા બળ કરીને વૈદે કમળાને સુવાડી, પણ તત્ક્ષણ પાછી તે ઉઠવા યત્ન કરવા લાગી. વૈદે તેનો હાથ દબાવી રાખ્યો, તો તે બળ કરવા લાગી, હાથ ખેંચવા લાગી, પગ પછાડવા લાગી અને 'મને જવા દો, મને ઉઠવા દો, મારે રસોઇ કરવી છે, મારે કંસાર પિરસવો છે' એમ પુનઃ પુનઃ બોલવા લાગી.

પ્રતિક્ષણે તેના ચિત્તની અસ્થિરતા વધતી જતી હતી એમ વૈદે જોયું. ગોમતી શૂન્ય–મૂન્ય જેવી બનીને જોઇ રહી. તેને સાસુની આ હાલત જોઇને બ્હીક લાગતી હતી. તેણે કોઇનું આવું દર્દ જોયું નહોતું, તેની સારવારની રીત તેને આવડતી નહોતી, ઉઠી–ઉઠીને નાસે એ દર્દીને કેવી રીતે સંભાળાય, તેની તેને ખબર નહોતી. તેણે ધીરેથી વૈદને પૂછ્યું: 'નાનુ કાકા, મારી સાસુને શું થયું છે ?'

'તાવ બહુ છે; માથા ઉપર ગરમી ચડી ગઇ હતી, તેમાં આ ઓરમા મંગળ સમાચારથી તેમનું મગજ ઉશ્કેરાઇ ગયું છે, એટલે તેમને સંભાળવાની જરૂર છે.'

દિલમાં ગભરાતી ગોમતી ઓશિયાળું મ્હોં કરીને બોલી: 'હું તેમને કેવી રીતે સંભાળીશ ? ઉઠી–ઉઠીને નાસે તો હું શું કરૂં ? મને તો બીક લાગે છે.'

'હમણાં તો હું બેઠો છું, પણ કોઇ માણસની મદદની તમને જરૂર પડશે.' વૈદે સૂચવ્યું.

'ત્યારે હું નડીયાદથી મારી નણંદને બોલાવું ?'

'હા, ખાસ માણસ મોકલીને તેડાવો.'

વૈદની આ સૂચનાથી ગોમતી વધુ ગભરાઇ. તેણે એક રૂપિઓ આપવાનો કરીને એક રબારીને નડીયાદ મોકલી સંદેશો કહાવ્યો. પાડોશમાંથી રામકોર ડોસી અને જમના ગોમતીની મદદે આવ્યાં, અને કમળાની સારવારમાં રોકાયાં. પણ દર્દ વધતું જ ચાલ્યું. ઉત્તેજિત થએલું મગજ, નબળું શરીર અને લોહી ઉકાળી રહેલો તાવ, એ ત્રણે દર્દને યોગે કમળાનાં સન્નિપાતનાં લક્ષણો વધતાં ગયાં. બિચારી સુશીલા નડીયાદથી સીગરામમાં દોડાદોડ કરતી રાતના નવ વાગતાં આવી પહોંચી, પણ તેણે માતાના ખાટલા પાસે જઇને કહ્યું; 'બા, હું આવી !' તે ક્ષણે કમળાએ જે હર્ષઘેલી ફીક્કી આંખ ઉઘાડી તે છેલ્લી વારની જ હતી !'

* * *


## મૃત્યુનું મંડળ :

આ નવલકથા રોમાંચથી ભરપૂર છે. આ વાર્તાનું રહસ્ય કોઇ ઉંડી અંધારી ગુફા સમાન છે. આજે જ મંગાવી લ્યો. કીંમત. રૂા. ૦–૫–૦

* * *

: : —લખો— : :

**બહુરૂપી કાર્યાલય : રાણપુર (કાઠીયાવાડ)**

# પ્રકરણ ૩૨મું

## માતા વિનાની

'રામ ! શ્રી રામ ! ખેલ ખતમ થઇ ગયો, બહેન !' કહી નાનચંદ વૈદ ઉઠતો ઉઠતો બોલ્યોઃ 'ચાલો હવે, મુડદાને ચોકે લ્યો !'

'હવે ચોકે લઇને શું ? આભડછેટ તો થઇ ચૂકી. વૈદ ! તમને ય ખબર ન પડી કે હવે છેલ્લી ઘડી જાય છે ? વેળાસર ચોકો કરાવવાનું ય તમને સૂઝ્યું નહિ ?' રામકોર ડોસી વૈદ ઉપર ગુસ્સો કરતાં બોલ્યાં.

'મેં જાણ્યું કે શ્વાસ થશે, એટલે ચોકો કરાવીશ, પણ ડોસી તો એકાએક દબાઇ ગયાં.' વૈદે પોતાનો વાંક કાઢનારને સામો જવાબ આપ્યો.

'પથારીમાં મોત ! અરર મા, છેલ્લી ઘડીનો સાથરોય નહિ ! આતું તે મોત હોય ? અલી ગોમતી, ઝટ લીંપી નાંખ; નાતીલાં જાણશે તો કેવું હીણું દેખાશે ?' રામકોર ડોસીએ પોતાની ચિંતા દર્શાવી. મરણસમયનો આચાર અણીશુદ્ધ રીતે પાળવામાં ડોસી હોશિયાર હતાં, પણ અત્યારે તેમની હોશિયારી અફળ ગઇ અને કમળાનું મોત પથારીમાં જ થઇ ગયું. તેથી તેમને બહુ લાગી આવ્યું હતું.

ડોસી ઓરડામાં પેઠાં, ત્યારે તો ગોમતી દોડાદોડ કરીને લીંપણ કરી ચૂકી હતી. રામકોર ડોસીએ હાક મારીઃ 'હાં, ચોકો તૈયાર છે, ઉપાડો હવે !' અને તત્કાળ જ ચાર જણાએ મુડદાને ઉપાડીને ચોકે લીધું. તુરત જ રામકોર ડોસીએ મુડદાના મુખમાં તુળસીનું પાન મૂક્યું અને ઝડપભેર બધો વિધિ પતાવીને મરણપોક મૂકી.

એકત્ર થયેલાં સ્ત્રીપુરૂષો જ્યારે પોકેપોક મૂકીને રોતાં હતાં, ત્યારે સુશીલા માતાના મૃતદેહના પગ પાસે બેસીને મૂગી મૂગી આંસુ વર્ષા

સાવી રહી હતી. રામકોર ડોસીએ તેની પાછળ બેઠાં બેઠાં ઘૂમટામાંથી જોઇ લીધું કે સુશીલા રડતી નથી, એટલે તુરત પાછળથી આંગળીનો ઘોદો મારીને કહ્યું: 'અલી, પોક તો મૂક, આમ મૂગી શું બેસી રહી છ?' જરા આગે બેઠેલી ગોમતીએ જોઇ લીધું કે સુશીલાને ઠપકો મળે છે એટલે તેણે રડવા માંડયું, પણ તેને રડવાનો વિધિ આવડતો નહોતો! 'એં-એં, કે ઓય ઓય મા' એમ બોલીને રડવાથી બીજાં બધાંના રોણામાં સૂર પુરાતો નહોતો, પણ એ પોક કેવળ જૂદી પડવા લાગી હતી, અને તેથી રડવા છતાં ગોમતીને ડર લાગતો હતો કે રામકોર ડોસીનો ઠપકો પોતાને પણ કદાચ ખાવો પડશે!

રામકોર ડોસીની આંગળીનો ઘોદો ખાતાં સુશીલાએ પાછું વાળીને જોયું. ડોસીએ ફરીથી કહ્યું: 'પોક મૂક, આમ મૂગાં મૂગાં ન રડાય!'

સુશીલા બોલી: 'મને મ્હોંથી પોક મૂકતાં નથી આવડતું, કાકીમા! મારૂં દિલ પોકારે છે અને એ પોકાર મારી મા સાંભળે છે; મારે બીજાને સંભળાવવા પોક મૂકવાની જરૂર નથી.'

મરણપોકનો ધ્વનિ હજી ચાલુ જ હતો, તેની વચ્ચે આ બેસૂરી વાતચીતે, હાજર હતાં તે બધાંનું ધ્યાન ખેંચ્યું અને સૌ તે જાણવા આતૂર બન્યાં એટલે ઉચ્ચ સ્વરે રડવાનું ભૂલી ગયાં! એકદમ ઓરડામાં શાન્તિ પથરાઇ ગઇ! કુતૂહલ વધી પડ્યું. રામકોર ડોસીને સુશીલાના જવાબથી ખોટું લાગ્યું અને બધાં તે સાંભળવા માટે ચૂપ બની ગયાં, તેથી અને વળી સુશીલાના જવાબથી તે ખસ્યાણાં પડી ગયાં! પાછાં સૌને મરણપોકના અધવચ તૂટેલા માર્ગે દોરવા માટે રામકોર ડોસીએ ચલાવ્યું: 'તમા...રાં નાનપણનાં...આં...હે...ત, ભૂલ્યાં કેમ ભૂલાશે...રે...એ...એ' અને પાછળ બીજાની પોક સંધાઇ...'ઓ મારાં કાકી...ઇ...રે!'

પા કલાકમાં મરણપોકનો છેલ્લામાં છેલ્લો ઉંકારો શાન્ત થઇ ગયો, પણ સુશીલાની અશ્રુધારા એકસરખી વહી રહી હતી. પુરૂષોને

હવે મુડદાને સ્મશાને લઇ જવાની વ્યવસ્થા કરવાની હતી, એટલે તે ઓસરીમાં આવી બેઠી હતી. દૃષ્ટિસમીપે એ વ્હાલભરી માતાનો મૃતદેહ નહોતો, પ્રભાતે તો એ મૃતદેહનીયે ભસ્મ થઇ જવાની હતી, પરન્તુ પુત્રીના દુઃખમાં દસ–દસ વર્ષ સુધી દુઃખ માનીને દેહ સુકવી રહેલી માતાનું વહાલ તેનાથી ભૂલ્યું ભુલાય તેમ નહોતું. છેલ્લાં પાંચ વર્ષ તો સુશીલાએ પૂરી સમજણમાં ગાળ્યાં હતાં, અને તે સમય દરમ્યાન તેણે જોયું હતું કે માતાએ પોતાના રંડાપામાં કે જુવાન પુત્રના મરણમાં જેટલો દુઃખાવેગ અનુભવ્યો નહોતો, તેટલી દુઃખની સતત પ્રજળતી જ્વાળા તેણે પુત્રીના મનોદુઃખ પાછળ વેઠયા કરી હતી; અને જ્યારે પુત્રી સુખી થઇ, તેનું સુખ નજરોનજર જોવાનો તેને અવસર મળ્યો, ત્યારે એ આગામી સુખના હર્ષાવેશમાં જ તે ચાલી નીકળી! ' ઓ પ્રભુ! દસ–દસ વર્ષના સંતાપના અગ્નિમાં તપાવ્યા પછી મારી અકાળવૃદ્ધા જનનીને તેં એકાદ માસના સુખની શીતળતા પણ ચાખવા ન દીધી? જેના સંતાપને ઓળખીને મેં મારો મનઃસંતાપ અહર્નિશ દાબી રાખવા યત્ન કર્યો હતો અને જેના સંતાપનો વેગ નહિ વધવા દેવા માટે પણ મેં અપાર માનસિક વેદનાને દિલમાં દૂઆવી રાખવાની તપશ્ચર્યા કરી હતી, તેનાં સુખ–સંતોષ જોવાનો લ્હાવો પણ તેં મને લેવા ન દીધો, એ તારી નિર્દયતા નથી ?'

'હે કૃપાનિધાન! તું કરે તે ખરૂં!' એવા નિઃશ્વાસોદ્ગાર કાઢતા જગજીવન દેસાઇ કપડાં, વાંસ અને બીજી સામગ્રી સાથે પગથિયાં ચડતા હતા. મધરાતની શાન્તિમાં સુશીલાએ પ્રભુનું ' કૃપાનિધાન ' વિશેષણ સાભળ્યું, અને વદી ચોથના ઉંચે ચડતા ચંદ્રમાના અજવાળામાં માતાના મૃતદેહની શ્મશાનયાત્રા માટેની સામગ્રી જોઇ.

' પ્રભુ કૃપાનિધાન છે ? એમ પણ હોય ! ' સુશીલાની વિચારધારા બીજી દિશાએ વહેવા લાગી: 'મારા સુખસમાચાર સાંભળીને હર્ષોન્મત્ત થયેલા મનથી અને મને એકાદ ક્ષણ પણ સુખી જોઇને હર્ષઘેલી

આંખ મીંચીને તે સંતોષમાં જ ગઈ, એ પણ ઈશ્વરની કૃપા કાં ન હોય?' આગળ વિચાર કરતાં સુશીલાની મતિ કુંઠિત થવા લાગી. તે શૂન્ય ચિત્તે જ ઓસરીમાં પડતા એક ચાંદરણુ ઉપર ધ્યાન સ્થિર કરી રહી. તેનાં આંસુ સુકાવા લાગ્યાં અને તે ઊંડા-ઊંડા વિચારમાં ડુબી જવા લાગી.

સુખ અને દુઃખ એ બેઉ મનના અપેક્ષાવાચક અનુભવો છે. મનની સમક્ષ ઉભેલા વિશિષ્ટ સુખની અપેક્ષાએ સામાન્ય સુખ દુઃખરૂપ પ્રતીત થાય છે, અને વિશિષ્ટ દુઃખની અપેક્ષાએ સામાન્ય દુઃખ સુખરૂપ પ્રતીત થાય છે. ચાલીસ વર્ષની વિધવા પોતાની સાઠ વર્ષની પડોશણ સૌભાગ્યવતીની તુલનામાં જ્યારે પોતાને મૂકે છે ત્યારે તે પોતાને દુઃખી માને છે, પણ બીજી વીસ વર્ષની વિધવા પડોશણની તુલનામાં પોતાને મૂકે છે, ત્યારે તે પોતાને સુખી માને છે; પુનઃ એ વીસ વર્ષની વિધવા પોતાની પંદર વર્ષની બાળરાંડ સખીની સાથે પોતાને તુલનામાં મૂકે છે, ત્યારે તેના દુઃખ સમીપે પોતાને સુખી સમજે છે; અને એ પંદર વર્ષની બાળરાંડ પણ જ્યારે ચોમેર દુઃખથી ફીજરાતી પોતાની સૌભાગ્યવતી સખીને જુએ છે, ત્યારે તે પોતાના બાળરંડાપામાંથ સંતોષનું કારણ માને છે! આ પ્રકારની અપેક્ષાએ કરીને માનવની મનોવૃત્તિ સુખ-દુઃખના અનુભવો કરે છે, અને તે જ સાપેક્ષતાએ કરીને મનુષ્ય પ્રભુને નિર્દય અને કૃપાળુ પણ કહે છે. એ સાપેક્ષતા અત્યારે સુશીલાના અંતરમાં ઘોળાતી હતી.

'મારૂં ભાવિ હજી કયાં સંપૂર્ણ આકાર લઈ ચૂકયું છે? તેમને આવ્યાને હજી બે-ત્રણ દિવસ થયા, એ તો સારા દિવસો ગયા અને મેં તેમાં સુખ માન્યું; માતાએ પણ સુખમાં જ છેવટની આંખ મીંચી; પણ ભવિષ્યમાં મારૂં દુર્ભાગ્ય ઉલટવાનું હોય, તે પાછા મને મુકીને ચાલ્યા જવાના હોય, કે કાંઈ અવનવા બનાવો બનવાના હોય અને હું દુઃખી થવાની હોઉં, તો તે કોણ જાણે છે? એ દુઃખનો અવસર જોવા મારી જનેતા જીવી નહિ અને તેના સંતોષની ક્ષણોમાં

જ પ્રભુએ તેને બોલાવી લીધી એ શું તેની કૃપાળુતા નહિ ? મનુષ્યની નજરે દેખાતી પ્રભુની નિર્દયતામાં નિર્દયતા હશે, તે તો કોણ કહી શકે ? અનંત કાળ વહી જવા છતાં તેની કૃપાળુતાનો કે નિર્દયતાનો નિર્ણય માનવબુદ્ધિ કરી શકી નથી અને કરી શકવાની નથીઃ કારણ કે તેની લીલાનો ય અંત નથી. માત્ર મનુષ્યે પ્રાપ્ત સ્થિતિમાં જ સંતોષ માનીને માનવત્વ સફળ કરવું જોઇએ, બલકે સફળ કરવાને યત્ન કરવો જોઇએ, પછી એ યત્નનું પરિણામ ગમે તે આવે.'

આ તત્ત્વવિચારે સુશીલાના તાત્કાલિક દુઃખાવેગનું શમન કર્યું. તેની ભીની આંખો સુકાઇ ગઇ, હૃદયનો ભાર ઓછો થઇ ગયો, અંતઃકરણમાં ધૈર્ય આવ્યું અને તે ઉઠીને ગોમતીની પાસે જઇ બેઠી. તેને ડુસકાં ભરતી સાંભળીને સુશીલા બોલી : 'ભાભી, હવે શાન્ત રહો. તમારી અને મારી ઉપર છત્રની છાયા હતી તે રહેવા દેવાનું પ્રભુને ગમ્યું નહિ, તો તેમાં પણ તેની કૃપાળુતા જ કારણીભૂત હશે; પછી રડીને શું કામ ?'

'પણ આ ઘરમાં એકલાં મારા દહાડા કેમ જશે બહેન ? હું બાના મૃત્યુ કરતાં તો વધારે...' અને તે આગળ બોલી નહિ.

'હું સમજી, ભાભી ! ગયાં દુઃખોને રડવાથી સુખ સાંપડતું નથી. ખાવાને અન્ન કે રહેવાને ઝુંપડુંય ન હોય તેવી બાળવિધવાઓની સાથે સરખાવતાં તમે કેટલાં સુખી છો તે વિચારી જુઓ !'

પછી નણંદ-ભોજાઇ ભવિષ્યમાં કરવાની ગૃહવ્યવસ્થા વિષેની વાતચીતમાં પડી. બીજી બાજુએ અભડાવા આવેલાં બૈરાં ધાબળા ઓઢી ઓઢીને ઓસરીમાં આમ-તેમ પડવા લાગ્યાં અને ઘસઘસાટ ઉંઘવા લાગ્યાં. ઘડીયાળમાં બેના ડંકા સંભળાયા ત્યારે પુરૂષો નનામી બાંધીને તૈયાર કરી બહાર નીકળ્યા અને તેઓ પણ થોડું ઉંઘી લેવાને આમ-તેમ જગ્યા શોધવા લાગ્યા. નણંદ-ભોજાઇની ધીરી વાતચીત ઠેઠ પરોઢના છ વાગતાં સુધી ચાલી, જે વખતે રામકોર ડોસી બ્હેબાકળાં ઉઠતાં બોલ્યાંઃ 'ઉઠો, ઉઠો, જગાભાઇ ! પરોઢ થઇ ગયું, મુડદુ કાઢ-

વાની તૈયારી કરો. અલીઓ ઉઠો, એક વાર છાજીયાં લ્યો, એટલે પછી ગામનાં બૈરાં આવે !'

સુશીલા વિનયપૂર્વક બોલી : 'કાકીમા ! આપણે રોવા-કૂટવાનો કશો વિધિ કરવાનો નથી. રોવાથી કાંઇ મારી બા પાછી આવવાની છે ?'

'ગાંડી ન થા ગાંડી, રડયા-કૂટયા વિના ચાલે ? આ કાંઇ જેવું તેવું મોત છે ? કમળા તો મારાથી નાની હતી.' રામકોર ડોસીએ વિરોધ ઉઠાવ્યો.

'ના, માજી ! મારે એ કશું કરવું નથી.'

'તને રડતાં-કૂટતાં નથી આવડતું, એટલે ?'

'ના, એટલા માટે નહિ, અને તમને સારૂં રડતાં-કૂટતાં આવડે છે, તેટલા માટે પણ નહિ; પણ રડવાને બદલે તમે પ્રભુનું નામ લઇ મારી બાને શાંતિ ઇચ્છો તો તેથી તેના આત્માને સંતોષ થશે-રડવાથી નહિ.'

'ના, અમે તો રડીશું, છાજીયાં લઇશું અને બધોય વિધિ કરીશું.' રામકોર ડોશીએ પોતાનો ઉંહુંકાર ન જ છોડયો.

હવે શું કરવું ? સુશીલાને દઢતા દાખવવાની આવશ્યકતા લાગી. તે બોલી : 'તો જેમને રડયા-કૂટયા વિના ન ચાલે એમ લાગતું હોય તે પોતાને ઘેર જઇને નાહી લે.'

'હેં !' ચાર-પાંચ બાઇઓના મુખમાંથી એ ઉદ્દગાર નીકળી પડયો.

'હા ! તમે રાતોરાત જાગી બહુ તકલીફ લીધી છે, એ તમારો પાડ ભુલાય તેમ નથી, પણ મારે રડવા-કૂટવાના વેશ કાઢવા નથી અને કોઇને મારે આંગણે એ વેશ કાઢવા દેવા નથી.'

એકાદ-બે જુવાન બાઇઓ સિવાયની બધી પ્રૌઢ અને વૃદ્ધ બાઇઓ વિચારમાં પડી ગઇ; રામકોર ડોસીએ તો ખરેખર રીસાઇને ચાલવા

માંડયું, બીજી પણ એક બાઇ તેમની પાછળ-પાછળ ચાલી, પણ ખડકીએ પહોંચતાં બેઉ કાંઇ વાતચીત કરીને પાછી વળી, અને કોઇએ જાણ્યું નહિ કે શાથી !

છેવટે સુશીલાએ સૂચવ્યા મુજબ જ બધું થયું. રડવા-કૂટવાનું બંધ થયું. પુરૂષો ‘શ્રીમન્ નારાયણ’નું નામ જપતા મુડદું શ્મશાને લઇ ગયા. એ નાના ગામમાં આવા કારણુસર પહેલી જ વાર ટીકા થવા લાગી; સુશીલા સંબંધે ખૂબ વાતો થઇ, નિંદાઓ થઇ. કોઇએ તેને હઠીલી, કોઇએ સુધરેલી, કોઇએ દોઢડાહી અને કોઇએ ઉદ્ધત કહી, છતાં તેના વ્યક્તિત્વની એ છાપ આખા ગામથી ભુલાય તેમ નહોતું.

⁂ ⁂ ⁂


**આ દવાઓ ખોટી સાબિત કરનારને એકસો રૂપીઆ ઈનામ !**

સાયન્ટીફીક ! [ રજીસ્ટર્ડ નં. ૪૫૮૫ ] ગેરન્ટીડ !

**—ઇલેકટ્રીક પ્લાસ્ટર—**

હસ્તદોષ કે બીજા કારણે આવેલું ગુપ્તભાગનું ટુંકાપણું, પાતળાપણું અને દરેક ખામીઓ ત્રણ દિવસમાં જડમુળથી મટાડી ખરી મરદાઇ કાયમ માટે આપે છે. કીં. રૂા. ૧૫-૦-૦. પો જુદું [શી. ૨૭]

**—ઇલેકટ્રીક પીલ્સ—**

હસ્તદોષ કે બીજા કારણે આવેલી નામર્દાઈ, ધાતુ, શરીર અને માનસિક રોગો, નબળાઇ સાત દિવસમાં જડમુળથી મટાડી અખુટ વીર્ય કાયમ માટે આપે છે. કીં. રૂા. ૧૦-૦-૦ પો. જુદું [ શી. ૨૧ ]

**ખેચરી પારદ ગુટીકા**—બ્લડપ્રેશર, કેન્સર, ક્ષય, નામર્દાઇ, હ્રદય, મગજ કે ધાતુ સંબંધી દર્દો, લોહી માંસનો અભાવ વગેરે મટાડી કાયમી યૌવન આપે છે. મોઢામાં રાખવાથી વીર્ય સ્થંભન થાય છે. આ ગુટિકા કાયમ ચાલે છે. કીં. રૂા. ૫૦-૦-૦ [ શી. ૮૦ ] પો. જુદું.

[ પત્રવ્યવહાર ખાનગી ]        [ જવાબ માટે ટીકીટ બીડવી ]

**પ્રોફેસર વૈદ્યશાસ્ત્રી. એન. પી. આચાર્ય.** M. I. I. M. C.

( પાળીયાદવાળા ) V. ધંધુકા : ( કાઠિયાવાડ ) B. S RY

# પ્રકરણ ૩૩મું

## નખ્ખોદિયાની મીલકત

કમળાનો મૃતદેહ શ્મશાનમાં બળી રહ્યો હતો, તે વખતે જ તે બળતી ચિતાની આગથી પોતાના શરીર તપાવીને ટાઢ ઉડાડી રહેલા રાણીપુરના બ્રાહ્મણો ચર્ચા ચલાવી રહ્યા હતા કે આ નખ્ખોદિયાની મીલકતની શી વ્યવસ્થા કરવી જોઇએ ? એ વ્યવસ્થા કરવાનું કાંઇ તેમના હાથમાં નહોતું, પરંતુ એવી વ્યવસ્થા કરવાનું જો પોતાના હાથમાં આવે તો પોતે તેનું શું કરે તે વિષે સૌ પોતપોતાનો અભિપ્રાય પ્રકટ કરીને મનના ઘોડાને દોડાવી રહ્યા હતા. જગજીવન દેસાઇ અને હરિશંકર આચાર્ય સુશીલાના પિતા રામેશ્વર આચાર્યના ન્યાતીલા અને પડોશી હતા. એટલે ઘણાખરાનો એવો અભિપ્રાય હતો કે જો તેઓ સુશીલા અને ગોમતીને સમજાવે તો એ મીલકતનો પોતાનો મનધાર્યો તથા સારામાં સારો ઉપયોગ થયો લેખાય; પરન્તુ નવાઇની વાત એ હતી કે એ ચર્ચામાં બીજા બ્રાહ્મણો છૂટથી ભાગ લેતા હતા, ત્યારે આ બેઉ બહુ જ થોડું બોલતા હતા અને સામાન્ય રીતે મૌન સેવીને ચિતાનાં લાકડાં આઘાં-પાછાં કરવામાં જ પોતાનું ચિત્ત રોકાઇ રહેલું હોય એમ બતાવતા હતા.

સાંજે ઘરના ચોકમાં પાથરણું પાથરવામાં આવ્યું અને ગામેગામ કાળોતરીઓ લખાવા લાગી, તે વખતે ગામના બધી ન્યાતના લોકો દિલસોજી દર્શાવવા આવવા લાગ્યા. તેઓ થોડી વાર બેસી, ખરખરો કરી ચાલ્યા જવા લાગ્યા, અને કોઇ કોઇ તો કમળાની પાછળ દાન-પુણ્ય કરવાની, સારી પેઠે ધર્માદો આપવાની, બ્રાહ્મણોની ચોર્યાસી જમાડવાની, ગામમાં સંસ્કૃત પાઠશાળા કાઢવાની, પાંજરાપોળનું મકાન

બંધાવી આપવાની, ગામનો તૂટી ગયેલો ચબૂતરો સમરાવવાની, નવી ધર્મશાળા બાંધીને સદાવ્રત બાંધવાની અને એવી કાંઇ કાંઇ સૂચનાઓ કરવા લાગ્યા. ઓરડામાં બૈરાંનું પાથરણું પાથરવામાં આવ્યું હતું, પરંતુ રડવાકૂટવાનું બંધ રાખવામાં આવ્યું હતું, એટલે એ બધી વાતો ઘરમાંનાં બૈરાંની સાથે ગોમતી અને સુશીલાને કાને પણ પડતી હતી. સુશીલા સમજતી જ હતી કે પિતાની મિલકતની કાંઇ લોકોપકારક સારી વ્યવસ્થા કરવી જોઇશે, પરંતુ એ વ્યવસ્થા કેવી હોવી જોઇએ, તે વિષે તેણે કશો વિચાર કર્યો નહોતો; તે વખતે આ પ્રકારનાં સૂચનો તેને ન્યાતીલાઓ અને બીજાઓનું માનસ પારખવા માટે ઉપયોગી થઇ પડયાં.

પરન્તુ રાત્રે તેણે એક કારમો આંચકો અનુભવ્યો. પહોર રાત વીત્યે જ્યારે નણંદ ભોજાઇ ઘરમાં એકલાં પડયાં, ત્યારે ગોમતીએ આરતેથી સુશીલાને કહ્યું: ‘ બહેન ! હવે હું આ ઘરમાં શા આધારે દિવસો ગાળી શકીશ અને બધી આવકની વ્યવસ્થા કર્યા વિના કાંઇ છૂટકો છે ? ’

સુશીલાએ પૂછ્યું : ‘ તમે કહો તેવી વ્યવસ્થા કરીએ. ’

‘ હું તો કહું છું કે હરિશંકર આચાર્યના મધુકરને હું ખોળે લઉં તો કેમ ? ’

એ પ્રશ્ન સાંભળતાં જ સુશીલા ચોંકી ગઇ અને ઊંડા વિચારમાં પડી ગઇ. આ એક તદ્દન નવો અને કારમો પ્રશ્ન તેની સમીપે આવ્યો હતો કે જેનું તેને કદાપિ સ્વપ્ન પણ આવ્યું નહોતું. નખ્ખોદિયાની મીલ્કત રઝળતી થાય નહિ, તેટલા માટે વિધવાઓ કોઇ દૂર કે નજીકના સગાને દત્તક લે છે એ વાત સુશીલાના મગજમાં હવે ઊગી આવી, અને તે સાથે જ તેને વિચાર થયો કે એ માર્ગ હિતકર છે કે નહિ ? તેણે ગોમતીને પૂછ્યું: ‘ ભાભી ! એમ કરવાથી લાભ શો ? ’

‘ તમારા પિતાનું અને તમારા ભાઇનું નામ રહે, અને બધી મીલકત વેડફાઇ ન જાય. ’

સુશીલાને લાગ્યું કે આ યોજના ભાભીના પોતાના મગજમાંથી ઉદ્દ્ભવી નથી. તેણે કહ્યું: 'પણ હરિશંકર આચાર્ય પોતાનો મધુ તમને દત્તક આપે જ નહિ!'

'આપશે, મને રામકોરકાકીએ હા કહી છે.' ગોમતીએ જવાબ આપ્યો.

સુશીલા બધું સમજી ગઇ. ગોમતીના મગજમાં એ યોજના રામકોર ડોશીએ જ મૂકી હતી. રામકોર ડોશી હરિશંકની મા થાય, એટલે પોતાના પૌત્રને મોટી જાગીર મળે એવી તેમની ઇચ્છા સ્વાભાવિક હતી. કમળાના મૃત્યુ વખતે રડવા-કૂટવા વિષેની સુશીલાની મનાઇનો હુકમ સાંભળતાં જ રામકોર ડોશી રીસાઇને ચાલ્યા જવા લાગ્યાં હતાં, પણ ખડકીએથી પોતાની મેળે જ પાછાં વળ્યાં હતાં એ સમજણની પાછળ પણ આ સ્વાર્થબુદ્ધિ જ હોવી જોઇએ એમ સમજતા સુશીલાને વાર લાગી નહિ. કમળા રાત્રે મરી ગઇ, ત્યારે હરિશંકરને કમરમાં વા આવ્યો હતો, પરંતુ સ્મશાને જવા માટે તે આવ્યો હતો, તેણે પોતે જ કમળાના મુડદાને આગ લગાવી હતી અને ઘેરથી આગ તથા દોણી ઉપાડવાનું તેણે પોતાના ચૌદ વર્ષના પુત્ર મધુકરને જ સોંપ્યું હતું, તે બધું આ યોજનાના એક ભાગરૂપ હોવું જોઇએ, તે હવે સુશીલાને સમજાતું હતું. છતાં તેણે ગોમતીને પૂછ્યું: 'પણ સગા વિના બીજાને કાંઇ દત્તક લેવાય?'

ગોમતીએ જવાબ આપ્યો: 'તેમની અને આપણી અવટંક આચાર્યની છે એટલે દૂર દૂર તે આપણા સગા થતા હોવા જ જોઇએ. રામકોર ડોશી કહેતાં'તાં કે પાંચમી પેઢીએ આપણે પીતરાઇ થઇએ, એમ આપણો વહીવંચો છપ્પનીઆની સાલમાં આવ્યો હતો તે કહેતો'તો.'

સુશીલાએ થોડી વાર વિચાર કરીને કહ્યું: 'ભાભી! તમે જાણો છો કે એક વાર આ આખું ગામ આપણા બાપદાદાનું હતું, એ

બધી મીલક્ત ઘસાઇ ઘસાઇને આજે સરકાર બે હજાર રૂપિયા ફક્ત વર્ષાશનના આપે છે અને તમે જીવો ત્યાંસુધી એ વર્ષાશન ઉપર આપણો હક્ક છે. તે ઉપરાંત જમીન–જાગીરની પણ આવક થાય છે. મારા બાપનું અને ભાઇનું નામ રહેવા દેવાની જો પ્રભુની ઇચ્છા હોત, તો તે આપણી ઉપર આવો કોપ વરસાવત નહિ; અને નામ રહે તોય શું અને ન રહે તોય શું ? એક ન્યાતીલાના છોકરાને બધી મીલકત આપી દઇને તેનું કલ્યાણ કરવું, તે કરતાં એ જ મીલકતથી આખા ગામનું કલ્યાણ કરીએ તો શું મારા બાપનું અને મારા ભાઇનું નામ નહિ રહે ?'

'પણ હું અહીં કોને આધારે રહું ? ઘરમાં એકલાં મારો દિવસ કેમ જાય ?'

'તમને ગોઠે ત્યાંસુધી અહીં રહેજો, ન ગોઠે ત્યારે પિયર જઇને રહેજો, અને ત્યાં ન ગોઠે તો મારે ત્યાં નડિયાદ આવજો. મારી પાસે તો તમને સારી રીતે ગમશે ને ?'

'હા.'

'ત્યારે સાંભળો. મારો વિચાર તો એવો છે કે મારા પિતાની જે જમીન–જાગીર છે તે હું આ ગામને જ સોંપી દેવાની છું.'

'પછી તેની આવકનું શું થાય ?'

તે આવકમાંથી ગામમાં એક નિશાળ ચાલશે અને જે છોકરાઓ ગામમાંથી કોઇ પણ ઉદ્યોગ શીખવા બહારગામ જશે તેમને શિષ્યવૃત્તિ એટલે સ્કોલરશીપ મળશે; અને એ રીતે રાણીપુર ગામના એક વખતના માલીકની મીલકત રાણીપુરના લોકોનું જ યથાશક્તિ કલ્યાણ કરશે.'

ગોમતી કાંઇક સમજી ખરી, પરન્તુ આ ગોઠવણનો
મોટો છે એવું તે સમજી શકી નહિ. તે નણદને કશો પણ જવાબ ન આપતાં ચૂપ બેસી રહી.

સુશીલા આગળ બોલી: ' અને ભાભી ! હું સમજું છું કે આખું ગામ નખ્ખોદિયાની મીલકત ઉપર ટાંપીને બેઠું છે. એ મીલકત હું ગામને જ આપવાની, પણ લોકો ધારે છે તેવી રીતે નહિ. હું ન્યાતને લાડુ જમાડવાની નથી, ચોર્યાસી જમાડીને કીર્તિનો ધજાગરો બાંધવાની નથી, પાંજરાપોળ કે ચબુતરા બંધાવવાની નથી, સદાવ્રત સ્થાપવાની નથી અને સંસ્કૃત પાઠશાળાયે કરવાની નથી: હું તો ગામના ગરીબ છોકરાઓને ભણવાની અને તેથી આગળ વધીને ઉદ્યોગ શીખવા માટે મદદ કરવાની ગોઠવણ મારા બાપની સ્થાવર–જંગમ મીલકતમાંથી કરવાની છું. હું એક માણસને બધું આપી દઉં, તે તેનો સારો ઉપયોગ કરે કે ખરાબ કરે, તે કરતાં મારા બાપદાદાઓએ જે ગામલોકોદ્વારા કમાઈને મીલકત જમાવી હતી તે જ લોકોને બધું આપી દઉં તો શું ખોટું છે, તે તમે મને કહો. '

સુશીલાની દૃષ્ટિ અત્યંત દીર્ઘગામિની હતી. તે માત્ર શાશ્વત હિતને જોનારી હતી અને એનાં ફળ દૂરના ભવિષ્યમાં જ મળવાનાં હતાં, કે જેની અત્યારે માત્ર ઝાંખી કલ્પના જ કરી શકાય. ગોમતી જેવા પ્રાકૃત માનવીને એ કલ્પિત લાભોનું તોલન કરતાં પણ ક્યાંથી આવડે ? ઘરને આંગણે ન્યાત જમતી હોય અને ' લાડુ તમારે 'ની બૂમથી કોલાહલ જામી રહ્યો હોય તેથી જેને આનંદ થાય, તેને છોકરાને ભણવા માટેની નિશાળની વાત કેવી રીતે રૂચે ? જેને ભટકતા બાવાઓને ખીચડીનું કે શેર આટાનું સદાવ્રત બાંધવાથી થતા પુણ્યને લીધે બાપદાદાને વૈકુંઠ મળતું ભાસતું હોય, તેને ઉદ્યોગ શીખવા જતા છોકરાને શિષ્યવૃત્તિ આપવાનું મહત્ત્વ ક્યાંથી સમજાય ? વગડામાં ભરવાડોએ રખડતાં મૂકેલાં લવારાં–બકરીનાં નરબચ્ચાં, રબારીએ આંગણેથી હાંકી કાઢેલી અને ફરી ગાભણી ન થાય તેવી ગાયો, ખાંધે પાઠાં પડવાથી ખદબદતાં જીવડાવાળા ઘરડા બળદો, ગાય–ભેંસનું દૂધ પી જતાં બાળ વાછરડાં અને પાડાં, એવાં પશુઓને ઘરઆંગણે રાખવાથી

બીનજરૂરી ખર્ચ અને ખોટ માનનારા સ્વાર્થી માલીકો તેમને પાંજરાપોળમાં પધરાવે છે, અને એ રીતે વસ્તુતઃ ખર્ચ કે ખોટમાંથી બચાવ શોધતા હોવા છતાં બાહ્યતઃ જીવદયાથી પોતાનાં સુકોમળ દિલની આર્દ્રતા બતાવવામાં વડાઇ લે છે; જીવદયાના દંભને પોષતી આ પ્રકારની પાંજરાપોળ સ્થાપવામાં દયા અને મૂગાં પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાની જેમની પરંપરાગત અંધ માન્યતા હોય, તેમને બેકાર અને અભણ માનવીનું રોગનિવારણ કરવાની પાંજરાપોળ જેવી શાળાની કે ઉદ્યોગશાળાની ઉપકારિતાનું સ્વપ્ન પણ ક્યાંથી આવે? આ કારણથી ગોમતી સુશીલાને કશો જવાબ આપી શકી નહિ. તે નિરૂત્તર રહેવાથી સુશીલાને લાગ્યું કે ગોમતીને હજી બરાબર સંતોષ થયો નથી. તેણે પૂછ્યું: 'ભાભી! તમે જીવન સુધી ભૂખ્યાં ન રહો, અને એકલાં–અટૂલાં ન રહો, તે સિવાય તમને મારા પિતાની મિલકતની વ્યવસ્થા સાથે બીજો કાંઇ સંબંધ છે?'

'ના.'

'તમને મારી ઉપર વિશ્વાસ છે? તમારી પ્રત્યે મારો સદ્‌ભાવ છે એવી તમને ખાત્રી છે? જો ન હો, ખુલ્લા દિલથી કહેજો, તમને જે લાગતું હોય તે હિંમતથી–મારી શરમ રાખ્યા વિના કહેજો.'

'હા બહેન! તમારી ઉપર તો મારો પુરો વિશ્વાસ છે.'

'ત્યારે તમે નિશ્ચિંત જ રહો; હું વિશ્વાસઘાત નહિ કરૂં, તમને જરાયે દુઃખી નહિ થવા દઉં અને મારા પિતાની મીલકત ઉપર ટાંપી બેઠેલાં ગીધોને ભલે નાસીપાસી મળે, પણ હું તેનો એવો ઉપયોગ કરીશ કે જેથી એ ગીધો જ્યારે સાચા મનુષ્ય બનશે ત્યારે તેમને મારા કાર્યમાં રહેલી ઉપકારિતા ધ્યાનમાં આવશે.' સુશીલાએ પોતાના દિલનો મર્મ ભાભીને કહી દીધો.

'તો ભલે બ્હેન, તમને ઠીક લાગે તેમ કરો; તમારૂં શાણપણ મારામાં નથી, એટલે હું જે કાંઇ બોલી હોઉં તે મનમાં ન લાવશો.'

જેમ જેમ દિવસો જવા લાગ્યા, તેમ તેમ રાણીપુરમાં ખળભળાટ થવા લાગ્યો. કમળાની પાછળ દસમા–અગીઆરમા–બારમા–તેરમાની ન્યાત તો નહિ, પણ ન્યાતનાં પાંચ છોકરાંને પણ જમવાનું નહિ! મહાજનમાં સો રૂપિયા ધર્માદાના આપી એક દિવસની પાકી પળાવી ગામના બળદોની ખાંધેથી ધૂંસરૂં છોડાવવાની દયા સુશીલાએ કરી નહિ! ન્યાતના ગોરને સીધું આપ્યું નહિ! પારેવાને જાર, કૂતરાને રોટલા કે ગાયોને પૂળો ઘાસ પણ નંખાવ્યું નહિ! મંદિરમાં એક દિવસની રસોઇ આપવાની તો તેણે ગોરને ઘસીને ના કહી દીધી! રામકોર ડોશી અને તેમના પુત્ર હરિશંકરે ગામમાં સુશીલાની ખૂબ નિંદા કરી. જગજીવન દેસાઇને સુશીલા ઉદ્ધત લાગી. ગામના ખેડૂતોની નવાઇનો તો પાર રહ્યો નહિ. ગામના જાગીરદારનાં વહુનું મરણ થાય અને ગામમાં એક પૈસાનો ધર્માદોય નહિ, એથી તેમના દિલ પર આઘાત થઇ રહ્યો હતો!

પણ એ નાના ગામમાં ય સુશીલાના વિચારને સર્વથા અનુકૂળ અને ટેકો આપનાર એક માણુસ હતો અને તે નાનચંદ વૈદ હતો. તેણે સુશીલાને પૂરી હિંમત આપી અને બીજાઓની નિંદા કે ટીકાની પરવા ન કરવા કહ્યું. આથી તેણે પોતાની યોજનાનો અમલ કર્યો. એક પાટીદાર, એક રજપૂત, એક બ્રાહ્મણ અને એક વાણીયો કે જેઓએ મીલકતની વ્યવસ્થા કરવાની હા કહી, તેઓ ઉપરાંત એક પોતે એમ પાંચ જણાંનું ટ્રસ્ટ કરી સુશીલાએ બધી સ્થાવર મીલકત તેમને સોંપી દીધી. ઘરમાં કમળાએ બચાવી રાખેલા દસેક હજાર રોકડા રૂપિયા હતા, તેમાંની અર્ધી રકમ તેણે એ ટ્રસ્ટમા નાંખી અને અર્ધી રકમ ગોમતી તથા પોતાના નામે બેંકમાં વ્યાજે મૂકી. ગોમતીના બે હજાર રૂપિયાના દાગીના હતા, તેને તેણે હાથે લગાડ્યો નહિ, પરન્તુ કમળાના

પાંચેક હજારના દાગીના હતા તેમાંથી અર્ધા તેણે પોતાની પાસે રાખી બાકીના અર્ધા વેચી નાંખી તેનો ટ્રસ્ટમાં ઉમેરો કર્યો. મકાનના સંબંધમાં તેણે એવું ઠરાવ્યું કે પોતે અને ગોમતી જ્યાંસુધી જીવે ત્યાંસુધી તેમાં રહે અને બેઉનાં મૃત્યુ પછી તે મકાન કિંવા તે વેચવાથી ઉપજતી રકમ એ ટ્રસ્ટમાં જાય. આ બધી યોજના ઘડી, ટ્રસ્ટીઓને સમજાવી, સુશીલા તે બધાને અને ગોમતીને પણ નડીઆદ તેડી ગઇ અને ત્યાં રીતસર તે રજીસ્ટર કરાવી નાંખ્યું તથા સૌના સહી સીક્કા કરાવ્યા, ત્યારે જ તેને જંપ વળ્યો.

* * *

આ દવાએ અનેક પુરૂષોના વીર્યસંબંધી વ્યાધી નાબુદ કરી હજારો સર્ટીફીકેટો મેળવ્યાં છે.

**મદન સંજીવન ગોળીઓ**

શરીરમાં લોહી અને વીર્ય છલાછલ રાખવા માટે આ ગોળીઓ સૌથી શ્રેષ્ઠ છે. ગમે તેવા કારણથી ગુમાવેલી શારીરિક શક્તિ પાછી લાવે છે. ખાંસી, છાતીનાં દરદો અને જીર્ણ તાવને નાબુદ કરી ભુખ સારી લગાડે છે. દસ્ત સાફ લાવી શરીર નીરોગી બનાવી આયુષ્યની વૃદ્ધિ કરે છે. ગોળી ૯૦ ની ડબી ૧ ના રૂા. ૨.

**તદન મફત**—ભયંકર અને હઠીલાં દરદોથી બચવું હોય તો અમારૂં 'વ્યાધિહર પ્રયોગ' નામનું પુસ્તક મફત મંગાવો.

**વૈદ્ય રવીશંકર જટાશંકર દ્વિવેદી : મુ. ધોળકા (ગુજરાત)**

## પ્રકરણ ૩૪મું

### જાગૃત અને સુષુપ્ત અંતરાત્મા

પ્રાણજીવનના સ્વરૂપમાં ગૃહપ્રવેશ કર્યા પછી ત્રણ–ચાર દિવસના અરસામાં જ હરિહરે આડકતરી રીતે મીલ્કતનો બધો ખ્યાલ મેળવી લીધો. આ ખ્યાલ તેને ભોળી અને વત્સલ દેવકોર સાથેની વાતચીતથી જ મળી શકયો હતો. ઘર–ખેતર–જાગીર જેવી સ્થાવર મીલકત તો હરિહરને કશા કામની નહોતી, પરન્તુ જે જંગમ મીલકત હતી તે જ તેને ઉપયોગી હતી, કારણ કે વહેલાં–મોડાં એ મીલકત હસ્તગત કરીને પલાયન કરી જવાનો તેનો ઇરાદો હતો. આવી મીલ્કતમાં મુખ્યત્વે કરીને અમદાવાદની કેટલીક મીલોના શેરો હતા જેની કિંમત પંદરેક હજાર રૂપિયાની થતી હતી અને તે શેરો દેવકોરના નામ ઉપર ચાલતા હતા. ઘરમાં દસેક હજાર રૂપિયાના દાગીના અને જરજવાહીર હતું જે બધું એક લાકડાના પણ મજબૂત પટારામાં હતું, અને તેની ચાવી દેવકોર પાસે જ રહેતી હતી. દેવકોર એ ચાવી કયાં અને કેવી રીતે રાખે છે તે હજી હરિહરના જોવા–જાણવામાં આવ્યું નહોતું, પરન્તુ તે જાણી લેવું મુશ્કેલ નથી એમ હરિહરને લાગતું હતું. તે ઉપરાંત અમદાવાદની એક બેંકમાં દસ હજાર રૂપિયા જમા પડેલા હતા અને તેની રસીદ એક વાર દેવકોરે વાતવાતમાં પોતાના ઘેર પાછા આવેલા સુશીલ પુત્રને બતાવી પણ હતી ! નડીયાદના એક નાણાવટીને ત્યાં દેવકોરને નામે ખાતું ચાલતું હતું અને તે ખાતામાં પાંચેક હજાર રૂપિયા જમા હતા. જમીન–જાગીરની જે આવક થતી તે તેને ત્યાં ભરાતી અને ઘરખર્ચ માટે જ્યારે પૈસાની જરૂર પડતી ત્યારે ત્યાંથી જોઇતાં નાણાં ઉપાડવામાં આવતાં. એ ખાતાનો હિસાબ

રામનારાયણ ભટના જૂના ચોપડામાં ગંગાશંકર દવે પોતાને હાથે લખતા, પણ બીજે-ત્રીજે દિવસે જ તેમણે હરિહરને બધો હિસાબ સમજાવી દઇને તે ચોપડો તેને સોંપી દીધો હતો અને હરિહરે તે કામ માથે ઉપાડી લીધું તેથી દેવકોરને બહુ જ આનંદ થયો હતો, કારણ કે પુત્રે આવતાં વેંત જ ઘરકામમાં પોતાનું ચિત્ત પરોવી દીધું હતું તે વિષેની તેને તેથી પ્રતીતિ આવવા પામી હતી !

માતાની માંદગીના કારમા સમાચાર આવવાથી સુશીલા રાણીપુર ગઇ તેને ત્રીજે દિવસે જ કમળાના મૃત્યુના સમાચાર નડીયાદ પહોંચ્યા. “ બિચારાં કમળાબાઇ મારા પ્રાણજીવનને ઘેર આવેલો જોયા વિના જ મરી ગયાં ’ એમ કહેતાં દેવકોરની આંખો આંસુથી ભરાઇ અને તે સાંભળી હરિહરની આંખોમાં પણ જળ આવી ગયું. સાસુના મૃત્યુને તો જમાઇઓ ઉત્સવ માને છે, પણ હરિહરની આંખોમાં આંસુ આવ્યાં, તે જોઇને જમનાએ મશ્કરી કરી : ‘ પ્રાણજીવનભાઇ ! સાસુનું એવું તે કેવું હેત તમે જોયું છે કે આમ રડવા લાગી ગયા ? ’ હરિહરે એ મશ્કરીનો કશો જવાબ ન આપ્યો અને તે ન્હાવા ચાલ્યો ગયો.

હરિહર તે આખો દિવસ પોતાના ઓરડામાં જ ગમગીનીમાં દટાયેલો બેસી રહ્યો. કમળાના મૃત્યુ માટેની એની ગમગીની નહોતી; સુશીલા માતા વિનાની બની, પિયરનું તેને માટેનું આજસુધી ખુલ્લું બારણું હવે સદાને માટે બંધ થઇ ગયું અને વહેલોમોડો પોતે પણ તેને માટે પતિગૃહનું બારણું બંધ કરીને ચાલ્યો જવાનો છે અને સુશીલાનું ભાવિ બેઉ દિશાએ અંધકારમય બની જવાનું છે એ વિચારે તેને મનઃસંકટ ઉપજાવ્યું હતું. હરિહરના સ્વભાવની વિલક્ષણતા કહો કે અસ્થિરતા કહો, પરન્તુ તેનો અંતરાત્મા ક્ષણમાં જાગૃત થતો હતો અને ક્ષણમાં સુષુપ્ત થઇ જતો હતો. પોતાની ઠગાઇભરી બાજીમાં તે ડગલું માંડયા પછી અંતરાત્માની જાગૃતાવ-

સ્થામાં તે જરૂર ઊંડા વિચારમાં પડી જતો, તેને કાંઇક પસ્તાવો થતો અને પોતાની ઉપર ગુસ્સો પણ ચડી આવતો. સુશીલા સાથેનો પરિચય થોડા દિવસમાં વધી ગયો હતો, તેના દિલની સરળતા અને તેની સ્પષ્ટવક્તૃતા તેને અદ્દભુત લાગી હતી, તેની નિષ્કપટતા હરિહરની કપટપટુતા આગળ પ્રકાશતી હરિહર જોતો, ત્યારે તેને સુશીલાની ઉપર અને તેના ભૂત-ભાવિ જીવન ઉપર દયા આવતી. કમળાના મૃત્યુના સમાચારે પુનઃ તેને સુશીલાના ભાવિ જીવનના વિચારપ્રવાહમાં વહાવ્યો અને હરિહર ગમગીન બની ગયો. પોતે એ બિચારી નિષ્કપટી બાળાને છોડીને જ્યારે ચાલ્યો જશે, ત્યારે તે નહિ રહે ઘરની કે નહિ રહે ઘાટની, એને માટે પિયરમાં અંધકાર છવાઇ ગયો અને સાસરે પણ અંધકાર છવાઇ જવાનો, એ વિચાર નાનપણથી દુઃખમાં ઉછરેલા હરિહરથી કેમે કર્યો ભુલાતો નહોતો. પોતે માંડેલી બાજીને વધુ ને વધુ વિસ્તારવા માટે આગળપાછળનો કે બીજો કશો વિચાર નહિ કરવાને તે પોતાના મનને નિષ્ઠુર બનાવવા યત્ન કરતો, એ નિષ્ઠુરતાને બાહ્યતઃ સજવાને તે મથન પણ કરતો, પરન્તુ અંતર એટલું નિષ્ઠુર બની શકતું નહિ, તે ક્ષણે તે કોઇ-કોઇ વાર તો બહુ મુંઝાતો.

થોડા દિવસ ગયા, સુશીલા રાણીપુરના ચાર જણાને તથા ગોમતીને લઇને નડીઆદ આવી અને તેણે ધર્માદા ટ્રસ્ટની જે વ્યવસ્થા ધારી હતી તે પતિને કહી સંભળાવી, એટલું જ નહિ પણ તુરત જ તેણે એ વ્યવસ્થાનો અમલ કરીને રજીસ્ટર્ડ ટ્રસ્ટ ડીડ પણ કરી નાંખ્યું, ત્યારે હરિહરના અંતરે કારમો આંચકો અનુભવ્યો. એ હજારોની મીલકતનો ત્યાગ કરનારી બાળા કયાં અને પારકી મીલકતને પચાવી પાડીને નાસી જવા માંગનાર પોતે કયાં ? 'સુશીલા ! બાપનું ધન તેં ધર્માદા કરી નાંખ્યું અને તારા પતિનું ધન તો હું પોતે ઉપાડી જવાનો છું; પછી તારે માટે ઘર અને જમીન જાગીર રહેશે અને તે ઉપર તો દૂરનાં પિત્રાઇઓ કબજો કરી બેસશે, ત્યારે તારી શી દશા થશે !' આ વિચાર

હરિહરના અંતરમાં ઘોળાવા લાગ્યો અને તેના મુખ ઉપરનું કૃત્રિમ હાસ્ય પણ ઉડી ગયું.

'કેમ, શા ઊંડા વિચારમાં પડી ગયા છો ?' પ્રહરેક રાત્રિ વીત્યા પછી સુશીલા હરિહરની સમીપે આવીને ઊભા રહેતાં બોલી.

'કુછ નહિ ! મને સહજ વિચાર થતો હતો કે તારી માતાની ક્ષમા હું મારી મેળે માંગી શકું તે પહેલાં તો તે બિચારાં ઉડી ગયાં.'

'સાચી વાત; પણ મને એટલો સંતોષ છે કે મને તે સુખમાં જોઇને ગયાં, કેમ ખરું ને ?'

'ખરૂં.' હરિહર બોલ્યો; પરંતુ સુશીલા વધુ દુઃખમાં મુકાઇ હતી તે હરિહર ભૂલી શકતો નહોતો. તે વધુ નહિ બોલતાં પાછો વિચારમાં પડી ગયો.

તેને વિચારમાંથી જાગૃત કરતાં સુશીલા તેની સામે એક ખુરશીને અઢેલીને બોલી: 'પણ મેં મારી બા પાસેની બધી મીલકતની જે વ્યવસ્થા કરી તે તમને ગમી કે નહિ ?'

હરિહરે કશો જવાબ ન આપ્યો, એટલે સુશીલાને સહજ હસવું આવ્યું અને તે બોલી: 'તમને તે નહિ ગમ્યું હોય. સસરાની મીલકત ઉપર જમાઇની આંખ હમેશાં લાગી રહેલી હોય છે !'

'વાહ, વાહ ! ઠીક મારૂં માપ કાઢી લીધું.'

'કેમ ખોટું કહું છું ?'

'બીજાને માટે તે ખરૂં હશે, પણ મારે માટે નહિ. મારે શી ખોટ છે કે હું તારા પિયરના પૈસા ઉપર આંખ રાખું ?'

'ત્યારે મેં પૂછ્યું, ને કેમ કશું ન બોલ્યા ?'

'મને એમ લાગે છે કે તેં જે વ્યવસ્થા કરી તે સારી છે, પણ એ વ્યવસ્થા તું ન હોય ત્યારે જ થવી જોઇતી હતી; અત્યારે એમ કરવાની ઉતાવળ નહોતી.'

'હમણાં જ તમે કહ્યું કે તમારે ધનની ખોટ નથી, તો પછી સંસારમાં મારે શી ધનની ખોટ છે કે હું મારી બાની મીલકત ઉપર આશા રાખીને બેસી રહું ?'

'એ સાચી વાત છે. તેં કામ તો બહુ સારૂં કર્યું છે અને મને ગમ્યું છે; માત્ર મને એમ લાગતું હતું કે તેં કાંઇક ઉતાવળ કરી છે.' હરિહરે સમાધાનકારક ઉત્તર આપ્યો, પરન્તુ તે અંતરમાં બોલી રહ્યો હતો કે 'તને ભવિષ્યમાં જ્યારે ધનની ખોટ પડશે ત્યારે બધુંય સમજાશે, સરલહૃદયા સુશીલા !'

સુશીલા બોલી : 'મેં ઉતાવળ કરી નથી; લાંબો વિચાર કરીને બધું કર્યું છે. એ મીલકતનો થોડો ભાગ મેં રાખ્યો છે.'

'તે તો તેં મને કહ્યું નહોતું.'

'હું ઉતાવળમાં હતી એટલે માત્ર આ ટ્રસ્ટની વાત જ મેં તમને કહી હતી. પાંચ હજાર રૂપિયા મેં મારા અને મારી ભાભીના નામ ઉપર રોકડા રાખ્યા છે, અને થોડા દાગીના પણ રાખ્યા છે; એટલું મારે ઘણું છે, નહિ ?'

'હા, બરાબર !' હરિહર હવે કાંઇક ઉલ્લાસથી બોલ્યો: 'એ તેં ઠીક કર્યું !'

સુશીલા પુનઃ હસી અને ટકોર કરતી બોલી: 'જોગી થઇ ગયા હતા ત્યારે ધનનો જેવો ત્યાગ કર્યો હતો, તેવી જ ધનની ભૂખ હવે તમને ઉઘડી લાગે છે !'

મૃદુ સ્મિત કરતો હરિહર બોલ્યો: 'એમ શા ઉપરથી કહે છે ?'

'મેં બધી મીલકત ટ્રસ્ટમાં આપી દીધી એમ જાણીને તમે દિલગીર થયા હતા, અને તેમાંનો થોડો ભાગ રાખ્યો છે એમ જાણીને ઉલ્લાસમાં આવી ગયા તે ઉપરથી.'

'તું સમજે તે ખરૂં; પણ તારી બાના ધનનો હું ભૂખ્યો છું એમ તું સમજે છે?'

'ના, એમ તો નહિ. પણ હું તમારૂં અર્ધું અંગ છું, અને મારી પાસે થોડું ધન રહ્યું તેથી તમને સંતોષ થયો, એ ઉપરથી પણ તમારી ધનની ભૂખ ઉઘડી છે એમ તો લેખાય જ ને?'

હરિહરને હવે ખરેખરૂં હસવું આવ્યું અને તે બોલ્યો: 'જો મેં દસ વરસ ભટકવામાં ગાળ્યાં ન હોત, તો તને બરાબર જવાબ આપીને તારૂં મ્હોં બંધ કરત; અત્યારે તો મને તને હરાવતાં આવડતું નથી, કારણ કે હું તારી પેઠે સંસારમાં રહીને કશું શીખ્યો નથી.'

'ત્યારે હવે શીખો!'

'તું મારી ગુરૂ થઇશ?'

'હોવે!' એમ બોલતી સુશીલા હસતી હસતી ચાલી અને બોલી: 'મારા નવા શિષ્ય મહારાજ! નીચે પધારો, ભોજન ઠરી જાય છે.'

હરિહર આ મોજીલી બાળાના પરિચયમાં ખરેખરો આનંદ અનુભવતો હતો, પરન્તુ તેના ભાવિનો વિચાર કરતાં તેનું મ્હોં ઉતરી જતું હતું. તે ઉઠયો અને એ જ વિચાર કરતો નીચે ઉતર્યો. દેવકોરને તેણે ઓસરીમાં એક શેતરંજી ઉપર સૂઇ રહેલી જોઇ, જોતાં જ પૂછ્યું: 'કેમ બા, સૂતાં છો?'

'પાંસળામાં આજે બહુ દુઃખે છે, કોણ જાણે શાથી.'

'કાંઇ દવા લીધી?'

'ના, ના. આજે જ દુઃખવા આવ્યું છે. તું જમી લે, એટલે પછી સુશીલા અને જમના નવરા પડે અને મને જરા પાંસળાં ઉપર શેકે.'

'ના, એક વાર તમે શેક કરાવી લ્યો, પછી હું જમીશ. મને કશી ઉતાવળ નથી.'

'પણ જમવાનું ઠરી જાય છે ને !'

'ભલે ઠરી જાય. મારે ચાલશે. જમના ભાભી, સઘડી લાવો કે સ્ટવ સળગાવો, બાને શેક કરો, મારે જમવાની ઉતાવળ નથી.' એમ કહી તે ઉપર ચાલ્યો ગયો.

કલાક પછી જ્યારે શેક થઇ રહ્યો અને હરિહર ફરીથી નીચે ઉતર્યો, ત્યારે દેવકોરને તાવ પણ ચડેલો જણાયો.

* * *


## શા માટે નેપચુનની પોલીસી લેવી જોઇએ?

**નેપચુન** નફાનો ૯૯ ટકા ભાગ પોલીસી લેનારને આપે છે.

**નેપચુન**ની યોજનામાં એક આનાથી એક રૂપીયાના પ્રીમીઅમ સુધીની પોલીસી ૧ થી ૫૦ વરસ સુધીના સૌ કોઇ પણ લઇ શકે છે.

**નેપચુન**ના પ્રીમીઅમના દર ઘણા જ ઓછા છે અને છેલ્લી બીજી આંકણીમાં ત્રિવાર્ષિક બોનસ રૂા. ૫૪ તથા રૂા. ૪૫ જીંદગી તથા હૈયાતીના વીમા પર અનુક્રમે જાહેર કરેલ છે.

**નેપચુન**નું ખરચનું પ્રમાણ હિંદની કંપનીઓમાં બીજે નંબરે આવે છે.

**એજન્ટોને ઘણી જ ઉદાર સરતથી કમીશન અને સગવડતા આપવામાં આવે છે.**

રૂબરૂમાં મળો અગર એજંસી ટર્મ્સ માટે લખો :— બ્રાંચ મેનેજર,

ગુજરાત અને કાઠિયાવાડના દરેક શહેરમાં રૂા. ૫૦ થી ૨૦૦ સુધીના પગારથી ઇન્સ્પેકટર્સ તથા ઓરગેનાઇઝર્સ નીમવાના છે. તો તાકીદે અરજી કરો.

**ધી નેપચુન એસ્યુરન્સ કું. લી.**
પાંચકુવા **અમદાવાદ**

# પ્રકરણ ૨૭મું

## હાથમાં આવી ગએલી મીલકત

બીજા દિવસની સ્હવારમાં દેવકોરની તબીયતમાં સુધારાને બદલે બગાડો જણાયો. તેનો તાવ એકસરખી રીતે વધ્યો જતો, છાતીમાં ગભરામણુ થતી હતી અને શ્વાસ બહુ મુશ્કેલીએ લઇ શકાતો હતો. એક પાસામાં શૂળની વેદના થતી હતી, છતાં તેનામાં કશી માનસિક બેચેનીનું ચિહ્‌ન નહોતું. હમહમતે તાવે પણુ તે સ્વસ્થતાથી જવાબ દેતી, તબીયતની ચિંતા કરનારાંઓને સામી ધીરજ આપતી અને કહેતીઃ 'મને બીજું કશું નથી; તાવ આવ્યો છે તે ઉતરી જશે, એટલે થોડા જેવી થઇ જઇશ.' પરંતુ ગંગાશંકર દવેને એ વૃદ્ધ શરીરપર રોગનું આક્રમણ વધી ન જાય તે માટે સાવચેતી રાખવાની જરૂર જણાઇ અને હરિહરે પણુ દવેજીના અભિપ્રાયને જ ટેકો આપ્યો, એટલે તે વૈદ્યને બોલાવી લાવ્યા. વૈદ્યે શરીર તપાસીને અભિપ્રાય આપ્યો કે–'વાત, પિત્ત અને કફ ત્રણેનો પ્રકોપ થયો છે. જો કે દર્દનો હુમલો બહુ ગંભીર નથી; છતાં ઘરડો દેહ છે એટલે દવા અને સારવારનું જોર સારી પેઠે રાખવું પડશે અને કફ પાકી જતાં વધુ નહિ તો અઠવાડિયું તો જોઇશે જ.' ગંગાશંકર દવે આ સાંભળીને મનમાં જરા ગુંચવાયા. હરિહરને અંતરમાં એમ થયું કે કુદરત પોતાને જ મદદ કરી રહી છે, છતાં બહારથી તેણે પણુ મ્હોં ઉપર ચિંતાની રેષાઓ ધારણુ કરી લીધી, અને વૈદ્ય ગયો ત્યારે ગળગળે સ્વરે તેણે દવેજીને કહ્યું: 'દવેજી ! આ વૈદ્ય તો બહુ ગંભીર માંદગીની વાત કહે છે; છાતી ઉપર નળી મૂકીને જોયા વિના તેને કેવી રીતે ખબર પડતી હશે કે કફનો પ્રકોપ થઇ ગયો છે ? મારો

મત એવો છે કે આપણે કોઇ ડાકટરને બોલાવીને તેને માજીનું શરીર બતાવીએ.'

દવેજીએ કહ્યું: 'જો ભાઇ, તારી બાની ચિંતા જેટલી તને છે તેટલી જ મને છે. હું પોતે જ ડાકટરને ન લાવ્યો હોત ? પણ ડાકટરની દવા માજી પીવાનાં નથી, એટલે ડાકટરને બોલાવીને શું કામ ? અને તું તો હજી હમણાં જ આવ્યો છે એટલે આ વૈદરાજને ઓળખતો નથી, પણ હું સારી પેઠે ઓળખું છું; નાડી પકડતાંની સાથે તે શરીરમાંના બધા રોગોનું નિદાન કરી શકે છે એવો મારો અનુભવ છે.'

'પણ છાતીમાં કફ હોય, તેની ખબર નાડીમાં કેવી રીતે પડે ?'

દવેજી ટકોર કરતા બોલ્યા: 'તું જોગી થઇ આવ્યો, પણ કાચો જોગ સાધીને ઘેર આવ્યો છે, નહિ તો નાભીથી માંડીને બ્રહ્મરંધ્ર સુધીનાં જે ચક્રો છે તે ચક્રોનો સંબંધ દેહની કઇ કઇ નાડીઓ સાથે કેવા પ્રકારનો છે તેની તને સમજણ હોત, અને વૈદ્ય નાડીમાંથી રોગ કેવી રીતે પારખી શકે તે પ્રશ્ન તેં પૂછ્યો ન હોત; જા, હવે તું બા પાસે બેસ; હું વૈદ્યને ત્યાંથી દવા લઇ આવું છું.'

હરિહરે દવેજી સાથેની વાતચીત તો દેવકોરની તબીયત માટેની પોતાની અતિ ચિંતા બતાવી આપવાના હેતુથી શરૂ કરી હતી, અને ડાકટરને બોલાવવાની સૂચના પણ એ જ હેતુ પૂરતી હતી, પરન્તુ તેમાંથી વાત ઉતરી પડી પોતાના યોગવિદ્યાના જ્ઞાન પર ! સારૂં થયું કે એ જ્ઞાનની પરીક્ષા દવેજી સમક્ષ આપવાનો પ્રસંગ ઊભો ન થયો, નહિ તો પૂરી મુંઝવણ થઇ પડત, એમ સમજીને હરિહર દવેજી પાસેથી છૂટીને દેવકોરના બિછાનાવાળા ઓરડામાં પેઠો. સુશીલા સાસુને કપાળે લાગતી ગરમીને કારણે ચંદન ચોપડતી હતી.

ઔષધોપચાર શરૂ થયો. વૈદ્યની સૂચના હતી કે આ દર્દમાં દવા કરતાં માવજત વધારે સારૂં અને ત્વરાથી પરિણામ લાવી બતાવશે.

એટલે કાળજીભરી સારવારની વ્યવસ્થા કરવામાં આવી. સુશીલાને જમનાએ રસોડાના કામકાજમાંથી મુક્ત કરી, અને તેણે સાસુના ઓરડામાં જ રહીને સારવાર કરવાનું ઉપાડી લીધું. મગજ ઠંડું રાખવા માટે માથા પર આખો દિવસ બરફ રાખવો પડતો. છાતી, પાંસળાં અને પીઠપર રોજ ચારથી છ કલાક શેક કરવો પડતો, ચાર વાર દવા આપવી, ત્રણ ચાર વાર વૈદ્યની સૂચના મુજબ દૂધ કે મગનું પાણી આપવું અને તે સિવાય કુદરતી હાજત વેળાએ દર્દીને ઘટતી મદદ કરવી અને રાત્રે જાગરણ કરવું એ બધી ફરજ સુશીલાએ ઉપાડી લીધી. રાત્રે વારાફરતી જાગવામાં જમના તેને મદદ કરતી, છતાં સારવારનો બધો ભાર તો સુશીલાને શિરે જ હતો. સ્હવારમાં વૈદ્ય આવે ત્યારે દર્દનાં ચિહ્નો, તેમાં થતા રહેલા ફેરબદલાની તપસીલ, વારંવાર થર્મોમિટરથી માપેલા તાવના આંકડા એ બધું વૈદ્યને જણાવવાનું કામ સુશીલાનું હતું.

ઔષધ, સારવાર અને સેવા છતાં દેવકોરની તબીયત વધુ બગડવા લાગી. ત્રીજે દિવસે વૈદ્યે જણાવ્યું કે 'છાતીનો કફ વધુ ને વધુ પાંસળીઓમાં પ્રસરતો જાય છે અને પીઠની પાંસળીઓ ઉપર પણ અસર થવા લાગી છે; છતાં આપણે જે સારવાર શરૂ કરી છે તેમાં કશો ફેરફાર કરવાનો નથી. દર્દનું જોર મેં ધાર્યું હતું તે કરતાં વધારે દેખાય છે.' વૈદ્યના એ અભિપ્રાય પછી પણ બીજા બે દિવસ ગયા, પરંતુ તાવ અને કફ વધ્યાં, પણ ઓછાં થયા નહિ. હરિહરે અત્યંત નિરાશાથી પૂછ્યું : 'દેવી બા! વૈદ્યની દવાથી કશો સુધારો દેખાતો નથી અને મને ચિંતા થાય છે. તમે હા કહો તો હું ડાકટરને બોલાવી લાવું.'

દેવકોરે કહ્યું : 'ભલે બેટા. તારે ડાકટરને બોલાવવા હોય, તો બોલાવી લાવ; પણ હું ડાકટરની દવા નહિ પીઉં. ડાકટરનો અભિપ્રાય લેવો હોય તો વાંધો નથી.'

હરિહર બોલ્યો: 'બા, ડાકરની દવાથી દેહ વટલાતો હોય, તો પણ આપત્તિને વખતે કાંઈ એવો વિચાર કરાય? માટે એવી આડ ન રખાય.'

'મેં છેલ્લાં પંદર વરસથી એકે વાર ડાકટરની દવા પીધી નથી.'

'પણ માંદગી ગંભીર હોય, વૈદ્યની દવાથી સારૂં ન દેખાતું હોય, ત્યારે દેહને ટકાવવા કોઇ અપવિત્ર વસ્તુ પણ લેવી પડે તોયે શું? તમે સાજાં થાઓ, ત્યારે તપશ્ચર્યા કરીને એ દોષનું નિવારણ કરજો.'

'ભલે બેટા, તારી એવી ઇચ્છા હોય, તો હું ડાકટરની દવા પીશ; પણ ભાઇ, ડાકટર કે વૈદ્ય પાસે તૂટી તેની બૂટી નથી હો!'

'હા, બા; પણ તૂટતી દોરીને સાંધવા ગાંઠ વાળવાનો યત્ન તો કરવો જોઇએ ને. પછી એ યત્ન એક કે અનેક પ્રકારે પણ કરવો પડે.' એમ કહી હરિહર ડાકટરને બોલાવવા ગયો.

દવા બદલાઇ, પણ સારવારનો પ્રકાર તો તેનો તે જ રહ્યો. અઠવાડિયું થયું અને દેવકોરના મગજ ઉપર સન્નિપાતની અસર જણાવા લાગી. તે કોઇ કોઇ વાર ગુસ્સે થઇ જતી, કોઇ વાર અર્થ-રહીત શબ્દો બોલતી, કોઇ વાર કારણ વિના ઉઠવાનો યત્ન કરતી અને નિષ્કારણ કપડાં ચૂંથતી દેખાતી. ગંગાશંકર દવેને દર્દ ગંભીર થતું લાગ્યું, તેમણે વૈદ્ય અને ડાકટર બેઉને એકઠા કરી તેમની સલાહ મેળવી, તેમના સંયુક્ત અભિપ્રાય મુજબ ઔષધોપચાર બદલાવ્યો તે રાત્રે દેવકોરને જરા સારી રીતે ઉંઘ આવી અને સ્હવારમાં તે કાંઇક સ્વસ્થ લાગી.

સુશીલા અને રામજી શેક કરી રહ્યાં હતાં દવેજી ઓરડાની બહાર અમસ્થા બેઠા હતા. હરિહર ખાટલા પાસે ઊભો ઊભો માતાના વદન ઉપર જોઇ રહ્યો હતો; એટલામાં દેવકોર બોલી: 'કોણ! પ્રાણજીવન છે?'

'હા, બા.'

'અહીં આવ.'

હરિહર નજીક ગયો અને માતાના મસ્તક પર હાથ મૂકી નીચો વળી બોલ્યો: 'શું કહો છો, બા?'

'જો બેટા! હું આ માંદગીમાંથી ઊઠું ખરી, અને ન પણ ઊઠું. ઘરનો બધો ભાર તારા ઉપર છે.'

ગળગળે સાદે હરિહર બોલ્યો: ' પણ બા, તમે જરૂર સાજાં થશો એમ મને મારો અંતરાત્મા કહે છે.'

' જેવી પ્રભુની ઇચ્છા; પણ હવે તારે બધું સંભાળી લેવું જોઇએ. શી ખબર કે હું બે વરસ જીવીશ કે બે દિવસમાં ઉડી જઇશ ? '

' તમારી આજ્ઞા હોય તેમ કરૂં. '

' દવેજીને બોલાવ. '

હરિહરે ગંગાશંકર દવેને બોલાવ્યા. જેવું દેવકોરે હરિહરને કહ્યું હતું, તેવું જ તેણે દવેજીને કહ્યું. દવેજીને પણ લાગ્યું કે ડોસી બરાબર ભાનમાં છે, ત્યાં સુધીમાં પ્રાણજીવન બધું સમજી–સંભાળી લે તો ઠીક. તેમણે દેવકોરના અભિપ્રાય પ્રત્યે અનુકૂળતા બતાવી એટલે તુરત દેવકોર બોલી: ' હવે શોક બંધ કરો. '

શોક બંધ થયો. ડોસીએ જમનાને રસોડું સંભાળવા જવાનું કહ્યું. સુશીલાને બહાર કાઢવી કે અહીં જ રહેવા દેવી તેનો થોડી વાર વિચાર કરીને ડોસીએ તેને ત્યાં જ રહેવા દેવાનું ઠીક માન્યું. પછી હરિહરને પટારાની ચાવી કાઢી લાવવા કહ્યું. એ ચાવી એક નાના ઇસ્કોતરાના ચોરખાનામાં હતી. ચાવી વડે પટારો ઉઘડાવ્યો અને તેમાંથી લાલ કપડે વીંટાળેલું એક નાનું દફતર બહાર કઢાવ્યું. એ દફતરમાં જમીન–જાગીરની સનદો, શેરોના કાગળીયાં, બેંકની રસીદે અને પાસબૂકો વગેરે અગત્યના કાગળપત્રો હતા. શેરોનાં કોરાં ટ્રાન્સફર ફારમો ડોસી તૈયાર રાખી મૂકતાં હતાં એટલે આ વખતે તે ઉપયોગી થયાં. સુશીલાએ તેને બીછાનામાં બેઠી કરી પાછળ તકીયો મૂકયો એટલે તે ફારમોમાં અને બેંકની રસીદોમાં ડોસીએ એક પછી એક સહીઓ કરવા માંડી અને ગંગાશંકર દવેએ શાખો કરી. જમીનજાગીર તો બાપની પછી દીકરાના નામે ઉતરતી આવે છે એટલે તે માટેનો કશો વિધિ અત્યારે કરવાનો નહોતો. આ કામ થઇ રહ્યું એટલે દેવકોરે કહ્યું: ' જો બેટા, પ્રભુની ઇચ્છા હોય અને હું

ચાલી નીકળું, તો આ બધા શેરો, રસીદો, બધું તારા નામ ઉપર કરાવી લેજે. ઘરમાં જે દર-દાગીનો છે તે બધું આ જ પટારામાં છે અને તેની ચાવીઓ હવે તારી પાસે સાચવજે. આ બધી મીલકત તારા નામ ઉપર ચડાવતાં તું મુંઝાય, તો ગંગાશંકર દવેની મદદ લેજે, હો બેટા! હવે મને સુવાડી દો!'

તુરત સુશીલાએ તેને સુવાડી દીધી. હરિહરે આંખમાંથી ધારા વહાવી!

દેવકોર બોલી: 'બેટા, રડે છે શા માટે? મારા નસીબમાં પુત્રનું મ્હોં જોવાનું લખ્યું હશે એટલે તું તારી મેળે ઘેર આવ્યો, તેમ તારા નસીબમાં માતા તરફનું વધુ સુખ લખ્યું હશે, તો હું આ માંદગીમાંથી જરૂર સાજી થઇશ; ખરૂં ને સુશીલા!'

'હા, બા. મને તો લાગે છે કે પ્રભુ મારી ચાકરીને જશ આપશે અને તમે જરૂર સાજાં થશો.'

'તારી વાણી ફળો!' એમ કહી હરિહરે પોતાનાં આંસુ લૂછ્યાં. તેણે બધું દફતર પાછું પટારામાં બાંધીને મૂક્યું અને માતાએ સોંપેલી ચાવી ભમવી કફનીના ગજવામાં મૂકી.

હરિહરની અર્ધી કાર્યસિદ્ધિ થઇ ચૂકી હતી. હવે થોડા દિવસ પછી અવકાશ મળે ત્યારે શેરોનાં અને રસીદોનાં, બધાં રોકડાં નાણાં હાથ કરવાનું કાર્ય જ બાકી રહ્યું હતું. દાગીના તો હાથમાં જ હતા. હરિહરને લાગતું હતું કે કાંઇ ખાસ યત્નો કર્યા વિના જ વિધિ બધી રીતે પોતાને અનુકૂળ આવે તેવી ઘટના કર્યે જતો હતો.

બપોરે જ્યારે તાવ વધ્યો, મગજ ઉપર ગરમીની અસર વધવા લાગી, સન્નિપાતના ચાળા અને લવારો વધવા લાગ્યો, ત્યારે હરિહરને લાગ્યું કે ડોસી બચે એવો સંભવ જ નથી! છતાં કદાચ દેવકોર બચી જાય, તોયે હરિહરને કશી ચિંતા નહોતી. ડોસી મરે તો

સારૂં એવી એક છૂપી ઇચ્છા મનને ખૂણે પહેલાં ભરાઇ રહી હતી, કે જ્યારે બધી મીલકતનો ખ્યાલ, વ્યવસ્થા, માહિતી વગેરે કશું તેને મળતું નહોતું; પરંતુ હવે તો બધું તેના હાથમાં આવી ચૂક્યું હતું, ડોસી જીવે તોયે તેને કશી ચિંતા નહોતી; કારણ કે નાણું હાથ કરીને તક મળ્યે પલાયન કરી જવાની તેની યોજનામાં એ ભોળી, મમતાળુ અને ઠગાઇનો સંપૂર્ણ ભોગ બની ચૂકેલી વૃદ્ધા કોઇ રીતે હરિહરને વિઘ્નરૂપ બને એવો સંભવ પણ તેની નજરે દેખાતો નહોતો.

* * *

Warden
SUPERIOR
Non Breakable
14 ct
Solid Gold Nib
For Smooth writing
Ranjanlal M. Shah
JUMMA MUSJID, AHMEDABAD.

દરેક જાતની
ફાઉન્ટનપેનો
— અને —
ચશ્મા
વેચનાર
રંજનલાલ
એમ. શાહ
જુમ્મા મસીદ
અમદાવાદ.

વાપરો ! ] ——— [ વાપરો !

૩૦ વર્ષોથી એક સરખી ખ્યાતી ધરાવતું,
દરેક જાતના ઝેરી તેમજ હઠીલા તાવ અને
પેટનાં તમામ દર્દો જેવાં કે બરોળ, પાંડુરોગ,
કમળો, કબજીયાત, અપચો, અજીર્ણ વગેરે માટે

સુપ્રસિદ્ધ સ્ટીમર છાપ

# શાફી મીક્ષ્ચર (રજીસ્ટર્ડ)

૮ આઉંસ બાટલીની કીં. રૂ. ૦ાાા. ૪ આઉંસ બાટલીની કીંમત રૂ. ૦ાા. દરેક જાણીતા દવાવાળા વેચે છે. નકલી માલથી ઠગાશો નહિ. એજન્સી તેમજ જથાબંધ માટે લખોઃ—

બનાવનારઃ—ધી શાફી ઇન્ડસ્ટ્રીઅલ વર્ક્સ (સ્થા. ૧૯૦૭)
પ્રોપ્રાયટરઃ— પી. ટી. પટેલ. પાયધુની નાકે, મુંબઈ નં. ૩.

'બર્ડ બ્રાન્ડ' 'ટ્રેડ માર્કની'




# હોઝીયરી, છત્રીઓ, હેટ

અને રેઈન કોટ.

" એક જ ભાવથી "
ખરીદવાનું વિશ્વાસપાત્ર એક જ સ્થળ

## કે. સી. બ્રધર્સ (રજીસ્ટર્ડ)

(૨૬૪૦ બ્રાંચ) ૨૬૪૯ જુમ્મા મસીદ, અમદાવાદ

# પ્રકરણ ૩૬મું

## ઉલ્લાસની મૂર્તિ

રાત અને દિવસ સાસુની શુશ્રૂષા કરવામાં સુશીલાને ખૂબ થાક લાગતો. જમનાને પણ કેટલીક વાર સુશીલાની દયા આવતી અને તે સુશીલાના હાથમાંથી કેટલુંક કામ ઝુંટવી લઇને તે પોતે કરી લેતી. તે કહેતી: 'સુશીલા બ્હેન! રાતના ઉજાગરા કરો છો, દહાડે બાને ખાટલેથી ખસતાં નથી કે પાસું પણ ઢાળતાં નથી અને માંદા ન પડાય માટે અર્ધાં ભૂખ્યાં રહો છો; પણ આમ ને આમ તમે કેટલા દિવસ ખેંચશો? રામજીને થોડી મદદમાં લ્યો અને જરા આરામ લેવા માંડો, નહિ તો તમે પણ ક્યાંક પટકાઇ પડશો.' પરન્તુ એવી સૂચના ઉપર સુશીલાનું ઉલ્લાસભર્યું વદન માત્ર સ્મિત કરીને મૂગું રહેતું. માતાના મૃત્યુનો શોક જાણે તેનાથી ભુલાઇ ગયો હતો. પિયરમાં તેના શરીરમાં જે સ્વાભાવિક રીતે સુસ્તી ને નબળાઇ રહેતી તેને સ્થાને હવે શરીરમાં સ્ફૂર્તિ અને મનમાં ઉલ્લાસ આવ્યો હતો. ભૂતકાળના શુષ્ક જીવનના સ્મરણથી અને ભવિષ્યના નિરાશામય જીવનની ઝાંખીથી તે ચ્હીડાયલી, અસંતુષ્ટ અને ઉત્તપ્ત રહેતી હતી, તેને બદલે હવે તે શાન્ત, ઠાવકી અને હસમુખી બની ગઇ હતી. કમળા જો આજે જીવતી હોય, તો તેને જરૂર લાગે કે 'મારી સુશીલા એકદમ જાદૂઇ રીતે બદલાઇ ગઇ છે!' આમ કયા જાદૂએ સુશીલા ઉપર અસર કરી હતી? સુશીલાને પણ લાગતું હતું કે પોતે ખરેખર બદલાઇ ગઇ છે, પરંતુ પોતે શાથી બદલાઈ ગઇ છે તેનું કારણ તે શોધી શકતી નહિ. વ્રતધારી સ્વામીએ પોતાના હાથની આંગળીઓથી પણ હજી તેને ભુલ્યે-ચૂકયે સ્પર્શ કર્યો નહોતો, છતાં પોતામાં સંતોષ અને ઉલ્લાસનું પૂર વહે છે એ તે જોઇ શકતી હતી અને

પોતે બદલાઇ ગઇ હોવાનું તે જ કારણ હતું. જો સુશીલા માનસ-શાસ્ત્રી હોત, જો તે માનવીના જાતીય માનસનું પૃથક્કરણ કરી શકતી હોત, તો તેને એ સંતોષ અને ઉલ્લાસનું ઊંડું રહસ્ય સમજાયું હોત; પરન્તુ અત્યારે તો તે એવું કશું સમજી શકતી નહોતી; પોતે માતાના મૃત્યુના શોકને પણ ભૂલી ગઇ છે એવું જ્યારે તેને સાંભરતું અને પોતાના ઉલ્લાસ તથા માનસિક તનમનાટનું તેને ભાન થતું ત્યારે તેને બહુ જ આશ્ચર્ય થતું હતું.

'આ મારા જીવનસંગી! કેવા પવિત્ર મનના છે? કેવા સુજ્ઞ છે?' સુશીલા જ્યારે જ્યારે હરિહરને જોતી, ત્યારે ત્યારે તે પોતાના મનમાં એ જ વિચાર કરતી. દેવકોરની માંદગીના બિછાનાવાળા ઓરડાની સામે જ હરિહરનો ડહેલીપરનો મેડો આવી રહ્યો હતો અને કોઇ વાર જ્યારે હરિહર બારી પાસે ઉભો હોય ત્યારે સુશીલા દેવકોરવાળા ઓરડાના બારણામાંથી પણ તેને જોઇ શકતી. હરિહરની દૃષ્ટિ જો સુશીલા તરફ ન હોય, તો સુશીલા એક નવોઢાના આનંદપૂર્વક સ્વામીને પોતાની કુતૂહલપૂર્ણ આંખો ભરીભરીને કેટલીક વાર સુધી જોઇ રહેતી. તે પોતાના મનમાં બોલતી: 'આવા સીધા, સાદા અને નિષ્કપટ મનના સ્વામી પાસે જો હું પહેલેથી હોત, તો હું તેમને કદાપિ ઘર છોડીને નાસી જવા ન દેત; પણ હશે, હવે તો તે મારા હૈયાની હૂંફમાં......' સુશીલા આગળ વિચારતાં અટકી જતી. પોતે કે પતિએ પરસ્પરની હૈયાની હૂંફનો સ્પર્શ પણ હજી ક્યાં કર્યો હતો?

પણ એ હૈયાંની હૂંફ, એ હૃદયની એકાકારતા, એ દેહ અને આત્માનું અદ્વૈતત્વ, એ નિરપેક્ષ હૃદયદાન, એ સ્વ-પરનું ઐક્ય સધાવાનો સમય નજીક ને નજીક આવ્યે જતો હતો. એકતા અનુભવતાં હૃદયો વચ્ચેનું અંતર કાળની કાતર કાપતી જતી હતી, તે સાથે દેહના ઐક્યની સાધના માટેનો અવસર પણ નજીક આવ્યે જતો હતો. સુશીલા દેહના ઐક્યની ભૂખી હતી? એ પ્રશ્ન શાંત એકાંત ક્ષણમાં તે પોતાના મનને પૂછતી અને તેનો જવાબ તેને નકારમાં

બળતો. સ્વામીના દર્શનથી જ તે જે સંતોષ અનુભવતી હતી તે સંતોષ તેને મનાવતો હતો કે પોતામાં એવી જાતીયતાની ભૂખ નહોતી; પરન્તુ જાતીયતા પોતે સમજતી હતી કે પોતાનું આંતર સ્પરૂપ કેવું છે અને પોતે માનવીસ્વભાવમાં કેવાં કેવાં રૂપ ધારણ કરીને સ્થાન પામે છે ! માનવી પોતે પણ તેને ઓળખી શકતો નથી, તેનો અંતરાત્મા તેને પકડી પાડી શકતો નથી, જો કે જાતીયતા પોતે ચિત્ર–વિચિત્ર વૃત્તિઓનાં રૂપ ધારણ કરીને તેનામાં નાચતી જ હોય છે ! તે ક્યાં નથી હોતી તે કહેવું જ મુશ્કેલ છે. સુશીલા બિચારી પોતાના સંતોષાનુભવનું પૃથક્કરણ કરી શકતી નહોતી, નહિ તો તે પોતાના માનસિક સંયમના પડ હેઠળ દબાયલી તથા આવિષ્કારશૈથિલ્યવાળી કામવૃત્તિને–મનસિજને પકડી પાડી શકી હોત !

'તમે અહીં બેસી રહો છો, તેમ બાના બિછાના પાસે બેસી રહેતા હો, તો કેવું સારું ?' એક વાર બપોરે સુશીલાએ હરિહર પાસે જઈને તેને સૂચના કરી.

'અત્યારથી તેમ કરીએ. બા શું કાંઈ કહેતાં'તાં ?' હરિહરે સહજ પૂછ્યું.

'ના, ના; બાને બિચારાંને ક્યાં ભાન છે કે કહે ? હું જ સહજ કહું છું. અહીં પણ બેસવું અને ત્યાં પણ બેસવું.'

'હા, હા, સાચી વાત છે. એમ કરવાથી હું તને કાંઈ કામ-કાજમાં અને બાની સેવામાં મદદ પણ કરી શકું.'

સુશીલા મૃદુ હસીને બોલી : 'જોજો, ઉલટો અર્થ કરતા. હું તેટલા માટે કહેતી નથી. તમે આંટાફેરા પુષ્કળ ખાઓ છો, રોજ પચાસ વાર આવો અને જાઓ છો, બાની તબીયતની ચિંતા રાખો છો અને પૂછગાછ કરો છો, એ કાંઈ ઓછું નથી. મને લાગે છે કે

તેથીએ તમે થાકી જતા હશો અને કંટાળતા હશો; પણ એવા આંટા—ફેરા ખાવાને બદલે ત્યાં જ બેસવાનું રાખો તો ઉલટો કાંઇક આરામ મળે."

'મારા કરતાં તને થાક વધારે લાગતો હોવો જોઇએ. આજે તું અહીં સૂઇ રહેજે; હું અને જમનાભાભી વારાફરતી જાગીશું.'

'તમે તો કાંઇ ઉલટું જ બોલો છો; હું મારા થાકની વાત ક્યાં કહું છું ?'

'પણ જમનાભાભી કહેતાં'તાં કે તું રોજ કરતાં અર્ધું ખાય છે અને ઉજાગરાને લીધે અજીર્ણ ન થાય તે માટે તેમ કરે છે."

'તમે આડી વાતમાં ઉતરો છો.'

'હા, હા, ચાલો, હું આજથી આના બિછાના પાસે જ બેસવાનું રાખું છું.' એમ કહી હરિહર ઉઠ્યો અને સુશીલાની સાથે સાથે દેવકોરવાળા ઓરડા તરફ જવા લાગ્યો. માર્ગમાં તે બોલ્યો: 'પણ આજે તારે આખી રાત આરામ લેવાનો છે.'

સુશીલાએ વળતો કશો જવાબ આપ્યો નહિ અને બેઉ જણાં ઓરડામાં પેઠાં. જમના બેઠી બેઠી દેવકોરને પંખો નાંખતી હતી અને દેવકોર બેભાન અવસ્થામાં કાંઇ કાંઇ બબડતી હતી.

હરિહરે માતાના વદન ઉપર ધ્યાનપૂર્વક દૃષ્ટિ કરી, હાંફતી છાતીનો વેગ જોયો, તાવ તપાસ્યો. તેને લાગ્યું નહિ કે આ માંદગીમાંથી ડોસી બેઠાં થાય, છતાં વૈદ્ય, ડાકટર અને દવેજી કહેતા હતા કે 'માંદગી લંબાણમાં પડી છે, એ એક આશાનું ચિહ્ન છે.'

હરિહરે માંદગીના બિછાનાવાળા ઓરડામાં હવે બેસવાનું રાખ્યું, તેથી કાંઇ સુશીલાને ડોસીની સેવામાં બહુ મદદ મળી શકી નહિ, કારણ કે હરિહરને સુશીલાને સ્પર્શ નહિ કરવાની કાળજી રાખવી પડતી હતી ! માત્ર તે દિવસે હરિહર અને જમનાના અત્યંત આગ્રહથી સુશીલા હરિહરના સૂવાના ઓરડામાં જઇને આખી રાત ઉંઘી

તેટલો આરામ તેને મળી શકયો. પણ તેથી સુશીલા અને હરિહરના પરસ્પર પરિચયમાં ખૂબ વધારો થયો. પહેલાં સુશીલા હરિહર પાસે એકાંતમાં આવીને થોડી વાર બેસતી એટલો વખત જ તેઓ વાતચીત કરતાં, અને હવે એવી વાતચીત માટે તેમને કલાકો મળવા લાગ્યા. પરિચયની વૃદ્ધિ એ બેઉના ઉલ્લાસમાં વૃદ્ધિકારક નીવડતી હતી અને બેઉ એકબીજાને વધુ ને વધુ ઓળખવા લાગ્યાં હતાં. આખો દિવસ સુશીલાના સતત સંપર્કમાં રહીને હરિહર જ્યારે રાત્રે પોતાના ઓરડામાં સૂવા જતો, ત્યારે એ પ્રેમાળ બાળાના હૃદયની જાળના તંતુઓને તોડી વછોડીને તેમાંથી નાસી છૂટવાના ભાવિ અવસરની કલ્પના તેના હૃદયને વ્યથા ઉપજાવ્યા વિના રહેતી નહોતી. સ્ત્રીના હૃદયને જેમ જેમ તે વધુ ઓળખતો હતો, અને સુશીલાના હૃદયની ભવ્યતા તથા દિવ્યતાનો તેને વધુ પરિચય થતો જતો હતો, તેમ તેમ તેનામાં આ સુખી દાંપત્યજીવન ચિરંજીવી રહે તેવો કોડ જાગતો હતો.

બીજી બાજુએ સુશીલાને સ્વામીનો આ સતત પરિચય વધુ આહ્‌લાદકારક લાગતો હતો. કેટલાંય વર્ષોથી હૃદયમાં ભરી રાખેલી વાતોનો ભંડાર જાણે તે સ્વામી સમીપે ખાલી કરવા ઇચ્છતી હોય, તેમ તે એક પછી એક વાતચીતના પ્રસંગો કાઢયે જતી હતી અને બેઉ વાર્તાલાપની સરિતામાં ડૂબકાં ખાતાં આગળ ને આગળ ધપ્યે જતાં હતાં. કોઇ વાર રામજી, દવેજી કે જમના હોય, કે દેવકોરની સેવામાં ચિત્ત આપવું પડતું હોય, ત્યારે એ વાર્તાલાપ અટકતો, પરંતુ તેથી વાર્તાલાપની સાંકળનો ભવિષ્યનો અંકોડો સાંધવાનું કાર્ય બેઉને માટે વધારે રસભરિત બનતું.

માતાની માંદગીના બિછાના પાસે બેસવાની જે સૂચના સુશીલાએ સ્વામીને કરી હતી, તે સૂચના પાછળ સુશીલાએ સ્વામીનો સતત પરિચય સાધીને આનંદ પામવાનો હેતુ ધારી રાખ્યો હશે?

સુશીલાના અંતરે એવી કોઇ યોજના ધારી રાખી ન પણ હોય; મનુષ્યો ઘણી વાર પોતાની વૃત્તિઓના અસ્ફૂટ આવિષ્કારને સમજી શકતાં નથી, પરન્તુ તેમની કપટપટુ વૃત્તિઓ તેમને પોતાની ઇષ્ટ દિશા તરફ જ દોરી જતી હોય છે!

બે દિવસ વધુ ગયા, દેવકોરની માંદગી ખરેખર લંબાણમાં પડી અને તાવ કાંઇક ઓછો થએલો લાગ્યો, પરન્તુ એક સ્હવારે જ્યારે હરિહર બિછાનામાંથી ઉઠીને માતાની તબીયત જોવા તેના ઓરડા તરફ જતો હતો ત્યારે માર્ગમાં જ જમનાએ તેને ચિંતાતુર વદને ખબર આપી કે: 'સુશીલાને રાતનો સખ્ત તાવ ચડયો છે અને આખી રાત તેણે તરફડીને કાઢી છે!'

* * *

● ૨૦ મી સદીની નવીન શોધ ●

સંગ્રહણી માટે અમૃતમય ઉપાય.

પ્રતિષ્ઠિત અને વિદ્વાન વૈદ્ય દાકતરોની દવા ખાઇ કંટાળેલા સંગ્રહણી (ગળતી), મુંબઈના ઝાડા, અતિસાર અને આંતરડાના ક્ષયથી પીડાતા નિરાશાજનક દર્દીઓને આશીર્વાદ રૂપ—

૪૩ થી વધુ વર્ષના અનુભવની રામબાણ દવા. દેશી તેમજ યુરોપીઅન ગૃહસ્થોનાં વણમાગ્યાં પ્રશંસાપત્રો મંગાવી દવા લઇ તમે પણ દર્દમુક્ત બનો.

રૂબરૂ મળો યા લખો:—

માણસાવાળા માસ્તર કે. જે. પટેલ એન્ડ સન્સ.

સંગ્રહણીના ખાસ વૈદ્ય.

ઠેકાણું: માસ્તર એન્ડ સન્સનું દવાખાનું. કાલુપુર, દાંતીગરાની પોળ, તંબુરાગરાની ખડકી ઘર નં. ૨૨૭, અમદાવાદ.

## એક વખત તો અનુભવ કરો?

જો તમે અનેક જાતના અંગ્રેજી ઔષધો, ઇંજેકશનો, અને દેશી ઔષધોનો ઉપયોગ કરવા છતાં પણ રોગ ન મટવાથી નાસીપાસ થયા હો તો પોતાના રોગની વીગતવાર હકીકત લખી અમારા સ્વર્ગસ્થ પુજ્ય પિતાશ્રી સુપ્રસિદ્ધ વૈદ્યશાસ્ત્રી ઇશ્વરજી હીરજી ભટ્ટ (પછેગામવાળા)નાં અનુભવસિદ્ધ અને થોડા ખર્ચમાં અનેક રોગો મટાડનાર, તથા નિર્મુળ કરનાર, અનેક પ્રકારનાં ઔષધોનો લાભ લઇ શરીર નિરોગી કરવા ભૂલશો નહિ. જવાબ માટે ટીકીટ બીડવી. પત્રવ્યવહારનું શીરનામું

**વૈદ્યશાસ્ત્રી નથુશંકર ઇશ્વરજી ભટ્ટ** પછેગામવાળા

માલીક અને વ્યવસ્થાપક

કાઠીઆવાડઇશ્વરઆયુર્વેદિકફાર્મસી અને

ઇશ્વરપ્રસાદઔષધાલય (આદ્યસંસ્થા)

**બોટાદ** (કાઠીયાવાડ) B. S. Ry.



## હિન્ડોચાની જ્વર નિકંદન (તાવ પર રામબાણ ગોળીઓ.)

બધી જાતના તાવ પર એક સરખો ફાયદો કરનારી આ ગોળીઓની એક બાટલી દરેક ગૃહસ્થે રાખવી જોઇએ. અચાનક કામ પડે અથવા કોઇને પરમાર્થે એ ચાર ગોળી આપી શકાય. ગોળી ૧૦૦ ની બાટલીનો રૂ. ૧)

**વૈદ્ય હરીભાઇ લાલજી હીન્ડોચા**

નં. ૪૩૧ પહેલે માળે, કાલબાદેવી રોડ, મુંબઇ.

# પ્રકરણ ૩૭મું

## પરિચારિકા

પ્રભાત થયું હતું. માંદગીના બિછાનાવાળા ઓરડાની બારીઓ દિવસનો મોટો ભાગ બંધ જ રાખવામાં આવતી, કારણ કે સન્નિપાતવાળા દર્દીને જરાએ પવન ખાવા ન દેવો એવો ગંગાશંકર દવેનો અભિપ્રાય હતો. મેશ ચડેલા ફાનસમાં દીવો હજી બળી રહ્યો હતો. રામજી દેવકોરના બિછાના પાસે ઝોકાં ખાતો બેઠો હતો. દેવકોર ધીમું કાંઇ બબડતી હતી. સામે ખૂણે એક ગોદડી પર સુશીલા ટૂંટીયું વાળીને પડી હતી અને તેના શરીર પર રજાઇ ઓઢાડવામાં આવી હતી. દેવકોરના ખાટલા હેઠળનો પાણીનો લોટો ઢોળાઇ જવાથી શેતરંજી ભીંજાઇ ગઇ હતી. આ ગમગીન દેખાવ જોઇને હરિહરનું મ્હોં પડી ગયું. તેના મનોભંગનાં બે કારણો હતાં. એક તો જરા નિરાંત વચ્ચે તે રોકડ રકમ એકઠી કરી લેવા માંગતો હતો, તે નિરાંત મળી નહોતી, તે પહેલાં સુશીલા માંદી પડી હતી અને તેના મગજ ઉપર તેથી બોજો આવી પડેલો હતો. રોકડાં નાણાં હાથમાં આવી ગયા પછી પણ સુશીલાને ઠગીને તેને એકદમ છોડી જતાં પોતાના મનને બહુ દુઃખ થશે એમ હરિહરને લાગતું જ હતું, એવામાં એ બિચારી માંદી પડી, અને તેને એમ ને એમ રવડતી મૂકીને કેમ ચાલી નીકળાય એમ તેના મનને થવા લાગ્યું.

દેવકોરની ફીકી, ઊંડી પેસી ગએલી આંખો તેણે જોઇ, ગાલમાં પડી ગએલા ખાડા ઉપર હરિહરની દૃષ્ટિ ફરી વળી, તેનો બડબડાટ તેણે સાંભળ્યો; પરન્તુ ત્યાં વધુ વાર ન થોભતાં તે તત્ક્ષણ સુશીલાની નજીક જઇને ઊભો અને સહજ દૂર ઊભાં ઊભાં પૂછ્યું: 'સુશીલા, તને તાવ આવ્યો છે?'

'હું ઉં.' સુશીલાએ રજાઇમાં મોઢું રાખીને જ હાંફતે સ્વરે ઉત્તર આપ્યો.

ક્ષણભર મૌન રહી હરિહરે વિચાર કરવા માંડયો; એટલામાં જમના ત્યાં આવી અને હરિહરે તેને પૂછ્યું: 'જમનાભાભી! બીજો ખાટલો અહીં રાખવો ફાવશે ?'

'અહીં ન ફાવે. રામજી! ભાઇના ઓરડામાં એક બીજો ઢોલિયો નાંખી બિછાનું કરી આવ.' જમનાએ આજ્ઞા કરી અને રામજી બગાસું ખાતો ખાતો ઉઠયો.

હરિહરને એ યોજના ગમી નહિ. પોતાના બિછાનાની પાસે જ સુશીલાનું બિછાનું રહે, પોતાથી તેને કદાચ સ્પર્શ થઇ જાય, પોતાનું વ્રતભંગ થવાનું લોકો જાણે અને કદાચ પોતાના વ્યક્તિત્વ સંબંધે શંકા ઉત્પન્ન થાય, બધી ગણત્રી ક્ષણાર્ધમાં તેના મગજમાં થઇ ચૂકી. તેણે સહજ મંદ સ્વરે કહ્યું: 'પાસેના ઓરડામાં જ ઢોલિયો રહી શકશે.'

'ત્યાં કેવી રીતે ફાવે ? હવે તો બે જણાંની માંદગી થઇ, અને ઘરનાં બધાંને નજીક જ સૂઇ રહેવું પડે. રામજી, દાદાજી, હું બધાં ઉપર જ સૂવાનાં ને!' જમનાએ દલીલ કરી.

હરિહર કશું ન બોલ્યો. થોડી વારે રામજી બિછાનું કરીને પાછો ફર્યો. જમનાએ સુશીલાને ઉઠાડી અને ધગધગતે શરીરે તે ચાલીને બિછાનામાં જઇ સૂતી. હરિહર તેની પાછળ પાછળ જઇ પોતાના ઢોલિયાપર વિચારવિવશ વદને બેઠો.

અધઘડી ગઇ, એટલામાં સુશીલાએ પાસું ફેરવી રજાઇમાંથી મ્હોં બહાર કાઢી કહ્યું: 'મને પાણી આપો!'

હરિહરે પ્યાલામાં પાણી ભર્યું અને રામજીને બોલાવ્યો; પછી પ્યાલો રામજીના હાથમાં આપીને કહ્યું: 'એને જરા પાણી પા!'

રામજીએ પાણી પાયું અને સુશીલા પાછું મ્હોં ઢાંકી સૂઇ ગઇ. પ્રહરેક દિવસ જતાં ડાકટર આવ્યો. દેવકોરની તબીયત જોઇને તેણે

કહ્યું કે 'કફ અને તાવ સારી પેઠે ઓછાં થઇ ગયાં છે અને હવે જો બે વધુ દિવસ એમ ને એમ જાય, તો ડોસી જરૂર બચી જાય.'

પછી હરિહર ડાક્ટરને સુશીલા પાસે લઇ ગયો. તેણે શરીરની પરીક્ષા કરીને કહ્યું કેઃ 'ખાસ કશું નથી. મેલેરીયા હોય તેમ લાગે છે. બે દિવસમાં ઉતરી જશે. રામજી સાથે બાટલી મોકલજો; દવા આપીશ.'

બે જણની બિમારીને કારણે ઘરમાં કામકાજની મુંઝવણ વધી પડી. રામજી ડોસીના બિછાના પાસે બેસી રહેતો, અને જમના રસો-ડામાં પેસતી તે મધ્યાન્હે નવરી પડી શકતી. દરમ્યાનમાં સુશીલાની માવજતમાં બહુ મુશ્કેલી પડતી. હરિહર સુશીલા પ્રત્યે સહૃદયતાથી વર્તતો, પરન્તુ સુશીલાને સ્પર્શ નહિ કરવાનું તેનું વ્રત બહુ મુશ્કેલી ઉત્પન્ન કરતું: દવા કે પાણી આપવું હોય, સુશીલાને ચોકડીમાં બેસવું હોય કે જાજરૂમાં જવું હોય, તો હરિહર તેને કશી મદદ કરી શકતો નહિ; તેથી કોઇ વાર રામજીને અને કોઇ વાર જમનાને બોલાવવાની જરૂર પડતી હતી. પોતે આવા વ્રતની આડખીલી ન રાખી હોત તો ઠીક હતું, એમ અત્યારે હરિહરને લાગ્યું. સુશીલાની માંદગીમાં પણ પોતે તેની કશી સેવા ન ઉઠાવી શકે, તેથી હરિહરના મનમાં બહુ લાગી આવ્યું, પરંતુ એક વાર જે બનાવટ કરી, તે છેવટ સુધી પાર પાડ્યા વિના છૂટકો નહોતો, નહિ તો કદાચ પોતે દાંભિક મનાય અને એક વાર જનતાને દંભની ખાત્રી થઇ એટલે તેને કોઇ પણ વ્યક્તિના જીવનની બીજી દિશામાંયે દંભના અસ્તિત્વની શંકા આવ્યા વિના રહેતી નથી, એ હરિહરની સમજ બહાર નહોતું. આ કારણથી તે પોતાની બનાવટને છેવટ સુધી નિભાવી રાખવા માંગતો હતો અને અત્યારે થતા મનોદુઃખને પણ સહી લેવા માંગતો હતો.

બે દિવસમાં દેવકોરની તબીયત સ્પષ્ટ રીતે સુધરતી દેખાઇ, કારણ કે તેની ભાનરહિત દશામાં સારી પેઠે સુધારો થયો હતો. તાવ તદ્દન ઓછો રહેતો હતો અને કફ તો લગભગ નાબુદ થવા આવ્યો હતો.

પરન્તુ સુશીલાની માંદગીની ખબર તેને આપવામાં આવી નહિ, કારણ કે તેના નબળા શરીર અને મન ઉપર આઘાત થવા દેવો નહિ એવી દવેજીની સૂચના હતી. પરન્તુ સુશીલાનો તાવ બે દિવસમાં જરાયે ઉતર્યો નહિ બલ્કે વધતો ગયો! બેઉ દર્દીઓની ઉઠવેઠ કરવાને લીધે જમના તથા રામજીના મ્હોં ઉપર કંટાળો નહિ, તો થાકનાં ચિહ્નો સ્પષ્ટ દેખાવા લાગ્યાં. એકવાર હરિહરને વિચાર થયો કે પોતે માતાની સેવામાં રહી જમનાને સુશીલાની પાસે રાખવી; પરન્તુ હિંદુ સંસારની નીતિ તથા લજ્જાની ભાવના એવી છે કે માતાની સેવા પુત્રી કે પુત્રીની સેવા માતા કરી શકે, પરંતુ પુત્ર માતાની કે પિતા પુત્રીની સેવા ન કરી શકે. આથી બેઉ સ્ત્રી દર્દીઓની સેવામાં મુખ્યત્વે તો સ્ત્રીની જ જરૂર પડે.

બે દિવસ પછી ડાકટરનો અભિપ્રાય એવો પડયો કે સુશીલાને મેલેરીયા જ છે પણ તીવ્ર પ્રકારનો છે, એટલે હજી બે ત્રણ દિવસ ચાલુ રહેવાનો સંભવ છે. ત્રણ દિવસ મુશ્કેલી વેઠીને ચલાવી લેવાનો હરિહરે નિશ્ચય કર્યો, અને જેમ તેમ કરીને તે દિવસ કાઢયા, પરન્તુ તાવ ગયો નહિ કે ઓછો પણ થયો નહિ. આ બાજુએ દેવકોરનું દર્દ મટયું પરન્તુ આ માંદગીથી એ વૃદ્ધ શરીર એટલું અશક્ત બની ગયું હતું કે તેની પાસે એક માણસની હાજરી ચોવીસે કલાક જોઇએ. હવે હરિહરને ખરેખરી મુંઝવણ થવા લાગી. ગંગાશંકર દવે પાસે જઇને તે ગળગળે સાદે બોલ્યો: 'દવેજી, હવે હું શું કરૂં? માંદગીના ખાટલા બે થયા અને ઘરમાં બિચારાં જમનાભાભીને અને રામજીને ખૂબ જ હેરાન થવું પડે છે. મારાથી કશું થાય નહિ, તેથી મુંઝવણ આવે છે.'

'હું વૃદ્ધ છું છતાં મારામાં દર્દીની ઉઠવેઠ કરવાની શક્તિ છે પણ મારાથી ન તો દેવકોરના બિછાના પાસે રહેવાય અને ન તો સુશીલાની પાસે બેસાય. નહિ તો હું તને મુંઝાવા દઉં નહિ.'

'ત્યારે હવે શું કરવું? આજે પાંચ દિવસ થયા તાવ જરાયે ઉતર્યો નથી. કદાચ મુદતીયો તાવ હશે તો?'

'આજે ડાકટરને આવવા દે; તેમને પૂછ્યા પછી વાત.'

ડાકટરે સુશીલાનું શરીર તપાસીને કહ્યું કે: 'ટાઇફોઇડ તાવ છે; ચૌદ દિવસે ઉતરશે.'

દવેજીએ કહ્યું: 'ત્યારે ડાકટર સાહેબ, અમને કોઇ બાઇ નર્સની ગોઠવણ કરી આપશો ? માંદગીના બે ખાટલા થયા, અમારાથી પહોંચી શકાતું નથી.'

'નર્સ મળી શકશે; રોજના ત્રણ રૂપીયા આપવા પડશે.'

'તે તો આપીશું, પણ કોઇ બ્રાહ્મણ બાઇ મળે તો સારૂં.'

'બ્રાહ્મણ બાઇ ?' ડાકટરે જરા વિચાર કરીને કહ્યું: 'આપણા ગામમાં એક જ બ્રાહ્મણ બાઇ નર્સ છે; ખ્રિસ્તિ બાઇઓ ચાર પાંચ છે; જોઉં છું, ઘણું કરીને બ્રાહ્મણ બાઇને જ મોકલીશ.'

કલાકેક પછી એક બ્રાહ્મણ નર્સ ડાકટરની ચીઠ્ઠી લઇને આવી અને દવેજી તથા હરિહરે છૂટકારાનો દમ લીધો. એ નર્સે સુશીલાના બિછાનાનો 'ચાર્જ' લીધો. તેથી જમનાની તકલીફ ઘટી ગઇ, અને નર્સને બેઉ વખતનું ભોજન ત્યાં જ પૂરૂં પાડવાની વ્યવસ્થા કરવામાં આવી એટલે જમવા જવાને કારણે નર્સને બહાર જવાની કે કલાક-બે કલાક ગેરહાજર રહેવાની જરૂર રહી નહિ. આખો દિવસ તે ત્યાં જ રહેતી, રાત્રે સુશીલાની પાસે તે સૂઇ રહેતી, તે જ દવા આપતી, તેને ખવાડતી અને તબીબી નિયમો મુજબ તાવ, નાડીના ધબકારા, હૃદયના ધબકારા વગેરેનું માપ લઇ કાગળ ઉપર લખી રાખતી તથા બીજે દિવસે સ્હવારે તે ડાકટર પાસે રજુ કરતી. હરિહર આખો દિવસ માતાના અને પત્નીના બિછાનાંની વચ્ચે આંટા-ફેરા ખાવામાં ગાળતો, પૂછગાછ કરતો, અને રાત્રે સુશીલાના બિછાનાના ઓરડાની બહારના ખંડમાં ભોંયે પથારી નાંખી સૂઇ રહેતો.

તબીબી જ્ઞાન મેળવેલો ડાકટર પોતાને એક સંપૂર્ણ તબીબ માને છે; ત્યારે નર્સ પોતાને સવાયો તબીબ સમજે છે ! દર્દીઓ અને તેનાં આસજનો ડાકટરી વિદ્યા જાણતાં નથી એટલી જ તેની

સમજ તેના મનમાં એમ ઠસાવે છે કે દર્દીની સારવાર કરવાની રીતિ અને પદ્ધતિ પોતે જાણે છે તે દર્દીનાં સગાંઓ જાણતાં નથી, અને એવાં અજ્ઞાન માણસોએ પોતાની સારવારમાં વચ્ચે આવવાની જરૂર હોતી નથી ! તેને કાંઇ સૂચના કરવામાં આવે, તો તે કહેશે કે 'હું મારૂં કામ સારી રીતે જાણું છું.' તેને પૂછવામાં આવે કે 'તાવ કેટલો છે ?' તો તે કહેશે કે 'તમારે જાણવાની જરૂર નથી; ડાકટરની પાસે હું બધી વિગત રજુ કરીશ.' તેને કહેવામાં આવે કે 'દર્દીને જરા પૂછી જુઓ કે તેને મુસંબીનો રસ પીવાની ઇચ્છા છે ?' તો તે જવાબ આપશે કે 'તે દર્દીને પુછવાની જરૂર નથી; જ્યારે તેને રસ આપવાનો ટાઇમ થશે, ત્યારે હું મારી ફરજ બજાવીશ.' દુઃખી દિલે કોઇ નર્સને પૂછે કે 'દર્દી અત્યારે ઉંઘે છે કે તે બેભાન છે ?' તો તે ભવાં ચડાવીને સામું કહેશે કે 'તે તમારે જાણવાની શી જરૂર છે ?' અને વળી જો કદાચ તેને આગ્રહપૂર્વક કહેવામાં આવે કે 'દર્દી અમારૂં માણસ છે અને અમે તેની તબી-યતની ખબર પણ ન પૂછીએ ?' તો તે ડોળા કાઢીને કહેશે કે 'તમારૂં માણસ છે તો તમે સંભાળો, મને શા માટે બોલાવી છે ?' દર્દીનાં સગાંઓનું દર્દી પ્રત્યેનું જે મમત્વ હોય છે, તેની ખામી એ પગારદાર નર્સમાં મોટે ભાગે હોય છે. લોકોને મન પોતાના માણસની માંદગી એ દુઃખ અને દિલસોજીનો વિષય છે; નર્સને મન દર્દીની સારવાર એ ધંધાનો અને નોકરી કરી પૈસા મેળવવાનો વિષય છે ! આ બેઉ વિષ-યોની વચ્ચે જે અંતર રહેલું છે, તે જ અંતર નર્સ અને દર્દીના આપ્તજનોની વચ્ચે જ્યારે મૂર્તિમંત બને છે, ત્યારે એ મમત્વહીણી સારવારથી દર્દીનાં સગાંઓ બહુ અસંતુષ્ટ બને છે. તબીબી કે માવ-જતની વિદ્યા તેઓમાં નથી હોતી એ ખરૂં, પરંતુ દર્દી પ્રત્યેના તેમના મમત્વને કારણે તેમને મમત્વહીણી માવજતથી જે અસંતોષ રહે છે, તે અસંતોષનું કારણ જો કોઇ નર્સ કે ડાક્ટર જાણે છે, તે જરા નમ્રતા કે ડહાપણથી વર્તીને દર્દીને તેમ જ તેનાં

સગાંઓને સંતોષ આપી શકે છે; મોટે ભાગે અભણ વર્ગમાંથી સ્ત્રી નર્સો તૈયાર થાય છે. કેળવણી અને નૈસર્ગિક ડહાપણથી તેમનાં મન સંસ્કારી બન્યાં હોતાં નથી, અને સારી સારવાર કરવાની રીતો શીખી લઇને તેઓ નર્સ બની સવાયા ડાક્ટર તરીકેની ખુમારીથી ધંધે લાગે છે, એટલે મોટે ભાગે અર્ધદગ્ધ નર્સોનો અનુભવ લોકોને અળખામણો જ થઇ પડે છે. હોસ્પિટલોની નર્સો તો તેથી એ આગળ વધી જાય છે, કારણ કે ત્યાં દર્દી તેના 'ચાર્જ'માં હોય છે અને વળી આખી હોપિસ્ટલ નર્સના ઉપરી ડાક્ટરના 'ચાર્જ'માં હોય, એટલે નર્સને દર્દીનાં સગાંઓ સાથે કશા લેવા–દેવા જ ન હોય, માત્ર ડાક્ટરને દર્દીની તબીયતનો 'રિપોર્ટ' આપવા જેટલી જ તેની નોકરી પૂરતી જવાબદારી હોય, તેવી રીતે તેઓ વર્તે છે! નર્સોની સારવાર ભલે પરિચર્યાની વિદ્યાથી યુક્ત હોય, પણ દર્દી પ્રત્યેની મનુષ્યત્વને છાજતી મમતા ન હોય, તો તે નિષ્ફળ પરિચર્યા છે, તે નિષ્ફળ પરિચારિકા છે અને તેવી નર્સોને દર્દીઓને સોંપવા તે એક અપરાધ છે. ચતુર તબીબો આ સત્ય સમજે છે અને નર્સોની પસંદગી કરતાં સારવાર કરવાની તેમની વિદ્યાની સાથે સાથે તેમના મનુષ્યત્વનીયે પરીક્ષા કરે છે.

સુશીલાને માટે આવેલી નર્સની સારવારની રીત ઘરનાં બીજાં બધાંને માટે નવી વસ્તુ હતી, પરન્તુ હરિહરને માટે તે નવી વસ્તુ નહોતી. નાસીકની હોસ્પિટલમાં તેણે સારવારનો જે અનુભવ મેળવ્યો હતો તે આ વખતે તેને ઉપયોગી થાય તેમ હતું, પરન્તુ તેનો ઉપયોગ તે કરી શકે તેમ નહોતું અને તેથી જ અત્યારે નર્સની જરૂર પડી હતી. નર્સોના ઘમંડનો તેને પરિચય હતો, અને બે જ દિવસમાં તેણે જોઇ લીધું કે એ બ્રાહ્મણી નર્સમાંયે ઘમંડનો પાર નહોતો. સુશીલાની તબીયતની ખબર તે વારંવાર નર્સને પૂછતો, તેનો જવાબ આપતાંયે તે મ્હોં કટાણું કરી નાંખતી હતી. એક વાર તો સીધો જવાબ આપવાને બદલે તેણે કહ્યું: 'સ્હવારે ડાક્ટર સાહેબ આવશે,

ત્યારે હું દર્દીની તબીયતનો મારો રિપોર્ટ રજુ કરીશ અને તમારે જે કાંઇ કહેવું હોય તે તેમને કહેજો; મને કશું કહેવાની, પૂછવાની કે સૂચવવાની તમારે જરૂર નથી. હું મારી ફરજ બરાબર રીતે અદા કરૂં છું.'

આ તોછડો જવાબ સાંભળીને હરિહર સ્તબ્ધ બની ગયો; પણ તે નિરૂપાય હતો, કારણ કે સુશીલા ભલે તેની પોતાની હતી, પરન્તુ અત્યારે તે એ નર્સના 'ચાર્જ'માં હતી !


મુંબઈમાં ક્યાં ઉતરશો ?

—: આદર્શ લૉજીંગ–બૉર્ડીંગ :—

# ભારતીય નિવાસ લૉજ

— લૉજીંગ ચાર્જ ઘટાડેલા છે —

મુલાકાત લ્યો:— ઠે. કાલબાદેવી રોડ, મુંબઇ ૨.

તાર:— "કુમ્ફર્ટ" —×— ટેલીફોન ૨૧૧૧૦.

→ વંશપરંપરાગત ગુરુપ્રસાદીની
અનુભવસિદ્ધ અપૂર્વ ચમત્કારિક દવાઓ ←

## મરડાની રાતી ગોળીઓ

**કીંમત એક તોલાના રૂપિયા ૩-૦-૦ ત્રણ**

ગમે તેવા ભયંકર લોહી પરૂના ઝાડા તથા આંકડીને ફક્ત એ જ દિવસમાં કાબુમાં લાવી નિર્મૂળ કરે છે.

## સંગ્રહણી—ઝાડાની કાળી ગોળીઓ

**કીંમત એક તોલાના રૂપિયા ૩-૦ ૦ ત્રણ**

અતિસાર, સંગ્રહણી અને દરેક પ્રકારના દુર્નિવાર ઝાડાને તત્કાળ મટાડી જઠરાગ્નિ પ્રદીપ્ત કરે છે.

આ બન્ને રામબાણ જેવી અકસીર દવાઓને માટે પ્રમાણપત્રો મળેલાં છે. એથી ધર્માદા ઔષધાલયોમાં રાખી દર્દીઓ ઉપર વાપરવા લાયક છે.

આ સિવાય કસુવાવડનિવારક અને સંતતિરક્ષક કોઠે રતવાવાળી સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં પીવાનું **ખેરનું ઘી** તથા સુવર્ણ કસ્તુરી મિશ્રિત ધાતુપૌષ્ટિક **મકરધ્વજવટી** તેમ જ **બાળાગોળી, બલામૃત સોગઠી** વગેરે પણ અમારી પાસેથી મળશે.

ઇશ્વરપ્રસાદ ઔષધાલય
બોટાદ (કાઠિયાવાડ) B. S. Ry.
} વૈદ્ય જટુભાઇ નથુ-
શંકર ભટ્ટ, પછેગામવાળા

☞ રોગનું નિદાન કરાવવા પછેગામ સુધી આંટો ન ખાતાં ત્યાંના જ સુપ્રસિદ્ધ ભટ્ટ પ્રશ્નોરા વૈદ્યની નિદાન—ચિકિત્સાનો લાભ લેવા વિનતિ છે. રૂબરૂ મળી અથવા જવાબની ટીકીટ સાથે દર્દની સવિસ્તર હકીકત લખી સલાહ પૂછો. જરૂર રોગમુક્ત થશો.

તા : ક :– દવા સાથે વાપરવાની રીત જણાવવામાં આવે છે.

# પ્રકરણ ૩૮મું

## માંદગીની કેદ

કૃષ્ણ પક્ષની અંધારી રાત હતી. અપરાધીઓના અંતરની કાળાશમાં પ્રકૃતિના શાન્તિકાળે જેમ અવનવા વિચારો ઝબૂકે છે, તેમ અંધકારાચ્છન્ન આકાશમાં તારા ચમકતા હતા; પરન્તુ અપરાધી અંતરમાં અને અંધારી રાત્રિમાં તેથી તેજસ્વિતા આવતી નથી; છતાં ચિદ્દવૃત્તિના વિરલ ધ્વનિથી અપરાધીમાંયે કોઇ વાર સ્મશાન-વૈરાગ્ય ઉપજે છે તથા સ્વલ્પ તેજ પ્રસરે છે, અને તારા પણ રાત્રિને સ્વલ્પ દીપ્તિ આપે છે. એ તારાની દીપ્તિ સાથે હરીફાઇ કરતું શહેરસુધરાઇનું ફાનસ મહેલ્લાના એક ખુણે ઊભું ઊભું મેશ ચડેલી ચીમનીને વીંધીને ઝાંખો પ્રકાશ ફેલાવતું હતું. એ પ્રકાશમાં કાળા રંગનું કૂતરૂં કદાચ કોઇની અડફેટમાં આવી જાય, પરન્તુ ફાનસના થાંભલા પાસે બેઠેલું કાળું કૂતરૂં મોડી રાતે મહેલ્લામાં આવનાર દરેક જણને જોઇને ભસતું હોવાથી તે અડફેટમાં આવતાં બચી જતું હતું. મધરાત પહેલાંથી તેનું એ પ્રકારે ભસવાનું કામ શરૂ થતું, તે રાત્રે બે વાગે નાટક જોઇને આવનારાઓ પોતાને ઘેર પહોંચે ત્યાંસુધી ચાલુ રહેતું; એટલે મહેલ્લામાં જેને મધરાત પહેલાં ઉંઘ આવી જતી તેને ઠીક આરામ મળતો, પણ તે વખતે જેને ઉંઘ ન આવતી, તેને એ કાળીયું કૂતરૂં જાગરણના સાધનરૂપ બનતું અને બે વાગ્યા સુધી તો જરૂર સર્વ ભૂતોની રાત્રિમાં તેને સંયમીનું પદ અપાવતું ! હરિહરની આજે એ સ્થિતિ થઇ હતી. સુશીલાએ અગીઆર વાગ્યે છેવટની દવા પાધી ત્યારપછી તે સૂતો, પરંતુ એ શાન્તિકાળે તેના ચિત્તમાં વિચારનો ચકડોળ ઘૂમવા લાગ્યો અને ઉંઘ આવતાં પહેલાં કૂતરાની ગર્જના શરૂ થઇ ચૂકી. તીવ્ર ગર્જના, મધ્યમ ભસભસાટ અને ધીમો ગુરગુરાટ એ ત્રણે પ્રકારો કોઇ પણ

પ્રકારના નિયમ વિના ચાલુ જ રહેવા લાગ્યા અને હરિહરથી ઉંઘ દૂર ને દૂર જ રહી. દાંભિક અંતરમાં ઉઠતા અવનવા વિચારના ઝબકારા તેને કાંઇ કાંઇ વિચારશ્રેણીએ ચડાવતા અને પોતાની આખી યોજનાનું સિંહાવલોકન કરવાને પ્રેરતા. એક શ્રેણીપરથી બીજી શ્રેણીપર અને બીજીથી ત્રીજી શ્રેણીપર, એમ કરતાં તેને અનેક વિચારો થયા. બાલ્યાવસ્થા સાંભરી. મામાને ઘેર ગરીબાઇમાં જીવન ગાળેલું તે યાદ આવ્યું, ભાઇ સાથે થોડા સમયનો નિવાસ મગજમાં ઉભરાયો, બચાવેલા રૂપિયા ગુમાવ્યા ત્યારે થએલી મનઃસ્થિતિ અંતરમાં ઉપસ્થિત થઇ, નાસીકની હસ્પિતાલમાં અનુભવેલી નિરાશાનો પટ સ્મરણ ઉપર પથરાયો અને ત્યારપછીના એકેએક અનુભવો તેના ચિત્તમાં આવર્તન પામી ચૂકયા. વિચારશ્રેણી ભાવિ જીવનને દ્વારે પણ આવીને ઊભી અને તેનાં પગથિયાં હરિહર પુનઃ પુનઃ ચડવા ઉતરવા લાગ્યો. ચંચળ મન ક્ષણ–બે ક્ષણમાં જે સેંકડો મંગળ–અમંગળ વિચારો કરી નાંખે છે અને સત્વર ભૂલી જાય છે, તે બધા વિચારોનાં ચિત્રવિચિત્ર આલેખનો વિજળીને વેગે તેના ચિત્તમાં આવ્યાં અને ચાલ્યાં ગયાં. એમાંનાં કોઇ આલેખને તેના ઉંઘને અભાવે જાગતા ચિત્તને વધુ વખત રોકી રાખ્યું નહિ, કારણ કે તેના ચિત્ત ઉપર કોઇ પ્રકારનો વિશિષ્ટ બોજો નહોતો, અને તેની અનિદ્રા કોઇ ચિંતાને કારણે જન્મ પામી નહોતી.

'રાધાબહેન, રાધાબહેન !' ઓરડામાંથી કારમો ધીમો સ્વર સંભળાયો.

એ સુશીલાનો જ સ્વર હતો. હરિહર બિછાનામાંથી ઉઠે તો પહેલાં સુશીલાએ પ્રયત્નપૂર્વક ઉચ્ચ સ્વર કાઢીને કહ્યું: 'રાધાબહેન, મને જરા પાણી પાઓ !'

હરિહર ઉઠયો, અને તે ઓરડાના દ્વાર પાસે જઇને ઉભો પણ દ્વાર બંધ હતું ! નજીકના ખંડમાં પુરૂષ સૂતો હોય ત્યારે પોતાની જાતની જાળવણીની અગમચેતીને ખાતર પોતાનો સૂવાનો ઓરડો

બંધ રહેવો જોઇએ એવી સાધારણ સ્ત્રીઓના જેવી જ નર્સ રાધાની સમજ હતી. બે વાર બોલાવ્યા છતાં રાધા ઉઠી નહિ, કારણ કે તે ઘસઘસાટ ઉંઘતી હતી. હરિહરે બહારથી પૂછ્યું: ‘ તારે પાણી પીવું છે ? રાધાબહેન જાગતાં નથી ? ’

‘ના. તે તો ઉંઘે છે.’ મંદ સ્વરે સુશીલા બોલતી સંભળાઇ.

રાધાને જગાડવાને જરા ઉચ્ચ સ્વરની અને ઘોર ઘાંટાની જરૂર હતી, પરન્તુ સુશીલાથી એ બને તેમ નહોતું. આથી હરિહરે બારણું ખખડાવતાંની સાથે ‘રાધા બહેન, રાધા બહેન’ની બૂમો મારવા માંડી. પચીસેક બૂમો પછી રાધાબહેનના મુખમાંથી હુંકાર નીકળ્યો, હરિહર બોલ્યો: ‘રાધા બહેન ! બારણું ઉઘાડો ! ’

રાધાએ બારણું ઉઘાડયું અને પુછ્યું: ‘ કેમ, શું છે ? ’

‘ સુશીલા કયારની બૂમ મારે છે, તેને પાણી પીવું છે, અને તમે બૂમો માર્યા છતાં જાગ્યાં નહિ.’ હરિહરે જરા ઉકળેલે સ્વરે કહ્યું.

‘ તો તમારે પાણી આપવું જોઇતું હતું; મારે શું રોજ જાગીને મરી જવું ? ’

‘ પણ તમે દ્વાર બંધ રાખો છો, પછી કેવી રીતે બીજું કોઇ પાણી આપી શકે ? ’ હરિહરે સામી દલીલ કરી.

‘ દર્દીએ બૂમ મારી, ત્યારે પોતાની મેળે દ્વાર ઉઘાડીને કેમ તમને આવવા ન દીધા ? ’

હરિહરને હવે ખરેખર ગુસ્સો ચડયો. તે બોલ્યો: ‘ આ તમે કેવું બોલો છો ! ટાઇફોઇડ તાવવાળા દર્દીથી બિછાનું છોડી ન શકાય તેનું કેમ ? અને જો દ્વાર ઉઘાડી શકાય તો દર્દીથી જાતે પાણી લેવા

પણ ઉઠી શકાય, પછી તમને તે બૂમ શા માટે મારે ?' રાધા પણ સામે ઉકળી, પરન્તુ તેનાથી કોઇ વાજબી દલીલ કરી શકાય તેમ નહોતું. આથી મ્હોં ચડાવીને તેણે એક પ્યાલામાં પાણી લીધું અને પ્યાલો સુશીલાને મ્હોંએ માંડયો. નાને નાને ઘૂંટડે પાણી પાવાને બદલે ગુસ્સે થએલી રાધાએ મોટી ધારે તેના મુખમાં પાણી રેડ્યું અને પૂછ્યું: 'કેમ હવે વધારે પીવું છે ?'

માંડમાંડ પાણી ગળે ઉતારીને સુશીલાએ ડોકું હલાવી નકાર સૂચવ્યો.

હરિહરે રાધાને પૂછ્યું: 'અત્યારે વધુ તાવ છે ?'

રાધાએ ચડેલે મ્હોંએ જ જવાબ વાળ્યો: 'હા.'

'કેટલો હશે ?'

'એકસો પાંચ.'

'એકસો પાંચ ! પણ તમે તાવ માપ્યો નથી.'

'માપ્યા વિના હું તે જાણી શકું છું.'

'ત્યારે તો તેને માથે બરફ મૂકવો જોઇએ.'

'ઠંડી રાતમાં બરફ મૂકયા વિના ચાલે.'

'પણ બરફ તૈયાર છે, તો પછી તેમ શા માટે ચલાવવું જોઇએ ?'

રાધા હરિહર ઉપર ખરેખર ગુસ્સે થઇ, પણ તેની સ્થિતિ વિલક્ષણ બની હતી. તાવ માપ્યા વિના જ તે ગુસ્સામાં 'એકસો પાંચ' બોલી ગઇ હતી, અને હવે તે ગુસ્સાના જ ફળરૂપે બરફ મૂકવાની 'ફરજ' હરિહર તેને યાદ દેવડાવી રહ્યો હતો !

રાધાને બરફ ભાગીને કોથળીમાં ભરી સુશીલાને શિરે મૂકયા વિના ચાલ્યું નહિ. એટલો વિધિ કરીને તે પાછી બિછાનામાં જઇ સૂતી. હરિહર પણ પોતના બિછાનામાં જઇ સૂતો.

બીજે દિવસે રાધાએ ડાકટર પાસે નિવેદન કર્યું કે સુશીલા રાત્રે ઉંઘી શકતી નથી, લવારો કરે છે, બહુ તકલીફ આપે છે; અને વારે વારે બિછાનામાં ઉઠબેસ કરે છે। હરિહરે ડાકટરને કહ્યું કે સુશીલા એવી કાંઇ ખાસ તકલીફ આપતી નથી, રાત્રે માત્ર એક બે વાર પાણી માગે છે. આથી રાધા ગુસ્સે થઇ અને બોલી : 'પ્રાણજીવન-ભાઇ ! દર્દીની ખરી સ્થિતિ આપ ન સમજી શકો. આપ તો આજ રાત્રે થોડું જાગ્યા હશો, પણ હું ત્રણ દિવસથી દર્દીની રાતની સ્થિતિ જોઉં છું અને માનું છું કે એના મગજને રાત્રે આરામ મળતો નથી, તેથી જ તેને વધુ તાવ રહે છે.'

ડાકટરે 'ઠીક છે' કહી દર્દીને રાત્રે ઉંઘ આવે એવી દવા મોકલી, જેમાંથી રોજ પાંચ 'મિનિમ' દવા રાત્રે નવ વાગ્યે પાણી સાથે આપવાની હતી.

તાવ શરૂ થયાને ચૌદ દિવસ વીતી ગયા, સુશીલાનું શરીર કૃશ થતું ચાલ્યું, ખોરાકમાં માત્ર રોજ બે મુસંબીનો રસ લઇ શકાતો પણ તાવ એક સરખી સ્થિતિમાં ચાલુ જ રહ્યો. ડાકટર આશા આપતો કે દર્દીને કોઇ જાતની હરકત આવવાની નથી, કારણ કે તાવ ચાલુ હોવા છતાં શરીરમાં બીજા કોઇ દર્દની ગુંચવણ ઊભી થવા પામી નથી; માત્ર દર્દને લગતી સાધારણ અશક્તિ છે, પરંતુ તે તો આવા દર્દમાં હમેશાં બને છે જ. આથી ઘરનાં સૌ કોઇની ચિંતા ઓછી થતી; પરંતુ સુશીલાની માનસિક નબળાઇ વધતી હતી અને જીવનની આશા ઘટતી જતી હતી. તાવ ચડતો ત્યારે તે વ્યાકુળ થતી, આમ-તેમ તરફડતી અને એ વ્યાકુળતા ઓછી કરવાને નર્સ તેને ઠંડુ પાણી, કે બરફ નાંખેલું સોડાવોટર આપતી અને માથે બરફની કોથળી કે કોલનવોટરનું પોતું મૂકતી; પરંતુ એ તો માત્ર શારીરિક વ્યાકુળતાનો ઉપચાર હતો. તેના ચિત્તને શાન્ત કરનારી વચનસુધા એ ગરમ મિજાજની રાધા પાસેથી તેને મળે તેમ નહોતું. હરિહર

તેને વાતોવડે શાંતિ આપવા યત્ન કરતો, જમના પણ તેને મસ્તકે મમતાથી હાથ ફેરવીને મીઠા શબ્દો સંભળાવતી, પરન્તુ નર્સનો હુકમ થતોઃ 'દર્દી સાથે વધુ વાતચીત કરવાની ડાકટર સાહેબની મનાઇ છે!' અને સુશીલા મનોભંગ અનુભવતી પડખું ફેરવી સૂઇ જતી, તથા હરિહર કે જમના ગુપચુપ મૂગાં બનીને બહાર ચાલી જતાં. એ વખતે સુશીલાને પોતે કોઇ કેદખાનામાં પુરાઇ હોય અને પોતાની છાતી ઉપર ભરી બંદૂકે પહેરેગીર ઉભો હોય એવો ભાસ થતો, પણ તે કશું બોલતી નહિ; એ અસહ્ય સ્થિતિ હરિહર પાસે કે જમના પાસે તે બોલી બતાવતી નહિ, પછી ખુદ પહેરેગીર–રાધા પાસે તો કહે જ શાની ? રાધા કોઇ કોઇ વાર જે અકળામણ દાખવતી, ગુસ્સો કરતી, તોછડો જવાબ આપતી, હુકમ કરતી, તેથી સુશીલામાં એક પ્રકારની ભયની લાગણી જન્મ પામી હતી. સ્વભાવે સુશીલા કોઇથી ડરે તેવા નિર્બળ મનની નહોતી, પરન્તુ લંબાયલી માંદગીએ તેનામાં જે શારીરિક અને માનસિક નિર્બળતા આણી હતી, તેથી એનામાં એ લાગણી ઉદ્‌ભૂત થઇ હતી. દવા પીતાં તેને વસમું લાગતું, કિંવા પાસું તપતું ત્યારે તેને બિછાના પાછળ તકીઓ મૂકી બેસવાનું મન થતું; પરંતુ રાધાને એવું કહેતાં તે ડરતી. હોઠે દવાનું પ્યાલું હોય, પણ તે પીતાં તેની આંખો રાધાના મુખ ભણી હોય, અને તેમાં ભયની સ્પષ્ટ રેખાઓ તરી આવી હોય! જ્યારે તે બહુ અકળાતી ત્યારે તે જમનાને માત્ર કહેતીઃ 'જમનાબહેન, મને બહુ મુંઝવણ આવે છે, હો.'

જમના તેને ધીરજ આપતીઃ 'હશે, માંદગીના થોડા દિવસ મુંઝવણ વેઠવી પડે, શું કરીએ? આપણો કાંઇ બીજો ઉપાય છે?'

'પણ તમે મારી પાસે આવીને બેસતાં હો તો?'

'કેવી રીતે બેસું બહેન? ડોસીને હજી સારૂં ક્યાં છે? તાવ ઉતર્યો તોય શી ખબર શાથી સનેપાત જતો નથી અને લવારો

કરે છે, ઉઠી ઉઠીને નાસે છે! ડાકટર અને વૈદ્ય બેઉ કહે છે કે જ્યાંસુધી ડોસીનું પેટ સાફ નહિ થાય ત્યાંસુધી એ ઘેલછા રહેશે. હવે એમને રેઢાંયે કેમ મૂકાય ?'

અને એ રીતે સુશીલાના નિર્બળ મનના વ્રણો ઉપર નાનાં સંતોષનાં થીગડાં લગાવવામાં આવતાં, અને માંદગી લંબાયે જતી.

* * *

આયુર્વેદિક દવાઓની જરૂર પડે તો

ઊંઝા ફાર્મસીની મુલાકાત લેશો

કારણ આ સંસ્થા, શાસ્ત્રોક્ત અને અનુભવસિદ્ધ દવાઓ બનાવવા માટે ૪૫ વર્ષથી સુપ્રસિદ્ધ છે.

સ્ત્રીઓના— પ્રદર, ૠતુદોષ વંધ્યત્વ, કસુવાવડ તથા ગર્ભાશયના રોગો માટે ઊંઝા ફાર્મસીની

(હાથી છાપ) 'સુંદરી સંજીવની'

અમૃત તુલ્ય છે. કિ. બા. ૧, નો રૂ. ૧| બા. ૩ ના રૂ. ૨॥=

ઊંઝા ફાર્મસી ગાંધીરોડ, અમદાવાદ. મુંબઇ નં. ૨. પુનાસીટી તથા ઊંઝા

## વૈદ્યો, ડોકટરો, કંપાઉન્ડર્સ અને ફાર્મસીવાળાઓને ઉપયોગી

## PILLS & TABLETS MFG.

ટેબલેટસ અને પીલ્સ બનાવવાનું હમો સસ્તા ભાવથી કરી આપીએ છીએ.

### ટેબલેટસ અને પીલ્સના ભાવ

૧ થી ૧૦ ગ્રેન સુધીના ટેબલેટસ હજારના ૦–૧૨–૦

તથા ગોળીઓ ૧ થી ૨ ગ્રેનના હજારના ૦–૧૨–૦

વધારે પ્રમાણમાં પાડવાના ભાવ રૂબરૂ મળેથી ખુલાસો મળશે. પીલ્સ ઉપર સીલવર તથા ગોલ્ડનું કોટીંગ કરી આપીએ છીએ.

ઠેકાણું **ડૉ. સી. જી. ગાંધી** H. M. B. 'હોમીયોપેથીક'

માંડવીની પોળ—શેઠની પોળ, સાતસ્વરૂપની હવેલી સામે અમદાવાદ.

---

## વાંચો! જરૂર વાંચો! અનુભવસિદ્ધ દવાઓ

**જ્વરનાશક ગુટીકા:** ગમે તેવો તાવ હોય તેના માટે બે ગોળી લેવાથી તુરત મટે છે. ગોળી બે સવારસાંજ પાણીમાં લેવી. બા. ૧ની કી. ૦–૮–૦.

**ગર્ભાધાન પાવડર:** સ્ત્રીઓના રોગની ખાસ દવા આ દવા લેવાથી ગર્ભાશય શુદ્ધ થઇ ગર્ભની પ્રાપ્તી કરે છે. લોહીના તથા પ્રદરને મટાડે છે. બા. ૧ની કી. રૂા. ૨–૪–૦. ટ. ખર્ચ જુદું.

**દીલરંજન ચાકુતી:** ગમે તેવી નબળાઇ દૂર કરી અજબ શકિત આપે છે. વીર્ય-સ્થંભન થાય છે. ભુખ લગાડે છે. શરીર આનંદમાં રાખે છે. બા. ૧ની કી. રૂા. ૬–૦–૦. ટ. ખર્ચ જુદું. સૂચીપત્ર મંગાવો:—

**વૈદ્યશાસ્ત્રી હીરાલાલ જે. ભટ્ટ** પાલીયાદ. B. S. RY.

**ધી. આયુર્વેદિક ઔષધાલય: પાલીયાદ** (કાઠીયાવાડ) B. S. RY.

# પ્રકરણ ૩૯મું

## 'એ મારા ના...થ !'

આજે સુશીલાના તાવનો એકવીસમો દિવસ હતો. ત્રીજે અઠવાડિયે તાવ ઉતરવાની જે આશા હતી, તે પાર પડી નહિ, તેથી હરિહરના ચિત્તમાં ચિંતા ઉપસ્થિત થઇ હતી. તેણે તાવના માપનો ભીંતે લટકાવી રાખેલો નકશો જોયો, પણ તેમાં તાવ ઓછો થતો હોવાની કે કશો સુધારો થતો હોવાની પરિસ્થિતિ માલૂમ પડી નહિ. સુશીલાના જીવનની આશા ઉપર અંધકારની આછી છાયા ફરતી તેને ભાસવા લાગી. તેથી ખિન્ન થવું કે હર્ષિત થવું તે તેને સમજાતું નહોતું. બેઉ હાથ વડે બેઉ લમણા પકડી તે આરામ-ખુરશીમાં વિચારવિવશ બેઠો હતો.

'દવાનો ટાઇમ થયો છે, માથું સમું રાખીને સૂઓ.' દર્દી પ્રત્યેનું રાધાનું સૂચન હરિહરે સાંભળ્યું. તેનું ચિત્ત અને દૃષ્ટિ તે તરફ દોરાયાં. રાધા બાટલીમાંથી કાચના પ્યાલામાં દવા રેડતી બિછાના પાસે ઊભી હતી.

સુશીલા ધીરે ધીરે પાસું બદલાવતી અને માથુ સમું રાખવા યત્ન કરતી દેખાઇ. રાધા બોલી: 'એમ માથું રખાય ? આમ વચ્ચોવચ્ચ રાખો !' રાધાએ ત્વરાથી સુશીલાનું મસ્તક બીજે હાથે પકડી સમું રાખ્યું. 'હવે મ્હોં ઉઘાડો.' રાધાની આજ્ઞા થતાં સુશીલાએ ધીરે ધીરે મ્હોં ઉઘાડયું. રાધાએ મુખમાં દવા રેડવા માંડી, પણ સુશીલા ગળા હેઠળ દવા ઉતારી શકે તે કરતાં પ્યાલામાંની દવાની ધારાનો વેગ વધારે હતો. રાધાએ ગુસ્સાપૂર્વક ઠપકો દેવા માંડયો : 'આમ કેમ કરો છો? દવા એકદમ કેમ ઉતારતાં નથી ? સાજા નથી થવું કે શું ? '

સુશીલાએ માંડ માંડ દવા ગળા હેઠળ ઉતારી અને પ્યાલામાંની બાકી રહેલી દવા રાધાએ તેના મુખમાં રેડી, પ્યાલું પાછું સાફ કરી

મેજપર મૂક્યું. હરિહર અકળાએલે ચિત્તે દર્દી પ્રત્યેની રાધાની અળખામણી રીતભાત જોઈ રહ્યો. હુકમ, ઠપકો, ધમકી, એ બધામાં તુરંગના કેદી પ્રત્યેના પહેરેગીરના વર્તનનો જ તેને આભાસ થયો. તેણે સુશીલાના વદન ઉપર દૃષ્ટિપાત કર્યો. તેની બેઉ આંખોની પાંપણો ઉપર એક એક અશ્રુબિંદુ લટકી રહ્યું હતું. હરિહરની અનુકંપાવૃત્તિના તાર ઝણઝણી ઉઠયા, કેટલીક ક્ષણો સુધી ધ્રૂજી રહ્યા, પણ છેવટે તે શાંત બન્યા. 'હું લાચાર છું, શું કરૂં?' એ તેના દિલનો અશ્રાવ્ય ઉદ્દગાર હતો.

રાત્રિના નવ વાગ્યા એટલે સૂતી વખત પહેલાંની રોજ અપાતી દવા આપવા રાધા તૈયાર થઈ. હરિહર બિછાના પાસે જ ઊભો હતો. રાધાએ નાના 'મેઝર ગ્લાસ'માં બાટલીમાંથી દવા રેડી, અને તેમાં તે પાણી રેડવા જતી હતી, એટલામાં હરિહર તેની પાસે જઈને તેનો હાથ પકડતો બોલ્યો:

'થોભો, કેટલી દવા આપો છો?'

'પાંચ મિનિમ.'

'આ પાંચ મિનિમ છે કે દસ મિનિમ છે?'

'પ્રાણજીવનભાઈ! મારા કામમાં આડે ન આવો; દવાનું માપ તમે શું સમજો?'

'હું સમજું છું; મેઝરગ્લાસ ફરીથી જુઓ, અને કહો કે એ પાંચ ટીપાં દવા છે?' હરિહરે આંખ ફેરવીને પડકાર કર્યો.

'મિનિમ અને ટીપાંનો ફેર તમે ન સમજો!' રાધાએ જવાબ આપ્યો.

'હું સમજું છું. હું એટલી કેફની દવા આપવા દેવાનો નથી. શું રોજ તમે આટલી દવા આપતાં'તાં?'

રાધા મૌન બની હરિહરની સામે ટગરટગર જોઈ રહી.

'હું પૂછું છું કે રોજ તમે આટલી દવા આપતાં હતાં કે કેમ?'

'હું તમને જવાબ આપવા ઈચ્છતી નથી; એ જવાબ હું ડાક્ટરને આપીશ.' રાધાએ રૂઆબથી જ જવાબ ઉડાવ્યો.

'તમે અત્યારે ને અત્યારે વિદાય થઇ જાઓ ! મારે તમારી પાસે દર્દીની સારવાર કરાવવી નથી.' એમ કહી હરિહરે રાધા પાસેથી મેઝરગ્લાસ ઝુંટવી લીધો.

તુમાખી રાધાથી પણ આ અપમાન વેઠાય તેમ નહોતું. તે તત્ક્ષણ પોતાનાં કપડાં અને ચીજો સંકેલી ચાલતી થઇ.

સુશીલા ચુપચુપ બિછાનામાં પડી પડી અવનવો અને કારમો પ્રકાર કાંઇક ભય અને ચિંતાથી જોઇ રહી હતી. રાધા ગઇ એટલે તે સ્વામીની ભણી તાકી રહી. હરિહર મેજ પરની દવાની બાટલીઓ, મેઝરગ્લાસો, મુસંબીઓ વગેરેની સાથે જાણે કાંઇ વાતચીત કરી રહ્યો હોય તેમ તેની સામે તાકી રહ્યો હતો. તેના કપાળ પર ચિંતનની કરચલીઓ હતી, તેના ઓઠ પર નિશ્ચય હતો, તેની આંખોમાં કોપ હતો, તેની આંગળીઓમાં અધીરાઇ હતી. થોડીએક ક્ષણો એ જ સ્થિતિમાં તેને જોઇ રહીને સુશીલા મંદ સ્વરે બોલી: 'હવે શું કરશો ?'

પણ એ પ્રશ્ન હરિહરે સાંભળ્યો નહિ. થોડી ક્ષણો ચુપકીમાં પસાર થઇ ગઈ અને સુશીલાએ પુનઃ પ્રશ્ન કર્યો : 'સાંભળતા નથી ?'

'શું વારૂ ?'

'હવે શું કરશો ? ડોસી હજી ખાટલાવશ છે.'

'હા, હું જાણું છું.' ગંભીર વદને હરિહરે જવાબ આપ્યો.

એટલામાં દવેજી આવ્યા અને બહાર રહી બોલ્યા : 'અરે પ્રાણજીવન, આ તેં શું કર્યું ? રાધાબાઇ ચાલ્યાં ગયાં ! તેં લઢવાડ શા માટે કરી ?'

'મને એવી નર્સનું કામ નથી કે જે પોતાની ઉંઘને માટે દર્દીને ડાકટરની સલાહ કરતાં વધુ ઘેરી દવા આપે.' હરિહર ઓરડાની બહાર તેમની પાસે જઇ બોલ્યો.

'શું રાધાબાઇ એમ કરતાં'તાં ?'

'આ રહી દવા; જુઓ, પાંચને બદલે દસ ટીપાં કેફની દવા આપવા તેણે તૈયાર કરી હતી, એટલે દર્દી કેફમાં પડયું રહે, પોતે ઘસઘસાટ ઉંઘ્યા કરે અને પાણી પાવા ઉઠવાનીયે તકલીફ ન પડે.'

'ના, ના, એમ ન હોય. દવાનું માપ આપણે શું સમજીએ?'

'હું સમજું છું.' હરિહર જરા અચકાયો. આ વેશમાં તે નાસીકની હોસ્પિટલના અનુભવની વાત કહેવા જતો હતો. તે થોભ્યો અને બોલ્યો: 'કાશીની ઇસ્પિતાલમાં હું દોઢ મહીનો માંદો રહેલો ત્યારે દવાઓના માપની અને બીજી કેટલીક સમજ મને પડેલી. ડાકટરને સવારે આ દવા બતાવજો, એટલે તમારી ખાત્રી થશે. મને લાગે છે કે એ રાંડ રોજ વધારે પડતી કેફની દવા આપતી હોવી જોઇએ, પણ આ વખતે મારૂં ધ્યાન સહજ તે ઉપર પડયું અને તે પકડાઇ.'

'ત્યારે તો ભારે વાત કહેવાય.'

'અરે, ખરી રીતે કેફની દવાની જરૂર જ નહોતી. ડાકટરને જેમ તેમ સમજાવીને દર્દીને ઉંઘદ્વારા આરામ આપવાની જરૂર તેના મગજ ઉપર ઠસાવી તેણે આ દવાની તેની પાસે હા પડાવેલી. મેં ઘણુંયે કહેલું કે કેફની દવાની જરૂર નથી, પણ ડાકટરે મારૂં ન માન્યું અને એનું માન્યું.'

'પણ હવે શું કરીશું? બીજી કોઇ બ્રાહ્મણ નર્સ ગામમાં નથી.' દવેજીએ આવી પડેલી મુસ્કેલીનો હરિહરને ખ્યાલ આપ્યો.

જમનાએ આવતાં આવતાં સસરાના છેલ્લા બોલો સાંભળ્યા અને તે બોલી: 'બ્રાહ્મણ નર્સ ન મળે, તો ખ્રિસ્તિ નર્સ ચાલશે. હમણાં તો સુશીલાને ફક્ત મુસંબી જ આપીએ છીએ, એમાં કાંઇ વટાળ નથી. દૂધ-કાંજી આપવાનાં હશે, તો નર્સને હાથે નહિ આપતાં હું આપીશ.'

દવેજી બોલ્યા: 'ત્યારે ડાકટરને બોલાવીને કહીએ કે આ રાંધા તો બાધા જેવી નીકળી, માટે બીજી નર્સ મોકલો.'

જમના બોલી: 'હાસ્તો, નર્સ વિના હમણાં નહિ ચાલે. ડોસી જરા ઉઠતાં બેસતાં થાય, ત્યાંસુધી તો જરૂર.'

હરિહર બોલ્યો: 'પણ મારે હવે નર્સને બોલાવવી જ નથી.'

'ત્યારે શું કરવું છે ?'

'હું પોતે જ સારવારમાં રહીશ.'

જમના અને દવેજી ક્ષણભર અવાક્ બનીને હરિહરના મુખ સામે તાકી રહ્યાં. હરિહર તેમની સ્તબ્ધતાનો મર્મ સમજી ગયો અને બોલ્યો: 'મારા વ્રતભંગનું જે કાંઇ પ્રાયશ્ચિત્ત થશે તે હું પાછળથી ગ્રહણ કરીશ.'

દવેજીનું અંતર ઉલ્લાસથી ફૂલ્યું. જમનાની આંખો હસી રહી. શિખામણો અને આગ્રહ છતાં જેણે પોતાના વ્રતને અડગપણે વળગી રહેવાનો નિર્ધાર અત્યારસુધી દાખવ્યો હતો, તેણે આ આપત્તિને પ્રસંગે વ્રતને બાજુએ મૂકવાની તથા વ્રતભંગ માટે પ્રાયશ્ચિત્ત લેવાની તત્પરતા બતાવી, તેથી એક જુવાન અને વૃદ્ધ, એ બેઉ હૃદયો આનંદિત થયાં. ગંગાશંકર દવેનો એવો ખ્યાલ હતો કે પ્રાણજીવને ઘણાં વર્ષો સુધી હઠયોગનો અભ્યાસ કર્યો છે એટલે તેનો સ્વભાવ બહુ હઠાગ્રહી થઇ ગયો છે, પરન્તુ હવે તેમને લાગ્યું કે તે દુરાગ્રહી નથી. અને તેમના અંતરમાં સંતોષની ઉજ્જવલ રેખા ફૂટી. જમનાને પણ તેટલો જ આનંદ થયો. સુશીલા અને પ્રાણજીવનનો પહેલો મેળાપ તેણે જ આગ્રહપૂર્વક ગોઠવ્યો હતો; તે સમયે એ મેળાપમાં જે અપુર્ણતા રહી હતી, તે અપૂર્ણતા હવે નહિ રહે એ જોઇ તેને પણ સંતોષ થયો. પોતાના જીવનકોડ પૂરવામાં જે અપૂર્ણતાઓ રહી હતી તેની પૂર્ણતા, બીજાં દંપતીઓના કોડ પુરાતા જોઇને જે તે રાચતી તેમાં થતી: તેવાં દશ્યો જોવાથી કે સાંભળવાથી અસૂયા કે વિકારની જાગૃતિ અનુભવવાનો કેટલીક વિધવાઓનો સ્વભાવ હોય છે: કેટલીકને પોતાના કોડ પુરાવાનો એ રીતે અનુભવ થાય છે;

જમના આ બીજા પ્રકારની તરૂણ વિધવા હતી. તેણે પૂછ્યું: ‘ પણ પ્રાણજીવનભાઇ ! તમને એની સારવાર કરતાં કેમ ફાવશે ? ’

‘ જેવું ફાવશે તેવું કરીશ, પણ આ રાંડ રાધા કરતાં તો મારી સારવાર જરૂર સારી હશે. તેની રીતભાત, તેની તોછડાઈ, તેનો હુકમ, તેની તુમાખી એ બધું જોઇને હું બહુ કંટાળ્યો હતો: પણ નિરૂપાયે ચૂપ બેસીને જોયા કરતો હતો; આજ તો આડો આંક વળી ગયો; પોતાની ઉંઘને માટે રાંડ ગજબ કરતી’તી. ’

‘ ઘણું જીવો બેટા ! ’ ગંગાશંકર દવે ઉલ્લાસથી બોલ્યા: ‘ ગમે તેવી માવજત હોય, પણ અંતરના માણસના જેવી મમતાભરી માવજતને તોલે બીજા કોઈની માવજત ન આવે. ફક્ત આપણી માવજતમાં દર્દ સબંધી જ્ઞાનનો અભાવ હોય છે, એટલું ખરૂં. ’

‘ તેની કશી ફીકર નહિ, માવજત માવજતને શીખવશે. ’ હરિહર બોલ્યો.

‘ જરા પાણી આપો. ’ એવો મંદ સ્વર પાછળથી આવતાં હરિહર અંદર પેઠો અને ચંબૂમાંથી એક પ્યાલામાં પાણી લઇ ધીરે ઘૂંટડે પોતાને હાથે સુશીલાને પાયું.

પછી સુશીલાને મસ્તકે હાથ મૂકી તે તેના મુખ સામે જોઇ રહ્યો. સુશીલાએ સ્વામીના હસ્તનો પહેલી જ વાર—ના ના, માહ્યરામાં હસ્તમેળાપ કરનાર એ જ સ્વામી હતો તે સુશીલાને હજી સાંભરતું હતું—જીવનમાં બીજી વાર સ્પર્શ અનુભવ્યો ! તેને કારમો રોમાંચ થયો અને ફાટી આંખે તે સ્વામીની આંખોમાં જોઇ રહી. એ કીકીઓમાં સ્નેહનું અમૃત કેવું દ્રવી રહ્યું છે તે જોવાની જ પ્યાસ સુશીલાની ઉંડી ઉતરી ગએલી આંખોની કીકીઓમાં તગતગતી હતી. હરિહર બોલ્યો: ‘ આજથી હું જ તારી માંદગી દરમ્યાનનો પરિચારક છું—સેવક છું, સુશીલા ! ’

એ લાગણીવિવશ, નિર્મળ, સરલ હૃદય દ્રવ્યું; જીવનમાં તેણે એજ ક્ષણે માંદગીમાં પણ પરમ સ્વર્ગસુખ અનુભવ્યું; હરિહરની

કીકીઓમાંથી ઝરતું અમૃત પોતાપર અપૂર્વ સુખાભિષેક કરી રહ્યું હોય એવો તેને ભાસ થયો. પોતાના શરીરમાં તાવ નથી, નિર્બળતા નથી; અંતરમાં જીવન વિષે ચિંતા નથી, અસંતોષ નથી; કોઇ ક્ષણે પોતે રોગીષ્ટ કે અસંતુષ્ટ હતી એવું તેને સાંભરતું નથી: સુશીલા અજબ ચેતન અને ઉલ્લાસથી હાથ ઉંચા કરી સ્વામીની કોટે વળગી પડતાં ઉચ્ચરી: 'ઓ માગ ના...થ!'

'ના...થ' શબ્દોચ્ચારમાં ગદ્‌ગદ્‌તા હતી, નેત્રદ્વયમાં અશ્રુ-ધારા હતી.

અને એ દૃશ્ય જોઇને આઘા ખસી જતાં ગંગાશંકર તથા જમનાની આંખોમાં પણ આનંદનાં ઝળઝળીયાં હતાં.

* * *

૧૯૩૯ માં
નવી
નોવેલ્ટી.

વગર ચાવીનું વાજું

કયું ?

એટલાસ ફોન મોડલ
નં. ૨૦૨ B.

 કીંમત માટે લખો : 

લાયન સાયકલ એન્ડ ફોનો સ્ટોર્સ

૮૧૦, ગાંધીરોડ—અમદાવાદ.

# પ્રકરણ ૪૦મું

## પાર્વતીને મનહરનું આમંત્રણ

જે બાજી હાથ–વેંતમાં સફળ થવાની હતી, તે હવે બહુ વિલંબમાં પડી ગઇ હતી. તેથી અધીરા મનહરનો ઉત્સાહ શિથિલ બની ગયો હતો. તેના અંતરમાં જે સ્ફૂર્તિ હતી, પ્રત્યેક ક્ષણે જે તનમનાટ રહ્યા કરતો હતો, વિજયી સાહસ માટે ઉમંગ વ્યાપતો હતો, તે બધાં નરમ પડી ગયાં હતાં, અને તેને એટલી તો ખાત્રી જ હતી કે આ બાજીમાંથી પોતાને મોટી રકમનો લાભ થયા વિના રહેવાનો નથી, પરન્તુ લાભ ઉતાવળે થવાની આશા હવે તેને છોડી દેવી પડી હતી. કાચું ફળ ક્યારે પાકશે અથવા તો ધારેલી બાજી ક્યારે પાર પડશે તેવું ભવિષ્યદર્શન તેની તીવ્ર બુદ્ધિશક્તિ પણ કરી શકતી નહોતી; છતાં તેને પોતાના પ્રયત્નમાં વિશ્વાસ હતો અને તે એ પ્રયત્ન ચાલુ રાખ્યા કરતો હતો.

તે નાસીક ગયો અને સૌથી પહેલાં તેણે ત્યાંની સાર્વજનિક હોસ્પિટલમાં તપાસ કરી. ત્યાંના મુખ્ય ડાકટરને તે મળ્યો અને પુછ્યું: ' સાહેબ, મારા સાંભળવામાં આવ્યું છે કે આપની હોસ્પિટલમાં થોડા માસ પહેલાં એક બાવો મરણ પામ્યો હતો, તેનું નામ આપ જાણો છો ? '

આવા અજાણ્યા માણસના કારમા પ્રશ્નનો જવાબ એક મોટો ડાકટર આપવાની દરકાર કરે તેમ નહોતું; પરંતુ મનહરનો રૂવાબ મુંબઇના એક શ્રીમંત ગૃહસ્થને છાજે તેવો હતો, એટલે ડાકટરે તેને તરછોડી કાઢ્યો નહિ. મનહરે કપોળશાહી પાઘડી પહેરી હતી, રેશમી કોટ પહેર્યો હતો, નાકે સોનેરી ચશ્મા ચઢાવ્યાં હતાં, તેના ખમીસને નીલમનાં બટન હતાં અને હાથે હીરાની વીંટી હતી. તેની બોલવાની રીતભાત વિનયી હતી છતાં તેમાં ધનિકતાનો આડંબર દેખાઇ આવતો

હતો. તે મોટરમાં જ બેસીને હોસ્પિટલમાં આવ્યો હતો અને આવતાં પહેલાં તેણે પોતાનું 'વીઝીટીંગ કાર્ડ' મોકલીને મુલાકાતની માંગણી કરી હતી. આથી ડાકટરે તેનો પ્રશ્ન શાન્તિથી સાંભળીને જવાબ આપ્યો: 'હા, એક બાવો અમારી હોસ્પિટલમાં મરણ પામ્યો હતો ખરો, પરન્તુ તેનું નામ અમે જાણતા નથી. ક્યાંથી જાણીએ? કોઇ જાત્રાળુઓ તેને બેભાન સ્થિતિમાં ઉંચકીને લાવેલા, અને જાત્રાળુઓ પણ તેને ઓળખતા નહોતા. ઘણું કરીને તે રસ્તાની બાજુએથી એક કરાડમાં પડેલો તેઓના જોવામાં આવ્યો હતો અને તેઓ તે બિચારાને અહીં લાવેલા, પણ તે બેભાન દશામાં તે જ રાત્રે મરણ પામેલો. વારૂ, આપને તે પૂછવાનું કાંઇ કારણ?'

એટલામાં એક નર્સ ડાકટરના ઓરડામાં કાંઇ કાગળ લઇને આવી, પરન્તુ ડાકટરને કોઇ શેઠીયા સાથે વાતચીત કરતા જોઇને ડાકટરની ખુરશીની પાછળ જ તે થંભી ગઇ.

મનહરે આંખમાં આંસુ લાવીને જવાબ આપ્યો:

'સાહેબ વાત એમ છે કે મારો નાનો ભાઇ કેટલાંક વર્ષથી બાવો બનીને જતો રહ્યો છે. ત્યારપછી કોઇ મહિનો એવો નહિ ગયો હોય, કે જેમાં મેં તેની શોધ માટે એકાદ મુસાફરી નહિ કરી હોય. મને કોઇએ કહ્યું કે નાસીકની હોસ્પિટલમાં એક બાવો મરણ પામ્યો હતો, એટલે તે ખરેખર મારો ભાઇ જ હતો કે કેમ તેની ખાત્રી કરવા હું આપની પાસે આવ્યો.'

ડાકટરે પૂછયું: 'અત્યારે તેની ઉમર કેટલી હોય?'

'ત્રેવીસ-ચોવીસ વર્ષની.'

ડાકટરે કહ્યું: 'ત્યારે એ બાવો પણ એટલી ઉમરનો તો દેખાતો હતો.'

પાછળ ઉભેલી નર્સ બોલી: 'અને તેનો ચહેરો પણ તમારા ચહેરાને મળતો જ હતો.'

પોતાની પાછળ ઉભેલી નર્સ તરફ હવે ડાકટરનું ધ્યાન ગયું. તેમણે તેની સામે જોઇને કહ્યું: ' ધાકુબાઇ! તે તમારા જ ચાર્જમાં હતો, ખરું ? '

' જી હા, એટલે જ હું કહી શકું છું. '

મનહર ક્ષણભર વિચારમાં પડયો હોય તેમ દેખાયો અને બોલ્યો: ' તે મારો ભાઇ જ હતો, એવી બીજી કોઇ રીતે ખાત્રી થાય, તોપે મને સંતોષ છે. '

ડાક્ટરના મ્હોં ઉપર આશ્ચર્ય છવાયું.

મનહર તે આશ્ચર્યને ઓળખી ગયો અને બોલ્યો: ' કારણ એ છે કે મારી વૃદ્ધ માતાનો તેની ઉપર બહુ સ્નેહ છે. માતાના આગ્રહથી હું ભાઇને શોધવા ભમું છું, જો કે મને આશા નથી કે તે હવે ઘેર પાછો આવે અથવા તો તે જીવતો હોય. માત્ર પૂરી ખાત્રીથી હું મારી માતાને કહી શકું, કે તે મૃત્યુ પામ્યો છે, માટે હવે તેની આશા છોડી દેવી, તો ઠેર–ઠેર ભટકવાની–મને વધુ જરૂર રહે નહિ અને માતા તરફની પજવણી ઓછી થાય. આપ સમજો છો ને સાહેબ ?'

ડાકટરે ધીમું સ્મિત કરીને કહ્યું: ' સમજું છું; ઘરડાં માબાપ ઘણી વાર પોતાની કોઇ વિલક્ષણ ધૂનથી દોરાઇને પજવે છે ખરાં, પણ અમારી પાસેથી તો આપને આથી કશી વધુ વિગત મળી શકે તેમ નથી. લ્યો સાહેબજી ! '

ડાકટરે પોતાની મેળે જ આ રીતે મનહર સાથેની વાત આટોપી અને તેમણે નર્સના હાથમાંનો કેસ લઇ પોતાનું કામ કરવા માંડયું; એટલે નછૂટકે મનહરને ' સાહેબજી, તસ્દી માફ કરજો ' એમ કહી ઉઠવું પડયું.

પણ મનહરને પેલી નર્સ પાસેથી કાંઇ વધુ વિગત મેળવવાની આશા હતી. તે ડાકટરની ઓફિસમાંથી બહાર નીકળ્યો ખરો, પરંતુ હોસ્પિટલમાં થોડી વાર ફર્યો. કેટલીક વારે ધાકુબાઇ ડાકટર પાસેથી નીકળીને પોતાના વોર્ડમાં આવી એટલે તે તેને મળ્યો અને તેણે

વિવેકથી પૂછ્યું: 'હેં, બહેન ! મૃત્યુ પહેલાં તે એક શબ્દ પણ બોલી શકેલો નહિ ?'

'ના, અહીં તો તે કશું બોલેલો નહિ; પણ જે જાત્રાળુઓ તેને અહીં લાવેલા, તેમાંના એકે પોલીસ સમક્ષની પોતાની કેફીયતમાં એમ જણાવ્યું હતું કે જ્યારે તે બાવો કરાડમાં પડેલો જોવામાં આવેલો, ત્યારે તે બેભાન નહોતો અને જ્યારે તેને પૂછવામાં આવ્યું કે 'તમે કેવી રીતે પડી ગયા ?' ત્યારે તેણે એવો જવાબ આપેલો કે 'ઉસને ફેંક દીયા !' એ માણસની કેફીયત તમારે જો વાંચવી હોય તો તમને પોલીસ ખાતામાંથી મળી શકશે.'

મનહરની છાતી જોરથી ધડકવા લાગી. તે એકદમ ઉચ્છ્વાસ ભરવા લાગ્યો. તેના કપાળે પરસેવાના બિંદુઓ જામ્યા. ધાકુબાઇને લાગ્યું કે ભાઇના મૃત્યુની વિગતથી તે બિચારો દિલગીર બને છે !

મનહરે પૂછ્યું: 'અને શું એ જ રાત્રે તે મરણ પામ્યો ?'

'હા, જી !'

મનહરે તુરત જ હોસ્પિટલ છોડી દીધી. પોલીસ ખાતામાં તેણે કશી વધુ તજવીજ કરી નહિ. તેની હવે ખાત્રી થઇ હતી કે મરણ પામેલો બાવો બીજો કોઇ નહોતો પણ પ્રાણજીવન પોતે જ હતો કે જેને મ્હોંએથી મનહરે તેની જીવન કથા સાંભળી હતી અને સાંભળેલી જીવનકથાનો ઉપયોગ કરીને પોતે જ પ્રાણજીવન બની બેસવા માગતો હતો.

પ્રાણજીવનના જીવનની જેટલી વિગત પોતાની પાસે હતી, તેટલી જ વિગત બીજા કોઇની પાસે હોવી જોઇએ એમ હવે તેની સમજમાં આવવા લાગ્યું. થોડા જ પરિચયે એ સરલ દિલના પ્રાણજીવને જેવી વાતો પોતાને મ્હોંએ કરી હતી, તેવી જ વાતો તેણે બીજા કોઇને મ્હોંએ કરી હોય એ બનવા જોગ હતું; અને તે માણસે તેના મૃત્યુની ખબર મળતાં જ મળેલી તકનો ઉપયોગ કરી લીધો હોય એમ મનહરને સમજાવા લાગ્યું. મનહરને પ્રાણજીવને પોતાનો જીવન-

વૃત્તાંત કહ્યો હતો, ત્યારપછી બીજા કોઇને તે વૃત્તાંત કહેવાનો તેને અવકાશ મળ્યો નહોતો, કારણ કે તે જ રાત્રે હોસ્પિટલમાં તેનું મૃત્યુ થયું હતું; પરન્તુ તે પૂર્વે બીજાઓને તેણે એ વાત કહી હોય એ કાંઇ અસંભવિત નહોતું. મનહરને એમ પણ લાગ્યું કે તેની જમાતનો કોઇ જોગી જ તેનો વૃત્તાંત જાણતો હોય પણ ખરો! આ કોયડો સંપૂર્ણ રીતે મનહરથી ઉકેલાયો નહિ, પરન્તુ હવે તેને તે સંપૂર્ણ ઉકેલવાની જરૂર પણ લાગી નહિ; કારણ કે પોતાના ઉપયોગ પુરતી જે કાંઇ માહિતી જોઇએ તે માહિતી તેને મળી ગઇ હતી.

મનહર નાસીકથી પાછો મુંબઇ આવ્યો અને હરગોવિંદ પંડયા તરફના કાંઇ વિશેષ સમાચાર મેળવવાની આશામાં દહાડા ગાળવા લાગ્યો. હાથ પગ હલાવવા માટેનો કાળ પરિપકવ થયા પહેલાં કશું કરવા યોગ્ય હતું નહિ એ વસ્તુસ્થિતિ તે જોઇ ચૂકયો હતો. પણ ચાણોદથી કશા સમાચાર મળે, તે પહેલાં તેની તબીયત બગડી. પહેલાં થોડા દિવસ અજીર્ણ અને માથું દુઃખવાનું દર્દ જણાવા લાગ્યું અને પછી તાવ આવવા લાગ્યો. વીશીનો ખોરાક પથ્ય નહિ પડવાથી તાવ લંબાણમાં પડયો અને શરીર અશક્ત જણાવા લાગ્યું. આ વખતે તેને સુભદ્રા સાંભરી, પરન્તુ તેને બોલાવવાનો તેનો વિચાર નહોતો. સુભદ્રાને ઘરમાંથી કાઢી મૂકી, ત્યારે તો તેના અભિલાષો કોઇ જૂદા જ હતા. તે વખતે તે પ્રાણજીવનની મીલકત અને સુશીલાને પ્રાપ્ત કરવાના ઉમંગમાં હતો, સુભદ્રા તેને તુચ્છ જણાતી હતી અને તેના બંધનમાંથી કોઇ પણ રીતે છૂટવાનો તેનો ઇરાદો હતો. અત્યારે સંયોગો જુદા હતા. અર્ધાંગના તરીકે તો નહિ પણ રસોઇ કરી આપવાને અને બિમારીમાં માવજત કરવા માટે સુભદ્રા ઘરમાં હોય તો સારૂં એવું મનહરને જણાવા લાગ્યું. પરન્તુ એકવાર ગુસ્સો કરીને કાઢી મૂકેલી અને વળી રસિકતાને નહિ સમજનારી સુભદ્રાને બોલાવવી એ તેને ગમ્યું નહિ. તેની સાથેનું જીવન જ તેને નીરસ લાગતું હતું. તેનું ચિત્ત પહેલાં સુશીલા તરફ હતું,

પણ એ આશા નિષ્ફળ જતાં ચિત્ત પાર્વતીમાં પરોવાયું હતું. સુશીલા ન મળી, પણ હવે એ પાર્વતી મળી જાય, તો સુભદ્રાની કશી જરૂર નથી એમ તેને લાગતું હતું. સંસારરથનાં બે સમાન ચક્રો તરીકે સ્ત્રી અને પુરૂષની ગણના થાય છે, પણ સૌ કોઇ એ રથના સ્ત્રીચક્રનું મૂલ્ય પુરૂષચક્ર જેટલું આંકતા નથી! સંસ્કારી લેખાતા અને સ્ત્રીસન્માનને આવશ્યક સમજનારા પુરૂષોનું આંતરમાનસ પણ જ્યારે ભભુકી નીકળે છે ત્યારે માલૂમ પડયા વિના રહેતું નથી કે સ્ત્રી તેમને માટે માત્ર ભોગની સામગ્રીરૂપ એક 'મીલકત' હોય છે! તો પછી મનહર જેવા મુંબઇગરા જુવાનને મન સુભદ્રાનું મૂલ્ય તુચ્છ પ્રકારનું હોય તેમાં નવાઇ શી? સુભદ્રા તેની પત્ની હતી; રાંધી આપવાનો અને સેવા કરવાનો અધિકાર પણ સુભદ્રાનો જ હતો; પરન્તુ સુભદ્રા મનહરને મન નીરસ હતી; રાંધી આપનારી અને સેવા કરનારી પણ જો રસિક પૂતળી મળતી હોય, તો રસહીન અર્ધાંગનાને એ રાંધવાનો અધિકાર પણ ભોગવવા ન દેવાનો એ માંદા પણ મોજીલા મનહરનો ઇરાદો હતો; તેણે ચાણોદ ખાતે હરગોવિંદ પંડયા ઉપર પત્ર લખ્યો:

"પૂજ્ય વિપ્રવર હરગોવિંદ પંડયાની પવિત્ર સેવામાં.

મુ. ચાણોદ.

'વિ. વિ. કે હાલમાં આપનો કશો પત્ર નથી, તો લખશો. હું નાસીક જઇને બધી તપાસ કરી આવ્યો છું અને તેમાં માલુમ પડયું છે કે જે માણસને આપણે મરણ પામેલો જાણીએ છીએ, તે ખરેખર મરણ પામેલો જ છે. હવે આપની તજવીજ ક્યાંસુધી પહોંચી છે અને અનુકૂળ સંયોગ ક્યારે મળે તેમ છે તે જણાવશો.

'બીજું મારે આપને થોડી તસ્દી આપવાની છે. હાલમાં લગભગ મહિનાથી મારી તબીયત નરમ રહે છે, અને દવા કર્યા છતાં તબીયત બરાબર સુધરતી નથી. લોજમાં જમવા જઉં છું, પણ ત્યાંનો ખોરાક મને અનુકૂળ આવતો નથી. આ કારણથી તમે અને

પાર્વતીબ્હેન જો અહીં આવો, તો સારૂં. તમને અને તેમને મુંબઇ જોવાનો ઇરાદો હતો, તે પાર પડશે અને મને થોડા દિવસ ઘેર રાંધી ખવાડનાર મળવાથી મારી તબીયત સુધરશે. હું તમને તમારી ઇચ્છા કરતાં વધારે દિવસ રોકીશ નહિ, તે જાણશો. આ સાથે ખર્ચને માટે રૂ. ૫૦ નો મનીઓર્ડર કર્યો છે.

'લી. આપનો સ્નેહાંકિત,

'**મનહર**'

'તા. ક. જો પાર્વતીબ્હેનની સાથે તમે ન આવી શકો તો લખમીકાકી અથવા ભાઇ શંકરને મોકલશો તો પણ ફીકર નથી. આવો તે અગાઉ પત્ર લખશો, એટલે સ્ટેશન પર હું સામો આવીશ.'

* * *




છેલ્લાં ૫૫ વર્ષથી જગજાહેર
આંખોના તમામ દરદો
માટે અકસીર
લાલા બીશનદયાલ ધરમદાસની
બનાવટનો
સુરમો નં. ૧૧ વા ૫
રજીસ્ટર્ડ રો.
અત્તર, તેલ, ગુલાબજળ, શરબતો, મુરબ્બા, અર્કો, દવાઓ વીગેરે માટે સચિત્ર કેટલોગ તથા સેંપલ એક આનાની ટીકીટ બીડી મંગાવો.
લાલા બીશનદયાલ ધરમદાસ.
જુમા મસીદ સામે, અમદાવાદ.

## જીવન વસંતની લ્હાણ

**ટોર્ચ–ઓ-લાઇફ : ટોનીક પીલ્સ :** સંપુર્ણ પુરૂષાતન માટે અદ્‌ભુત કીમીયારૂપી ખાવાની દવા. બા ના રૂા. ૫ (શીલીંગ ૧૦)

**ટોર્ચ-ઓ લાઈફ : ઓઈલ :–** ગુપ્ત ભાગની એકેએક શીથીલતા અને ખામીઓ દુર કરી નસોમાં અદ્‌ભુત પાવર અને જોમ–જોસ ઉત્પન્ન કરનારૂં પ્રખ્યાત ઓઇલ. બા. ના રૂા. ૫. (શીલીંગ ૧૦)

**સ્પાર્કલ ફીમેલ એલીકઝીયર :–** મંદ અને ઠંડી સ્ત્રીઓને સાચું સંસાર સુખ આપે છે. કી. રૂા. ૫, (શીલીંગ ૧૦)

**લવ રેઝીલીયન્ટ :–** બેડોળ સ્તનપ્રદેશને કઠણ, ઘાટીલા, મોહક અને આકર્ષક બનાવનાર ચમત્કારીક દવાની બા. ના રૂ. ૫ (શીલીંગ ૧૦)

**પેરીસ સેકસો ડીલાઈટો :–** સ્ત્રીને સંકોચન બક્ષી નવું યૌવન આપે છે. સાથે જ પુરૂષને સ્તંભન પણ. બન્નેને એક સરખો આનંદ આપનાર દવાની બા. ના રૂા. ૩. (શીલીંગ ૬.)

દરેક જાણીતા દવાવાળા અને ગાંધીઓ વેચે છે દાંપત્ય જીવન સુખી બનાવવા તેમજ જાતિય દર્દોની સારવાર માટે રૂબરૂ મળો યા લખો :–

**કુસુમ હાઉસ એજંસી.** રીચીરોડ, ખત્રીપોળ, **અમદાવાદ.**

---

## કાયમી ગર્ભ અટકાવવા

એકજ અને અજોડ અફળ રજીસ્ટર્ડ દવા કુદરતી રીતે જ હમેશાના માટે પ્રસુતીની જંજાળમાંથી મુક્ત કરે છે. માસીક રૂતુ નીયમીત ચાલુ રહી શરીર જીવનસંધ્યા સુધી નીરોગી રહે છે. કી, રૂા. ૧૦ (શીલીંગ ૨૦)

**કુસુમ હાઉસ એજંસી, ખત્રીપોળ, રીચીરોડ, અમદાવાદ.**

---

## સ્ત્રીઓની મુંઝવણ !

હવે પ્રખ્યાત ઓટીશ **પોઝીટીવ રીલીફ રેમેડીઝથી** દુર થાય છે. ગમે તે કારણે બંધ પડેલું માસીક રૂતુ સ્હેજ પણ તકલીફ વગર પાછું લાવે છે. માસીક રૂતુની બધી ફરીયાદોનો અંત આવે છે. જગતભરમાં લાખો સ્ત્રીઓ વાપરે છે. ગર્ભવંતી સ્ત્રીઓએ લેવી નહિ. ઘણી જ પાવરફુલ તાત્કાળીક અસર માટે **સુપર સ્પેશીયલ** ની બા. ના રૂા. ૨૫. (શીલીંગ ૫૦) ભારે અને **સ્ટ્રોંગ ટેબલેટની** બા. ના રૂા. ૧૦ (શીલીંગ ૨૦) **સાધારણ પીલ્સ** ની બા. ના રૂા. ૫. દરેક જાણીતા દવાવાળા અને ગાંધી વેચે છે. કાયમી તેમજ કામચલાઉ સંતતિ નિયમન તેમજ જાતિય દર્દોની અચુક સારવાર માટે રૂબરૂ મળો યા લખો :–

**પોઝીટીવ રીલીફ કંપની.** પાડાપોળ સામે. ગાંધીરોડ, **અમદાવાદ.**

# પ્રકરણ ૪૧મું

## 'ક્યાં પાર્વતી અને ક્યાં સુભદ્રા!'

મનહરે હરગોવિંદ પંડ્યાને પત્ર લખ્યો, ત્યારપછી ચાર દિવસ વીતી ગયા. મનહર ધારતો જ હતો કે પત્ર લખવાનો એ આળસુ બ્રાહ્મણ કાંઇ તુરત જવાબ આપવાનો નથી. હજી ઉપરાઉપરી એકાદ બે વાર પત્રો લખવા પડશે અને ત્યારપછી તેનો કાંઇક જવાબ આવશે, એવી તેણે પોતાના મનથી ગણત્રી કરી રાખી હતી. આજે પાછો બીજો પત્ર લખવાનો તેનો વિચાર હતો, પરંતુ એક વાર ડાકટર પાસે જઇને શરીર બતાવી દવા લઇ આવ્યા પછી નિરાંતે બપોરે તે પત્ર લખવાનો હતો.

નવ વાગતાં પથારીમાંથી ઉઠીને તેણે મ્હોં સાફ કર્યું. કોઇ એકાદ બે જણ મળવા આવ્યા, તેમની સાથે ધીમે ધીમે વાતચીત કરીને તેણે તેમને વિદાય કર્યા, છાપું આવીને પડયું હતું, તે વાંચવાનું તેને મન થયું નહિ, કારણ કે હજી ચાહ પીધી નહોતી. માંદે શરીરે ચાહ બનાવવાનું પણ તેને ગમ્યું નહિ.

તેણે કપડાં પહેર્યાં, હાથમાં લકડી લીધી અને પછી કબાટના અરીસા સામે ઉભા રહી માથાના વાળ જરા સમા કરી તેણે ટોપી પહેરી. ફીક્કું, કરમાઇ ગએલું, ઉત્સાહહીન મ્હોં જોઇને અને ઉપરથી હજામત વધેલી જોઇને તેને વિષાદ થયો. ધમધમ કરતો દાદરનાં પગથીયાં ચડનો. ચમચમ કરતી ચાલથી ચલતો, તડફડ કરતો, લાકડી ફેંકી ખુરશી ખેંચીને રૂવાબથી બેસતો મનહર આજે માંદગીથી શિથિલ બનેલે ગાત્રે પોતાના રૂપને જોઇ રહ્યો. તેણે મનમાં વિચાર્યું કે 'અત્યારે

જો પાર્વતી ચાણોદથી આવી પહોંચે તો મને જોઈને તે પાછી ચાલી જાય કે નહિ ?' આ મનોગત પ્રશ્નનો જવાબ તેનું અંતર તેને આપી શક્યું નહિ, પણ તેને લાગ્યું કે હજામત કરાવ્યા વિના તો ઘરની બહાર નીકળવું નહિ જ. ઘરમાં હજામતનો સામાન હતો, પણ હજામત કરવાની સ્ફૂર્તિ નહોતી. તેણે ચાલીમાં આવેલા હજામને બોલાવી હજામત કરાવી, માથાના વાળ સરખા કરાવ્યા, વાળમાં જરા તેલ ઘલાવ્યું, અને તે બહાર નીકળ્યો. હોટેલમાં ચાહ પીને તે ડાક્ટર પાસે ગયો. ડાક્ટરની સલાહ લઈ તેણે દવા લીધી. ત્યાંથી ગાડીમાં બેસી સીધો લૉજમાં જમવા ગયો, અને ત્યાં થોડો ભાત અને દૂધ ખાઈ તે ઘેર પાછો ફર્યો ત્યારે અગીયાર વાગ્યા. બારણું ઉઘાડીને અંદર તે પેસવા જતો હતો, એટલામાં ટપાલનો કાગળ પડેલો તેના જોવામાં આવ્યો. એ પત્ર હરગોવિંદ પંડયાનો જ હતો. બારણામાં જ ઊભા રહીને તેણે પત્ર વાંચ્યો, અને તેના વદન ઉપર ઉમંગની રેષાએ આલેખાઈ.

પત્ર વાંચીને તેને આનંદ થાય તેમ જ હતું, કારણ કે હરગોવિંદ પંડયાએ તેમાં પાર્વતી તથા શંકરને મોકલવાનું લખ્યું હતું. તેમાં જણાવ્યું હતું કે 'હું બેઉને આજની ગાડીમાં ત્યાં રવાના કરવાનો હતો, પરંતુ આજે મુંબઈની દિશામાં પ્રવાસ કરવા માટે અનુકૂળ મુહૂર્ત નહોતું, એટલે પરમ દિવસે અહીંથી પાર્વતીને તથા શંકરને રવાના કરીશ, તે પેલે દિવસે સ્હવારે મુંબઈ પહોંચશે, એટલે તે વખતે તમે સ્ટેશન પર જરૂર સામા આવજો.'

પાર્વતી આવવાની હતી, એ ચતુર પ્રેમિકા પોતાના ગૃહને શોભાવવાની હતી, એ ચમકતી વીજળી પોતાના અંધારા ઓરડાને અજવાળવાની હતી, એટલા માટે જ નહિ, પણ પોતાનો પત્ર ચાણોદ પહોંચતાની સાથે જ તે અહીં આવવાને તૈયાર થઈ, એ તેનો પોતા પરનો પ્રેમ શું મનહરને આનંદોત્પાદક ન બને ? લખમી કે હરગોવિંદ પંડયાને એ પત્ર વાંચીને પોતાના ઉપર લાગણી થઈ આવી

હોય એ પણ સંભવિત હતું, પરંતુ પાર્વતીની ઇચ્છા વિના કાઇ તેને મુંબઇ મોકલી શકે તેમ નહોતું, એ મનહર સમજતો હતો, એટલે તેનું મન તો ' પાર્વતી આવે છે ' એટલા ઉપરથી જ પાર્વતી પર પ્રસન્ન થયું હતું. તે શરીરે નબળો પડી ગયો હતો, પણ તેનું મન ઉત્સાહમાં આવી ગયું અને તેણે હરગોવિંદ પંડયાનો પત્ર ફરીથી વાંચ્યો.

પત્રમાં નડીયાદ સંબંધી માત્ર થોડું જ લખ્યું હતું કે ' નડીયાદ હું ત્રણ વાર જઇ આવ્યો છું, પણ હાલમાં કશું બને તેમ નથી; વિગતવાર પત્ર હું શંકરની સાથે લખી મોકલીશ તે ત્યાં આવીને તમને હાથોહાથ આપશે. '

આ સમાચાર મનહરને માટે નિરાશાજનક હતા ખરા, પરન્તુ પાર્વતીના આગમનથી ઉદ્ભવેલા ઉત્સાહના મોજામાં એ નિરાશા કાંઇ પરિણામકારક નીવડી નહિ. નજીકના ભવિષ્યમાં નહિ તો થોડા દૂરના ભવિષ્યમાં પણ એ બનાવટી પ્રાણજીવનને મળીને તેની પાસેથી પોતે પૈસા ઓકાવ્યા વિના રહેવાનો નથી એ તેનો મનોનિશ્ચય હતો.

' પરમ દિવસે પાર્વતી ચાણોદથી વિદાય થઇને પેલે દિવસે સ્હવારે તે મુંબઇમાં આવી પહોંચશે. ' મનહર કોટ ઉતારીને ખીંટી પર ભેરવતો મનમાં બરબડયો. તેણે ઓરડામાં ચારે પાસ નજર કરી. પાર્વતીને શું ગમશે ને શું નહિ ગમે તેની વિચારમાળા ફેરવતાં ફેરતાં તેણે જોઇ લીધું કે પાર્વતીને અહીં ન ગમે તેવું કશું નથી. ફરનીચર પૂરતું છે, બે ખંડ છે, રસોડામાં જોઇએ તેવી સામગ્રી છે, માત્ર થોડું અનાજ કે કાંઇ બીજું કાંઇ જોઇશે તે તત્ક્ષણ લાવી શકાશે. તે ' હાશ ' કરીને પલંગમાં પડયો અને છાપું હાથમાં લઇ તેનાં પાનાં ફેરવવા લાગ્યો. છાપું વાંચતાં વાંચતાં પણ તેનું ચિત્ત તો પાર્વતીના આગમનમાં જ ફર્યા કરતું હતું !

પણ બીજે દિવસ થતાં પડોશીઓના આશ્ચર્યની વચ્ચે તેણે મકાન ફેરવવા માંડ્યું ! પ્રીન્સેસ સ્ટ્રીટનો ગુજરાતીઓનો લત્તો છોડીને તે ગીરગામ જેવા દક્ષિણીઓના લત્તામાં શા માટે જાય છે, એમ પૂછતાં પડોશીઓને તેણે જવાબ આપ્યો: 'શું કરૂં ? મારી તબીયત હમણાં બરાબર રહેતી નથી, અને ત્યાં મારો એક મિત્ર રહે છે, તેને ત્યાં જમવાની વ્યવસ્થા સારી છે, એટલે મકાન બદલાવું છું.'

એક જુવાન પડોશણે મ્હોં આડું ફેરવી સ્મિત દબાવી કહ્યું: 'ત્યારે સુભદ્રાબહેનને બોલાવો ને !'

'તેની તબીયત પણ ખરાબ છે, એટલે એકને બદલે બેની માંદગીની વેઠ વળી કોણ કરે ?'

સાંજ પડતાં તો મનહરનો બધો સામાન સેન્ડહર્સ્ટ રોડ પર ખેતવાડીની એક ગલીમાં બે ખંડના નિવાસસ્થાનમાં ફેરવાઇને ગોઠવાઇ ગયો, અને તેણે છુટકારાનો દમ લીધો.

બે દિવસ વીતી ગયા. પહેલાં મનહરને રોજ એકાદ કલાક તાવ આવી જતો, પણ આ બે દિવસ તેને તાવ ન આવ્યો. કદાચ આવ્યો હોય તોપણ તેને તે લાગ્યો નહિ. જે દિવસે પાર્વતી આવવાની હતી, તે દિવસે તે પરોઢમાં ઉઠયો ત્યારે તેને શરીરમાં તાજગી લાગી. આજ તો તેણે પોતાને હાથે હજામત કરી, પાણી ગરમ કરીને સ્નાન કર્યું, માથામાં તેલ ઘાલી વાળ હોળ્યા, ચાહ બનાવીને પીધી અને પછી ભાડાની ટેક્સી બોલાવીને તે ગ્રાંટરોડના સ્ટેશન તરફ ઉપડયો. હાલનું બોમ્બે સેંટ્રલ સ્ટેશન તે વખતે નહોતું.

ગાડી આવીને થોભી અને મનહર આમતેમ દૃષ્ટિ ફેરવતો પાર્વતીને શોધતો હતો, એટલામાં પાર્વતીની આંખોએ જ તેને પકડી પાડયો અને ડબાની બારીમાંથી બહાર માથું કાઢીને તેણે બૂમ મારી: 'મનહરલાલ, આ તરફ આવો.'

મનહરે દૃષ્ટિ ફેરવી અને પાર્વતીના હસતા મુખનો દૃષ્ટિપાત તેણે ઝીલી લીધો. માંદગી દરમ્યાન કોઈ વાર નહિ આવેલું ચૈતન્ય તેના પગમાં સંચર્યું અને તે દોડતો ડબા પાસે જઈ પહોંચ્યો. ગાડીનું બારણું ઉઘાડી તે પાર્વતીનો હાથ પકડી તેને નીચે ઉતારવા જતો હતો, એટલામાં તેની દૃષ્ટિ શંકર ઉપર પડી અને તેણે હાથ પાછો ખેંચી લીધો. ' શંકર ! તું આવ્યો કે ? '

' હાજી, આપની તબીયત કેમ છે ? '

' તાવ ઉતરી ગયો છે, પણ તબીયત હજી ખરાબ જ છે. પંડયાજી અને લખમી કાકી મજામાં છે ને ? '

' જી હા. '

સામાન નીચે ઉતર્યો, સ્ટેશન બહાર નીકળ્યો અને ટેકસીમાં બેસીને જ ત્રણે મકાનપર આવ્યાં. ટેકસી જોસભેર દોડતી હતી, ત્યારે પાર્વતીથી આનંદના ઉમળકાથી હસી જવાતું હતું, અને શંકર—જીંદગીમાં પહેલી જ વાર મોટરમાં બેઠેલો એ ઉછરતો જુવાન—સ્હવારની તાજગીભરી હવામાં આમતેમ દૃષ્ટિ ફેરવી મુંબઈનાં ઉંચાં ઉંચાં મકાનો જોતો, ખુશ થતો, જાણે પોતે હવામાં ઉડતો હોય તેમ ચમકતો હતો.

મકાન પાસે ટેકસી ઉભી રહી અને સૌ ઉતર્યાં. શંકરે પૂછ્યું: ' આ કયો મહેલ્લો કહેવાય ? '

મનહરે હસીને કહ્યું: ' અહીં મહેલ્લો ન હોય, આ સેન્ડહર્સ્ટ રોડ કહેવાય છે અને આપણું મકાન ખેતવાડીમાં છે. '

' ત્યારે બાપાજીએ તો મને પ્રીન્સેસ સ્ટ્રીટનું ઠેકાણું આપ્યું હતું. ' શંકર બોલ્યો. પાર્વતી પણ મનહરના મ્હોં સામે પૃચ્છક દૃષ્ટિથી જોઈ રહી.

મનહરે ખુલાસો કર્યો: 'પાર્વતી! વાત એમ છે કે, પરમ દિવસે પ્રીન્સેસ સ્ટ્રીટવાળા મારા ઓરડાની બાજુના ઓરડામાં એક પ્લેગનો ઉંદર મરી ગયો, એટલે હું ત્યાંથી નાઠો. જરા પણ શંકાશીલ હવામાં હું એક પણ દિવસ રહેતો નથી. તુરત જ આ મકાનમાં સામાન ફેરવાવી નાંખ્યો. તમે આવવાનાં હતાં, એટલે ખરાબ હવાવાળા લત્તામાં તમને રાખવાનું જોખમ હું કેમ ખેડું?'

'બરાબર છે.' પાર્વતીએ અનુમોદન આપ્યું.

અને સૌ મનહરના નિવાસસ્થાનના ખંડમાં પેઠાં. પાર્વતી મુસાફરીનો થાક ખાતી હોય, તેમ 'હાશ' કરીને નીચે પાથરેલી શેતરંજીપર બેઠી. મનહર ચાહ બનાવવા માટે સ્ટવ સળગાવવા લાગ્યો.

'રહેવા દો, રહેવા દો, હું ચાહ મૂકું છું.' પાર્વતી એકદમ ઊભી થતી અને મનહરને આઘો હડસેલતી સ્ટવને પંપ કરવા લાગી ગઇ.

પિતાએ આપેલો પત્ર શંકરે પોતાના ગજવામાંથી કાઢીને મનહરને આપ્યો. મનહરે પત્ર ફોડીને તે વાંચ્યો. પંડ્યાજીએ તેમાં નડીયાદ પ્રકરણ વિષે જ વિગતવાર પરિસ્થિતિ જણાવી હતી.

પત્રમાં જણાવ્યા મુજબ હરગોવિંદ બનાવટી પ્રાણજીવન સંબંધી તપાસ કરવાને ત્રણ વાર નડીયાદ જઇ આવ્યો હતો, અને ચાર–ચાર દિવસ ત્યાં રહી તજવીજ કરી ચૂકયો હતો. નડીયાદના લોકો તો નવાણું ટકા માનતા હતા કે એ સાચો પ્રાણજીવન હતો અને તેના ખરાપણાની એટલી પરીક્ષાઓ થઇ ચૂકી હતી કે તે વિષે કોઇને શંકા જ ઉપજતી નહોતી. પંડયાએ પોતે તેને એક વાર મળવાનો યત્ન કર્યો હતો, પરંતુ તે વખતે ઘેર તે મળ્યો નહિ, પણ રસ્તામાં એક વાર પંડયાએ તેને દૂરથી જોયો હતો; ત્યારપછી તે ઘરની બહાર ભાગ્યે જ નીકળ્યો હશે, કારણ કે પહેલાં તેની માતા માંદી પડી હતી અને પછી તેની સ્ત્રી માંદી પડી હતી.

પંડયાએ પત્રમાં લખ્યું હતું : ‘મનહરભાઇને માલૂમ થાય કે બનાવટી પ્રાણજીવનના હાથમાં ઘરની બધી મીલકત એક વાર તેની માતાએ સોંપી દીધી, ત્યારે મને આશા ઉત્પન્ન થઇ હતી કે હવે તેની પાસેથી પૈસા ઓકાવવાનો વખત બરાબર આવ્યો છે; પરન્તુ મરવા પડેલી ડોસી પછીથી સાજી થઇ અને મારા સાંભળવામાં આવ્યું કે સાજી થયા પછી ડોસીએ બધું તેની પાસેથી પાછું લઈ લીધું છે! આ કારણથી અત્યારે તેની પાસે કશુ એવું નથી કે જેથી તે આપણને પાંચ–પચીસ હજાર રૂપિયા તોળી આપી શકે. અત્યારે તો સુશીલા બહુ માંદી છે, તેથી તેની તે બહુ સારી સેવા કરે છે. મેં નડીયાદમાં સાંભળ્યું કે પહેલાં તો તેણે સુશીલાને સ્પર્શ પણ નહિ કરવાનુ વ્રત લીધું હતું, પણ હવે તો તેણે એ વ્રત બાજુએ મૂકીને તેની માવજત પોતાની જાતે કરવા માંડી છે. આ કારણથી હમણાં ધીરજ રાખ્યા વિના છૂટકો નથી. હું તપાસ કરતો રહીશ, અને જ્યારે મને બાતમી મળશે કે તેના હાથમાં પૈસા આવી ગયા છે, ત્યારે હું આપને તાબડતોબ ખબર આપીશ; તે વિષેની આપ ચિંતા ન કરશો.’

પત્રના છેવટના ભાગમાં લખ્યું હતું કે ખરો પ્રાણજીવન મરણ પામ્યો છે, એવી ખાત્રી નાસીકમાં જઇને મનહર કરી ચૂકયો હતો, એટલે હરગોવિંદ પંડયાને પણ હવે હિંમત આવી હતી કે નડીયાદના લોકો ગમે તેમ માનતા હોય, પણ એ પ્રાણજીવન બનાવટી છે, એટલે તેને નીચોવ્યે જ હવે છૂટકો છે!

મનહર પત્ર વાંચતો હતો, એટલામાં પાર્વતીએ આવી તેનું કાંડું પકડીને સ્મિત રેલાવતાં કહ્યું: ‘પત્ર પછી વાંચજો, ચાહ ઠરી જાય છે.’

એકાએક કાંડું પકડવાથી ચમકીને પાર્વતીના મ્હોં સામે જોતો મનહર હસી ગયો અને પત્રને ખીસ્સામાં મૂકી દઇ ચાહ પીવા ઉઠયો.

એક વાર પોતે ટપાલ વાંચતો હતો અને સુભદ્રાએ પીરસેલી ચાહ ઠરી ગઇ હતી, તે કારણે ઘરમાં કલહ થયો હતો, એ પ્રસંગ સ્વાભાવિક રીતે જ તેને અત્યારે સાંભરી આવ્યો. 'આટલી કાળજી-વાળી અને હસમુખી સ્ત્રી ઉપર કોઇ પણ પુરૂષ પ્રસન્ન થયા વિના કેમ રહે ? ક્યાં પાર્વતી અને ક્યાં સુભદ્રા !'


ટેઇલર્સ એન્ડ આઉટફીટર્સ

અમેરીકન કટના છેલ્લામાં છેલ્લી સ્ટાઇલથી લેટેસ્ટ ફેશનના શિલાઇ કામ માટે જુના અને જાણીતા ટેઇલર્સ

જ્યાં

કાપડનો ગંજાવર સ્ટોક ||| બાહદ્કલાસ મેનેજમેન્ટ

કાબેલ કારીગરો

માલીકની ખાસ દેખરેખ નીચે પદ્ધતિસર શિલાઇકામ વખતસર કરી આપવામાં આવે છે. ઠગાવાની બીલકુલ ધાસ્તી નથી. તમારો ઓર્ડર નોંધાવવા સત્વર પધારો.

નોંધ—બહારગામના ઓર્ડરો ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે...

ઇલસ્ટ્રીયસ એન્ડ કું.
બાલાહનુમાન સામે,
અમદાવાદ.

# પ્રકરણ ૪૨મું

## મુંબઈની મોજ

મુંબઈનગરીને બે પાંખો છે: એક કાળી અને બીજી ચમકતી! પરસેવો ઉતારીને પૈસા પેદા કરનારને માટે મુંબઈ જમપુરી છે, પારકે પૈસે તાગડધિન્ના કરવા ઈચ્છનારને માટે મુંબઈ અલકાપુરી છે! દ્રવ્યના બદલામાં જો મોજમજાહ વેચાતી લેવી હોય, તો દિવસ અને રાતના ચોવીસે કલાક એ મોજમજાહ પ્રાપ્ત કરાવનાર મુંબઈનગરી ખરેખર અલબેલી છે. એ મોજમજાહનો કેફ એવો તો તીવ્ર હોય છે કે મોજની ક્ષણોનો અંત સુખદાયક હોય છે કે દુ:ખદાયક હોય છે તે જોવા-વિચારવાને પણ મગજ થોભતું નથી! મુંબઈની મોજમજાહના નશામાં ચકચૂર બનેલા ધનવાનો ભીખ માંગતા થતા સુધી તેના નશામાંથી મુક્ત થતા નથી; કેફમાં ડૂબાડૂબ બની ગએલા ઉદ્યોગપતિઓનાં કારખાનાંના સાંચા કટાઈ જતાં સુધી તેમની ઘેરાયલી આંખનાં પડળ ખુલતાં નથી; તેના મોહથી ઘેરાયલા વિદ્વાનો અને બ્રહ્મજ્ઞાનીઓનાં પેટ ક્ષુધા પોકારતાં સુધી તેમની મોહસમાધિ છૂટતી નથી અને સતનું પાર્થિવદર્શન થતું નથી! પાર્વતી તો પહેલી જ વાર મુંબઈ આવી હતી, અને તેને માટે મુંબઈને અલકાપુરી બનાવનાર ઈંદ્ર હાજર હતો, પછી એ મોજ લૂટવાને ઈંદ્રની અપ્સરા બનવામાં શા માટે ન્યૂનતા રાખે?

પાર્વતી મુંબઈમાં આવ્યા પછી બે દિવસમાં જ મનહરની તબીયત સારી પેઠે સુધરી ગઈ અને તે તંદુરસ્ત માણસના જેટલો ખોરાક લેતો બની ગયો. તેનો કામ ધંધો એવો ન હતો કે જેથી

તેને ઘરની બહાર બહુ વખત ગાળવો પડે; ઘેર બેઠાં પણ તે પોતાનો ધંધો ચલાવી શકતો, કે જે પ્રમાણે માંદગી દરમ્યાન તેણે કર્યું હતું. આથી પાર્વતી અને મનહર એક બીજાના સતત પરિચયમાં રાત્રિ અને દિવસ ગાળતાં. કોઇ વાર શંકર બેઉને હરકતરૂપ લાગતો, પરન્તુ તેનો માર્ગ મનહરે બહુ સહેલાઇથી કરી નાંખ્યો હતો. તે રોજ બપોરે શંકરને એક રૂપિયો આપતો અને કહેતો: "તું તારે ખુશીથી ફરીને મુંબઇ જોઇ લેજે. અહીં બાગ-બગીચા છે, મોટાં મોટાં મકાનો છે, મ્યુઝીયમ છે, તે તું તારી મેળે જોઇ લેજે અને ભૂલો પડે, તો કોઇ પણ ઠેકાણે પીળી પાઘડીવાળા પોલીસને પૂછવાથી તને તે સેન્ડહર્સ્ટ રોડ-ખેતવાડી તરફ આવતી ટ્રામમાં બેસાડી દેશે.' શંકરને આ બહુ ગમતું હતું. તે ફરતો, ખરૂં કહીએ તો અહીં તહીં ભટકતો આગળ વધ્યો જતો, કાંઇ મોંમાં પાણી આવે એવું જોવામાં આવે તો ચાર પૈસાનું લઇને રસ્તા ઉપર જ ખાતો, હોટેલમાં જઇ ચાહ ભજીયાં ઉડાવતો અને સાંજ પડ્યે કોઇ વાર ટ્રામમાં બેસીને કે કોઇ વાર પગે ચાલતો પાછો ફરતો. આ રીતે ભટકવામાં તેને પૂરો રૂપીયો પણ જોઇતો નહિ, રોજ તેમાંથી છ-આઠ આનાનો બચાવ થતો. તેને જીંદગીમાં પહેલી જ વાર આવી છૂટથી પૈસા વાપરવાની તક મળવા પામી હતી, એટલે આમ નિશ્ચિંતતાથી ફરવામાં અને વગર પરસેવો ઉતાર્યે પૈસા વાપરવામાં તેને જે મોજ મળતી હતી, તેવી મોજને ભર ચોમાસામાં મહાલતા નિશ્ચિંત પાડાની મોજની તુલનામાં જ મૂકી શકાય! દિવસે આ પ્રમાણે ફરવાને લીધે લાગેલા થાકથી રાત્રે શંકર ઘસઘસાટ ઉંઘ્યા કરતો અને મનહર તથા પાર્વતીને પોતાના ભાવિ દાંપત્યજીવનની રૂપરેખાઓ દોરવાની પૂરી સ્વતંત્રતા મળતી.

કોઇ વાર સ્હવારે તો કોઇ વાર સાંજે, બેઉ મોટરમાં, ગાડીમાં કે ટ્રામમાં બેસી ફરવા નીકળતાં; જ્યારે તેઓ સ્હવારમાં નીકળતાં ત્યારે કોઇ વાર શંકર સાથે જોડાતો, અને કોઇ વાર બ્હેનની સૂચનાથી એ

આજ્ઞાંકિત નાનો ભાઇ રસોઇ કરવાને માટે ઘેર રોકાઇ રહેતો અને મનહર તથા પાર્વતી દરિયાકાંઠે ફરી આવતાં, અથવા ભૂલેશ્વર પર ફરવા નીકળીને દેવદર્શન કરવાની સાથે કાંઇ કાંઇ કાપડની ખરીદી પણ કરી આવતાં. સાંજે શંકર ઘેર ન હોય એટલે તેઓ એકલાં ફરવા નીકળતાં અને પતિ-પત્નીના દેખાવમાં મહાલતાં. રાત્રે નાટક કે સીનેમાની મોજ તો લગભગ રોજની હતી. પૈસા પાણીની પેઠે વાપરવામાં પાર્વતીનો હાથ કોઇ રોકતું નહિ, બલકે મનહર પાર્વતીને શણગારવાને કોઇ વાર કાપડની, કોઇ વાર વીંટીની કે કોઇ વાર કાનનાં એરીંગ કે નાજુક બંગડીઓની ખરીદી કરતો ત્યારે પાર્વતી તેને રોકતી અને ટોકતી કે 'બહુ ખર્ચ કરી નાંખો છો તમે, અત્યારે હું કાંઇ તેના વિના બેસી રહી છું ? જુઓ, આ બુટ્ટીવાળાં એરીંગ તો મને જરાય ગમતાં નથી.'

'તને ન ગમતાં હોય, પણ મને ગમે છે ને ! મને ગમાડવાને પણ એ એરીંગ હું તને પહેરાવવાનો અને તારો પણ તે પહેર્યે જ છૂટકો છે !'

પાર્વતી મ્હોં મલકાવીને બોલતી: 'આવા હઠીલા મેં તમને નહોતા ધાર્યા ! બળ્યું, મને ન ગમે તોય તમારે તે પાછળ પૈસા ખર્ચવા અને મારે તે પહેરવું, એ તે કાંઇ રીત ?'

પણ સ્ત્રીઓ અલંકારપ્રિય હોય છે તે મનહર સમજતો હતો, અને પાર્વતીને ગમતાં કે અણગમતાં જે કાંઇ વસ્ત્રાલંકારો મળતા તેથી તે હમેશાં પ્રસન્ન રહેતી. તેની એ પ્રસન્નતાનો લ્હાવ મનહરને અનેક રીતે મળતો. કાર્યમાં મંત્રીનું પદ હજી મનહરે પાર્વતીને આપ્યું નહોતું, પણ ગૃહકાર્યમાં પાર્વતી દાસીની પેઠે, ભોજન સામગ્રી તૈયાર કરવામાં માતાની પેઠે અને શયનાગારમાં રંભાની પેઠે વર્તતી. મનહરની પ્રત્યેનું પાર્વતીનું મમત્વ, એક કુળવતી ગૃહિણીને છાજતું

જ જોવામાં આવતું. વસ્તુતઃ પોતાનું ઘર બાંધીને તે ચલાવવાના જે કોડ તેણે પોષી રાખ્યા હતા, તે કોડ પાર્વતી મનહરના ગૃહમાં પૂરા કરી રહી હતી. તે જે કાંઇ બોલતી, વર્તતી કે કરતી, તેમાં મનહરને પ્રસન્ન રાખવા માટેનું કૃત્રિમપણું નહોતું; પોતે આજીવન મનહરની હતી, અને મનહર આજીવન પોતાનો હતો, પોતે તેનાથી છૂટવાની નહોતી અને દુઃખમાં કે સુખમાં પોતે તેને છોડવાની નહોતી, એવી ભાવના સાથે જ તે મનહરનું આમંત્રણ સ્વીકારીને મુંબઇમાં આવી હતી, તથા સાચા દિલથી તે ભાવનાને સફળ કરી રહી હતી, પરન્તુ હજી એ ખરી રીતે મનહની ગૃહિણીના પદને પ્રાપ્ત થઇ નહોતી! ત્રણ–ચાર અઠવાડીયાં વીતી જવા આવ્યાં, મોજમજાહમાં અભિનવતા દેખાતી ઓછી થવા લાગી, એટલે પાર્વતીના મનમાં આવ્યું કે હવે બહુ દિવસ આમ રહેવું તે ઠીક નથી, અને પોતે મનહરની સાથે પુનર્લગ્ન કરી લેવું જોઇએ. મનહર પોતે જ એ વાત સંભારશે એવી પાર્વતીને ખાત્રી હતી, કારણ કે તેણે એક વાર ચાણોદમાં જ મનહર પાસે લગ્ન કરવાની કબૂલાત કરાવી હતી અને તે ઉપરથી જ તે મુંબઇ આવવાને એકદમ તૈયાર થઇ હતી; પરન્તુ મહિનો થવા આવ્યો, તોય મનહરે એ વાત સંભારી નહિ, એટલે પાર્વતીએ જ એક વાર બપોરે તેને યાદ આપ્યું: 'હવે લગ્ન કરવાનું કયારે ધારો છો ?'

'તું કહે ત્યારે; કાલે તો મને થોડું કામ છે.'

'તો બે દિવસ પછી, પણ હવે આપણો જે ઇરાદો હતો, તે પાર ઉતારવો જોઇએ; આમ ને આમ સાથે રહીએ તે ઠીક નહિ.' પાર્વતીએ કહ્યું.

'હું પણ તારા વિચારને મળતો છું, પણ શંકરનું શું કરીશું? તેને અહીંથી કેવી રીતે સમજાવીને કાઢીશું?'

'આપણે તેને કાઢવાની કશી જરૂર નથી; સૌની સાથે તે પણ સાચી સ્થિતિ જાણશે, એટલે પોતાની મેળે ચાલ્યો ચાલ્યો જશે.' પાર્વતીએ કહ્યું.

પણ મનહરને એ વાત ગમતી નહોતી. તે પાર્વતી સાથે લગ્ન કરવા ઇચ્છતો હતો, પણ છાપામાં નામ છપાય તે વાત તેને ગમતી નહોતી, અને પુનર્લગ્ન કરનારાનાં નામ અને પૂર્વજીવન પણ છાપી પ્રસિદ્ધ કરવાનો છાપાવાળાનો સામાન્ય રીવાજ હોય છે તે મનહર જાણતો હતો. છાપામાં નામ આવવાથી તે વાત સુભદ્રાના જાણવામાં આવે અને પછી તે ઘેર આવી ફજેતી કરે, પાર્વતીને ખોટું સમજાવવા બદલ તે પોતા ઉપર ગુસ્સો કરે, એ બધો અનિષ્ટ પ્રકાર ઉપસ્થિત થાય એ મનહરને રૂચતું નહોતું, તેથી તે વિચારમાં ચૂપ બેસી રહ્યો.

'કેમ, પાછા શા વિચારમાં પડી ગયા?'

'બીજું તો કશું નહિ.' મનહર બરાબર વિચાર ગોઠવીને બોલ્યો: 'પણ અહીં લગ્ન કરવાથી પડોશીઓ જાણશે કે આપણે અત્યારસુધી અવિવાહિત હતાં અને તેથી આંગળીઓ ચીંધશે. પૂના જઇને લગ્ન કરી આવીએ, તો કોઇ ન જાણે.'

'તો ભલે એમ કરીએ. પણ આપણે પૂના જઇશું તો શંકરની શી વ્યવસ્થા કરીશું?'

'તેને સાથે લઇશું, અને લગ્ન કરી આવ્યા પછી તેને ખરી વાત સંભળાવી દઇશું; વહેલો કે મોડો તે જાણવાનો જ છે, અને તારાં માતા–પિતા પણ જાણવાનાં છે.' મનહરે જણાવ્યું.

'ત્યારે, પૂના ક્યારે જઇશું?'

'એક વાર મારે એકલાએ જઇને ત્યાં વ્યવસ્થા કરી આવવી પડશે, કારણ કે આપણે એક જ દિવસ ત્યાં રોકાવાનું અને ત્યાં ગયા

પછી બધી વ્યસ્થા કરવા માંડીએ, તો બહુ વખત જાય. પણ પાર્વતી, મારા અને તારા લગ્નની વાત સાંભળીને તારાં માતા–પિતા ગુસ્સે થશે ખરાં ?'

'હા, શરૂઆતમાં ગુસ્સે થવાનાં, પણ પછી હું તેમને સમજાવી લેવાની.'

'તો ઠીક, નહિ તો જો તારા પિતા ગુસ્સે થશે, તો મારા ભોગ મળશે, કારણ કે મારી બાજીની સફળતાનો મોટો આધાર તેમની ઉપર છે.'

'મારી બાને હું સમજાવી લઇશ, અને પૈસાનાં લોભ–લાલચ મારા પિતાને સમજાવી શકશે; માત્ર લગ્ન પછી મારાથી ચાણોદમાં જઇ શકાશે નહિ!' પાર્વતી એમ બોલતાં જરા ઓશીયાળી થઇ ગઇ.

'કારણ ?'

'કારણ લોકલજ્જા. ગમે તેવું દુષ્ટ કાર્ય છૂપી રીતે કરનારની નિંદા કરવા કરતાં પણ લોકદષ્ટિને અણુરૂચતું કાર્ય જાહેર રીતે કરનાર અને જાહેર રીતે ફરનારની નિંદા લોકો વધારે કરે છે ! ચાણોદમાં થતાં પાપોની વહી હું કયાં વાંચવા બેસું ? પણ તેમની વાતો લોકો નહિ કરતાં હોય તેટલી વાતો મારા પુનર્લગ્ન પછી લોકો કરશે, અને તેથી મારાં માબાપને પણ વસમું લાગશે.'

'એ તો થોડા દિવસ વસમું લાગે અને દર્દનો પહેલો ઉભરો શમી ગયા પછી બધુંયે ભૂલી જવાય ! જોજે ને, લગ્ન પછી તને પણ ચાણોદ જવાની હિંમત આવશે !'

'ઠીક છે. પણ તમે હવે પુના જઇને વ્યવસ્થા કરી આવો અને બે–પાંચ દિવસમાં આપણે એટલું કામ પતાવી દઇએ તો ઠીક.'

'તું આજે આમ ગંભીર બનીને કેમ બોલે છે ? કાંઈ ગભરાય છે ?'

પાર્વતીથી હસી જવાયું અને તે બોલી: 'હજી તો ગભરાવાનું કશું કારણ નથી જણાતું, પણ કોણ જાણે છે–'

મનહરે અધૂરું વાકય પૂરું કરવા માંડયું: 'કે કયારે એનાં ત્રણ–'

પાર્વતી કૂદીને મનહરના મ્હોંને પોતાની હથેળી દાબતી બોલી: 'છાના રહો ! એક વાર પૂના જઈ આવવા દો, પછીથી તમારાં બધાં લાડ પૂરાં કરીશ !'

* * *


નકલી માલથી સાવધાન !

• અમારો જગમશહુર ખુશબોથી ભરપુર •

પાનનો રાજા

કૃષ્ણ છાપ કાથો વાપરો

• માથાના તથા શારીરિક દુખાવા માટે •

બજરંગ બામ વાપરો.

એકલા બનાવનાર એચ. વી. જોશી. રીચીરોડ, અમદાવાદ.

ખરીદતાં પહેલાં અમારું નામ વાંચી ખાત્રી કરી લેશો.

The easy-writing
is World's No. 1
TYPEWRITER

# ROYAL

**Try it, A demonstration will convince you**

RONEO DUPLICATORS

For little more than the price of

A FLAT DUPLICATOR

Sole Agents for Gujrat & Kathiawar

THE MODERN COMMERCIAL COLLEGE

Opp. Laxmi Vilas, Richey Road,
AHMEDABAD.

---

કોઇ પણ જાતની ઉત્તેજક વસ્તુની મેળવણી
નહીં હોવાથી કાયમી શક્તિ ટકાવી રાખનાર

## —: પંચ શરાંબર રસ :—

એક વખત વાપરી ખાત્રી કરો. કીંમત તોલા એકની
રૂ. ૧૦-૦-૦. વી. પી. કરવામાં આવશે નહીં. મગાવનારે
પોસ્ટની ટીકીટો બીડવી અગર મનીઓરડર કરવો.

બોટાદ (કાઠીઆવાડ)

વૈદ્યશાસ્ત્રી નથુશંકર ઇશ્વરજી ભટ્ટ પછેગામવાળા
માલીક અને વ્યવસ્થાપક
કા. ઇ. આ. ફાર્મસી અને
ઇ. પ્ર. ઔ. આદ્યસંસ્થા.

# પ્રકરણ ૪૩મું

## પાર્વતી અને સુભદ્રા

એક વાર સમય મેળવીને મનહર પૂના ગયો અને ત્યાં તેણે વિધવાવિવાહ કરાવી આપનાર સંસ્થાના મંત્રીને મળી પાર્વતી સાથે પોતાનું પુનર્લગ્ન કરવા સંબંધી વ્યવસ્થા કરી આપવા વિનતિ કરી. મંત્રીએ એક ફૉર્મ આપ્યું. તેની અંદર વર તથા વધૂના સંબંધમાં કેટલીક માહિતી માંગવામાં આવી હતી અને વર પાસેથી વધૂના ભરણપોષણના સંબંધમાં પ્રતિજ્ઞા કરાવવામાં આવી હતી. એ ફૉર્મ ભરી આપ્યું એટલે મંત્રીએ કહ્યું કે આવતા રવિવારે તમે તમારા બે મિત્રોને સાથે લઇને આવજો, એટલે બધો વિધિ કરાવી લઇશું.

પૂનાથી મનહર રાત્રે પાછો ફર્યો. તે વખતે શંકર ઘસઘસાટ ઉંઘતો હતો, પણ પાર્વતી મનહરની રાહ જોતી જાગતી હતી. ઓરડામાં પ્રવેશ કરતાં જ તે દોડીને પાર્વતીને બાથમાં લઇને બોલ્યો: 'બસ, હવે આવતા રવિવારે આપણે પતિ–પત્ની બની જઇશું!'

'અરે, પણ તમે આવ્યા ક્યારે?'

'ચાલ્યો જ આવું છું ને!'

'પણ જરા ડાહ્યા થઇને બેસો; તમારૂં મ્હોં કેમ ગંધાય છે?'

મનહર ખડખડાટ હસી પડયો: 'પાર્વતી! મને માફ કર હજી કોઇ કોઇ વાર જૂની ટેવ સાંભરી આવે છે!'

પાર્વતી મ્હોં ગંભીર કરતી બોલી: ‘ પણ હવે એ નહિ ચાલે, સમજ્યા ? મને એ કેફ જરાએ પસંદ નથી.’

‘તને એ પસંદ નથી એ હું જાણું છું અને તેટલા માટે તો હું તને મારી પત્ની બનાવું છું. શું મેં નથી કહ્યું કે તારે હાથે જ મારો ઉદ્ધાર થવાનો છે ? બસ, જો લગ્ન પછી હું કોઇ દિવસ કેફ કરૂં, તો તારી ચંપલ અને મારો ગાલ; બસ ! હવે તો માફ કરીશ ને ?’

પાર્વતી હસી અને બોલી: ‘ તમે ગાંડું ગાંડું બોલો છો કે ડાહ્યું ડાહ્યું, તેની મને સમજ પડતી નથી; હવે મને બાથમાંથી છોડશો ?’

‘ ના !’ મનહર લાડમાં બોલ્યો.

‘ તમારે જમવું નથી ?’

‘ ના, હું જમ્યો છું.’

‘ ત્યારે ઉઠો, મારે હજી જમવું છે !’

‘ કેમ તું હજી ભૂખી છે ?’

‘ હાસ્તો; તમે અત્યારે આવવાના જ હતા એટલે મેં ધાર્યું કે આપણે સાથે જમવા બેસીશું.’

મનહરે ગંભીર બનતાં પાર્વતીને બાથમાંથી મુક્ત કરી. કેવી સુશીલ, ઘરરખુ, અને પોતા માટે લાગણી ધરાવનારી તથા પોતાને સીધે માર્ગે જ દોરનારી પત્ની મળી છે, તેનો વિચાર કરતો તે જરા આઘો ખસ્યો એટલે પાર્વતી ઉઠીને રસોડામાં પેઠી.

રવિવારને હવે માત્ર ત્રણ દિવસ બાકી રહ્યા હતા. એ દિવસો જાય એટલે પાર્વતી મનહરની ધર્મપત્ની થવાની હતી અને મન-

હરને પણ લાગતું હતું કે પોતે ગમે તેવો હોવા છતાં પાર્વતીને હાથે સુધરીને સુખી થવાનો હતો, એ ભાવિસુખનાં સ્વપ્નોમાં મહાલતાં શનિવાર આવી પહોંચ્યો. મનહર બહાર જતાં બોલ્યો : 'આજે હું જરા મોડો આવીશ; કાલે પુના લઇ જવા માટે કેટલીક ચીજો લાવવાની છે; બે–ત્રણ મિત્રોને આમંત્રણ આપવાનાં છે; મારી રાહ જોયા વિના જમી લેજે, તે દિવસની પેઠે ભૂખી બેસી રહીશ નહિ.'

'વારૂ, પણ મધરાત તો નહિ થાય ને?'

'ના, ના, દસેક વાગતાં પહેલાં તો આવી પહોંચીશ.'

* * *

બપોરના બે વાગ્યા, ત્યારે પાર્વતી આવતી કાલે પૂના જવા માટેનાં વસ્ત્રાદિ વગેરેની તૈયારી કરી રહી. લગ્ન વખતે જે કપડાં પહેરવાનાં હતાં તથા અલંકારો ધારણ કરવાના હતા, તે તેણે કાઢીને તૈયાર રાખ્યાં. તે ઉપરાંત બીજાં એક જોડી કપડાં બેગમાં નાંખ્યાં. ઘેરથી નીકળતી વખતે ક્યાં કપડાં પહેરવાં, તે પણ તેણે પસંદ કરીને બાજુએ રાખી મૂકયાં. બાકીનાં બીજાં વધારાનાં કપડાં પાછાં સંકેલીને તેણે પોતાની લોખંડની પેટીમાં મૂકી દીધાં. બપોરની ચાહ પીવાની ટેવ પાર્વતીને મુંબઇ આવ્યા પછી પડી હતી, એટલે કપડાંની તૈયારી કર્યાં પછી સ્ટવ સળગાવ્યો અને ચાહનો પ્યાલો તૈયાર કરી, તે મ્હોંએ માંડતી હતી, એટલામાં બહારથી કોઇએ પૂછ્યું : 'પ્રીન્સેસ સ્ટ્રીટ પરથી મનહરલાલ માસ્તર આટલામાં કયાંક રહેવા આવ્યા છે ને?'

'હા, હા, અહીં આવો; કોણ છે?' પાર્વતી ચાહનો ઘુંટડો ગળે ઉતારતી બોલી, અને તેણે બારણાં ભણી નજર કરી. એક બાઇને તે તરફ આવતી જોતાં તે બોલી: 'એ તો બહાર ગયા છે; તમારે શું કામ છે?'

આવેલી બાઇ પાર્વતીને ટગર ટગર જોઇ રહી અને કશું બોલી નહિ. પાર્વતી પણ આશ્ચર્ય તો પામી, પણ વિવેક દર્શાવતી બોલીઃ 'બેસોને, ક્યાંથી આવો છો? તમારૂં નામ શું?'

'મેં તમને ઓળખ્યાં નહિ.' છેવટે એ બાઇ બોલી.

'ક્યાંથી ઓળખો? આપણે કોઇ વાર મળ્યાં નથી.' પાર્વતીએ જવાબ આપ્યોઃ 'તમારૂં નામ શું'

'મારૂં નામ સુભદ્રા; મનહરલાલ મારા સ્વામી થાય!'

'હેં!!!' પાર્વતીના હાથમાંથી ચાહનો પ્યાલો ભોંયે પડી ગયો. તે ફાટી આંખે સુભદ્રાને પગના અંગૂઠાથી માથાની સેંથી સુધી જોઇ રહી અને કશું બોલી નહિ.

'ત્યારે શું મનહર મને ઠગતો હતો? સુભદ્રા મૃત્યુ પામી નથી, પણ જીવતી છે, અને મનહર મને તેની શોક્ય બનાવવા ઇચ્છે છે?' એ કારમો વિચાર પાર્વતીના મગજમાં ઉપસ્થિત થતાં જ તેની ભ્રૂકુટી ચ્હડી અને તેનાં અંતશ્ચક્ષુઓ સમીપેથી મનહરે પોતાની આસપાસ રચેલું કૃત્રિમ વાતાવરણ પસાર થઇ ગયું. પણ એકાએક તેનો ક્રોધ જાણે શાન્ત થઇ ગયો હોય, તેમ તેના મુખમાંથી સ્મિત સરકી પડયું અને તે બોલીઃ 'બેસો, સુભદ્રા બહેન! હવે મેં તમને ઓળખ્યાં.'

સુભદ્રા પાર્વતીની સામે બેઠી ખરી, પરન્તુ તેનું હૃદય ધડકતું હતું. આ બાઇ કોણ હશે તે વિષે તે ખાસ અનુમાન કરી શકતી નહોતી, માત્ર સ્વાભાવિક રીતે તે સમજી શકતી હતી કે કાં તો તે પોતાના સ્વામીની કોઇ દૂરની સગી હોય અથવા કોઇ તેની માનીતી થઇ પડેલી હોય. પહેલાં ત્રસ્ત થએલી આંખોવાળી, પરન્તુ પછી આંખોમાં ધીરે ધીરે વિશ્વાસ તથા નિડરતા આવતાં જતાં હોય, તેમ હરિણીનાં સરખાં નેત્રો ક્ષણમાં નીચાં ઢાળતી અને ક્ષણમાં ઉંચાં કરતી સુભદ્રા પાર્વતીને જોઇ રહી. પાર્વતીનું રૂપ, તેની આંખોમાંની

તરલતા, તેના વદનની રેષાઓમાંથી સ્ફૂરતો પ્રતાપ, એ બધું સુભદ્રા જોઈ ચૂકી અને તેની સમીપે પોતે જાણે ઓશિયાળી ગાય જેવી હોય એવો મનોભાવ અનુભવવા લાગી. એટલામાં પાર્વતી બોલી: 'સુભદ્રા બહેન! તમને કોઈ વાર મેં જોએલાં નહિ, પણ નામથી તો ઓળખું હોં!'

સુભદ્રા ડરતી ડરતી બોલી: 'એ તમારા કાંઈ સગા થાય ?'

'ના, ના, સહજ ઓળખાણ. વારુ, પણ તમે ક્યાં રહો છો ?'

'પિયરમાં, બીજે વળી ક્યાં ?'

'કારણ ?'

'કારણ કે હું તેમને અણગમતી છું!' એમ કહી સુભદ્રા રડી પડી અને સાડીનો પાલવ લઈ આંસુ લૂછવા લાગી; પરન્તુ આંસુનો એ પહેલો જ ઝિભરો હતો; પાલવનો આશ્રય શોધતાં આંસુ વધારે વહેવાં લાગ્યાં, તેના ભગ્ન રહેલા હૃદયમાંથી બળપુર્વક દબાવેલો ડૂમો નીકળી પડ્યો, અને બોલવાને યત્ન કરતાં છતાં હીબકવાને લીધે નહિ બોલી શકતી સુભદ્રા અધઘડી સુધી રડતી બેસી રહી. પાર્વતીએ તેને ધીરજના શબ્દો કહેવા માંડ્યા, પરંતુ હૃદયની મુંઝવણ અશ્રુરૂપે વહી રહી નહિ, ત્યાંસુધી પાર્વતીનું આશ્વાસન અસર કરી શક્યું નહિ.

કેટલીક વારે સુભદ્રા રડતી શાન્ત થઈ, પણ હજી તે હીબકતી હતી. પાર્વતીએ ઉઠી, સ્ટવ સળગાવી ફરીથી ચાહ મૂકી અને તેણે ચાહનો પ્યાલો સુભદ્રાને આપ્યો. સુભદ્રા આ માયાળુતાથી આશ્વસ્ત થઈ. તેણે ચાહ પીધો અને પહેલાં પાર્વતી તરફ ભય તથા આશં-કાની નજરથી જોતી સુભદ્રા હવે પાર્વતીને પોતાની સમવયસ્ક સખી રૂપે જોવા લાગી. વીંધાયલા અંતરને જ્યાં કાંઈ આરામનું સ્થાન પ્રાપ્ત થાય છે, ત્યાં તે લળી પડે છે. પાર્વતી સુભદ્રાને એક પછી એક વાતો પૂછવા લાગી અને સુભદ્રા પોપટની પેઠે પોતાના હૃદયની વેદના પાર્વતી પાસે ખાલી કરવા લાગી. થોડી વારમાં તેને પાર્વ-તીમાં અસાધારણ વિશ્વાસ બેસી ગયો, અને પાર્વતી પણ સહાનુ-ભૂતિજનક સ્વરે જ પૃચ્છા કરી રહી હતી.

સુભદ્રા સાથેની એકાદ કલાકની વાતચીત પછી પાર્વતી મનહરની બધી વસ્તુસ્થિતિ સમજી ગઇ. તેણે તેની પાસેથી એવું ઘણું ઘણું જાણ્યું કે જે પહેલાં તે જાણતી નહોતી અને જે વિષે મનહરને જ્યારે જ્યારે તેણે કાંઇ પૂછેલું ત્યારે ત્યારે તેને ઉડાઉ જવાબો મળેલા. તે સમજી કે સુભદ્રા બિચારી સાદી અને ભોળી સ્ત્રી છે; મનહર જેવા નરભ્રમરને સુભદ્રાથી સંતોષ ન થાય અને તેને તેની સાથેનું જીવન શુષ્ક લાગે એ પાર્વતીને સંભવિત લાગ્યું. પોતાની સમક્ષ મનહરે જે જૂઠાણું ચલાવ્યું હતું તેથી પહેલાં તો પાર્વતીને મનહર ઉપર ગુસ્સો ચડયો હતો, પરંતુ પછી તેની ઉપરનો ગુસ્સો ઉતરી ગયો હતો અને તે માનવા લાગી હતી કે પોતા ઉપરના મોહથી મનહરે એ જૂઠાણું ચલાવ્યું હશે, કારણ કે નહિ તો ખરી વસ્તુસ્થિતિ જાણવાથી પોતે મનહરને પરણવા તૈયાર ન થાય એ મનહર સમજતો જ હતો. આ વિચારણાને અંતે પાર્વતીને મનહર પોતાના ગુસ્સા કરતાં પોતાની દયાને પાત્ર વધુ લાગ્યો; છતાં સુભદ્રા પ્રત્યેની તેની નિષ્ઠુરતાની વાતો સાંભળ્યા પછી તો તેને સ્વાભાવિક રીતે મનહર ઉપર રોષ ચડયો જ.

* * *

મનહર આજે જરા આનંદમાં હતો, કારણ કે કાલે તે પુના જઇને એવી એક સ્ત્રીને પરણવાનો હતો કે જે રૂપમાં અને ગુણમાં અનુપમ હતી. તેને થોડો દારૂ પીવાનું મન થયું, એકાદ 'રીફ્રેશમેન્ટ બાર' પાસેથી પસાર થતાં તેના પગ 'બાર'નાં પગથિયાં તરફ ખેંચાવા લાગ્યા, પણ પગથિયાં પાસે તે પહોંચ્યો અને પાછો ફર્યો. તે મનમાં બોલ્યોઃ 'કાલે જ લગ્ન થવાનું છે અને અત્યારે જો પાર્વતી જાણશે, કે હજી મેં આ ટેવ છોડી નથી, તો તે પાછી વાઘણની પેઠે વીફરશે!'

પછી ત્રણ–ચાર મિત્રોને તે મળ્યો અને તેમાંથી બે જણાએ પૂના ખાતે સાથે આવવા હા કહી, વહેલી સ્હવારમાં મનહરના નિવાસસ્થાને જ આવી પહોંચવા વચન આપ્યું. એ પ્રમાણે વ્યવસ્થા કરી.

પોતાને માટે એક રેશમી કોટ અને પાર્વતીને ભેટ આપવા માટે મોતીની વીંટી ખરીદ કરી તે મોડો મોડો ઘેર પહોંચ્યો ત્યારે બરાબર દસના ટકોરા સંભળાયા.

દ્વાર બંધ હતું. પગથી દ્વારને ધક્કો મારતાં અંદરથી સાંકળ ઉઘડવાનો અવાજ થયો અને પછી દ્વાર ઉઘડયું. દ્વાર ઉઘાડનારી સુભદ્રાને જોતાં જ મનહર હીબકી ગયો ! તે અંદર ધસ્યો અને ચોપાસ નજર કરતો બોલ્યોઃ ' પાર્વતી કયાં ગઇ ? '

સુભદ્રાએ મુખથી કશો જવાબ ન આપતાં સ્વામીની સમીપે એક બંધ પરબીડીયું માત્ર ધર્યું !

વૈદ્ય જે. પી. પોપટનું શોધેલું આદિત્ય ફાર્મસીનું ખાસ પેટંટ

'કામ પ્રદીપ્ત ઘૃત— ચમત્કારિક વીદ્યુત લેપ.'

(રજીસ્ટર્ડ.)

ફક્ત એક જ બાટલીના વપરાશથી હસ્તદોષથી ટુંકી પડેલી જનનેન્દ્રિયને મુળ સ્થિતિએ લાવે છે. કુકર્મથી નબળી પડેલી નસોમાં નવો જોશ પેદા થાય છે તથા તુટેલી નસોને જોડી દઇ કમજોર નસોને મહા બળવાન બનાવી લાંબી, જાડી, મજબુત, લોહીયાળ અને વીર્યના ટકાવવાળી બનાવી, ચાહે તેવા નિર્માલ્ય થયેલા પુરૂષને પણ પુરેપુરા મરદ બનાવી સંસારસુખ ભોગવવામાં કાયમની મરદાઈ બક્ષે છે. કીંમત તોલા ૨॥ ની બાટલી ૧ ના રૂ. ૫) પાંચ પેસ્ટેજ જુદું.

મળવાનું ઠેકાણું એકલા બનાવનાર તથા વેચનાર } વૈદ્ય. જે. પી પોપટ. પ્રો. આદિત્ય ફાર્મસી, પો. ખંભાલીઆ. (જે. ડી. રેલ્વે) ૧

## પ્રકરણ ૪૪મું

## પાર્વતીનો પત્ર

મનહરે સુભદ્રાના હાથમાંથી પરબીડીઉં ઝડપી લીધું. હાથમાંનું કપડાંનું પેકેટ સરકીને ભોંયે પડ્યું. મ્હોં ઉપર ભય અને ચિંતાની રેષાઓ આલેખાઇ ગઇ. આંખોમાં ક્રોધ ડોકીયું કરતો હતો; પરંતુ તત્ક્ષણ તેના ઓઠ બીડાઇ ગએલા હતા તે તેણે ઉઘાડ્યા નહિ. આશ્ચર્યચકિત દૃષ્ટિએ તેણે પરબીડીઉં તોડ્યું અને તેમાંનો પત્ર કાઢી તે વાંચવા લાગ્યો.

કહેવાની જરૂર નથી કે એ પત્ર પાર્વતીએ જ મુંબઇ છોડતી વખતે મનહરને સંબોધીને લખ્યો હતો:

'મુંબઇગરા મનહરલાલ !

'છેવટે તમારો બધો ભંડો કેવી રીતે ફૂટી ગયો તે આ પત્ર તમને આપનારને જોતાં જ સમજી ગયા હશો.

'સુભદ્રા પાસેથી મેં તમારા જીવનની વાતો અથથી ઇતિ સુધી જાણી છે. તે બિચારી સરલ દિલની, પવિત્ર અને સેવાભાવી બાળાનો ત્યાગ કરીને તમે મને પરણો એ મને ગમ્યું નહિ, અને તેથી હું તમને કહ્યા વિના-તમારી રજા પણ લીધા વિના શંકરને સાથે લઇ ચાણોદ પાછી જઉં છું.

'તમે મને કહેલું કે સુભદ્રા મરી ગઇ છે; તે મરી ગઇ નહોતી, પરન્તુ તમારા તુચ્છકારથી એ અનાથાશ્રમમાં ઉછરેલી અનાથ બાળા ખરેખર મરી ગયા જેવી જ થઇ ગઇ હતી ! મેં જ તેને આશ્વાસનનો સંજીવની મંત્ર આપીને જીવતી કરી છે એમ કહું તો ચાલે.

'તમે મને ઠગીને પરણવા પ્રયત્ન કર્યો હતો, એ તમે બહુ ખોટું કર્યું છે. જો એ લગ્ન થઇ ગયું હોત તો બહુ ખોટું થાત. હું સુભદ્રાની શોક્ય બનત; અને સુભદ્રા મને દુઃખ દેત એમ તો હું માની શકતી નથી, પરન્તુ બિચારી સુભદ્રાના ભાગ્યની આડે અંધકારનો પડદો ફરી વળત એ મારાથી જોયું કેમ જાત ? એક ખરી સૌભાગ્યવતીને વિધવા બનાવીને, હું વિધવા સાભાગ્યવતી બનું, એ કદાપિ બની શકે નહિ. પારકા સુખમાં મારે હાથે પત્થર નાંખીને હું સુખી થવા ફાંફાં મારું એ કદાપિ બને તેમ નથી.

'તમે ઠગાઇ ચલાવી મને છેતરી છે, પરન્તુ છેલ્લી ઘડીએ હું છેતરાતી બચી ગઇ છું. તમારી આ છેતરપીડીથી હું તમારા ઉપર ગુસ્સે પણ થઇ છું. મને પરણવા તમે બહુ આતુર હતા એ ખરું. અને તેને માટે આવી ઠગાઇ કરવા સિવાય બીજો તમારી પાસે માર્ગ નહોતો એ પણ ખરું; પણ એક મ્યાનમાં બે તલવાર નહિ સમાવવાનું એક વાર તમે કહેતા હતા, તે મને પરણ્યા પછી તમે કેવી રીતે સમાવત ? મને તમે દુઃખી ન કરત એમ તમે કહેશો, પણ સુભદ્રાને દુઃખી જોઇને હું મને કદાપિ સુખી ન માનત. મને તો લાગે છે કે તમારા આટલા પરિચયમાં આવ્યા છતાં હું તમારું ખરું સ્વરૂપ જાણી શકી નહોતી, તેમ તમે પણ મારું ખરું સ્વરૂપ જાણી શકયા નહોતા. હવે આપણે બેઉને પરસ્પર ખરી રીતે ઓળખતાં થઇ ગયાં છીએ, એમ મને લાગે છે.

'એક વીંટી અને એક સાડી એ બે વાનાં આપણી જૂની ઓળખાણનાં સંભારણા રૂપે લઇને, બાકીનું બધું મેં ઘરમાં જેમનું તેમ પેટીઓમાં જાળવીને મૂકયું છે, તે સંભાળી લેજો.

'હજી તમારે ચાણોદ બહુ વાર આવવું પડશે, કારણ કે તમારી પેલી યોજના પાર પડી નથી. આવો તો ભલે, પણ સાથે સુભદ્રાને તેડના

આવજો. એ બિચારીને તમે હવે દુઃખી કરતા નથી એવું તેના મ્હોંએથી સાંભળવાની મને ઇચ્છા છે, અને જો તેના વિના તમે એકલા આવશો, તો તમારો ફેરો નિષ્ફળ જશે એમ જરૂર માનજો; સમજ્યા ને ? હું જે કાંઇ જાણું છું તે મારા પિતાજીને કહું તો તે પણ ચમકી જાય; પણ હું એવી નાદાન નથી.

'લી. પાર્વતી.'

મનહર પત્ર વાંચતાં જ પરસેવાથી નાહી ગયો અને પાસે પડેલી આરામખુરશીમાં પડયો. તે નિરાશ થઇ ગયો, હતાશ થઇ ગયો. પાર્વતી ગઇ તો ગઇ, પણ તે સુભદ્રાની પાસેથી શી શી વાતો લઇ ગઇ હશે, પોતાનું કેવું અને કેટલું રહસ્ય તે સમજી ગઇ હશે, તેની મનહરને કલ્પના આવતી નહોતી અને તેથી તે અત્યંત ચિંતાતુર બની ગયો હતો. સુભદ્રાને તે પૂછી શકે તેમ હતું, પરંતુ સુભદ્રા બધી વાત માને તેનો ભરોસો શો ? પોતાનો વાંક કોઇ પૂરી રીતે દર્શાવવા ઇચ્છે ખરું ?

તે એક વાર ગુસ્સે થઇને ઉઠયો. ડગલો કાઢી, હાથમાં સોટી લઇ, સુભદ્રા ઉપર તૂટી પડવાની તેણે તૈયારી કરી. સુભદ્રાએ જ ખરી ઘડીએ આવી પહોંચીને પોતાની બધી બાજી બગાડી મૂકી હતી, તેથી મનહરને તેના ઉપર ગુસ્સો આવ્યા વિના કેમ રહે ? પરન્તુ તેને પાછો કાંઇક બીજો જ વિચાર આવ્યો અને તે ખુરશીમાં બેસી શાન્ત બની ઊંડા વિચારમાં ગુંથાઇ ગયો. સુભદ્રાને મારવાથી કાંઇ વળે કે ન વળે, પરન્તુ જ્યારે પાર્વતી એ વાત જાણે, ત્યારે તો જરૂર તે મનહર ઉપર ગુસ્સે થાય અને જે હજારો રૂપિયા મેળવવાની યોજના હજી હરગોવિંદ પંડ્યાના સહકારથી પાર ઉતારવાની હતી, તે યોજનામાં પાર્વતી આડખીલી રૂપ બની જાય, તેનો મનહરને હવે ભય ઉત્પન્ન થયો હતો. પોતાના પત્રના છેલ્લા ભાગમાં જે પાર્વતીએ લખ્યું હતું કે–જો સુભદ્રાને લઇને તમે ચાણોદ નહિ

આવે, તો તમારો ફેરો નિષ્ફળ જશે, તેનું રહસ્ય મનહરના મગજમાં ઉત્પાત મચાવી રહ્યું હતું. હરગોવિંદ પંડયાને હાથમાં રાખવા માટે પાર્વતીને ખુશ રાખવી જોઇએ, અને પાર્વતીને ખુશ રાખવા માટે સુભદ્રાને હવે દુઃખ દેવાનું છોડી દેવું જોઇએ, એમ મનહર મનમાં બરાબર સમજી ગયો હતો.

તે મન મારીને ચુપ–ચુપ બેસી રહ્યો. કેટલીક વારે તે ઉઠયો અને પેટીઓ ઉઘાડીને જોયું તો કપડાં–ઘરેણાં બધું ય પાર્વતીએ લખ્યું હતું તે મુજબ યથાસ્થિત હતું. પાર્વતી જેવી આકરી છે, તેવી જ સાચાબોલી છે અને તેવી જ ડંખીલી છે, એમ મનહર જોઇ ચૂકયો. તેને હવે સતાવવામાં સાર નથી એમ જોઇને તેણે ધીરેથી સુભદ્રાને કહ્યું: ‘ મને ચાહનો પ્યાલો બનાવી આપ. ’

સુભદ્રાના અંતરમાં તે ક્ષણે ઉમંગનો જે ઊભરો ચડયો તેનું વર્ણન શું કરવું? જે ગિરિશિખર ભયંકર ધડાકા સાથે ફાટીને તેના મુખમાંથી જવાળાઓ તથા બળતા અંગારાની વૃષ્ટિની સુભદ્રા આશા રાખી રહી હતી, તે જ ગિરિશિખરમાંથી એકાએક મિષ્ટ ફળ આપનારૂં આમ્રવૃક્ષ ફૂટી નીકળ્યું, અને તેની મધુરી સુગંધ પ્રસરીને સુભદ્રાને અવર્ણનીય ઉમંગના તરંગોમાં ઝુલાવવા લાગી. તેનાં અવયવોમાં અજબ ચેતના આવી. તેણે સ્ટવ સળગાવ્યો અને તપેલીમાં તે પાણી મૂકતી હતી, ત્યાં મનહરે કહ્યું: ‘ ચાહ મુકે છે, ત્યારે બે કપ મૂકજે. તું પણ પી લેજે ! ’ અને સુભદ્રાને રોમે રોમે આનંદ નર્તન કરી રહ્યો !

ચાહ પીતાં પીતાં મનહરે ધીરેથી સુભદ્રાને પૂછ્યું: ‘ પાર્વતી જતાં જતાં બીજું કાંઇ કહેતી ગઇ છે ? ’

સુભદ્રા બોલી: ‘ ના, ના. માત્ર તમને આ કાગળ આપવાનું જ કહ્યું હતું; તેમાં બધું ય લખ્યું હશે. ’

'પણ તેની પાસે તેં શી વાતો કરી છે ?'

સુભદ્રાના અંતરમાં પાછો ભયનો સંચાર થયો. તે મનહરની સામે ટગર ટગર જોતી ચૂપ બેસી રહી.

મનહર મિજાજ ગુમાવ્યા વિના જ શાંતિથી બોલ્યો: 'મેં તને કાઢી મૂકી હતી, હું તને દુઃખ દેતો હતો, એવું તેં કહ્યું જ હશે.'

આંખો નીચી ઢાળી રાખીને સંકોચપૂર્વક સુભદ્રા બોલી: 'હા, કહ્યું'તું તો ખરૂં.'

'પણ બીજું કાંઇ કહેલું કે નહિ ?'

'બીજું તો પાર્વતી બહેન પોતે જ બધું જાણે છે, એમ તે કહેતાં'તાં.'

'પાર્વતી શું જાણતી'તી ?'

'હું તેમને તમારા વેપારની–કમાણીની વાત કહેવા જતી'તી ત્યાં તેમણે કહ્યું કે એ તો તેમને ખબર છે.'

'અને એમ બીજી જે જે વાતો તેં કહેલી, તે બધીની તેને ખબર હતી તેમ તે કહેતી'તી, એમ જ ને ?'

'હા.'

મનહર સમજી ગયો કે ચતુર પાર્વતીએ ભોળી સુભદ્રા પાસેથી ઘણી વાતો કઢાવી લીધી હોવી જોઇએ, છતાં જાણે તે બધું પોતે જાણતી જ હોય એમ કહી–કહીને સુભદ્રાને તેણે મૂર્ખ બનાવ્યા કરી હોવી જોઇએ. પોતાનું જે કાંઇ રહસ્ય સુભદ્રાની જાણમાં હશે, તેમાંનું કશું પાર્વતીની જાણ બહાર નહિ રહ્યું હોય એવી તેની ખાત્રી થઇ ગઇ. પાર્વતીનું મ્હોં દાબવાને હવે તેને રીઝવવાનો યત્ન કરવો જોઇએ એમ તેને લાગ્યું, પણ તે માટે શું કરવું? બે દિવસ પછી તેણે

હરગોવિંદ પંડ્યાને પત્ર લખ્યો, તેમાં આડકતરી રીતે જણાવી દીધું કે 'સુભદ્રા ખુશીમાં છે, અને રોજ પાર્વતીબ્હેનને સંભારે છે; ત્યાં આવવાનું થશે, ત્યારે સાથે તેડતો આવીશ!' ગુસ્સે થએલી પાર્વતી આ પત્રથી રીઝે કે ન રીઝે પરંતુ તે ન્હીડાય તો નહિ જ અને પોતાના સંબંધમાં કાંઇ આડું અવળું હરગોવિંદ પંડ્યા પાસે વાટે નહિ, એટલો મનહરનો આશય હતો, અને તે આશય એ રીતે પાર પડે તેમ હતું.

* * *




દરેક જાતના તાવ ઉપરાંત બરોળ, કમળો અને પેટનાં દરદો પર નેરોલ નં. ૮૦૮ અકસીર છે. બાટલી ખરીદતા પહેલાં નેરોલ નં. ૮૦૮ બરાબર તપાસી લેજો. દરેક ગામમાં દવાવાળા તથા ગાંધીને ત્યાં વેચાય છે.

**ધી નેરોલ એજન્સી.**

ત્રણ દરવાજા, અમદાવાદ.

સ્વદેશી... સસ્તી... સરસ...... નેરોલની લંગર છાપ




બ્લુબ્લેક શાહી વાપરો. નેરોલની ફાઉન્ટનપેન ઇન્ક તથા રબર સ્ટાંપ શાહીએ ખબ પ્રશંસા મેળવી છે. તમારા સ્ટેશનરને પૂછો.

# પ્રકરણ ૪૫મું

* *

## મૃત્યુના મુખમાંથી બચેલી

*

વૈશાખ માસનો ઉનાળો ધખી રહ્યો હતો. ગરીબો કકળતા: 'બહુ તાપ પડે છે.' ભણેલાઓ થર્મોમીટર જોઇને ઉદ્‌ગારતા: 'ઓહો! ૧૧૮ ડિગ્રી તાપ—જેકોબાબાદ જેટલી ગરમી!' ધનવાનો ગભરાતા: 'જરૂર કોલેરા ફાટી નીકળશે; જલ્દી નાસી છૂટવું જોઇએ!' પરન્તુ પ્રભુએ ધગધગતા રણમાંય મીઠા વીરડા મૂક્યા છે. દરિયાકાંઠો, પહાડો અને પર્વતાવાલિઓ, એ આ ભારતવર્ષની ગરમીમાં આરામસ્થાનો છે; ત્યાં જનારા સુખવસ્તુ ધનિકો, રાજાઓ, મોટા અમલદારો, અને 'પહેલું સુખ તે જાતે નર્યા'ના ઉપાસક ગરીબ કે તવંગર દર્દીઓ સૂર્યના પ્રખર તાપમાંથી છુટકારો મેળવી શકે છે અને કુદરતની એ અવર્ણનીય કૃપાદૃષ્ટિનાં સ્તુતિગાન કરે છે.

આબુ ઉપરનો વૈશાખ માસનો ઉનાળો પણ ગુજરાતની વસંત પંચમીની ઠંડી–મીઠી હવાને વહાવે છે. પ્રભાતની શીતલતા, મધ્યાહ્નનો મધુરો અને બહુધા વાદળાંવાળો તાપ અને સાંઝના સુક્કી વાયુલહરી એ ત્યાં હમેશનાં હોય છે. આબુ ઉપરની વસંત વહેલી ખીલે છે અને મોડે સુધી લંબાય છે. ગ્રીષ્મની અસરને લંબાયલી વસંત અને ઉતાવળી વર્ષા થોડી જ વાર ટકવા દે છે. ધનિકોને એ 'મીઠા વીરડા'નું મૂલ્ય તથા ઉપકારકતા કેવાં લાગતાં હશે તે તો તેઓ જાણે, પરન્તુ જીવનમાં કોઇ જ વાર અને એકાદ જ વાર તબીયતને કારણે ઉનાળામાં એ સ્થાને જઇ રહેનારને આબુ પહાડ સૃષ્ટિનિયંતાની

અપૂર્વ કૃપાપ્રસાદીરૂપ અને ગુજરાતની ભૂમિની પ્રાકૃતિક વિભૂતિરૂપ લાગે છે, એ તો નિર્વિવાદ છે.

સાંજ પડી હતી. સૂર્યાસ્તને હજી વાર હતી. આછાં વાદળાંને વીંધીને ઝાંખો તડકો આબુ પરના નખી તળાવના પાણી ઉપર પથરાઇ રહ્યો હતો. વાદળાંની પાછળથી ક્ષણમાં દેખાતો અને ક્ષણમાં છુપાઇ જતો સૂર્ય કિનારાપરનાં વૃક્ષોની ટોચોને સોનેરી રંગની આછેરી કે તીવ્ર ઝાંયથી રંગતો, ત્યારે ભાસતું કે જાણે કોઇ જાદૂગર પોતાનાં માયાવી દશ્યોનું દર્શન કરાવી રહ્યો હોય !

અત્યારે તળાવની પાળ પર એક વૃક્ષની હેઠળ, ચોમેરની પુષ્પમંજરીયુક્ત વનસ્પતિના સૌરભને, ગલીપચી કરતી વાયુલહરીને, વિધવિધ પક્ષીઓના મધુરા નિનાદને અને સૂર્યકિરણોની જાદૂગરીને આસ્વાદતાં બે જણ ઉભાં હતાં. એક પુરૂષ હતો, બીજી સ્ત્રી હતી.

'આપણે અહીં જ થોડી વાર બેસીએ તો કેમ, સુશીલા ? વધારે દૂર જવાથી વળી તને થાક લાગશે.' હરિહરે પૂછ્યું.

'મને પણ કયારનું એમ જ થતું'તું.' એમ કહેતાં ફીકકું હસતી સુશીલા તત્ક્ષણ બેસી ગઇ; અને હરિહર પણ તેની પાસે બેઠો.

હરિહરને આબુ પર આવ્યાને આઠ—દશ દિવસ થયા હતા. લગભગ ત્રણેક માસની માંદગી પછી સુશીલા માત્ર ચામડીથી વીંટાયલો હાડકાંનો માળો લઇને પથારીમાંથી બેઠી થઇ હતી! દેહની ઉજળી ચામડી તેના રક્તિમાહીન વદનને અત્યંત ફીકાશ આપી રહી હતી; તેની ઉંડી ઉતરી ગએલી પણ ચમકદાર આંખો એ વદનને ભયાનક બનાવતી હતી; મલોખાં જેવા હાથ અને વાંસના ટુકડા જેવા સુકા-પાતળા પગ જ્યારે ગતિમાન થતા ત્યારે હાલતા—ચાલતા હાડપિંજરનો ભાસ થતો હતો. આજે લાંબે વખતે પોતે નીરોગી બની હતી, જીવી શકી હતી, અને ખરેખર હાલીચાલી પણ શકતી હતી, તે

જોઇને તેને જે આનંદ થતો હતો, તે આનંદનું દર્શન કરાવતું ફિક્કું સ્મિત જ્યારે તે વેરતી ત્યારે તેના વદનની રમ્યતાને બદલે દીનતાનો જ સાક્ષાત્કાર થતો.

તેને તાવ ઉતર્યો તે પહેલાંથી દેવકોર ડોસી કહ્યાં કરતાં'તાં કે, સુશીલા સાજી થાય ત્યારે ઘરનાં બધાંએ આબુ ઉપર હવા ખાવા જવું છે અને વળતાં અંબાજીની જાત્રા કરવી છે; ડોસીની આ પ્રકટ આશા ઘણાને કેવળ અકારણ લાગતી, કારણ કે એ લંબાયલી માંદગીમાંથી સુશીલા જીવતી ઉઠે એ વાત જ કોઇને શક્ય લાગતી નહોતી. સુશીલાની આશા ઘરનાં સૌ કોઇએ મૂકી હતી. દેવકોર પોતે પ્રકટ રીતે આશા દર્શાવતી, પરન્તુ અંતરમાં તેની એ આશા ડગમગી જાય એવા ઘણા વ્યાધિના દિવસો અને રાત તેણે જોયાં હતાં. હરિહરની આશા લાંબા વખત સુધી ડગી નહોતી, પરન્તુ છેલ્લા અઠવાડિયામાં તેની આશા પણ ડગી ગઇ હતી અને તેની સેવા માટે ઉઠાવેલો બધો શ્રમ પાણીમાં જશે, એમ તેને લાગતું હતું.

હરિહરે સુશીલાની જે સેવા કરી હતી, તે નડીયાદમાં ઘેર ઘેર ગવાતી હતી. દેવકોર સાજી થઇ અને જમના ઉપરથી કામના બોજો ઓછો થયો, ત્યારપછી પણ સુશીલાની સુશ્રૂષાનું કામ હરિહરે જ ચાલુ રાખ્યું હતું, જો કે પહેલાં કરતાં પાછળથી તેને જમનાની મદદને કારણે ઓછા ઉજાગરા કરવા પડતા. ઘેર નોકર—ચાકર, કામકાજ કરનારાં, અને નર્સ રાખી શકે તેવી સ્થિતિ હોવા છતાં હરિહર સુશીલાની સેવામાં જે મન પરોવી રહ્યો હતો, તે જોઇને લોકો કહેતા કે 'હવે પ્રાણજીવન સુશીલાના ત્યાગનું કરજ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ભરપાઇ કરે છે!' આ ટીકા હરિહરને કાને આવતી, પણ તે વખતે તે શરમાતો નહિ. અને કહેતો: 'એ વ્યાજ અને મુદ્દલ પૂરું ન કરું, તો મારે પ્રાયશ્ચિત્ત કરવું પડે!' અને છેવટે એ સેવાનું ફળ સુશીલાનો

'ધણી હો તો પ્રાણજીવન જેવા હોજો, બા! ભૂલ કરી પણ ભૂલ સુધારી જાણી, બૈરીને છોડી પણ છેવટે તેનો હાથ પણ ઝાલી જાણ્યો!' માંદગી ગઈ અને સુશીલામાં જરા ઉઠવા–બેસવા જેટલી શક્તિ આવી, કે તુરત હરિહર માતાને તથા પત્નીને લઈને આબુ આવી રઘુનાથજીના મંદિરની બે ઓરડીઓ રાખી રહ્યો હતો. જમના અને રામજીને તે સાથે લાવ્યો હતો. ઘર સાચવવાને ગંગાશંકર દવે એકલા ઘેર રહ્યા હતા.

સ્હવારમાં જરા ઠંડી ઓછી થાય એટલે, અને સાંજે સૂર્યાસ્ત પૂર્વે હરિહર સુશીલાને લઈને ફરવા નીકળતો. અત્યારે તેઓ તળાવ પર ફરવા આવ્યાં હતાં. કોઈ વાર દેવકોર ડોસી અને કોઈ વાર તે તથા જમના બેઉ જ્યારે એ બેઉને સાથે ફરવા જતાં જોતાં, ત્યારે તેમની આંખોમાં જે અમૃત સરખી ઠંડક વહેતી તે વર્તમાન ગુજરાતી સંસારની કોઈ જ પુણ્યશીલ સાસુની કે જુવાન વિધવાની આંખે અનુભવી હશે.

તળાવને કાંઠે હરિહર અને સુશીલા વાતો કરતાં હતાં.

'હું એક વાત પૂછું; સાચો જવાબ આપશો?'

'હા, જરૂર.'

આંખો નીચી ઢાળી, પુનઃ જરા ઉંચી કરી સુશીલાએ પૂછ્યું: 'તમને શું એમ નહોતું લાગતું કે હું મરી જઈશ? બીજાં બધાં તો કહે છે કે હું નવે અવતાર આવી છું.'

'મને પણ છેલ્લા દિવસોમાં એમ લાગવા માંડ્યું હતું કે તું હવે કદાચ બચીશ નહિ.'

'તે વખતે તમને ફરીથી પરણવાનો વિચાર આવ્યો જ હશે! નવી સ્ત્રીની કાલ્પનિક મૂર્તિઓ પણ તમે ઘડવા માંડી હશે!' સુશીલાએ આંખો નચાવતાં અને ઓઠમાંથી સ્મિત ફરકાવતાં પૂછ્યું.

હરિહરે આવા કારમા પ્રશ્નની આશા રાખી નહોતી. તે જરા ગુંચવાયો, અને તેની ગુંચવણ ઉપર મૃદુ હસતી સુશીલાના ફિક્કા ગાલપર ખંજન પડયાં. થોડી વારે હરિહરે પૂછ્યું: 'હું તારા પ્રશ્નનો શો ઉત્તર આપીશ, તે તું કલ્પી શકે છે?'

'હા!'

'શો? કહે જોઇએ, વારૂ!'

'તમે કહેશો કે-ફરીથી પરણવાનો તમારો વિચાર જ નહોતો, એટલે નવી સ્ત્રીની કલ્પનામૂર્તિ ઘડવાનો સવાલ જ રહેતો નથી; કહો, ખરૂ ને?'

'તદ્દન સાચું!' હરિહર બોલ્યો.

'તદ્દન જૂઠું!' સુશીલા બોલી.

'કેમ વારૂ?'

'તમે જુવાન છો, તમે પુરૂષ છો, તમને ફરીથી પરણવાનો અધિકાર છે; તમે શા માટે ન પરણો? વિધવાથી ન પરણાય, પણ વિધુરથી તો પરણાય!'

'વિધવાથી પણ પરણાય એમ હવે લોકો કહે છે.'

'હા, કહે છે ખરા; પણ થોડા જ એ માન્ય રાખે છે.'

'હું પાછો ઘેર ન આવ્યો હોત, તો તું વિધવા જ હતી. તને કયો મત માન્ય હતો, નવો કે જૂનો?' હરિહરે એક પેચદાર પ્રશ્ન કર્યો.

જરાએ અચકાયા વિના સુશીલાએ હિંમતથી જવાબ આપ્યો: 'નવો!'

'તેં પણ ફરીથી લગ્ન કર્યું હોત ને?'

'ના; કારણ કે મારી ઇચ્છા નહોતી!'

'તું ફરીથી લગ્ન કરી શકત. છતાં તું લગ્ન ન કરત કારણ કે તારી ઇચ્છા નહોતી; તેવી જ રીતે મારી ઇચ્છા ન હોય તો હું પણ ફરીથી લગ્ન ન જ કરું, એ શું તને સમજાતું નથી?'

સુશીલા મ્હાત થઇ હોય, તેમ તીર્છી નજર કરીને મૂગી મૂગી હસી રહી. થોડી વાર તેને વિચાર થયો. સ્વામી સાથેના આ વિવાદમાં તેની હાર થઇ હતી, તે તેને સાલતી હતી. તે બોલી: 'તમારો જવાબ તમે મારા મોઢેથી કઢાવ્યો! જોગી લોકો આવા જબરા હશે?'

હરિહર હસ્યો, અને બોલ્યો: 'જોગી લોકો ખરેખર જબરા હોય છે; સાધારણ વિધુર ફરી પરણ્યા વિના રહી શકતો નથી. પણ જબરો જોગી વિધુર થાય તોય ફરી પરણવાની ઇચ્છા ઉપર કાબુ રાખી શકે છે, સમજી?'

'પણ મારી સ્થિતિ ને તમારી સ્થિતિની સરખામણી જ ખોટી છે. હું મરી ગઇ હોત, તો તમે સાચે સાચા વિધુર થાત; તમે ઘેર આવ્યા ન હોત, તો હું સાચી વિધવા ન ગણાત, તે જાણો છો? છતાં મારા વિચાર મુજબ મને ફરી પરણવાનો અધિકાર હતો!'

હરિહરે ચમકતાં પૂછ્યું: 'કેવી રીતે?'

'આપણું લગ્ન થયું હતું એમ હું માનતી જ નહોતી!'

'એટલે?' હરિહર વધારે આશ્ચર્યમાં ડૂબતો જતો હતો.

'મારી ને તમારી અણસમજમાં, લગ્ન સંબંધી જવાબદારીના ખ્યાલ વિનાની વયમાં હસ્ત મેળાપ કરેલો--'

'અને તેં તે વખતે પેલી વીંટી ખોઇ નાંખેલી—'

'ઓહોહો!' હસ્તમેળાપ સમયે વીંટી આંગળીમાંથી પડી જવાથી થએલી ગભરામણનો પ્રસંગ યાદ કરતી સુશીલા ખડખડાટ હસી પડી. તે આગળ બોલી: 'તમને એ સાંભરે છે!'

'કેમ ન સાંભરે ?'

'હાં, એ હસ્તમેળાપ થએલો, તેથી જ આપણું સાચેસાચું લગ્ન થએલું એમ હું માનતી નથી; અને તેથી જ સાચું લગ્ન કરવાનો મારો અધિકાર બાકી રહ્યો હતો એમ હું માનતી હતી.'

હરિહર પાછો ગંભીર બની ગયો. તેણે પુછ્યું : 'તો પછી તેં એ અધિકારનો ઉપયોગ કેમ ન કર્યો અને મારા આગમનની રાહ કેમ જોઇ ?'

'એ અધિકારનો ઉપયોગ કરવાની મને ઇચ્છા નહોતી. મારી માતાને તેથી દુઃખ થાય તેમ હતું, અને મારા જીવનને ભોગે માતાને દુઃખ ન થવા દેવાની મારી પ્રતિજ્ઞા હતી.'

'ત્યારે તેં મારી રાહ જોઇ નથી, અને તારી માતાને જો દુઃખ ન થતું હોત, તો તેં અન્યત્ર લગ્ન કર્યું હોત !'

'જરૂર !' સુશીલા એમ બોલીને સ્વામીની વદનચર્યા ભેદકદૃષ્ટિથી જોઇ રહી.

હરિહરના વદન ઉપર શોકની રેખાઓ જોવાની જ સુશીલાએ આશા રાખી હતી. બોલતાં તો તે બોલી ગઇ, પણ તત્ક્ષણ તેને થયું કે પોતે સ્વામી સમક્ષ બોલતાં જરા વધુ પડતું નિખાલસપણું અને હદ ઉપરાંતની હિંમત બતાવી હતી. તે સ્વામીનો ઉદ્દગાર સાંભળવા અત્યંત ઉત્કંઠા ધરાવી રહી.

પરન્તુ હરિહરના વદન ઉપર તો સંતુષ્ટતાની રેષાઓ દોરાઇ અને તે બોલ્યોઃ 'સુશીલા ! ખરેખર, તારા સરલ અને સાચા હૃદયનું મુલ્ય તો દેવો જ આંકવા સમર્થ છે !'

સુશીલાના અંતઃકરણમાં આનંદ અને સંતોષની અમૃતધારા ઝરવા લાગી. એટલામાં હરિહર આગળ બોલ્યોઃ 'કદાચ ભવિષ્યમાં

મારૂં દિલ પુનઃ વૈરાગ્ય તરફ વળે, તો મને હવે તારા માટેની ચિંતા તો નહિ રહે !'

'હેં !!' એકદમ સુશીલા ગભરાઇ ગઇ. વદન વિવર્ણ બની ગયું. હૃદય ઉપર કારમો આઘાત થવાથી કપાળે પણ પ્રસ્વેદ ઝમવા લાગ્યો. બેઠાં બેઠાં તેને ચક્કર આવવા લાગ્યાં અને તેણે મસ્તકને પોતાના નિબળ હાથોમાં લઇને દાબ્યું; પણ એથી ચૈતન્યહીનતા આવતી અટકી નહિ. આંખે અંધારાં આવતાં તે લથડી અને ભયભીત હરિહરે તેને પોતાના બાહુદ્વયમાં ઝીલી લીધી.

* * *


# ૩૫ વર્ષના અનુભવ




## પેશોતન એમ. દસ્તુરની કંપની.

૩૦૯૨, ત્રણ દરવાજા પાસે, અમદાવાદ.

ચસ્માની આ પ્રખ્યાત દુકાને આંખો **મફત** તપાસી છેલ્લામાં છેલ્લી ઢબની મનપસંદ કમાનોમાં દરેક જાતનાં ઉંચા લેન્સીસ સાથે ચસ્મા ખાસ ઘટાડેલા ભાવથી બનાવી આપવામાં આવે છે.

**એકજ મુલાકાતથી પુરતો સંતોષ થશે.**

# પ્રકરણ ૪૬મું

## નાજુક પળો

અર્ધમૂર્છિત થએલી સુશીલા માત્ર ત્રણ–ચાર ક્ષણમાં જ પાછી ભાનમાં આવી. મૂર્છા પૂર્વે ભાનને ટકાવી રાખવા તેણે પોતાના માનસિક તંતુઓ ઉપર જે બળ વાપર્યું હતું તે બળ માત્ર થોડી ક્ષણોસુધી જ નિષ્ફળ નીવડયું હતું. ભાનમાં આવતાં તેણે પોતાને સ્વામીના બાહુપાશમાં જોઇ અને વક્ષસ્થળ ઉપરથી ખસી ગએલું વસ્ત્ર સમું કરવા હાથ લંબાવ્યો. તત્ક્ષણ ચિંતાતુર હરિહર બોલ્યો: ' સુશીલા ! તને કેમ છે ? હેં ! હમણાં તને શું થઇ ગયું ? તું ગભરાઇશ નહિ, હો ! હવે હું તને છોડીને કયાંય જવાનો નથી.'

સુશીલાને પોતાની થોડી ક્ષણોની બેભાન દશા સાંભરી. થોડા યત્ન પછી તેના નબળા જ્ઞાનતંતુઓને એ દશાનું કારણ પણ સાંભર્યું. તે સ્વામીના બાહુમાંથી છૂટતાં અને સ્વસ્થ થતાં બોલી: ' મારા મન અને તનની નબળાઇ હજી ગઇ નથી. તમે મને ગભરાવો છો અને મુંઝવો છો. ' એમ બોલતાં તો એક વાર વજ્રસમું મન ધરાવતી સુશીલાની આંખમાંથી ડળક ડળક આંસુ ખરી પડયાં.

તેના વાંસા ઉપર હાથ ફેરવતો હરિહર બોલ્યો : ' મેં તો તને સહજ કહ્યું હતું કે ભવિષ્યમાં મારૂં મન વૈરાગ્ય તરફ વળે તો મને તારી ચિંતા નહિ થાય; તે ઉપરથી એમ નહિ માનવાનું કે હું તારી પરવાનગી વિના ઘરનો ઉંબરો પણ છોડું ! '

સુશીલાએ ફરીથી આશ્ચર્યકારક મુખમુદ્રા કરીને સ્વામી સામે જોયું. હજી તેની આંખો આંસુથી ભીંજાયલી જ હતી.

હરિહર બોલ્યો: ' તને શું મારા ઉપર વિશ્વાસ આવતો નથી ? તારા માટે મેં મારૂં વ્રત છોડી લોકોની નિંદા વહોરી છે, તારા માટે મેં શું નથી કર્યું તે કહે, છતાં તારૂં હૃદય કેમ ક્ષુબ્ધ રહે છે ?'

'કોણ જાણે શાથી, મને એમ લાગે છે કે જાણે તમે ફરીથી ઘર છોડીને ચ લ્યા જતા હો!' સુશીલા જોરથી ઉચ્છ્વાસ ભરી રહી.

હરિહર મનમાં બોલ્યોઃ 'સાચી વાત છે, સુશીલા! તને હું છોડી જવાનો જ છું; આજે નહિ, તો મહિને; મહિને નહિ તો ચાર મહિને, અને વધુમાં વધુ પિતૃશ્રાદ્ધ કર્યા પછી તુરત જ તને હું છોડવાનો જ છું! એટલું જ નહિ પણ બને તેટલું તારૂં ધન લૂંટીને કોઇ એવે સ્થળે જઇ પહોંચવાનો છું કે જેનું તને સ્વપ્ન પણ ન આવે!' આ મનોભાવ વહેતાં સુધી સ્તબ્ધ બેસી રહીને હરિહર બોલ્યોઃ 'એ તારા મનની ભ્રમણા છે.'

'ત્યારે તમે એમ કેમ બોલ્યા કે–તારી પરવાનગી વિના હું ઘર નહિ છોડું? ત્યારે ઘર છોડવાની મારી પરવાનગી માગવાનો હજી તમારો વિચાર છે ખરો?'

હરિહર મનમાં ને મનમાં પાછો પડયો. ભાષામાં છુપાવેલો મનોભાવ પણ એ ચતુર સુંદરીએ પકડી પાડયો, તે જોઇને તે મુંઝાયો. પોતાનું માયાવી સ્વરૂપ જ્યારે તે ચતુરા પકડી પાડશે, ત્યારે પોતાની શી સ્થિતિ થશે તેના ક્ષણિક વિચારે પણ તેને ગભરાવી મૂકયો. એવી સ્થિતિ આવ્યા પૂર્વે જેમ બને તેમ જલ્દી નાસી છૂટવું જોઇએ, કે માયાવી ભાષાના અધૂરા પ્રયોગો છોડીને પ્રકટ વિશ્વાસ આપવાના પુરા માયાવી પ્રયોગો કરી, લાગ મળ્યે ઇષ્ટસાધના કરી લેવી જોઇએ, તેવો લાંબો વિચાર કરવાનો અવકાશ અત્યારે હરિહરને નહોતો. સુશીલાની શંકા પ્રત્યે ઇષત્ સ્મિત કરીને તે બોલ્યોઃ 'સુશીલા! તું આવી વ્હેમીલી કેમ બની ગઇ છે? માંદગીથી નબળા બની ગએલા મગજના આ બધા વહેમ અને તર્ક છે. તારી પરવાનગી માગીને કાયમને માટે ઘર છોડવાની મેં વાત જ કહી નથી; કોઇ પણ વાર, કાંઇ કામ પ્રસંગે કયાંય બહાર જવું પડે ત્યારે પણ હું તારી પરવાનગી લેવાનો, એમ કહેવાનો મારો હેતુ હતો.'

'હવે મને સંતોષ થયો.' સુશીલાના ફિક્કા વદન ઉપર પુનઃ સ્વસ્થતા અને સંતોષની રેખાઓ આલેખાઇ.

હરિહર બોલ્યોઃ 'સુશીલા, આપણું લગ્ન થયાને દશેક વર્ષ થવા આવ્યાં—'

'ના!' સુશીલા વચ્ચે બોલી ઉઠીઃ 'માત્ર ચારેક માસ થયા!'

હરિહર હસ્યો. 'હા, હું ભૂલ્યો; એ આપણું લગ્ન નહોતું; આપણું ખરું લગ્ન તો હું ઘેર આવ્યો, તે દિવસે જ થયું.'

'એમ પણ નહિ!' સુશીલા વિનોદપૂર્વક બોલીઃ 'ત્યારપછી જે દિવસે તમને મેં ઓળખ્યા, તે દિવસે જ આપણું લગ્ન થયું!'

વૃક્ષની નજર સામેની ડાળ પર એક કપોત અને કપોતિકા દાંપત્યસુખ અનુભવતાં આ અભિનવ માનવદંપતીને હસી રહ્યાં. ક્ષિતિજમાંથી ધસી આવેલાં વાદળાંએ સૂર્યને ઢાંકી દઇને સંધ્યાનો અંધકાર વહેલો આણ્યો. રૂપેરી કિનારીને ફરકાવતી વાદળી હસતી હસતી શીતળ જળકણને ખંખેરવા લાગી. વાયુએ મંદતા ધારણ કરી જળકણના નૃત્યને મનોરમ્ય બનાવ્યું. વસંતનું યૌવન અનુભવતી વનસ્પતિ અને પુષ્પો પોતાની મદમત્તતાનો સંચાર કરવા લાગ્યાં. હરિહર આ પ્રકૃતિલીલાની વચ્ચે સુશીલાની નિકટ ખસીને તેને ખભે હાથ મૂકતો અને તેની આંખોની કીકીઓમાં જોતો મૃદુ સ્વરે બોલ્યો : 'સુશીલા! શું તેં મને ખરેખર ઓળખ્યો છે?'

'હા, મેં તમને ખરેખર ઓળખ્યા છે; શું તમને તેમાં કાંઇ અંદેશો રહે છે?' સ્વામીની આંખોના ધ્રૂજતા તેજમાં પોતાની આંખોનું સ્થિર તેજ મિલાવતી સુશીલા બોલી.

હરિહરે પોતાની આંખોને પાછી બોલાવી લીધી અને ઊંડો—છૂપો નિઃશ્વાસ નાંખ્યો. સુશીલાથી એ નિઃશ્વાસ ન સંભળાય એવી ખબરદારી તેણે રાખી હતી, પણ તે નિષ્ફળ નીવડી. સુશીલાએ સ્વામીનો ધીરો ઉષ્ણ નિઃશ્વાસ સાંભળ્યો અને તેણે પૂછ્યું: 'શું હું તમને ઓળખી શકી નથી, એમ તમે માનો છો? તમારા હૃદયની સુંદરતાને હું તમારા દેહની ચામડીની આરપાર જોઉં છું, નાથ! હું એટલું પણ જોઉં છું કે મારી સાચી સુંદરતા પણ તમારા

દિલમાં જડાઇ છે; છતાં કેઇ કોઇ વાર તમારા આવા છૂપા નિઃશ્વાસો મને સમજાતા નથી.'

જો અત્યારે હરિહરના મગજ ઉપર પોતાના માયાવી સ્વરૂપને ટકાવી રાખવાનો બોજો ન હોત, તો અત્યારે જરૂર તેની આંખો અશ્રુધારા વરસાવતી હોત. જેના દિલમાં પોતે વસી રહ્યો હતો, જે પોતાના દિલમાં વસી રહી હતી, તે બેઉ તદ્દન નિકટ હોવા છતાં કેટલાં બધાં દૂર હતાં? તેઓ કદાપિ વાસ્તવિક નિકટતા અનુભવી શકે તેમ નહોતું. આ ગૃહજીવનની ગમે તેવી રુચિકરતા છતાં એક દિવસ તો તેને છોડવાનું જ હતું. તે ધન હરવાને આ ઘરમાં ઘુસ્યો હતો; એ લાગ મળી જતાં તે ધન હાથ કરીને નાસી જવાનો હતો; અને એ વખતે સુશીલાનો સ્નેહપાશ તોડી–વછોડીને, તેને ઉપજાવેલા વિશ્વાસને પગ હેઠળ કચડીને, તેના હૃદય ઉપર છૂરી ફેરવીને ચાલી નીકળ્યા વિના તેનો છૂટકો નહોતો; કદાચ તે હિંમત કરીને આ સ્નેહકમળની પાંખડીઓમાં બદ્ધ થએલો ભ્રમર બને અને ધન હરીને નાસી જવાની લોલુપતાનો ત્યાગ કરે, તો પણ એક દિવસ તો એવો આવવાનો ભય હતો કે જે દિવસે તેનું માયાવી સ્વરૂપ ઉઘાડું પડી જવાનું, અને પોતે એક જ ક્ષણમાં આ મનોહર સ્વર્ગ છોડીને નરકાગારની યાતનાઓની વચ્ચે જઇ પડવાનો!

પરન્તુ આ વિચારને અંતે તે ભાનમાં આવ્યો કે એ માયાવી સ્વરૂપ અત્યારે પ્રકટ કરી દેવું જોઇતું નથી, કારણ કે હજી ધનહરણ કરવાનો પ્રયોગ બાકી હતો. વળી સુશીલાના છેલ્લા શબ્દોનો જવાબ તેને આપવાનો હતો, તેથી તે બોલ્યોઃ 'સુશીલા!' અને જરા હસીને તે આગળ બોલ્યોઃ 'મારા ઉચ્છ્વાસ નિઃશ્વાસ ઉપર પણ તું કાંઇ કાંઇ ચણુતર ચણે છે, એ તે તારું મન કેવું કહેવાય? અંતરની સુંદરતાને પરસ્પર પિછાણનારાં પતિ–પત્ની આવી એકાંતમાં દિલ ખોલે, તે પ્રસંગ શું તને સાધારણ લાગે છે? શું તે વખતે હૃદયના ભાવો ફેફસાંની ધમણની બહાર કાઢવાની પણ દાંપત્યપ્રેમનો દેવતા ના પાડે છે?'

સુશીલા ફરીથી હસી અને પોતાના ખભા ઉપર હાથ મૂકી રહેલા સ્વામીના ગાલ ઉપર ધીમી થપાટ મારીને બોલી: 'એથી માઠું ન લગાડતા! મનમાં આવે તે બધુંય તમારી પાસે કહેવાનો મને અધિકાર છે.'

'તેની હું કયાં ના કહું છું?' હરિહર બોલ્યો.

'પણ હજી હું તને મારા મનમાં જે કાંઇ આવે છે તે કહેતો નથી, એટલો ચોર છું.' એમ હરિહરથી મનમાં બોલ્યા વિના રહેવાયું નહિ. આ નાજુક વાતાવરણની વચ્ચે તેનું મન વિચારના દોર ઉપર દોડવા લાગ્યું: 'આ ગૃહ, આ પત્ની અને આ સ્વર્ગસુખ છોડવાનો જ સમય આવશે, એમ માનવામાં હું ઉતાવળ કરતો નથી? આટલા મહિના સુધી મેં સાચા પ્રાણજીવન તરીકે જે કાંઇ ઢોંગ કરી જાણ્યો છે તે સફળ થયો છે, એટલું જ નહિ પણ ઢોંગને ભૂલી જવાની ક્ષણોમાંય મારા અંતઃકરણે સૌનો પ્રેમ મેળવ્યો છે. મારા દિલનો ભેદ હું મૃત્યુ સુધી દિલમાં જ દાટી રાખું, તો શું તે ન ચાલી શકે? શા માટે ધન ચોરીને નાસી જવું? શા માટે આ સરળ દિલની બાળાના દિલ ઉપર વજ્રનો પ્રહાર કરવો? ધન ચોરીને નાસી જવાથી હું આજના જેટલું સુખ ભોગવી શકવાનો નથી, આવી પ્રેમાળ પત્ની મેળવી શકવાનો નથી; ત્યારે તેમ કરવાથી મને શું વધુ મળે તેમ છે? જેવું જોખમ પ્રાણજીવન તરીકે ઘરમાં રહેવામાં છે, તેવું જ જોખમ ધન ચોરીને નાસી જવામાં પણ છે; બેઉ રીતે પકડાવાનો ભય છે, અને બેઉ રીતે નહિ પકડાતાં સુખી જીવન ગાળવાના લાભનો સંભવ પણ છે. એક જીવન 'પ્રાણજીવન'ને નામે ગાળવાનું છે, બીજું જીવન 'હરિહર'ને નામે ગાળવાનું છે; 'હરિહર' નામ આ જગતમાં નહિ ચાલે તો શું હાનિ થઇ જવાની છે? હરિહર પોતે એમ કેમ ન માની લે કે હરિહર મરી ગયો છે અને પ્રાણજીવન મરવાને બદલે જીવતો રહ્યો છે? બસ, જો એટલું માનું અને માનવામાં છેવટ સુધી ફાવું, તો મારા મનની બધી વિટંબણા મટી જાય! અને ન ફાવું તો જે બધાં દુઃખો ચોરી કરીને નાસી

ગયા પછી પકડાતાં વેઠવાનાં છે, તે જ દુઃખ ઘરમાં રહીને પકડાતાં પણ વેઠવાનાં જ છે!'

આ વિચારને અંતે હરિહરને લાગ્યું કે પોતાના મનમાં આવેલો આ વિચાર સુશીલા ઉપરના પક્ષપાતી મનોભાવનું ફળ છે. મનની આ પ્રકારની દ્વિધા સ્થિતિ પહેલી જ વાર અનુભવતાં તે મુંઝાવા લાગ્યો. 'શું કરવું? આ કે તે?' એ વિચારમાં દટાઇ રહેલા હરિહરને સુશીલાએ તંદ્રામાંથી જાગૃત કર્યો: 'ઉઠો, ઉઠો, અંધારૂં થતું જાય છે અને વરસાદના છાંટા વધારે આવે છે.'

બેઉ ઉઠયાં અને દૂર ઊભીને રાહ જોતી જમનાને જોઇ સ્મિત વેરતાં તે તરફ ચાલવા લાગ્યાં.


# કાન્ત ટેલરીંગ એન્ડ કટીંગ કોલેજ

**તમારાં નાણાંનો ગેરઉપયોગ નહિ કરતાં વખતસર અમારી પાસે આવો. જ્યાં નિરાશાને સ્થાન નથી.**

સ્વતંત્ર ટેલર માસ્તર બની, ગૃહ ઉદ્યોગ હાથ કરો. શાસ્ત્રીય પદ્ધતિથી ટેલરીંગ શીખવાનું વિશ્વાસપાત્ર સ્થળ. વિલંબ નહિ કરતાં લખો યા મળો :—

**ધી કાન્ત ટેલરીગ એન્ડ કટીંગ કોલેજ**




પ્રીન્સીપાલ—કે. એમ. પરમાર ડી. એ. ટી સી. એ. (લંડન)

એલીસબ્રીજ પાસે કૈલાસ ભુવન. **અમદાવાદ.**

## પ્રકરણ ૪૭મું

## મન ઉપર બળાત્કાર

'શું કરવું ? આ કે તે ?' એ વિચારમાં ગુંચવાયલો હરિહર આબુ પહાડ ઉપર સ્નેહાળ માતા અને પ્રેમરસે ભીંજાયલા પત્નીના સમાગમમાં દિવસો ગાળવા લાગ્યો. પાપથી બ્હીતો હોવા છતાં ધનહીન અવસ્થાનાં દુ:ખો ખમીને ધનને જ ભજતો હરિહર જ્યારે એકલો પડતો ત્યારે એક વિચાર કરતો, અને સુશીલાની સમીપે ઉપસ્થિત થતો ત્યારે બીજો વિચાર કરતો. આ જ અનિશ્ચિત અવસ્થામાં દિવસો વીતતા હતા. સુશીલાની વિશુદ્ધિના તેજથી તે અંજાયલો રહેતો, તેના દિલની સરલતાથી તે અનુકંપાશીલ બનતો, તેના સાચાપણા આગળ તે પોતાને દીન જોતો; એ પવિત્ર સ્ત્રીના જીવનને તેના બનાવટી પતિ બની અપવિત્ર કરવું, તે કરતાં તેનું ધન લઇને નાસી જવું એ ઓછું પાપ છે, એમ તેને લાગતું. તે પોતાની હિંમતનું સરવૈયું કોઇ વાર એકાંતમાં કાઢતો, ત્યારે તેને સમજાતું કે પોતે સ્વભાવે બ્હીકણ તો હતો, પરન્તુ જો પોતે ખૂબ હિંમત ચલાવી શકે તો પારકો ધનનો ઢગલો ચોરી લઇ શકે, પરન્તુ પરાઇ સ્ત્રીના જીવનને અપવિત્ર કરવાની હિંમત તો ન જ ચલાવી શકે ! ચોરી પકડાતાં પોતે ચોર તરીકે જેલમાં જાય તેથી તેને ઓછું દુ:ખ થાય, પરન્તુ પરાઇ સ્ત્રીના જીવનને ધૂળમાં મેળવીને પોતે જેલમાં જાય, તે અપવિત્રતાનો ડંખ પોતે આખા જીવનમાં ભૂલી જઇ શકે નહિ, તો પછી પેલી સ્ત્રી તો તે કેમ જ ભૂલે ?

આ પ્રમાણે સુશીલા પ્રત્યેના મનોભાવને કારણે પણ તેનું મન એ દિશાએ ખેંચાતું. સુશીલા સમજતી હતી કે પોતાનો સાચો

સ્વામી પોતાને પ્રાપ્ત થયો છે. હરિહર ધન લૂંટીને ચાલ્યો જાય તો સુશીલાને એક બાજુએ ધન ખોવાનું દુઃખ થાય, બીજી બાજુએ પોતે ઠગાઇ એ દુઃખ થાય, ત્રીજી બાજુએ સાચું વૈધવ્ય પ્રાપ્ત થાય અને ચોથી બાજુએ આશાના ઉંચા ઉંચા મિનારા ઉપરથી નિરાશાના મૃગજળમાં તૂટી પડવાનો આઘાત થાયઃ આ ચારે દુઃખથી ઘેરાયલી સ્થિતિમાં તેને મૂકીને નાસી જવું તે સારૂં કે તેને સંતોષ આપીને જ્યાંસુધી ચાલી શકે-ઠગાઇ ખુલ્લી ન પડે ત્યાંસુધી આમ ને આમ ચલાવ્યે જવું તથા ઠગાઇ ખુલ્લી ન પડવાના દૈવયોગનો લાભ પોતે લીધા કરવો અને એ રીતે સુશીલાના સુખસ્વપ્નમાં ભંગ ન પડવા દેવો તે સારૂં, એ બે પ્રશ્નો જ્યારે હરિહર પોતાના મનને પૂછતો, ત્યારે પણ સુશીલાની વિશુદ્ધિને અખંડ રાખવાની તરફેણમાં જ તેનું મન તેને પ્રત્યુત્તર આપતું ! આ પ્રત્યુત્તર આપતાં પોતાનું મન પાપથી ડરતું હતું કે સુશીલાના આત્માની પવિત્રતાની સામે એક ડગલું પણ આગળ ભરવા જતાં હિંમત હારી જતું હતું, તેનો નિર્ણય પણ હરિહર કરી શક્યો નહિ. માત્ર તેને એક માર્ગ સૂઝયોઃ સુશીલાની વિશુદ્ધિને એમ ને એમ સુરક્ષિત રાખીને જો પોતે સુશીલાના બનાવટી પતિ તરીકે તેને ચાલુ સુખ તથા સંતોષ ઉપજાવી શકતો હોય, તો તેને તે વધારે ઇષ્ટ હતું. જો એમ બને, તો ધન લૂંટીને નાસી જવાની ઇચ્છાનો ભોગ પણ તે આપી શકે તેમ હતુંઃ પણ એમ ક્યાંસુધી ચાલી શકે એ પ્રશ્ન તેને પ્રતિક્ષણે મુંઝવતો હતો.

પોતાનું મન સુશીલા તરફ ઝૂકતું જતું હતું, વાસનાનો માર્ગ ખુલતો જતો હતો, રસિકતાનો કેફ મગજમાં ચડતો જતો હતો, એ સ્થિતિ આગળ વધતાં શું થશે અને શું નહિ થાય, તેનો વિચાર કરતી વખતે હરિહર બહુ મુંઝાતો. પોતાના આંતરમન અને બાહ્યમનના ફિતૂરો વચ્ચેનો ભેદ અને તે ભેદનાં કારણો તે શોધતો પણ તે તેને હાથ લાગતાં નહિ! 'હું કયો મોટો ધર્માત્મા છું કે સુશીલાને લૂંટતાં ડરૂં છું, તેની સરલતાની દયા ખાઉં છું ?' એવો પ્રશ્ન કરીને

ે બાહ્યમનને મજબૂત બનાવવા મથતો, પણ થોડી ક્ષણોમાં આંતર-
મન પ્રબળ ઉદ્‌ગાર કરતું, બાહ્યમનના મથનને નિષ્ફળ કરતું અને
કહેતું: 'ત્યારે ભલે પાપાત્મા બન, પણ તેમ કરતાં તને સુખ અને
શાંતિ મળશે કે કેમ તેની ખાત્રી પહેલાં કરી લેજે!' એ જ ક્ષણે
હરિહરના મનનું બધુંય કૃત્રિમ બળ ઓસરી જતું!

'પણ હવે ચેતવું તો જોઇએ જ!' સુશીલામાં લુબ્ધ થતા જતા
પોતાના મનને તેણે સંભળાવ્યું: 'ભવિષ્યમાં જે થાય તે ખરૂં, પરંતુ
સુશીલાની વિશુદ્ધિને અખંડ રાખવા માટે મારે તેના સંગ તથા
સંપર્કમાં હવે બહુ રહેવું તે જોખમભરેલું છે.'

મધ્યાહ્નનો સમય હતો. હરિહર પથારીમાં પડયો પડયો આવા
વિચારોમાં હીંચકા ખાતો હતો. મધ્યાહ્નની ગરમીથી શરીરમાં આળસ
ભરાય છે અને પથારીમાં પડતાં સહેજે નિદ્રાથી આંખ ઘેરાવા લાગે
છે, પરન્તુ વિચારોને હિંચકે જ્યારે હરિહર ઝૂલતો હતો ત્યારે ઘેરાતી
આંખો પણ જાગૃત બની જતી અને પથારીમાં પડયા છતાં
શરીરમાંથી આળસ ઊડી જતું. આંખો મીંચીને પથારીમાં
પડેલા હરિહરને જોતાં અને નિકટમાં અન્ય કોઇ નથી એમ જોતાં
સુશીલાએ ફૂલની તાબકમાંથી એક ગુલાબનું ફૂલ લઇ સૂતેલા હરિ-
હરની પાસે ધીરે પગલે જઇ પહોંચી, ફૂલને તેના નાકની સમીપે ધર્યું.
ગુલાબની અણધારી સુવાસ આવતાં જ હરિહરે આંખો ઉઘાડી અને
તેણે હાથ પાછો ખેંચી લેતી તથા મૃદુ હાસ્યપુષ્પો વેરતી સુશીલાને
દીઠી. તે આંખો ચોળતો પથારીમાં બેઠો થયો, એટલે સુશીલા બોલીઃ
'મેં જાણ્યું કે તમે ઉંઘી ગયા હશો; પણ તમે તો જાગતા'તા.'

'ત્યારે મને ઉંઘમાંથી જગાડવા જેવું શું અગત્યનું કામ હતું?'
હરિહરે પુછ્યું.

'કશું જ નહિ. માજી ઉંઘે છે, જમના બહેન ઉંઘે છે, રામજી
ઉંઘે છે, અને મારી ઉંઘ પૂરી થઇ ગઇ છે.'

'એટલે તારી સાથે મારે પણ જાગવું જોઇએ, એમ જ ને?'

'હાસ્તો !' અને સુશીલા હસી પડી. હવે તેના હાસ્યમાંથી દીનતા નહિ પણ મધુરતા રેલાતી હતી. તેના શરીરનું શૈથિલ્ય ઘટતું જતું હતું, શરીરમાં નવા લોહીની ભરતીથી મુખપર રક્તિમા આવતી જતી હતી, અવયવોમાં સ્ફૂર્તિ ઉભરાતી હતી અને નેત્રમાં વિલાસપૂર્ણ તરલતા દર્શન આપતી હતી.

હરિહર સુશીલાના આનંદપૂર્ણ વદન સામે જોઇ રહ્યો. સુશીલાનાં નેત્રોની ચમક જાણે તેને ચેતવણી આપતી હોય તેમ તે સાવધ બન્યો અને બોલ્યો: 'ત્યારે થોડું પાણી આપ; નહિ તો રામજીને કહે કે લાવે.'

'ભલેને બિચારો ઉંઘે; હું જ લાવું છું.' એમ કહી સુશીલા પાણીનો લોટો અને પ્યાલો લઇ આવી. પથારી પાસે બેસી તેણે પ્યાલામાં પાણી રેડી પ્યાલો હરિહરના હાથમાં આપ્યો. પાણી પીને પ્યાલો નીચે મૂકી હરિહર સુશીલાની સામે જોઇ રહ્યો.

'શું જુઓ છો ?'

'તારી તબીયત હવે સુધરે છે ખરી; તને પણ એમ લાગતું જ હશે ને ?'

'હા, મનેય સુધારો લાગે છે.'

'તોય હજી આપણે અહીં એક મહિનો રહેવું છે, અને એક સારો વરસાદ થઇ ગયા પછી જવું છે.'

'જેવી તમારી મરજી.'

'પણ હવે એક બીજી વાત.'

'શું વળી ?'

'હવે તને ઠીક થતું આવે છે, અને મારી સેવાશુશ્રૂષાની જરૂર નથી. તારી તબીયતને માટે જ મેં મારૂં વ્રત ખંડિત કરીને તને સ્પર્શ કર્યો હતો. હવે એ અધૂરૂં મૂકેલું વ્રત મારે પૂરૂં કરવું જોઇએ.'

'બ...લે, હું ક્યાં ના કહુ છું ?' સુશીલાએ નીચું જોઇને ઉત્તર આપ્યો. એ ઉત્તરમાં અગ્રાહ્ય મનોવ્યવસ્થા હતી.

'જો ને, ભગવાં વસ્ત્રો તો હજી હું પહેર્યા કરૂં છું; શ્રાદ્ધપક્ષ આવે અને પિતાજીનું શ્રાદ્ધ કરૂં એટલે પછી મારૂં વ્રત પૂરૂં થાય. વચમાં જે આપદ્ધર્મ આવી પડયો તે નિભાવી લીધો.'

'હું તે સમજું છું. વ્રત પૂરૂં કરવાથી તમને સંતોષ મળતો હોય, તો મારો કશો વાંધો કે વિરોધ નથી.' સુશીલાએ હવે ખુલ્લા મનથી કહ્યું.

હરિહરે છૂટકારાનો દમ લીધો. સુશીલા સાથેના પરિચયમાંથી મનને પરાણે પરાવૃત્ત કરવા માટેનો એ પહેલો પ્રયત્ન હતો. એ પ્રયત્ન પછી બીજો શો યત્ન કરવાનો હતો, કઇ કાર્યદિશા ગ્રહણ કરવાની હતી તેનો કશો નિર્ણય હરિહરનું અનિશ્ચિત મન કરી શક્યું નહોતું, પણ ધીરે ધીરે તેને જોઇતો માર્ગ સૂઝી આવશે એવા આશાવાદ ઉપર અવલંબી રહેવા સિવાય પોતાથી બીજું કશું હાથ તુરત બને તેમ નથી એમ તેના મુંઝાતા અસ્થિર મનને લાગતું હતું.

દિવસો જવા લાગ્યા. માત્ર શરીરસ્પર્શ સિવાય હરિહર અને સુશીલા પૂર્વવત્ એક બીજાના સંપર્કમાં જ સમય ગાળતાં. સુશીલાની વાણીની, સ્વભાવની અને શરીરની સુંદરતા હરિહરના ચિત્તમાં દૂર રહી રહીને પણ પોતાનો વાસ કર્યે જતી હતી. વળી પાછો હરિહર મુંઝાવા લાગ્યો. મન ઉપર બળાત્કાર કરીને સુશીલાથી દૂર રહેવાનો યત્ન કર્યા વિના હવે ચાલવાનું નથી, એમ તેના મનને લાગ્યું અને તેણે નિશ્ચય કર્યો કે કોઇ પણ રીતે સુશીલા સાથે કલહ કરવો કે જેથી વધુ નહિ તો થોડા દિવસ—જ્યાંસુધી રોષ ટકશે તેટલા દિવસ—એ મોહક પરિચયને દૂર હડસેલી શકાય.

કલહ કરવાના પ્રસંગો તે શોધતો, પણ હાથ લાગતા નહિ. વાતચીતમાં તે સુશીલાના વિચારથી વિરૂદ્ધનો વિચાર સહજમાં દર્શાવતો, પરન્તુ તેથી વાતચીત કાંઇક લંબાતી, પણ કાંઇ કલહ ઉઠતો નહિ.

સ્વામીનો વિચારભેદ સ્વામીને જ મુબારક કહીને સુશીલા વાતચીતને આટોપી લેતી, અથવા સ્વામીનું દૃષ્ટિબિંદુ બરાબર હોય, તો પોતાના વિચારમાં ભેદ હોવા છતાં સ્વામીના દૃષ્ટિબિંદુપૂર્વક સ્વામીનો વિચાર બરાબર હોવાનું સ્વીકારતાં તે વાર લગાડતી નહિ; પરન્તુ દૃષ્ટિબિંદુ વિષેનો પોતાનો મતભેદ કાયમ રાખતાંયે તે કડવાશને જરાયે પ્રવેશવા દેતી નહિ. પછી હરિહર કેવી રીતે કલહ કરે કે સુશીલા ઉપર રીસ ચઢાવીને તેનાથી દૂર રહે ?

છેવટે એક દિવસે તેને લાગ મળ્યો. સ્હવારે રસોડામાં સુશીલાની સમીપે ચાહનો પ્યાલો પિરસાયેલો તેણે જોયો. સુશીલાનાં આંતરડાં બહુ નબળાં પડી ગયાં હોવાથી તેને ચાહ પીવા દેવાની નહોતી બલ્કે ચાહ પીવાની ડાકટરની મનાઇ હતી. પરંતુ શરીર જરા સુધરવા લાગ્યું એટલે ચાહ પીવાની નિત્યની ટેવ ઉભરાઈ આવી. તેને ચાહ પીવાનું મન થયું. પોતાને ચાહ આપવા તેણે સાસુને વિનતિ કરી તો થોડા દિવસ તો દેવકોરે ગણકારી નહિ. પણ પછી તેને દૂધને બદલે રોજ એક વાર દેવકોર ચાહ આપવા લાગી, છતાં હરિહરથી છૂપી રીતે જ. પોતાના પુત્રનો આગ્રહી અને નિયમિત સ્વભાવ દેવકોર જાણતી હતી, એટલે તેને જાણવા દીધા વિના જ તેણે સુશીલાને ચાહ આપવા માંડી હતી, જેને આઠ–દશ દિવસ થઇ ગયા હતા. સુશીલાને પિરસાએલી ચાહ હરિહરે જોઇ, કે તુરત તે ઉતાવળે પગલે રસોડામાં પેઠો અને પિરસાયલી ચાહના પ્યાલાને એવા જોરથી ઠેબું માર્યું કે ચાહ અને રકાબી બેઉ ચૂલામાં જઇને પડયાં ! સુશીલા ચમકીને કપડાં સંકોરતી આઘી ખસી. ' હાં, હાં, ભાઇ ! આ શું કર્યું ?' કહેતી જમના ઉડેલા ચાહના છાંટાથી દાઝતી ઊઠી ગઇ.

' શું કર્યું કહો છો ? તમે જાણતાં નથી કે ચાહની મનાઇ છે ?' હરિહર રોષ કરીને ઘાંટો કાઢતો બોલ્યો.

' પણ તેમને દૂધ ભાવતું નહોતું, એટલે થોડા દિવસથી જ ચાહ આપીએ છીએ. '

'કારણ કે ગએલી માંદગી તેથી સહેલાઇથી પાછી આવે છે ખરૂં ને ? અને માંદા પડનારને શી ચિંતા છે ? વેઠ કરનારાં તૈયાર છે !'

એમ બોલીને હરિહર ચાલ્યો ગયો. તેના મુખપર ક્રોધની રેખાઓ જોઇને સુશીલા પણ ચમકી ગઇ. તે દિવસથી સુશીલાની ચાહ બંધ થઇ, હરિહરના મુખપરનું સ્મિત અદૃશ્ય થયું અને દંપતીનો એકાંત વાર્તાલાપ પણ અટક્યો.

* * *


# આરામ થયા બાદ પૈસા આપો

# સ્ત્રીઓનું બંધ માસીક રતુ

યાને દર મહીને અટકાવ આવવો, દૂર બેસવું (અભડાવું) તુરત ચાલુ કરનારી દવા 'આર્તવોત્પાદક' 'રજીસ્ટર્ડ' વાપરવાથી કોઈ પણ જાતનું નુકશાન થતું જ નથી, સગર્ભાએ ખાવી જ નહિ, ફી. કમ્પલીટ કોર્સ રૂ. દશ, ફાયદો ન થાય તો ડબલ પૈસા પાછા. છતાં વિશ્વાસ ના હોય તેઓ કોન્ટ્રાક્ટ કરો. એકની દશગણી કીંમત પડશે. લખો યા મલો :— વૈદ્યરત્ન એ. જી. આચાર્ય 'ભીષકરત્ન' (કાશી) ઠે. પાંજરા પોળ, અમદાવાદ. પત્રવહેવાર તથા મુલાકાત તદન ખાનગી રહે છે. જવાબ માટે ટીકીટ બીડવી. તા ક. જીંદગીમાં કદાપિ ગર્ભ નહિ રહેવાની દવા ઓર્ડરથી બનાવી મળશે. ફી. રૂા. પંદર, અગાઉથી.

"ઘેર બેઠા તદન મફત. ગુપ્ત દર્દોના ગેરંટીડ અનુભવસિદ્ધ ઉપાયોનું પુસ્તક" લખો :—વૈદ્યરત્ન એ. જી. આચાર્ય પાંજરાપોળ અમદાવાદ.

# ક્ષય રોગ માટે ઇલાજ
## ઉમકાલોઆબો

ક્ષય અને ટી. બી. એ દરદો ભયંકર મનાય છે. અને કેટલાક કમનશીબ કેસોમાં તો તે પ્રાણઘાતક નીવડે છે.

હિંદ જેવા ગરીબ દેશમાં યોગ્ય પોષણ અને યોગ્ય સારવારના અભાવે અનેક હિંદીઓ આ ઘૃણાત્મક રોગના ભોગ બને છે. વળી ક્ષય રોગની સારવાર એટલી ખર્ચાળ હોય છે કે એ સારવારનો લાભ ગરીબ લોકો ઉઠાવી શકતા નથી. પરિણામે તેઓને તેમના ભાગ્યને શરણે થવું પડે છે.

લંડનના વિશ્વવિખ્યાત ડોકટર ક્રાસ એચ. સ્ટીવન્સે વરસોની જહેમત અને શોધખોળના પરિણામે ક્ષય રોગના ઇલાજ માટે " ઉમકાલોઆબો " નામની એક કિંમતી દવાની થોડાંક વરસ થયા શોધ કરી છે. ઉમકાલોઆબો નામના છોડવામાંથી આ દવા બનાવવામાં આવે છે.

ક્રાસ એચ. સ્ટીવન્સ એક વખત ક્ષય રોગના ભોગ બન્યા હતા અને તેઓ પોતાની જ શોધેલી દવા ઉમકાલોઆબોના સેવનથી મુક્ત થયા હતા. ત્યારથી તેઓએ આ બનાવટ જનતાના હીત માટે જગત સમક્ષ મૂકી છે.

ગમે તે જાતના ક્ષય રોગમાં " ઉમકાલોઆબો " સફળ નીવડે છે, એવું ડોકટર સ્ટીવન્સનું કહેવું નથી. પરંતુ ઘણા ખરાબ કેસોમાં પણ ઉમકાલોઆબોએ સુંદર કાર્ય બજાવ્યું છે, એવાં અનેક પ્રમાણપત્રો ઇગ્લાન્ડ અને સ્વીટઝરલેન્ડના પ્રતિષ્ઠિત ડોકટરોએ આપેલાં છે.

ક્ષય રોગ કે ટી બી. ના શરૂઆતના સ્ટેજમાં " ઉમકાલોઆબો " અકસીર ઇલાજ તરીકે પુરવાર થયેલો છે. સામાન્ય રીતે ત્રણ મહીનાના સેવનથી આ દરદ નિર્મુળ થાય છે. તો પણ આ ટ્રીટમેન્ટનો બધો આધાર દરેક વ્યક્તિગત કેસની સ્થિતિ ઉપર અવલંબે છે.

જીનીવાના પ્રખ્યાત ડોકટર એડરીયન શેહાયે " ઉમકાલોઆબો "ની સારવારનો ઉંડો અભ્યાસ કર્યો છે અને તેઓએ વર્ષોના અનુભવ પછી આ ઇલાજની અકસીરતા માટે સુંદર અભિપ્રાય આપ્યો છે.

**આ દવા એમ. એમ. મહેતાની કંપની–સારંગપુર ફાફડાની પોળ, ઓફીસ (રીડ રોડ) અમદાવાદ–એ ઠેકાણે મળી શકે છે. તેમને એક પત્ર લખવાથી આ સારવારને લગતું સાહિત્ય મફત મળી શકે છે.**

# પ્રકરણ ૪૮મું

## ઉદાસીનતાથી અકળામણ

એક, બે અને ત્રણ દિવસ ગયા, ત્યાં તો હરિહર ગૃહના ગમગીન વાતાવરણથી અકળાવા લાગ્યો ! દેવકોર પુત્રના ગરમ મીજાજથી બ્હીતી હતી, એટલે તેને ઝાઝું કહેતી નહિ; જમના તેની સાથે વાતચીત કરતાં પહેલાં ભાઇનો મીજાજ બરાબર છે કે નહિ, તે જોઇને ખપપૂરતી વાતચીત કરતી; અને સુશીલાને સ્વામી સાથે કેવળ અબોલા રાખવાનું કારણ નહોતું, એટલે તે જરૂર પડતાં સ્વામીને ગંભીર વદને કાંઇ પૂછતી-ગાછતી અને હરિહર ઠાવકે મ્હોંએ તેનો જવાબ આપતો. સુશીલાના વદનમંડળમાંથી સ્ફુરતાં મોહક કિરણોથી ન અંજાવાનો તેનો મનોનિશ્ચય હતો, એટલે હરિહર કોઇ વાર આડું જોઇને, તો કોઇ વાર નીચું જોઇને જવાબ આપી પતાવતો. એ રીતે તેણે બે દિવસ ચલાવ્યું પણ કોણ જાણે શાથી, તેના મનને અકળામણ થવા લાગી ! ત્રીજે દિવસે જ્યારે સુશીલાએ આવીને પૂછયું: 'બા પૂછાવે છે કે આજે એકાદશી કરશો ?' ત્યારે તેના ડગતા નિશ્ચયે મનને ઢીલું બનાવ્યું, મને આંખોને પ્રેરી, આંખોએ સુશીલાના વદન તરફ જોયું-પણ સમભાવશીલપણે, અને જવાબ આપ્યો: 'હા; અને તું પણ કરવાની છે ને ?'

'ના.' એ વિધિવિહીન શુષ્ક જવાબ આપીને સુશીલા ચાલી ગઇ. હરિહરે પાછળ નિઃશ્વાસ નાંખ્યો.

સુશીલાથી મનને પરાવૃત્ત કરવાનો હરિહરે આ પ્રયોગ આરંભ્યો હતો, પરંતુ ત્રણ દિવસમાં જ તેનું મન એ પ્રયોગ ઉપરથી ઉઠી ગયું !

આખો દિવસ આનંદમાં પસાર થતો હતો, તેને બદલે ઘરમાં સર્વત્ર ઉદાસીનતા છવાયલી દેખાતી હતી, તેથી તેને સૂનું સૂનું લાગતું હતું. તે મનમાં બોલ્યો: 'આમ કરવાથી કશું વળવાનું નથી. ઘરમાં ઉદાસીનતા છાઇ દેવાથી શું થવાનું છે?' તેને પોતાની પહેલી વારની ગણત્રી સાંભરી. 'સુશીલાની પવિત્રતા જાળવવા માટે તેને અને ઘરના બધાંને ઉદાસ બનાવી દેવાની જરૂર નથી. હું મારા મનને મજબુત રાખીને વર્તીશ, તો કશી હરકત આવવાની નથી; અને એમ તો હું કરી શકીશ.'

હરિહરે પોતાની નિશ્ચયશક્તિની અત્યારે ઉંચી કિંમત આંકવા માંડી. પૂર્વે કેવા નિશ્ચયો કર્યા હતા અને તે કેવી રીતે ડગી ગયા હતા, એ અત્યારે તે ભૂલી ગયો હતો! ધન લઇને નાસી જવું કે આ સુખ ભોગવતાં જ્યાંસુધી ભંડો ન ફૂટે ત્યાંસુધી ચલાવ્યે જવું એ બાબતનો નિશ્ચય પણ તે કરી શકયો નહોતો. એ માનસિક નિર્બળતાનો ખ્યાલ અત્યારે તેને આવતો નહોતો. સુશીલાથી નહિ અંજાવા માટે કલહ કરવાને અને તેને દૂર રાખવાને મથનાર ત્રણ દિવસમાં જ શિથિલમનસ્ક બની રહ્યો હતો, તે તરફ તેનું ધ્યાન જતું નહોતું! અત્યારે હવે તેનું મન વિષમ વાતાવરણથી અકળાતું હતું ત્યારે તે પોતાનો ત્રણ દિવસ પહેલાનો જ નિશ્ચય ફેરવી નાંખવા માટેનાં વાજબી કારણોની ગણત્રી કરી રહ્યો હતો!

પણ આ પ્રયોગ હવે પાછો કેવી રીતે ખેંચી લેવો, એ એક મહત્વનો પ્રશ્ન હતો. સુશીલાને એકદમ કહી દેવું કે 'હવે તું તારે ખુશીથી ચાહ પીજે' એ તો તેને ગમ્યું નહિ. એ તો લડાઇ આરંભ્યા પછી પ્રકટ રીતે પોતાની હાર સ્વીકારી લેવા બરાબર હતું. કોઇ તેને સૂચવે અને તે સુશીલાને ચાહ પીવાની પરવાનગી આપે, તો તે ઠીક થઇ પડે એવી તેની ઇચ્છા હતી, પણ તેવું કોઇ તેને સૂચવતું નહોતું! ત્રણ દિવસથી રોજ સુશીલાનું માથું ચડતું તો

ચાહ નહિ પીવાને લીધે જ હોવું જોઇએ, એમ હરિહર માનતો હતો, પણ તે વિષે કોઇએ હજી હરિહરને ખબર આપી નહોતી. અને કોઈ ખબર આપે નહિ, ત્યાંસુધી પોતાની મેળે એ વાત જાણી લીધાનું પ્રકટ દર્શાવવું એ તો સ્વમાનનો ભંગ થયો કહેવાય! હવે શું કરવું અને ઘરમાં પ્રસરી રહેલી ઉદાસીનતાને કેવી રીતે ટાળવી, તે જ હરિહરને મુંઝવનારો પ્રશ્ન થઇ પડયો.

એક દિવસ વધારે ગયો, પણ હરિહરને કોઇએ કહ્યું નહિ કે ચાહ નહિ લેવાને લીધે સુશીલાનું માથું દુઃખે છે. છેવટે તેને પોતાની મેળે જ સ્હવારમાં ઓરડામાં પેસવું પડયું, સુશીલાને સૂઇ રહેલી જોવી પડી, તેનું કારણ જમનાને પૂછવું પડયું અને તે સાથે કહી દેવું પડયું કેઃ 'ચાહ નહિ પીવાથી જ જો એમ બેચેની રહેતી હોય તો ભલે ચાહ પીએ; શું કરીએ? બીજો ઉપાય નથી.' સુશીલાને ચાહ પીવાની પરવાનગી મળી તેથી જમનાને પણ આનંદ થયો. તે એકદમ ચાહનો પ્યાલો લઇને સુશીલા સૂતી હતી ત્યાં દોડી ગઇ અને તેની સામે પ્યાલો મૂકીને ઉઠાડી કહ્યુંઃ 'ચાલો સુશીલા બહેન! ચાહ પી લ્યો; પ્રાણભાઇએ ચાહ પાવાની હવે હા કહી છે.'

'ના, મારે ચાહ પીવી નથી.'

'કેમ વળી? ચાહ નહિ પીવાથી તો હેરાન થાઓ છો અને હવે ચાહની રજા મળે છે ત્યારે ચાહ નહિ પીવાનું કહો છો?'

'ના, મારે ચાહ નથી પીવી.' એમ કહીને તે સૂઇ ગઇ.

જમના પ્યાલો પાછો લઇ ગઇ અને હરિહરને ખબર આપી. હરિહર પાછો વિમાસણમાં પડયો. હવે પ્રકટ હાર કબૂલ કર્યા વિના ચાલશે નહિ, એમ તેને લાગ્યું. સુશીલા ડાહી અને સમજુ હોવા છતાં તેણે આ વખતે રોષને કેમ પકડી રાખ્યો હશે, તેની હરિહરને કાંઇ સમજ પડી નહિ.

રોજ બપોરે ઉંઘ લીધા પછી સુશીલા સ્વામી પાસે આવીને બેસતી, પણ એ ક્રમ ચાર દિવસથી બંધ થયો હતો. બપોરે રામજીને કહીને હરિહરે સુશીલાને પોતાની પાસે બોલાવી. તે આવી અને ગંભીર મુખમુદ્રાથી બોલી: 'કેમ શું કામ છે?'

હરિહરના મુખ ઉપર સ્મિત ફરકયું અને તે બોલ્યો: 'કેમ, કાંઇ બહુ જ ગુસ્સો ચડી ગયો છે?'

'ગુસ્સો શાનો વળી? ગુસ્સો તો તમને ચડયો'તો.'

'હા, મને ગુસ્સો ચડયો'તો, અને તે તારા આરોગ્યને માટે જ.'

'હું કયાં ના કહું છું?'

'તો પછી રોજ બપોરે અહીં આવીને બેસતી, અને ચાર દિવસથી કેમ આવતી નથી?'

'અત્યારે જ આવીને ઊભી છું ને એમ કેમ બોલો છો?'

'પણ તે તો તને ખાસ બોલાવી ત્યારે ને?'

'કામ હોય તો બોલાવ્યા વિના પણ આવું.'

'ઠીક, હવે ચાહ પીવાની મારી પરવાનગી છે. મને આજે જ ખબર પડી કે ચાહ નહિ પીવાથી તારૂં માથું ચડે છે.' હરિહરે હાર કબૂલી; અલબત્ત તેનું વાજબી કારણ બતાવીને.

'એ તો મને જમનાબહેને કહ્યું છે; પણ હવે મારે ચાહ પીવી જ નથી.'

'એટલો બધો રોષ?'

'તમારા ઉપર નહિ, માત્ર ચાહ ઉપર.'

'સાચું કહે છે? મારા સોગંદ!'

'તમારા સોગંદ! મને તમારા ઉપર રોષ નથી.'

'ત્યારે?'

'તમે ટકોર કરી અને મને એ ટકોર વાજબી લાગી. માંદગીમાં ત્રણ–ચાર માસ સુધી ચાહ વિના ચાલી શક્યું અને જરા શરીર ઠીક થયું એટલે માત્ર અઠવાડીયું ચાહ પીવાથી એવી પરવશ બની ગઈ કે ચાહ વિના માથું ચડે! એ પરવશતા ઉપર મને તિરસ્કાર આવ્યો અને મેં ચાહ સાથે હવે પૂરેપૂરું લડી લેવાનો જ નિશ્ચય કર્યો છે!'

'સાબાશ!' હરિહરનું અંતર મૂક ઉદ્‌ગાર કરી રહ્યું. આવી દૃઢ મનની સ્ત્રીને કૃત્રિમ રોષથી હરાવવાનો પોતે પ્રયત્ન કર્યો તે માટે હવે તેને પોતાની મૂર્ખાઈ ઉપર જ તિરસ્કાર આવ્યો. તેના હૃદય-સાગરની ભરતી એ ચંદ્રાનના સુંદરીના શબ્દો સાંભળીને ઉભરાયા વિના રહી નહિ. તે બોલ્યો: 'સુશીલા! મને પાછળથી પસ્તાવો થયો'તો હોં. મને લાગ્યું'તું કે મારે તને ચાહ પીવા દેવી નહોતી એ ઠીક હતું, પણ તને તુચ્છકારી નાંખવી, એ ઠીક નહોતું. તારા વદન ઉપર જે ઉદાસીનતા છવાઈ ગઈ હતી, તે મારાથી સ્હેવાતી નહોતી.'

'હું સમજતી જ હતી કે તમે શાંત થશો, ત્યારે મારા પરનો તમારો રોષ ઉતરી જશે.'

'તું શાથી એમ સમજતી હતી?' હરિહરે ઉત્સુક મુખ-મુદ્રાથી પૂછ્યું.

'હું તમારૂં દિલ જાણું છું ને?' એટલું કહેતામાં તેના વદનમાં હાસ્યરેખા ચમકી.

'ઠીક, પણ હવે સાંભળ. તારે હવેથી ચાહ ન પીવી હોય તો તારી મરજી, પણ આજે તો પીવી જ પડશે.'

'એનું કારણ શું?'

'કારણ એ જ કે તેં ચાહ ત્યજી તે મારા ગુસ્સાને કારણે ત્યજી નથી એમ દર્શાવીને મને સંતોષવા માટે.'

'કેવા ગાંડા છો તમે ?' સુશીલા હસતી બોલી: 'જ્યારે મારે ચાહ પીવી'તી, ત્યારે મારી પાસેથી પ્યાલો ઝુંટવી લીધો, હવે જ્યારે હું ચાહ ત્યજી બેઠી છું, ત્યારે તમે મને પરાણે ચાહ પાવા માગો છો ! હવે એવું કદાપિ ન બને.'

'એક દિવસ માટે ચાહ પીવાની પણ શું તું ના કહે છે ?'

'હા, કારણ કે તેથી તબીયત બગડે અને માંદગીની વેઠ બીજાં-ઓને કરવી પડે !' સુશીલાથી ખડખડાટ હસી પડયા વિના રહે-વાયું નહિ.

એ હાસ્યધ્વનિએ જમનાને આકર્ષી, અને તે ઓરડાના ઉંબરમાં આવીને ઉભી રહી બોલી: 'એવું શું બન્યું છે કે આટલું બધું હસવું આવે છે ?'

'પૂછો તમારા દિયરને !'

'શું છે, પ્રાણુભાઇ ?'

હરિહરે બધી વાત સમજાવી. જમનાએ તે હસતાં હસતાં સાંભળી અને છેવટે મ્હોં ગંભીર કરીને બોલી: 'સુશીલાની જગ્યાએ હું હોઉને, તો પણ હવે ચાહ ન પીઉં ! તમે ભાયડા તમારા મનમાં શું સમજો છો ? રાત કહે તો રાત અને દિવસ કહે તો દિવસ, એવું કહેનારી બાયડીઓ તો ગઇ; હવે તો નવો જમાનો અને નવી વહુઓ સાથે કામ લેવાનું છે સમજ્યા ને ? હવેની વહુઓ પહેલાંના જેવી પૂતળીઓ નથી કે જેમ નચાવો તેમ નાચે !'

'ત્યારે હાલની વહુઓ કેવી છે ?'

'રાતને દહાડો કહેવાની ધસીને ના પાડશે, સમજ્યા ને ? ચાર દિવસ પહેલાં ધમસાણુ મચાવ્યું હતું; જુઓને, મારે પગે દાઝવાથી

ફેંસલો પડયો છે તે હજી રૂઝાયોયે નથી; અને અત્યારે હવે મનાવી લેવા આવ્યા છે! સુશીલાબ્હેન! જરાએ મનાશો નહિ!' એમ કહીને રોષભર્યું મ્હોં રાખવાને યત્ન કર્યા છતાં જમનાથી હસી પડાયું અને તે મ્હોં ફેરવીને ચાલતી થઇ. સુશીલાને પણ ત્યાંથી જવું પડયું, કારણ કે તે જ વખતે ટપાલનો પટાવાળો ટપાલ લાવ્યો. પ્રાણજીવનના નામના બે ત્રણ રજીસ્ટર કાગળો હતા તે આપવાને હરિહર પાસે સહી કરાવવા માટે ટપાલવાળો ઓરડામાં પેઠો.

રસોડામાંથી ધમધમાટ સળગી રહેલા સ્ટવનો ધ્વનિ કાને પડવા લાગ્યો.

* * *


# સોડા વોટરની
## નાની તથા મોટી મશીનરીઓ

તથા સોડાવોટરને લગતા હરેક જાતના એસનસો, બાટલીઓ, એસીડો તથા સર્વે સામગ્રીઓ! સ્ટોકમાં રાખીએ છીએ.

**કે. એમ. કાત્રકની કુંપની.**

૧૨૧, ભાટીયા બાગ બીલ્ડીંગ; ભાટીયા બાગ સામે;
ફોર્ટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# પ્રકરણ ૪૯મું

## પાછાં ઘેર

અસ્થિર મનોદશાવાળો મનુષ્ય જેવી રીતે કોઇ નિશ્ચય કરીને તેને દૃઢતાથી વળગી રહેતો નથી, તેવી રીતે તે પોતાના કાર્યોમાં પણ કોઇ જાતની સ્થિરતા આણી શકતો નથી. તે સંયોગોને વશવર્તી મનુષ્યની પેઠે જ હમેશાં વર્તે છે. સંયોગોની અનુકૂળતા–પ્રતિકૂળતાને અનુસરીને તેનું વર્તન થાય છે અને એ વર્તનમાં કોઇ એક દિશાભિમુખતા નહિ હોવાથી, ઘણી વાર તેની અસ્થિર મનોદશા તેને અકળાવે છે. અનુકૂળ સંયોગો એક સરખી રીતે ચાલ્યા આવતા નથી, પ્રતિકૂળ સંયોગો પણ આવે છે, અને પ્રતિકૂળ સંયોગોની સામે થઇને વર્તવાની શક્તિ તેનામાં જો કાંઇ હોય તો તે પ્રતિકૂળતાની સામે પણ ટકાવ કરી શકે છે, પરન્તુ પ્રતિકૂળતાનું બળ જો વધી જાય છે, તો તેને ગભરાવું પડે છે અને તે વખતે તેની બધી જાતની નિર્બળતાનો ઉભરો તેને મરણતુલ્ય સંકટમાં લાવી મૂકનારો નીવડે છે. જીવનમાં અનેક પ્રકારની ઠોકરો ખાઇને ઘડાયેલો હરિહર પ્રાણજીવન તરીકેના સ્વાંગમાં પોતાથી બનતી બધી ચતુરાઇ વાપરીને નિભાવી રહ્યો હતો, પણ પોતાની અસ્થિર મનોદશાને કારણે જે સંકટ ભવિષ્યમાં આવી પડવાનો સંભવ હતો, તે સંકટને હજી તે પૂર્ણ રીતે જોઇ શકતો નહોતો. તેણે બહુ બહુ વિચારો કર્યા હતા, એક અને બીજી દિશામાં રહેલાં સંકટો તથા સુખોની ગણત્રીઓ તેણે કરી હતી, પરન્તુ તે હજી એક દિશાભિમુખ બન્યો નહોતો. અનિશ્ચયાત્મક સ્થિતિને કારણે તે પોતાના દૂરના ભાવિની ગણત્રી કરી શકતો નહોતો અને તેમાં જ ભયાવહતા હતી, તેનો ખ્યાલ હજી તેના ચિત્તમાં પ્રવેશી શક્યો

નહોતો. આ કારણથી જે નિશ્ચય તે એક વાર કરતો, તે જ નિશ્ચયમાંથી તે થોડા દિવસ પછી ડગી જતો અને પુનઃ અનિશ્ચિત દશામાં તે પોતાને આવી પડેલો જોતો. આ દશાને કારણે એક બાજુએ તે સુશીલાના પ્રેમ, સરલતા, તથા સુસ્વભાવથી જીતાઈને પરવશ દશામાં પડતો જતો હતો, અને બીજી બાજુએ તે પ્રાણજીવનનું ધન પોતાને હાથ કરવાની તજવીજમાં પણ લાગ્યો હતો. એક બાજુએ તે સુશીલા જેવી પત્ની સાથે સંસારને સ્વર્ગ સમજતો હતો, અને બીજી બાજુએ તેના મોહપાશમાંથી છૂટવાને તે કૃત્રિમ રોષ તથા કલહનો અખ્તરો કરતો હતો. એક બાજુએ તે સાચો પ્રાણજીવન હોવાનો ઢોંગ કરતો હતો તથા પૂર્વજીવનના પ્રસંગોની યાદ આપીને પોતાના બનાવટીપણાનો સંશય કોઈને પણ આવે નહિ તે માટે યત્ન કરતો હતો, ત્યારે બીજી બાજુએ સરલહૃદયા સુશીલાને છોડી જવાથી તેને કેટલું દુઃખ થશે તેની કલ્પના કરતી વખતે તે અત્યંત ખિન્ન બની જતો હતો. એક બાજુએ તે સુશીલાની શુશ્રૂષા માટે પોતાના વ્રતને છોડવા તત્પર બની જતો હતો અને બીજી બાજુએ તે સુશીલાની પવિત્રતાને જાળવવા પિતૃશ્રાદ્ધ કરતાં સુધીની સ્ત્રીને સ્પર્શ નહિ કરવાની પ્રતિજ્ઞાને વળગી રહેવા મથતો હતો. મનનો આ દ્વિધા ભાવ કોઈ કોઈ વાર તેને અકળાવતો, પરન્તુ એકદિશાભિમુખતા માટે જોઈતું મનોબળ તેનામાં નહોતું.

માંદગી સમયે દેવકોરે હરિહરને પોતાની બધી મિલકતનો ખ્યાલ આપ્યો હતો, શેર–સર્ટિફિકેટોનાં ટ્રાન્સફર ફોર્મો ઉપર અને બેંકોની રસીદો ઉપર સહી–શાખો કરી આપી હતી, અને પટારાની ચાવી હરિહરને સોંપી હતી. ડોસી મરી ગયા પછી એ શેરો અને બેંકોની રસીદો પોતાના નામ ઉપર કરાવી લેવાની ડોસીની સૂચના હતી, પરંતુ ડોસી માંદગીમાથી ઉઠયાં, એટલે એ કામ બાકી રહ્યું હતું; છતાં શેર–સર્ટિફિકેટો, તેનાં સહી સાથેનાં ટ્રાન્સફર ફોર્મો, બેંકોની

રસીદો, એ બધું તેણે બહાર કાઢી રાખ્યું હતું, કે જેથી જરૂર પડે, ત્યારે તે બધું પોતાને નામે ચડાવવાનો વિધિ કરાવી લેવાય. ડોસી સાજાં થયાં, ત્યારે હરિહરે ચાવીઓ ડોસીને સોંપી દીધી હતી, પરન્તુ ઉપર જણાવેલાં બધાં કાગળીયાં તેણે પોતાની પાસે જ રાખ્યાં હતાં. ત્યારપછી સુશીલાની માંદગી લંબાઇ અને ઘરનાં સૌ ચિંતામાં પડયાં. હરિહર પણ સુશીલાની જ સેવામાં રાત દિવસ રહ્યા કરતો. છેવટે સુશીલા સાજી થઇ અને બધાંએ આબુ જવાનું ઠર્યું, ત્યારે હરિહરે શેરોના કાગળો પોતાના નામ ઉપર ચડાવવા માટે અમદાવાદની જૂદી જૂદી મીલો ઉપર મોકલી આપ્યા અને નામના ફેરબદલા માટેની ફી પણ મોકલી આપી. એ બધા શેરો તેના નામ ઉપર–પ્રાણજીવન રામનારાયણ ભટ્ટના નામ ઉપર ચડીને આજે આબુ પહાડ ઉપર તેને મળ્યા હતા; તે રજીસ્ટર્ડ પરબિડીયાં નડીયાદ થઇને ત્યાં આવ્યાં હતાં, અને ગંગાશંકર દવેએ એ સીરનામું ટપાલ ખાતાને આપ્યું હતું. શેરોનાં પરબિડીયાં આવ્યાં, એટલે તે બધાં દેવકોરની પાસે લઇ જઇને હરિહર બોલ્યો : 'દેવીબા ! શેરો તો મારા નામ ઉપર ચડી ગયા.' એવા નિર્દોષ દેખાતા વ્યવહારમાં કાંઇ ગુપ્તતા રાખવામાં સાર નથી, એમ હરિહર સમજતો હતો, એટલે તેણે એ વાતથી માતાને વાકેફ કરી.

'એમ ? એ વાત પહેલાં તો તેં મને કોઇ વાર કરી નહોતી, પ્રાણ !'

હરિહર જરા વિચારમાં પડયો. શેરો ટ્રાન્સફર કરાવવા માટે મોકલતી વખતે પોતે ડોસીને જણાવ્યું નહોતું, એ તેને સાંભર્યું. એ ભૂલ સુધારવાને બીજું જૂઠાણું અડાવ્યું : 'તે વખતે તમે માંદાં હતાં એટલે મેં તમને કહેલું નહિ. ત્રણ–ચાર માસ પહેલાં બધા કાગળો મોકલ્યા હતા.'

'હશે, ભલે ચડાવ્યા.'

'હવે બેંકાની રસીદો હમણાં કાંઇ બદલાવવી નથી.' માતાને જરાયે શંકા ન પડે તે માટે સાવધ બનીને હરિહરે કહ્યું.

'વરસ પૂરું થશે, ત્યારે બદલાવવી તો પડશે જ ને.' દેવકોર બોલી : 'હું ધારું છું કે હવે બહુ દિવસ નહિ હોય.'

'તો તમારા નામ ઉપર જ ચાલુ રાખીશું.'

'ના, મારા ને તારા બેઉનાં નામે નવી રસીદો કઢાવીશું એટલે ફરકત નહિ.'

'જેવી તમારી ઇચ્છા.' એમ કહી હરિહરે નિર્દોષતાના સંપૂર્ણ દેખાવ સાથે એ પ્રકરણને સમેટી લીધું.

* * *

ત્યારપછીના અઠવાડિયામાં પહાડ ઉપર અવારનવાર વરસાદ પડવા માંડયો. ગરમી હઠી ગઇ અને ઋતુ બદલાઇ. હવામાં શીતળતા વરતાવા લાગી. બીજે અઠવાડિયે નિયમિત વરસાદ શરૂ થયો અને ઠેર ઠેર ઝરણાંઓ વહેવા લાગ્યાં, જાણે ચોમાસું બેસી ચૂકયું. પહાડ ઉપર હવાખાવા આવેલાઓ પણ હવે પોતાનો મુકામ ઉપાડવા લાગ્યા. સુશીલાની તબીયત હવે સારી પેઠે સુધરી ગઇ હતી અને વર્ષાઋતુ બેસી ચૂકી હતી, એટલે હરિહરે પણ પહાડ પરથી મુકામ ઉઠાવ્યો. પહાડ ઉતરીને બધાં અંબાજીની જાત્રાએ ગયાં.

'બા, આ ધર્મશાળાના ઓટલા ઉપર હું બેઠો હતો, તે વખતે દવેજી મારી પાસે આવ્યા હતા અને અમે બેઉએ પરસ્પર એક બીજાની ઓળખાણ પાડી હતી !' હરિહરે છ માસ પહેલાંનો એ પ્રસંગ સંભારી આપ્યો.

દેવકોરને પણ એ પ્રસંગ સ્મરણમાં ઉભરાઇ આવ્યો અને તેની આંખો આર્દ્ર થઇ. તે બોલીઃ 'પહેલાં તેં દવેજીને ઓળખેલા કે દવેજીએ તને ઓળખેલો ?'

'મેં હવેજીને પહેલાં ઓળખેલા. તે બહુ ઘરડા થયા પછી મારી નજરે તે વખતે પડયા હતા, પણ મ્હોંની રેખાઓ કાંઇ ભૂલી જવાય છે?' હરિહરે જવાબ આપ્યો.

ક્ષણભર સુશીલા અને જમના પણ એ ધર્મશાળાના ઓટલા તરફ ભાવભીની દૃષ્ટિ રાખીને ઉભી રહી, જાણે કે એ ઓટલાનો જ એ પરમ ઉપકાર થવાથી પ્રાણજીવન ઘેર પાછો ફર્યો હતો અને સૌનાં અંતરમાં તેથી આનંદ રેલાઇ રહ્યો હતો.

અંબાજીમાં બહુ વરસાદ નહોતો, પણ સુશીલાને એ સ્થાન બહુ ગમ્યું નહિ. ડોસીએ અંબાજીની જાત્રા માનેલી તેથી અહીં આવ્યા વિના તેનો છૂટકો નહોતો, નહિ તો તે અહીં આવવાનું કદાપિ પસંદ કરે નહિ. જીવડાવાળા લોટના અને ગંધાતા ઘીના લાડુ કે શીરો જ ખવાય; જાત્રાળુથી રોટલી બનાવાય નહિ અને તેલ વપરાય નહિ; જાત્રાળુથી અંબાજીમાં એક, ત્રણ, પાંચ, સાત રાત રહેવાય, પણ બે, ચાર, છ રાત રહેવાય નહિ; એ બધી વિચિત્ર અને અંધશ્રદ્ધા-યુક્ત માન્યતાઓ સુશીલાને વસમી લાગી. અંબાજીનો ઇજારદાર મોદી સો ટકા જેટલી કિંમત વધારીને જે સીધું આપે તે જ લેવું પડે; ઘી સિવાય તેલ–ગ્યાસલેટ જેવી વસ્તુ બાળવામાં પણ વપરાય નહિ, નહિ તો માતાજી કોપે; માતાજીની શક્તિની ચિત્ર–વિચિત્ર વાતો કરતાં લોકો પોતાની બુદ્ધિને ગીરો મૂકવામાંય હરિફાઇ કરે; એ બધું સુશીલાને અણગમતું હતું. તેણે એક દિવસ તો જેમ તેમ કરીને ગાળ્યો, પણ બીજે દિવસે તેણે કહ્યું: 'આવતી કાલે રહવારે હવે આપણે નીકળી જઇએ તો ઠીક.' પણ દેવકોર ડોસીએ કહ્યું: 'ના, હવે તો ત્રણ રાત પૂરી કરીને જ નીકળાય.' એટલે ત્રણ રાત પૂરી કરીને જ તેઓ બધાંએ અંબાજીનું ધામ છોડયું. ત્યાંથી તેઓ નડીયાદ પાછાં ફર્યાં. રામજી બોલ્યો: 'સુશીલાબહેન! બરાબર દોઢ

મહિને આપણે ઘરમાં પાછો પગ મૂકયો. નીકળ્યાં ત્યારે તમે કેવાં હતાં, અને આજે કેવાં છો ?'

જમના વચમાં બોલીઃ 'તું જ કહે ને, રામજી !'

'ગયાં ત્યારે જાણે ઘરડી ડોસી હતાં, અને આજે રાતી રાણુ જેવાં !' રામજીએ હસતાં હસતાં પોતાનું અલંકારશાસ્ત્ર વાપર્યું.

ગંગાશંકર દવે સુશીલાની તબીયતમાં અને દેવકોરની તબીયતમાં પણ સુધારો થયેલો જોઇને આનંદ પામ્યા. ઘરમાં બધો સરસામાન મૂકાવીને તે મેડે ચડયા. તેમની આંખ સુશીલાને શોધી રહી હતી. તેમણે અગાશી પાસે જઇને નજર કરી, પણ પતિ-પત્ની બેઉને ત્યાં જોઇને તે પાછા ફર્યા. થોડી વારે હરિહર કાંઇ કામસર નીચે ઉતર્યો કે તુરત દવેજી ઉપર ચડયા અને સુશીલાના ખંડમાં પેઠા. સુશીલા ખુરશીપરથી ઊભી થઇ ગઇ. દવેજી બોલ્યાઃ 'કેમ, સુશીલા, આણુની હવા તો માફક આવીને ?'

'હા, કાકા.'

'રાણીપુરથી કાંઇ ખબર મળી છે ?'

'ના, ના; શું છે ?'

દવેજીએ ધીમેથી કહ્યુંઃ 'તારી ભોજાઇ ગોમતી રાણીપુરથી ક્યાંક જતી રહી છે; તેના પિયરમાં પણ તે નથી !'

'હેં !' સુશીલા ચમકીઃ 'ત્યારે તે ક્યાં ગઇ છે ? તમને એ કોણે કહ્યું ?'

'અઠવાડિયા પહેલાં નાનચંદ વૈદ આવ્યો'તો તે કહેતો'તો. તે ક્યાં ગઇ છે તે કોઇ જાણતું નથી.'

'બીજું કાંઇ ?'

દવેજી અચકાતાં અચકાતાં બોલ્યા: 'અને ગામમાંથી જીવરામ પુરાણી નામનો બ્રાહ્મણ ક્યાં જતો રહ્યો છે, તે પણ કોઇ જાણતું નથી.'

'હું સમજી ગઇ.'

ગંગાશંકર દવે એ સમાચાર સુશીલાને એકાંતમાં કહીને ચાલ્યા ગયા, અને સુશીલા ઊંડી ચિંતામાં ડૂબતી આરામખુરશીમાં પડી.

* * *

**વખત બહુ બારીક છે. જમાનો કરકસરનો છે.**

આવા સમયે તમારી દુકાનને લગતી ચીજો અમારી સલાહથી ઘેર બનાવી કારખાનાવાળાને થતો નફો તમારા ખીસામાં જ રાખજો.

ઘરગતુ વપરાશની હરઘડી હરસ્થળે ખપ લાગતી સેંકડો ચીજો જેવી કે:– સાબુ, ટુથપાવડર, બામ, સુગંધી તેલો, પોમેડ, બ્રીલીઅનટાઇન, સ્નો, કોલનવોટર, ખાવાનો જરદો, નાસ, અગરબત્તી, ઓટો સેન્ટ, સીગારેટ, પાનનો મસાલો વગેરે હજારો સુગંધી ચીજો અમારા નામચીન ઘોડા છાપ એસન્સોમાંથીજ બને છે. સેંકડો પરચુરણ ધંધાને લગતી ચાવીઓ જેવી ચીજો કીફાયત ભાવે મળશે. પ્રખ્યાત થયેલાં દરેક તેલો, સ્નો, સાબુ વગેરે ઘોડા છાપ એસન્સોમાંથીજ બન્યા છે તેની નોંધ લેશો. અરક, એસન્સ, રંગ, કેમીકલ, ધંધાને લગતા કાચા તથા પાકા મસાલા મળવાનું હિંદુસ્થાનનું એકજ વિશ્વાસપાત્ર મથક. સુચીપત્ર મફત મંગાવો.

**મેસર્સ ટી. જી. ગોરે પરફ્યુમર્સ.** ૩૧ મંગળદાસ રોડ, **મુંબઇ ૨**

GANDHI ROAD




AHMEDABAD

ક્વોલીટી.

**● શુઝ અને ચંપલ ●**

—: ખરીદવા માટે ખાસ :—

**અરવીન્દ ઉપાનાલય.**

કોઠારી પોળ સામે, ગાંધી રોડ, **અમદાવાદ.**

તા. કઃ— બહારગામના ઓર્ડર ઉપર ખાસ ધ્યાન અપાય છે.

AGENTS :

ARVIND UPANALAYA

---

**દાંતનાં કોઇ પણ દુઃખ-દરદોથી બચવું હોય તો દરરોજ**

ડો. **લાફા** નું સાયન્ટીફીક

# →દંતમંજન વાપરો.←

'**ડીક્ષોલ**' (રજીસ્ટર્ડ) બનાવટી દાંતની **બત્રીસી** ઉપરનાં કાળા ડાઘ નાબુદ કરે છે અને ચોકઠાંને નવા જેવું બનાવી દે છે.

નોટ :- આ બન્ને દવાની ઉત્તમના માટે પ્રદર્શન તરફથી **સોનાનો ચાંદ** તથા સર્ટીફીકેટ એનાયત થયા છે.

**બહારગામ માટે એજન્ટ જોઇએ છે.**

ડો. જે. એફ. લાફા L. D. Sc.
દાંતના ડોકટર
ભાગાતળાવ રોડ, **સુરત.**

# પ્રકરણ ૫૦મું

## સુશીલા સૂના પિતૃગૃહમાં

મનુષ્ય પ્રાણીની માનસિક નિર્બળતા તેના જીવનમાં અનેક રૂપે દર્શન દે છે. ડાહ્યા લેખાતા, વિદ્વાન મનાતા, ત્યાગી અને સંયમી તરીકે જાણીતા થએલા મનુષ્યો પણ સંસ્કારને બળે જ્યારે માનસિક નિર્બળતા દાખવે છે ત્યારે જગતને આશ્ચર્ય થાય છે. સંસ્કારબળના ચમત્કારોનો જેમને ખ્યાલ નથી તેઓ તો તેવા મનુષ્યોની નિર્બળતા દાખવનારા બનાવો માનવાની પણ ના પાડે છે, પરન્તુ વસ્તુતઃ તેમાં નહિ માનવા જેવું કે આશ્ચર્ય પામવા જેવું કશું નથી. મનુષ્યને જન્મથી મળેલા અને બહુવિધ વાતાવરણથી તેના મન ઉપર પડેલા સંસ્કારોનું બળ જ્યારે બંડ કરે છે, ત્યારે તેની મનોવૃત્તિ તેની પાસે એવાં આચરણો કરાવે છે કે જે જો તેઓ સ્વમુખે સ્વીકારે નહિ, અથવા તો મજબૂત પુરાવાઓથી સિદ્ધ કરવામાં આવે નહિ, તો જગત્ માન્ય પણ રાખે નહિ. આનું જ નામ માનસિક નિર્બળતા. વૃત્તિઓને વશ પડેલું મન જ્યારે સ્વચ્છંદે વર્તે અને વિલક્ષણ આચરણો મનુષ્ય પાસે કરાવે, ત્યારે તેને માનસિક નિર્બળતાને નામે ઓળખવામાં આવે છે. જેઓનું મન સંયમ વડે સબળ બનેલું હોય છે તેઓ વૃત્તિઓને વશ પડીને તેની આજ્ઞા પ્રમાણે નાચતા નથી, પણ વૃત્તિઓના બંડને સંયમ વડે શમાવે છે, અને મન તથા વૃત્તિઓનું યુદ્ધ થવા દે છે તો પણ મનને અનિષ્ટ વૃત્તિઓના કાબૂ હેઠળ જવા દેતા નથી. આવા મનુષ્યો જગતમાં વીરલ હોય છે અને મોટા ભાગના મનુષ્યો વૃત્તિઓના આવેશને

અનુસરીને નાચનારા, ઇષ્ટાનિષ્ટનો ખ્યાલ નહિ કરનારા અને વૃત્તિઓને સંતોષવા માટે જ મનને યથેચ્છ દોડવા દેનારા હોય છે. આવા અસંયમી અને માનસિક નિર્બળતાવાળાઓ કોઇ વાર સ્મશાનવૈરાગ્ય પામીને, કોઇ વાર ઉપદેશ પામીને કિંવા કોઇ વાર ઠોકર ખાઇને સારી સમજ ધરાવતા થાય છે ખરા, પરન્તુ સંસ્કારબળ જો વિશેષ પ્રબળ હોય છે, તો એ સમજ થોડા સમયની જ નીવડે છે. તેનું શ્મશાનવૈરાગ્ય ક્ષણમાં ઓસરી જાય છે, ઉપદેશ ઘડીમાં ભુલાઇ જાય છે, અને વાગેલી ઠોકરનો બોધ થોડા દિવસોમાં ઊડી જાય છે; પરિણામે તે પામર મનોવૃત્તિનો નિર્બળ મનુષ્ય પોતાના દોષોનું પુનરાવર્તન કરવાને માર્ગે જ વળે છે, તે વખતે તેની આંખોમાં અંજાયલું જ્ઞાનાંજન ઝરી ગયું હોય છે અને પુનઃ તેમાં માયાની અંધારી છારી છવાઇ ગઇ હોય છે.

આ પ્રકારનાં મનુષ્યપ્રાણીઓમાંની એક ગોમતી હતી. તેનો અપરાધ એક વાર જ્યારે સુશીલાએ પકડયો હતો, ત્યારે તેને જે બોધ મળ્યો હતો તે બોધ વિશેષ ઊંડો ઉતર્યો નહોતો. ચોરી કરતાં કાંડે પકડાયલો ચોર જેમ દીન બની જાય છે, તેમ ગોમતી સુશીલા પાસે દીન બની ગઇ હતી અને એ દીનતામાં ડૂબેલી યુવતી સુશીલાની ઉદાર ક્ષમા તથા નિખાલસ બોધથી માનવા લાગી હતી કે જાણે પોતે નવો અવતાર પામી! પરંતુ એ સમજ—એ માન્યતા બહુ કાળ ન ટકી. પહેલાં તે માનતી હતી કે પોતાને ખરેખરી ઠોકર વાગી હતી અને સુશીલા જેવી ડાહી નણંદને પ્રતાપે જ પોતાની આબરૂ ટકી શકી હતી, નહિ તો પોતે લોકોને મ્હોં પણ બતાવી શકત નહિ; હવે ફરીથી જીવનમાં કોઇ વાર આવી ભૂલ ન કરવી એ તેનો તત્કાળનો નિશ્ચય હતો. પરન્તુ ત્યારપછી કાંઇ કાંઇ બનાવો બની ગયા અને ગોમતીની આસપાસનું વાતાવરણ બદલાઇ ગયું. પહેલાં નણંદ પતિગૃહવાસિની થઇ, પછી સાસુનું મરણ થયું અને ઘરમાં તે એકલી પડી. ખાવું, પીવું અને ઉંઘવું એ સિવાય ગોમતીને બીજું કશું કામ નહોતું.

આળસ અને એકાંત વિકારનાં જનક-જનની છે. વિધવાઓએ મૃત્યુ સુધી પવિત્ર વૈધવ્ય બળાત્કારે પણ પાળવું જોઈએ એવો જેઓ આગ્રહ ધરાવે છે તેઓ વિધવાઓને દૈહિક અને માનસિક રીતે ખૂબ રગડે છે, તેનું કારણ એ છે કે તેઓ વિકારનાં ઉપાદાન તથા નિમિત્ત કારણોને જ ઓળખે છે. વિધવાઓને નીરસ આહાર આપવો, ભોંયે સુવાડવી, શણગાર ન કરવા દેવો, ખૂબ વૈતરું કરાવવું અને તેના ઉપર માનસિક અત્યાચાર કરવાને ખૂબ તર્જના કરવી કે જેથી તેની વૃત્તિઓ સુસ્ત અને નિર્બળ રહ્યા કરે, તેનામાં ઉલ્લાસનું નામ પણ ન રહે, અને એ રીતે તેઓ શુદ્ધ વૈધવ્ય પાળે, એવો એ અત્યાચારીઓનો હેતુ હોય છે. આથી દૈહિક વૈધવ્ય પળાય છે, પરન્તુ માનસિક વૈધવ્ય નથી પળાતું. વૃત્તિઓ ઉપર કરવામાં આવતો એ બળાત્કાર સ્પષ્ટ રીતે હિંસા છે. એવી તર્જના અને દૈહિક અત્યાચારથી વિધવાની નૈસર્ગિક વૃત્તિઓ કાંઈ પવિત્ર બનીને નથી વર્તતી ઘણી વાર તેઓ અત્યાચારની સામે બંડ ઉઠાવીને નિરંકુશ બને છે અને કેટલીક વાર શતમુખ વિનિપાત તેનો અંજામ નીવડે છે. આ કારણથી શાણાં વડીલો વિધવાઓ પાસે સ્થૂળ વૈધવ્ય પળાવવામાં જ કૃતકૃત્યતા માનતાં નથી. માનસિક અને શારીરિક રીતે શુદ્ધ વૈધવ્ય વિધવાઓ પાળે, તેમાં જ જીવનની સાચી પવિત્રતા સમાએલી હોય છે એમ સમજનારાંઓ વિધવાઓના મનને જોઈતો વિશુદ્ધ ખોરાક પૂરો પાડવા તરફ ચિત્તને દોડાવે છે. તેઓ વિધવાઓની મનોવૃત્તિને આશ્વાસે છે, મનોવૃત્તિના સાંત્વન અર્થે તેને બીજા વિશુદ્ધ વિષયો તરફ વાળે છે, તેમાં તેનો રસ જગાડવા મથે છે, અને જો વિશુદ્ધ વિષયમાં રસ ખરેખર જાગ્રત થાય છે, તો તે તેની મનોવૃત્તિનો એક એવો શોખ બની જાય છે કે જેમાંથી તેને વિષયતૃપ્તિ તરફ ચિત્ત દોડાવવાનો અવકાશ જ મળતો નથી. જેવી રીતે વિશુદ્ધ બ્રહ્મચર્ય માટે માનસિક-શારીરિક વ્યાયામ પૂરો પાડનારા પરિશ્રમની આવશ્યકતા છે, તેવી રીતે વિધવાના વિશુદ્ધ વૈધવ્ય માટે પણ તેવા પરિશ્રમની આવશ્યકતા છે; પરન્તુ એ પરિ-

એમ તેના ઉપર બળાત્કારે લાદવામાં આવવો ન જોઇએ; એ પરિ- ણામમાં તેની વૃત્તિનો રસ જગાડીને તેને ઉદ્યત કરવી જોઇએ, અને તેમ બને તો જ વિશુદ્ધ વૈધવ્યપાલનની આશા રહી શકે. આ રીતે વિધવાઓ પાસે વિશુદ્ધ વૈધવ્ય નહિ પળાવતાં બળાત્કારે જેઓ તેમની પાસે સ્થૂલ વૈધવ્ય પળાવે છે તેઓ વિધવાનું હિત કરતા નથી, તેમજ તેના પૂર્ણ વિશુદ્ધ વૈધવ્યને માટે ખાત્રી પણ ધરાવી શકતા નથી. એવા બળાત્કારને પરિણામે સ્વચ્છંદી બનેલી વિધવાઓનાં પતન કેવાં કરૂણાજનક નીવડે છે તે સુશીલાએ અનેક વખત નજરોનજર જોયું હતું અને તેથી તેણે ગોમતીના સ્વેચ્છાના વિશુદ્ધ વૈધવ્યની જ માત્ર આશા રાખી હતી, બળાત્કારે પળાવેલા વૈધવ્યની નહિ. પરંતુ તદ્દન કામકાજ વિનાની એ જુવાન વિધવાના મનને કોઇ એવા વિષયમાં ડૂબાડૂબ બનાવી દેવાની જરૂર હતી કે જેમાં તેને રસ પડે, તે ઉમંગથી તેની પાછળ મંડી રહે અને તેના ચિત્તમાં વિષયવિકૃતિને અવકાશ ન રહે. આ આવશ્યકતા સુશીલાના ધ્યાનની બહાર નહોતી; પરંતુ આજસુધી તે તેવું કાંઇ કરી શકી નહોતી અને કાંઇ વ્યવસ્થા કરે તે પહેલાં તો ગોમતીની મનોવૃત્તિમાં વિકારનો સળવળાટ ફરીથી પેઠો, આળસ અને એકાંતે તેના ચિત્તને ભ્રમાવ્યું અને તે પોતાના જૂના પ્રેમિક જીવરામ પુરાણીની સાથે ક્યાંક નાસી ગઇ. ગોમતીએ સુશીલાની પાસે જે નિખાલસ દિલથી કબૂલાત કરી હતી અને પોતાના અપરાધનો પસ્તાવો કર્યો હતો, તે ઉપરથી સુશીલાને એમ નહોતું લાગ્યું કે આટલી થોડી વારમાં ગોમતીનું માનસિક વાતાવરણ વિકૃત બની જશે; પણ તેની એ ગણત્રી ભૂલભરેલી નીવડી. જો લાંબી માંદગીએ તેને હેરાન ન કરી હોત તો તેણે રાણીપુર એકાદ ફેરો ખાધો હોત અને વાતાવરણની ગંધ ઉપરથી તાત્કાલિક કાંઇક ઇલાજ કરવાનું તેના ધ્યાનમાં આવ્યું પણ હોત, પરંતુ તેમ બની શક્યું નહિ અને હવે તો બાજી હાથમાંથી ચાલી ગઇ હતી એમ સુશીલાને લાગ્યું.

કેટલીક વાર સુધી ગોમતી વિષેના જ વિચારમાં સુશીલા પડી રહી. તેને પોતાની નબળા મનની ભોજાઇની માત્ર દયા જ આવી. હવે તેને શોધીને સમજાવવી કે નહિ, જરૂર પડે તો જીવરામ સાથે જ તેને પુનઃ પરણાવી દેવી કે નહિ, એ વિષે તેણે બહુ વિચાર કર્યો, પણ તે કશો નિર્ણય કરી શકી નહિ, કારણ કે તેવો નિર્ણય કરવા માટે જે વિગતો જાણવાની જરૂર હતી તે વિગતો હજી તેની સમક્ષ આવી નહોતી.

એ દિવસ પછી તે સ્વામી તથા સાસુની રજા લઇને રામજીને સાથે તેડી રાણીપુર ગઇ. ઘરને વાસેલું તાળું તેણે તોડાવી નાંખ્યું, તે વખતે ગામના લોકો ઘર આગળ એકઠા થઇને આંગળીઓ કરવા લાગ્યા! હરિશંકર પોતાના ઘરના ઓટલાની ઓથેથી છાનો જોવા લાગ્યો. તેનું ચિત્ત આજે ઉલ્લાસમાં હતું, કારણ કે સુશીલાની ભોજાઈની ફજેતી આજે આખું ગામ જોઇ રહ્યું હતું! 'જો મારા છોકરાને ગોમતીને દત્તક લેવા દીધો હોત, તો આ વખત ન આવત ' એમ તે સેંકડો માણસોને મ્હોંએ કહી ચૂક્યો હતો, અને સુશીલાની જ આ ફજેતી જોવામાં તેને અત્યારે ખૂબ રસ પડી રહ્યો હતો.

સુશીલા ગામમાં આવી હોવાની ખબર પડી એટલે નાનચંદ વૈદ્ય દોડતો આવ્યો. તે વખતે સુશીલા ઘર ઉઘાડીને ઓરડામાં તપાસ ચલાવી રહી હતી. ઘરનો સરસામાન બધો જેમનો તેમ હતો, ગોમતી પાસેનો દાગીનો તેના એક પટારામાં રહેતો હતો, એને તાળું વાસ્યું હતું. તે ઉઘાડવાની જરૂર હતી. તે માટે ફરીથી લુહારને બોલાવવાના વિચારમાં તે હતી એટલામાં નાનચંદ આવી પહોંચ્યો. તેને જોઇને સુશીલા બોલીઃ 'આવો વૈદ્યરાજ, ખુશીમાં તો ખરા ?'

'હા, બહેન, તમારે શરીરે હવે સારૂં છે ? હું નડીયાદ આવ્યો' તો ત્યારે તમે આણુએ ગએલાં હતાં.' વૈદે કહ્યું.

'હા. મને હવેલીએ બધા સમાચાર આપ્યા હતા; એટલે જ હું આવી છું. તમને પાકી ખાત્રી છે કે ગોમતી તેના બાપને ઘેર નથી ?'

'હા, ખરેખર. હું જાતે કારેલી ગયો'તો અને તેના ભાઇને સુદ્ધાં મળ્યો'તો.' તે ધીમેથી બોલ્યો: 'જીવરામ પુરાણી પણ નાસી ગયો છે ને !'

'ગોમતીએ ભૂલ કરી—મોટી ભૂલ કરી. હશે, પણ હવે તેનો પટારો ઉઘાડવો છે; ઘેર જતાં જરા લુહારને મોકલજો.' સુશીલાએ વૈદને સૂચના કરી.

'બહેન, મારે હજી તમારી સાથે ઘણી વાતો કરવાની છે. કહો ત્યારે આવું.'

'હું હજી થોડા દિવસ રહેવાની છું.'

નાનચંદ વૈદ ગયો અને થોડી વાર પછી બીજી વાર લુહાર આવ્યો. પટારાનું તાળું તોડવામાં આવ્યું. પટારો ઉઘાડતાં તેમાં માત્ર થોડાં જૂનાં કપડાં અને ઘરાણાનો પિત્તળનો દાબડો જોવામાં આવ્યો. સુશીલાએ દાબડો ઉઘાડયો, પણ તેમાં ઘરાણું નહોતું ! માત્ર એક ચીઠી હતી તે તેણે ઊંચકી લીધી.

ગોમતીએ સુશીલાને સંબોધીને જ લખેલી એ ચીઠી હતી.

**'પવિત્ર સુશીલા બહેન !**

'છેવટે તમારૂં કહેવું સાચું પડયું. વિધવા તરીકેનું જીવન મને બહુ લૂખ્ખું અને અકળાવનારૂં લાગે છે, અને તેથી જેમ તમે મને શિખામણ દીધી હતી તેમ, હું છુપા પાપનો માર્ગ ન લેતાં રાજીખુ-

રીતે પવિત્ર માર્ગ લેવા માટે આ ઘર છોડી જઉં છું. જેનું નામ તમે જાણો છો તેણે પ્રકટ રીતે મારી સાથે લગ્ન કરવાનું માન્ય રાખ્યું છે એટલે હું તેની સાથે જઉં છું. તમે મને કહ્યું હતું કે મારે તમને દિલની ખરી વાત પહેલાં કહીને પછી કાંઇ પણ પગલું ભરવું, પરન્તુ હું કયા મ્હોંએ તમારી સામે ઊભી રહીને આવી વાત કરૂં ? એટલે તમને કહ્યા વિના હું જઉં છું. મારી ખોળ કરશો નહિ અને મારા ભાઇને પણ મારી ખોળ કરાવવાની ના કહેજો. મારા બધા વાંક ભૂલી જજો, અને મને આશીર્વાદ આપજો.'

'જે કાંઇ મારૂં હતું, તે બધું હું સાથે લેતી જઉં છું.

'લી. તમારો ઉપકાર નહિ ભૂલેલી

'ગોમતી.'

સુશીલાએ ચીઠી વાંચીને ઊંડો નિઃશ્વાસ નાંખ્યો. તે મનમાં બોલી: 'મૂર્ખ ગોમતી ! તેં તારા સુખનો નહિ પણ દુઃખનો માર્ગ લીધો છે. તું મને મળવાની હિંમત બીડી શકી નથી તેનું ખરૂં કારણ તારી પાસેના દાગીના છે એ હું સમજું છું, અને તેમાં તારા લુચ્ચા પ્રેમિકની શિખવણી સિવાય હું બીજું કશું જોતી નથી.'

સુશીલાએ ચિઠી ફરીથી વાંચી અને કેટલીક વાર સુધી તે વિચારમાં જ બેસી રહી. બેએક હજારનો દાગીનો ગોમતી લઇ ગઇ હતી, જેમાંનો થોડો દાગીનો જ તેના પિયરનો હતો, અને બાકીનો બધો સસરાનો હતો; એ દાગીનો ગોમતી લઇ ગઇ તેની સુશીલાને ચિંતા નહોતી, પણ તેને જે કાંઇ ભય રહેતો હતો તે બીજો જ હતો. કદાચ એ દાગીનાની લાલચથી જ જીવરામ તેને ભોળવીને ઉપાડી ગયો હોય, એવી તેના મનની શંકા હતી.

‘ હશે, ગોમતી ભલે દાગીને લઇ ગઇ; તેટલાથી પણ જો તે સુખ, સંતોષ અને પવિત્રતાથી જીવન ગાળશે તો મને નિરાંત વળશે. ગોમતી ! સાચા દિલથી હું તને આશીર્વાદ આપું છું.’ એમ મનમાં બોલીને તે ઓરડાની બહાર નીકળી, કારણ કે સામેથી રામકોર ડોસી સૂના પિયરવાળી સુશીલાની ખબર પૂછવા અને પોતાને ત્યાં જમવા આવવાનું નોતરું આપવા આવતાં હતાં.

❧ ❧ ❧


અમદાવાદમાં ઘણાં વર્ષોથી જાણીતું અને લોકપ્રિય સ્થળ.



પ્રોપ્રાઇટર

**માસ્ટર કાશીનાથ.**

ચાલુ જમાનાને અનુસરતી અપ-ટુ-ડેટ સિલાઇ, વ્યાજબી દામ, ટાઇમસર કામ કરી આપવામાં આવે છે. એક વખત કામ પાડી ખાત્રી કરવા વિનંતી છે.

**ધી ડેક્કન ટેલરીંગ હાઉસ.** ગાંધી રોડ, નગીના પોળ, અમદાવાદ.

**ગ્રાહકોને સૂચના :—**

અમારી બીજી દુકાન ખુલે છે-રતનપોળના નાકા ઉપર.

## :: દિનકર બ્રધર્સ ::

બૂકસેલર્સ : સ્ટેશનર્સ : પ્રિન્ટર્સ : બૂક બાઇન્ડર
એન્ડ એકાઉન્ટસ : બુક મેન્યુફેકચરર





સ્ટુડન્ટસ માટે એકસરસાઇઝ બુકસ, ડ્રોઇંગ બુકસ, રબ્બર, પેન્સીલ તેમજ દરેક જાતની ડ્રોઇંગ મટીરીઅલ્સ.

ઓફીસો માટે દરેક જાતના કાગળ, સ્ટેશનરી અને એકાઉન્ટસ બુક.

બેન્કો માટે લેજર, કેશબુક વીગેરે પાકા બાઇન્ડીંગના એકાઉન્ટસ-બુકસ બનાવનાર અને વેચનાર.

ઢાલગરવાડા અને ગાંધીરોડ— **અમદાવાદ.**

## ઝીંક લાઇન કોપર





દરેક જાતના બ્લોક બનાવનાર

## ભારત પ્રોસેસ સ્ટુડીઓ

ચાર રસ્તા. અમદાવાદ.

# પ્રકરણ ૫૧મું

## શાળાનો ઉપક્રમ

રામકોર ડોસીનું નિમંત્રણ સ્વીકારીને તે દિવસે તો સુશીલાએ અને રામજીએ તેમને ત્યાં જ ભોજન કર્યું. ઘર સાફસુફ કરાવીને બીજે દિવસે રસોઇ કરવાનો સુશીલાનો ઇરાદો હતો. સુશીલા ઉપરના કોઇ હેતના પ્રવાહથી પલળીને કાંઇ રામકોર ડોસી તેને જમવાનું નોતરૂં આપવા આવ્યાં નહોતાં; નાનાં ગામોમાં ચાલતો એ પડોશીધર્મ હતો અને અગવડને કારણે સુશીલાએ રામકોર ડોસીનું નિમંત્રણ સ્વીકાર્યું હતું, નહિ તો તે સારી પેઠે જાણતી હતી કે રામકોર ડોસી અને તેમનો દીકરો હરિશંકર ગોમતીના પલાયન ઉપર મનભાવતું ભાષ્ય રચીને પોતાની ફજેતી કરવામાં સારી પેઠે રસ લઇ રહ્યાં હતાં.

સાંજે નાનચંદ વૈદ્ય સુશીલાને ફરીથી મળવા આવ્યો. તેની સાથે જગજીવન દેસાઇ પણ હતો. સુશીલાએ પોતાના પિતાની મીલકતના કરેલા ટ્રસ્ટમાં એ બેઉ ટ્રસ્ટીઓ હતા. વૈદ્યે વાતચીતનો પ્રારંભ કર્યો: 'સુશીલા બહેન! હવે ગામમાં નિશાળ ઉતાવળે કાઢવી જોઇએ છે. મને કેટલાંક માબાપો પૂછે છે, અને કેટલાક છોકરાઓ તો મારે ત્યાં જ ભણવા માટે આવીને બેસે છે.'

'એમ? ત્યારે હવે રાણીપુરને ભણતરની ભૂખ ઉઘડી ખરી.'

'કેમ ન ઉઘડે ? ભણુતર વિના ભાગ્ય આંધળું છે, એમ હવે લોકો સમજે છે. મને સાંભરે છે કે હું જ્યારે જુવાન હતો ત્યારે–આજથી પચીશેક વર્ષ પહેલાં–તમારા બાપુએ નિશાળ ઉઘાડી હતી, પણ તે વખતે પાંચ છોકરાંયે ભણવા આવતાં નહિ, અને જે આવતાં તે બે દિવસ આવતાં અને પાંચ દિવસ ગેરહાજર રહેતાં. આથી કંટાળીને તેમણે નિશાળ બંધ કરી હતી. આજે તો મારે ત્યાં જ રોજ દસ છોકરા આવે છે; મારે ત્યાં સંકડાશ બહુ, એટલે હું તેમને ડહેલીમાં બેસાડું છું.' વૈદે જૂની અને નવી વસ્તુસ્થિતિની તુલના કરી બતાવી.

સુશીલા તેથી ઉત્સાહમાં આવી અને બોલી: 'નિશાળ તો વહેલી શરૂ કરી દીધી હોત, પણ મારી માંદગીને લીધે મારાથી અહીં અવાયું નહિ અને કાંઇ વ્યવસ્થા થઇ શકી નહિ. પહેલાં કોઇ સારો શિક્ષક શોધી કાઢીએ, પછી શરૂ કરીએ. અહીં તો કોઇ શિક્ષક ક્યાંથી મળે ?'

જગજીવન દેસાઇએ કહ્યું: 'અહીં મળે તેમ છે; તે માટે જ અમે આવ્યા છીએ.'

'તો તો બહુ જ સારું. અહીં કોણ છે ?'

'આણંદજી મહારાજના દીકરા પોપટને તમે ઓળખો છો ?' વૈદે પૂછ્યું.

'હા ઓળખું છું.'

'તે બિચારો પંદરેક દિવસ પહેલાં રાંડયો. અને તેથી નિરાશ થઇ ગયો છે. અહીં જો આપણે ગુજરાતી શાળા કાઢીએ, તો તે શિક્ષક તરીકે રહેવાને માટે રાજી છે.'

'પણ તે તો અમદાવાદમાં નોકરી કરતો'તો ને ?'

'હા, હજી નોકરીમાં ચાલુ છે અને અહીં રજા પર આવ્યો છે. વાત એમ છે કે બિચારાનાં માબાપ નાની ઉમરમાં મરી ગએલાં અને સ્થિતિ બહુ સાધારણ હતી. ભણીગણીને નોકરીએ લાગ્યો પણ કોઇ કન્યા આપે નહિ. જ્યાં પૂછે ત્યાં કાંઈ હજાર માગે અને કોઇ બે હજાર માગે. બિચારાએ નોકરી કરીને પેટ પાટા બાંધીને પૈસા બચાવ્યા અને છત્રીશમે વર્ષે બે હજાર રૂપિયા ખર્ચી બે વરસ પહેલાં જ પરણ્યો. વહુને સુવાવડનો અવસર આવ્યો એટલે બે મહિનાની રજા લઇને અહીં આવ્યો, પણ વહુ સુવાવડમાં આઠ દિવસની દીકરી મૂકીને મરી ગઇ ! બિચારો ધનથી ખાલી થઇ ગયો, જીંદગીમાં એકલો થઇ ગયો, આઠ દિવસના ફૂલને ઉછેરીને મોટું કરવાનો બોજો માથે પડયો, તેથી જીંદગીથી બહુ કંટાળી ગયો છે અને જુવાન વયે પણ અમદાવાદમાં પાછા ફરીને નોકરી કરવાની હિંમત ખોઇ બેઠો છે. આ કારણથી એ દુ:ખીયા બ્રાહ્મણના દીકરાને જો ગામમાં જ શિક્ષકનો ધંધો મળે તો તે કરવા ખુશ છે.' વૈદ્યે કહ્યું.

જગજીવન દેસાઇએ ઉમેર્યું: 'બીજા વર્ષમાં ટ્રેન થયેલો પણ છે.'

'એમ હોય તો બહુ સારૂં.' સ્વલ્પ વિચાર કરીને સુશીલા બોલી: 'કાલે પોપટલાલને મારી પાસે મોકલજો; પણ એમ રહેવા દો, હું પોતે જ તેમને મળવા જઇશ.'

શાળા માટે શિક્ષકનું તો લગભગ નક્કી થઇ ગયું; હવે નિશાળ ક્યાં બેસાડવી તે વિષે વિચાર ચાલ્યો. ગામના પાદરમાં કે તળાવને કાંઠે શાળા માટે જૂદું મકાન બાંધવાનો સુશીલાનો વિચાર હતો; શાળાની આસપાસ બગીચો કરવો, શિક્ષકને માટે રહેવાનું મકાન પણ ત્યાંજ બાંધવું, એવું ઘણું ઘણું તેણે પોતાના મનમાં ધારી રાખ્યું હતું; પણ તુરતમાં એ બધું તૈયાર થઇ શકે નહિ, એટલે

પોતાના મકાનની ડહેલીમાં જ શાળા બેસાડવાનો તેણે વિચાર રાખ્યો. ડહેલી વિશાળ હતી એટલે તે વિચાર વૈદ્યને તથા દેસાઇને પસંદ પડયો.

પછી ગામના લોકો સંબંધી વાતચીત દરમ્યાન સુશીલાએ જાણ્યું કે જગજીવન દેસાઇનો છોકરો વડોદરામાં ૭ અંગ્રેજી ધોરણો ભણીને પછી ટપાલ વહેંચવાની નોકરીમાં રહ્યો હતો. સુશીલાએ દેસાઇને પુછ્યું: 'તમે કેમ ચમનને આગળ ન ભણાવ્યો?'

દેસાઇએ હસીને જવાબ આપ્યો: '૭ ચોપડી ભણ્યો એ થોડું છે? શહેરના ખર્ચાને પહોંચાતું નથી. હવે તો ખેતીમાંય પહેલાંના જેવા દિવસો નથી રહ્યા.'

'પણ ટપાલની નોકરી કરાવવાને બદલે તેને કાંઇ ધંધો શિખવવો તો ને.' સુશીલા બોલી.

'એ તો બિચારો ઘણુંયે કહેતો'તો કે મને ત્યાંના કળાભવનમાં મોકલો, પણ મેં જ ના પાડી.'

'એ ઠીક ન કર્યું દેસાઇ; હજી તેને ભણાવો તો ત્રણ વર્ષ સુધી હું ખર્ચ આપીશ. તેને શું શીખવાનો શોખ છે?'

'તેને ઇજનેર થવાનો બહુ ઉમંગ હતો.'

'ત્યારે તમે તેને નોકરી છોડાવી દો.'

દેસાઇએ થોડી વાર વિચારીને કહ્યું: 'વિચાર કરી જોઇશ.'

નાનચંદ વૈદ્યે એક બીજા છોકરાને માટે પણ ભલામણ કરી. તે એક સુતારનો છોકરો હતો. નાની વયમાં જ તે હોંશિયાર દેખાતો હતો, પણ તેને ધંધો શિખવનાર ગામમાં કોઇ નહોતું. આ માટે તેને નડીયાદ કે વડોદરે મોકલવા અને તેનુંયે ત્રણ વર્ષનું ખર્ચ આપવા સુશીલાએ હા કહી.

સ્હવારમાં આ બધી વાત રાણીપુર ગામમાં પ્રસરી ગઇ. બાપના પૈસાનો દિકરીએ સારો ઉપયોગ કરવા માંડયો એ જ ઘણાના મુખની વાણી હતી. રામકોર ડોસી જેવાં કોઈ કોઇ ઇર્ષ્યાળુ માનવીના મુખમાંથી જ એવા શબ્દો નીકળતા કે 'એમાં શો જગન કર્યો ? માને હજી ઝાડે લટકાવી છે તેનું શું ?' છતાં સ્હવારે જ્યારે સુશીલા પોપટલાલ માસ્તરને ત્યાં જવા નીકળી ત્યારે લોકોએ કુતૂહલભર્યા માનપૂર્વક તેની ઉપર દષ્ટિ કરી હતી. શિષ્ટાચારની ખાતર તેના કુશળ વર્તમાન પૂછનારા ખેડૂતોની આંખમાંથી પણ મમતાનું અમૃત ઝરતું હતું.

સુશીલા જ્યારે પોપટલાલને ઘેર ગઇ, ત્યારે તે પોતાની પુત્રીને બકરીનું દૂધ પાઇને ઉંઘાડવા માટે હીંચોળતો હતો. સુશીલાને પોતાને આંગણે આવેલી જોતાં જ તેને હર્ષ ઉપજેલો દેખાયો. બૈરી ગુમાવીને હીનદશાને પામવાનું તેનું દુઃખ તેના અંતરમાં તાજું થયું અને ડળક ડળક આંસુ પાડતો ભરાઇ ગએલે કંઠે તે બોલ્યોઃ 'આવો બ્હેન !'

પોપટલાલ માસ્તરને જોતાં જ હરકોઇ કહી શકે કે તે દુઃખનો સાક્ષાત અવતાર છે. દુઃખમાં ભારેલા મનુષ્યના વદન ઉપરની સર્વ પ્રકારની રેખાઓ કોઇ ચિત્રકાર પોપટલાલ માસ્તરનું વદન આલેખીને દર્શાવી શકે તેમ હતું. સ્ત્રીના મૃત્યુ પછીથી તેના વદનની અને શરીરની સ્થિતિ એવી થઇ ગઇ હતી કે તેને જોતાં કોઇ એમ જ કહી શકે કે એ માણુસ જીવનમાં કોઇ વાર હસ્યો નહિ હોય કિંવા તેણે જન્મ્યા પછી એક પણ દિવસ પેટ ભરીને અન્ન ખાધું નહિ હોય ! તે મૂળે ઉંચો તથા પાતળો હતો અને અત્યારે શરીરનાં એકેએક હાડકાં ગણી શકાય તેવી તેની સ્થિતિ હતી. નાની વયમાં ભણવાની ચિંતામાંથી નીકળીને તે રળવાની ચિંતામાં પડ્યો હતો; રળવાનું પણ એકલું પેટ ભરવા માટે નહોતું, પરન્તુ પોતાની ધર્મપત્નીનાં જનક-જનનીનાં અત્યંત ઊંડાં ગએલાં પેટના ખાડા પૂરવા માટે પણ હતું;

નોકરી અને રાત દહાડો છોકરાઓને ખાનગી શિક્ષણ આપવાનો ધંધો કરીને બચાવેલાં નાણાં, બાપે આપેલાં બે ખેતર અને થોડા સોના રૂપાના દાગીના, એ બધાથી પણ સાસુ-સસરાના પેટનો ખાડો પૂરાય તેમ ન લાગ્યું ત્યારે તેણે થોડું કરજ કરીને પણ લગ્ન કર્યું હતું અને 'ધર્મભાગિની'ને ઘરમાં પધરાવી હતી. એ ધર્મભાગિની સુશીલ, સદ્‌ગુણી કે ભણેલી હતી કે નહિ તેની પોપટલાલને ચિંતા નહોતી; પરન્તુ ગૃહ ખાલી કરીને વહોરેલી એ ગૃહિણીથી પોતાનું ગૃહ વન નહિ બની જતાં ખરેખર ગૃહ બન્યું હતું, એ પ્રકારના સંતોષને કારણે પોપટલાલની દૃષ્ટિને પોતાની સ્ત્રી રૂપ-રૂપના ભંડાર સમી ફુટડી, સીતા જેવી સતીત્વ-સંપન્ન, તારામતી જેવી પતિના સુખદુ:ખની ભાગિની, અને મદાલસા જેવી અનન્યચિત્તા લાગતી હતી. શનીવારની અર્ધી રજા અને રવિવારની આખી રજા પોપટલાલ ઘરમાં જ બેસી રહીને ગાળતો, કારણ કે મન તથા નયનને સુખકર થઇ પડેલા પત્નીદર્શનરૂપી અમૃતને પીતાં તે ધરાવતો જ નહિ. ખાનગી શિક્ષણ આપવા જવાને કારણે શનિ-રવિ સિવાયના બીજા દિવસોમાં નિરાંતે ઘેર બેસવાનો પોપટલાલને વખત મળતો નહિ, તેથી લગ્ન પછી તુરત તેણે એક 'ટ્યુશન' ઓછું કરી નાંખ્યું હતું અને સ્હવારની ચાહ પત્નીની સાથે બેસીને જ પીવાનો અને આનંદ લૂંટવાનો તેણે રીવાજ રાખ્યો હતો. અનેક કષ્ટોને અંતે સાંપડેલા સુખી જીવન પછી એકાએક તેના ઉપર જે પહેલાં કરતાંય બેવડા દુ:ખનો પહાડ તૂટી પડ્યો હતો, તેથી તેના તનની અને મનની દુર્દશા થાય તેમાં શી નવાઇ? કોઇની પણ સાથે સહજ વાતચીત કરતાંય તે રોઇ પડતો અને મરણ પામેલી ધર્મપત્નીના ગુણને સંભારીને કોઇ કોઇ વાર તો ડૂસકાં પણ મૂકતો. ભાઇની આગળ તે એવું પણ બોલતો કે 'જો આ આઠ દિવસની બાળકી મને ગળે વળગી ન હોત, તો હું સ્ત્રીની પાછળ જ બળી મરીને આ જીવનનો અંત આણત!' પુરૂષની પાછળ સ્ત્રી બળી મરવા નીકળે તો તેને સતી અને પવિત્ર સ્ત્રી કહેનારાઓને સ્ત્રીની પાછળ

બળવા નીકળવાની વાત કરતો આ પુરૂષ ગાંડો લાગતો અને 'તેની ડાગળી ચસકી ગઇ લાગે છે.' એવો કેટલાકનો અભિપ્રાય બંધાતો; છતાં તેના મનોદુઃખના ઉભરાનો જેમને પરિચય થયો હતો, તેમાંનાં કેટલાંક દિલસોજ હૃદયોને એમ લાગતું હતું કે બ્રાહ્મણના આ જુવાન દીકરાને દુઃખમાંથી ઉગારવાના જેવું બીજું કોઇ પુણ્ય નથી.

સહાનુભૂતિની ઉષ્મા સમીપે વ્યથિત હૃદય પીગળવા લાગે છે. પોપટલાલને સુશીલાની સહાનુભૂતિના સમાચાર મળી ચૂક્યા હતા એટલે તેને પોતાને આંગણે આવેલી જોતાંવાંત પોપટલાલની આંખો આંસુથી ભરાઇ ગઇ હતી.

* * *


# જુનાં પુસ્તકોની દુકાન

ઉપયોગમાં આવે તેવા તમામ જાતનાં જુનાં પુસ્તકો વેચાતા લઇએ છીએ અને વ્યાજબી ભાવથી વેચાતા આપીએ છીએ.

મળો :- શા. ચુનીલાલ કેશવલાલ

ઠે. માણેકચોક બહુચરાજી માતાના મંદીરની બાજુમાં,

શાખા—સાંકડી શેરીના નાકે,

અમદાવાદ.

અનેક યુવાન, યુવતીને આપઘાતની અણીથી બચાવનાર

# ભવિષ્યોદય ચાર્મ

વાપરી તમારી ચિંતા—નુકસાની—નિરાશા—આફતો દૂર કરી સુખ સમૃદ્ધિ નાણાંની રેલછેલ વહાવી જીવનને વધુ સુખી બનાવશે. જ્યોતિષ-હસ્તરેખા, મસ્તકપરીક્ષા, જન્મપત્રિકા, વર્ષફળ, વર્તારા ઉપરાંત ભૃગુસંહિતા ઉપરથી ગયા જન્મ તથા આ જન્મની હકીકતવાળું જીવનફળ તમને આશ્ચર્યચકિત કરશે. મનને મૂંઝવતા પ્રશ્નના નિકારણ માટે પ્રશ્ન દીઠ ફી રૂ. એક. દુનિયાના દશ જ્યોતિષીઓમાંના એક તરીકે જેમનું નામ લંડનના પત્રમાં જાહેર થએલ છે, તે હાઇકલાસ ફેમીલીમાં જાણીતા.

**પ્રો. ઈશ્વરપ્રસાદ જોશી,** E. M. B. A. S. (LONDON) જ્યોતિર્મનિષી (બનારસ)

રૂ, ચાંદી, શેર, રેસ, વિ. માટે એક્ષપર્ટ,

લક્ષ્મણભુવન બંગલો, પારસીકોલોની રોડ, નં. ૪ દાદર-મુંબઈ ૧૪.

Apply with 2 Ans. stamps for a book 'Prosperity'

મજબુત અને મનગમતા લેટેસ્ટ સ્ટાઇલના ફેન્સી

## ઓલ લેધરની ગેરંટીવાળા

# ચંપલ

છુટક તથા જથાબંધ ખરીદવાનું

ભરોસાપાત્ર મથક

## ક્રાઉન ચંપલ કંપની.

જેશીંગભાઇની વાડી પાસે, ઘી કાંટા રોડ,

અમદાવાદ.

# પ્રકરણ પરમું

## વિધુરની સુખલાલસા

જેવું પોપટલાલ માસ્તરનું દીન વદન હતું, તેવું જ દીન તેનું ઘર હતું. એ ઘરનું રાચરચીલું અને સરસામાન વેચવામાં આવે, તો પૂરા પચાશ રૂપિયા પણ ઉપજે નહિ ! સુશીલાને બેસાડવા માટે કાંઇ પાથરણું શોધી કાઢવા આમ તેમ ફાંફાં મારતાં કેટલીક વારે પોપટલાલ એક ફાટેલો કોથળો શોધી કાઢી શક્યો અને તે ઓસરીમાં પાથરી આપ્યો, એટલે સુશીલા તે પર બેઠી અને તેની સામે ભીની આંખોને લૂછતો પોપટલાલ નીચું જોઇને બેઠો. સુશીલાએ આસપાસ નજર કરીને ગૃહના દીન વાતાવરણમાં ઉદાસીનતાની મૂર્તિ જેવા પોપટલાલને જોઇ નિઃશ્વાસ નાંખ્યો.

'પોપટભાઇ !' સુશીલા સહાનુભૂતિયુક્ત સ્વરે બોલીઃ 'ગઇ કાલે જગજીવન દેસાઇ અને નાનચંદ વૈદે તમારાં પત્ની ગુજરી ગયા બાબતની વાત કરી. તમારી ઉપર બહુ દુઃખ આવી પડ્યું.'

પોપટલાલની આંખોમાં આંસુનું નવું પૂર ઉભરાયું અને તે ગળગળે સાદે બોલ્યોઃ 'દુઃખ, પણ કાંઇ જેવું તેવું દુઃખ, બહેન ! આ ઘર તો મને ખાવા ધાય છે. આ મહિના દિવસની બાળકી રડે છે, અને મારા આત્માની કળીએ કળી કપાઇ જાય છે. હું શું કરું, ક્યાં જઉં, તે મને કશું સૂજતું નથી.'

'ગભરાશો નહિ, માસ્તર ! સુખની પછી દુઃખ અને દુઃખની પછી સુખ આવ્યા જ કરે છે. તમે ભણેલા છો, સમજુ છો, દુઃખને રડવાથી કાંઇ દુઃખનો અંત આવે છે ?'

'નહિ; હું બધું સમજું છું. પણ કોણ જાણે શાથી, હું ધીરજ રાખી શકતો નથી. દુઃખ ખમવાની મારી બધી શક્તિઓનો જાણે નાશ થઇ ગયો હોય એમ હું જોઉં છું.'

'તાજું દુઃખ છે, એટલે એમ લાગે છે. દુઃખનું ઓસડ દહાડા છે; દિવસો જશે એટલે દુઃખ પણ વિસારે પડવા લાગશે.'

'એ સાચી વાત; પરંતુ મને એક દિવસ પણ વર્ષ જેટલો મોટો લાગે છે; એ એક પછી એક દિવસ કેમ જશે, તે જ મને કાંઇ સૂઝતું નથી.'

'તમે આખો દિવસ ઘેર બેસી રહો છો ? કાંઇ વાંચતા નથી ? બહાર પણ નીકળતા નથી ?'

'બહાર કેવી રીતે નીકળું ? બહાર જઉં તો પાછળ આ બાળકીને રાખે કોણ ? અને વાંચવાનું મને ગમતું નથી. અર્ધો કલાક રોજ માતાજીની સેવામાં ગાળું છું; પણ માતાજીની સેવા–પૂજા કરતી વખતે મગજમાં પત્નીનું સ્વરૂપ ઉભરાઇ આવે છે અને તેના પગ આંસુથી પખાળું છું, બહેન!' અને પોપટલાલની આંખોમાંથી જોરથી અશ્રુધારા વહેવા લાગી.

સુશીલાની નજર ઓરડામાં ગઇ. દેવસેવામાં એક નાની અંબાજીની છબી હતી, અને તેની બાજુમાં એક સ્ત્રીનો ફોટોગ્રાફ હતો. અનુમાનથી સુશીલાએ તે ફોટોગ્રાફ માસ્તરની પત્નીનો માની લીધો. અંબાજીની છબી જેવી રીતે કેશર–કુંકુમના છાંટણાથી ખરડાયલી હતી, તેવી રીતે પત્નીનો ફોટોગ્રાફ પણ એવાં છાંટણાંથી વિરાજી રહ્યો હતો. મૃતપત્નીની પૂજા કરીને સાંત્વન શોધી રહેલા પતિની મનઃસ્થિતિનો ખ્યાલ આવતાં સુશીલા પણ અત્યંત દુઃખ પામી. પતિ વિનાની સ્ત્રીનું મનોદુઃખ સુશીલા અનુભવી ચૂકી હતી. વિધવાની સ્થિતિનો પૂરો ખ્યાલ તે કરી ચૂકી હતી, પરન્તુ આવા વિધુરની સ્થિતિનો ખ્યાલ તેને નહોતો. પોપટલાલની સ્થિતિ તેને એ

ખ્યાલ આપી રહી હતી. તેને લાગ્યું કે આવા દુ:ખી વિધુરમાં મનોબળના સંચારની જરૂર છે, કે જેથી તે વિધુરાવસ્થાનું સંકટ વેઠવાને શક્તિમાન બને. તેણે ઉત્તેજક સ્વરથી કહ્યું: 'માસ્તર! સ્ત્રીના મરણથી તમે આટલા દુ:ખી કેમ થાઓ છો? શું સ્ત્રી વિના જીવન સુખી નીવડી શકે જ નહિ એમ તમે માનો છો? અનેક વિધવાઓ પતિ વિના સંતોષમાં જીવન ગુજારી શકે છે, અનેક વિધુર તથા કુંવારાઓ સ્ત્રી વિના પણ જીવનયાત્રા હિંમતભેર પૂરી કરે છે. જીવનની મહત્ત્વાકાંક્ષાઓનો ત્યાગ કરો, સંતુષ્ટ અને સંયમી જીવન ગાળવાનો સંકલ્પ કરો, અને તમારી દૃષ્ટિમાંથી દુ:ખી છાયા ઓસરી જશે. આમ નિર્બળ બનીને આંસુ શું સાર્યા કરો છો? મર્દ બનીને મર્દાઈ દાખવો, અને આપોઆપ સૂર્ય સમીપે પીગળી જતા ધુમ્મસની પેઠે મન:કષ્ટ પીગળી જશે.'

ઉત્તેજક સ્વરથી બોલતી આ રમણીને પોપટલાલ ક્ષણભર જોઈ અને સાંભળી રહ્યો. તેના જવાબમાં શું કહેવું જોઈએ તે તેને તત્કાળ સૂઝ્યું નહિ.

સુશીલા આગળ બોલી: 'જુઓ, અહીં હું એક નિશાળ કાઢવાની છું, તેમાં તમે શિક્ષક તરીકે રહો. તમને હું મહિને વીશ રૂપીયા આપીશ. તમારી બાળકીને ઉછેરીને મોટી કરવાનું તમે જીવનવ્રત ધારણ કરો. જીવન માટે કાંઈ કાર્ય પણ જોઈએ તે કાર્ય ગામનાં છોકરાંને ભણાવવાનું હું તમને સોંપું છું, અને એ રીતે તમારી જીવનયાત્રાને સંતોષ તથા સંયમપૂર્વક પૂરી કરો. તમારી બાળકીને તમે ઉછેરીને મોટી કરો. તેની માતા જેવી તેને ગુણવતી બનાવો, તેનાથીયે વિશેષ તેને ભણાવીને સંસ્કારી બનાવો અને તે બધા કાર્ય પાછળ તમને જીવનમાં રસ પડશે એટલે તમને પત્નીના મૃત્યુનું દુ:ખ સાલતું બંધ થઈ જશે, સમજ્યા ને માસ્તર?'

'હા, બહેન! સમજ્યો.' પોપટલાલે શુષ્કતાથી જવાબ આપ્યો.

'તમે જાણો છો ? ઘણા મહાન પુરુષોએ પોતાના જીવનમાં આ પ્રમાણે રસ કેળવીને તેની પાછળ સંતુષ્ટ જીવનયાત્રા નિર્વહી છે. મનુષ્ય ધારે તો શું ન કરી શકે ? એક સામાન્ય વસ્તુમાંથ તે પોતાનો રસ કેળવીને તેમાં આનંદ લેતાં શીખે છે, અને તમે તો એવો રસ કેળવવાને એક પુત્રીરત્નની પ્રાપ્તિ કરી ચૂકયા છો, પછી તમને અસંતોષ રાખવાનું કશું કારણ નથી. એ બાલિકાને સંસ્કારી બનાવવામાં તમે રસ લેતા થશો, એટલે તમારા અંધકારમય જીવનમાં જ તમે પ્રકાશ નીપજાવીને પંથ કાપવાને શક્તિમાન બનશો. ઉદરનિર્વાહની ચિંતા તમને એ પંથ કાપવામાં વેઠવી પડશે નહિ, પછી તમને શું દુઃખ રહ્યું ?'

પોપટલાલ નીચું જોઇને બોલ્યોઃ 'સાચી વાત છે; તમે મને આભારી બનાવ્યો છે.'

પણ હજી પોપટલાલમાં સાચો ઉત્સાહ પ્રકટતો સુશીલાએ જોયો નહિ. તેણે કહ્યું: 'અમદાવાદમાં તમને મોટો પગાર મળતો હશે, તેના પ્રમાણમાં હું કહું છું તે પગાર ઓછો જ હશે, પણ અહીં ખર્ચ ઓછું લાગશે, અને વળી જેમ જેમ નિશાળ વધતી જશે, તેમ તેમ તમને પગાર વધારી આપીશ. હજી તો રાણીપુરમાં કેળવણી ફેલાવવાનાં મારાં સ્વપ્નાં ઘણાં મોટાં છે. તે માટે હું ખાસ મકાન બાંધવાની છું. બાળકોને એકલું અક્ષરજ્ઞાન આપીને થોભી જવાનો મારો ઇરાદો નથી. કાંઇ કાંઈ ધંધાનું શિક્ષણ આપવાનો, ખેડૂતોની ખેતી સુધારવા માટે યત્નો કરવાનો, ફૂલઝાડ અને તરકારીનાં વાવેતર ખેડૂતોને શીખવવાનો લુહાર–સુતારના ધંધા માટે વર્ગ કાઢવાનો, હાથશાળનો ઉદ્યોગ ગરીબોને શીખવવાનો અને એવો બહુ બહુ પ્રયાસ કરવાનો મને ઉમંગ છે, અને એવા એક વિસ્તૃત વિદ્યાલયમાં તમે હશો, ત્યારે તમને તેમાં આપોઆપ રસ ઉપજશે, સમજ્યા ને, છતાં અત્યારે તમને પગાર ઓછો પડતો હોય, તો હું બે–પાંચ રૂપિયા વધારે આપીને પણ તમને સંતોષવા તૈયાર છું.'

'નહિ, નહિ, સુશીલા બહેન !' પોપટલાલે સુશીલાના આભાર તળે દબાતાં મનોભાવપૂર્વક કહ્યું: 'એમ નથી, મને સુખી અને સંતોષી કરવાની તમારી આવી કાળજી જોઇને મને મારી માતા યાદ આવે છે. હું આ કાર્ય જરૂર ઉપાડી લઇશ અને અમદાવાદની નોકરીનું રાજીનામું આપી દઇશ. મને પગારનો ખાસ લોભ નથી, માત્ર.....' પણ માસ્તરના મુખમાંથી આગળ શબ્દ નીકળી શક્યો નહિ.

'કહોને, કહોને, વિના સંકોચે કહો.'

'કહેતાં મારી જીભ ઉપડતી નથી, બહેન !' અને ફરીથી પાછું માસ્તરે રડવા માંડયું.

'એમ નાહિંમત ન થાઓ. જે કહેવું હોય તે કહો.'

'તમે જે કહો છો, તે સાચેસાચી વાત છે, બહેન! પણ મને આ સૂના ઘરમાં ચેન નહિ પડે, બહેન !'

'સૂનું ઘર'નો અર્થ સુશીલા સમજી ગઇ. વગડો બની ગએલા ગૃહને ફરીથી ગૃહિણીયુક્ત ગૃહ બનાવવાની માસ્તરની અભિલાષા તેના ધ્યાનમાં આવી ગઇ. આ નિર્બળ મનોવૃત્તિના જુવાન ઉપર સુશીલાને ગુસ્સો ચડયો, પણ તુરત તે શમી ગયો. મનુષ્યની મનોવૃત્તિમાં જડાઇ ગએલા સુખ-દુ:ખ વિષયક સંસ્કારોને માત્ર ઉપદેશથી બદલી શકાતા નથી, એમ તેણે જોયુ અને તેને પોપટલાલ ઉપર માત્ર દયા જ આવી. તેણે કહ્યું : 'તમારે ફરીથી લગ્ન કરવું હોય, તો મને કશો વાંધો નથી. તમારી ઉમર બીજું લગ્ન કરવા જેવી છે.' અને સુશીલા જવાબ માટે માસ્તરની સામે જોઇ રહી.

માસ્તરે જમીન ખોતરતાં કહ્યું: 'મારી વિનતિ એ છે કે કદાચ મારૂં લગ્ન થવાનો યોગ આવે, તો આપ મને કાંઇ રકમ ધીરવા કૃપા કરો તો બસ છે; મારા પગારમાંથી એ રકમ હું કકડે કકડે કરીને કાપી આપીશ.'

સુશીલા એકદમ વિચારમાં પડી ગઇ. જીવનકલહ અને કરજમાં ડૂબાડૂબ રહીને લગભગ અર્ધી જીંદગી પસાર કરી ચૂકેલો આ જુવાન હજી ફરીથી કરજ કરીને પણ નવી પત્ની પરણવાની ઇચ્છાવાળો છે, એ જોઇને તેને બહુ નવાઇ લાગી. જીવનમાં બીજી અનેક પ્રકારની અશાન્તિઓને સ્વેચ્છાથી વહોરી લઇને પણ નવી પત્નીથી ગૃહ શોભાવવા કે અર્ધાંગનાથી પોતાના ઊણા અંગને પૂરૂં કરવાની લાલસાવાળા વિધુરોની મનોદશાનો ખ્યાલ સુશીલાને આવ્યો. તેને એ એક પ્રકારની પામરતા—દુર્બળતા લાગી. પુત્રી મોટી થશે, ગ્રામ્યસંસારની નવી પત્ની ઘરમાં આવશે, ઘરને દરિદ્રતાએ ઘેરી લીધું હશે, તે વખતે પોપટલાલ માસ્તરનું ઘર વગડો બનશે કે ખરેખરૂં ગૃહ બનશે, તેનો વિચાર સુશીલા કરી શકતી હતી, પરંતુ એ વિચાર તેણે પોપટલાલ પાસે વ્યક્ત કર્યો નહિ. એમ કરવાથી તે આશાભંગ બની જશે અને ઉલટો વધુ દુઃખી થશે એમ વિચારીને તે ચૂપ રહી. સામે બેઠેલો પોપટલાલ પોતાની દરખાસ્તનો જવાબ મેળવવા માટે આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. કેટલીક વારે સુશીલાએ ગોળ ગોળ જવાબ આપ્યોઃ ‘જુઓ માસ્તર, અત્યારે તો હું તમને કશું ચોક્કસ વચન આપતી નથી, પરન્તુ જ્યારે મને એમ લાગશે કે તમારા જીવનનું કોઇ પણ પ્રકારનું હિત સધાય છે, ત્યારે હું તમને ઘટતી મદદ કરીશ, એટલું જ અત્યારે કહી શકું છું. તમને સુખી જોવા હું રાજી છું એમ માનજો.’

‘બસ બહેન, આપનો એટલો આશીર્વાદ બસ છે. નિરાશાના સમુદ્રની વચ્ચેથી તમે મને ઉગારી લીધો એમ જ હવે હું માનીશ.’ પોપટલાલે ઉત્સાહથી જવાબ દીધો. તેના વિષણ્ણ વદન ઉપર સંતોષની રેખાઓ આલેખાઇ.

‘આ પણ એક જીવન છે!’ એમ મનમાં બોલીને સુશીલા ઉઠતાં ઉઠતાં પ્રકટ રીતે બોલીઃ ‘ત્યારે જુઓ માસ્તર, મારા ઘરની હેલીમાં જ શાળા રાખી છે. તમારી સગવડને માટે તમે અહીં ન

રહેતાં મારા ઘરમાં જ રહેવા ઇચ્છશો તો હું તમારે માટે એક ઓરડો ઉઘાડો રાખીશ, સમજ્યા ને ?'

'બહુ સારૂં બહેન ! હું ત્યાં જ રહેવાનું રાખીશ. આવજો હાં; પરમ દિવસે ગુરૂવાર છે. विद्यारम्भे गुरुः श्रेष्ठः તે જ દિવસે ત્યાં શાળાનો પ્રારંભ કરીશું.' એમ કહેતો પોપટલાલ સુશીલાને ખડકી સુધી વળોટાવીને પાછો ફર્યો. ઘેરાયલા મેઘાડંબરમાં તે નવી સ્ત્રીનું મુખારવિંદ નિહાળી રહ્યો હોય, તેમ આકાશ ભણી જોઇને વિચારમાં પડયો. થોડી ક્ષણોમાં જોરથી-વરસાદ પડવા લાગ્યો અને પારણામાં સુવાડેલી બાળકી જાગીને રડવા લાગી. માયાવી સુખસ્વપ્નામાંથી જાગતો પોપટલાલ ઓરડામાં દોડી બાળકીને હીંચોળવા લાગ્યો.

* * *



વિશાળ નિવાસ,
અમીરી ભોજન.
आर्यनिवास
REGD. હિન્દુ લૉજ
કાલબાદેવી રોડ, મુંબઈ, ૨.
ટેલિફોન..૨૩૧૩૬
તાર...'ARYANIVAS'
શુદ્ધ
ઘી, દુધ;
શુદ્ધ
ભોજન
માટે
સુવીખ્યાત

# પ્રકરણ ૫૩મું

# વિધવિધ ઘટનાઓનો પ્રવાહ

ગુરૂવારે રાણીપુરમાં શાળાની સ્થાપના થઇ ચૂકી અને પહેલાં જે વિદ્યાર્થીઓ નાનચંદ વૈદ્યને ત્યાં જઇને ભણતા તેઓ ઉપરાંત ગામનાં બીજાં છોકરાંઓ—જેમાં બે ત્રણ બાળાઓ પણ હતી—સુશીલાની શાળામાં ભણવા આવ્યાં. પોપટલાલ માસ્તરે શાળાના શિક્ષકનો ઓદ્ધો સંભાળી લીધો અને ઉત્સાહથી કામનો પ્રારંભ કર્યો. મૃતપત્નીનું સ્મરણ અને નવી પત્નીની આશા તેનાથી ભૂલાતાં નહોતાં, પરન્તુ સુશીલાની સહાનુભૂતિએ તેનામાં જે આશાનો સંચાર કર્યો હતો, તેથી તેનામાં ઉત્સાહ પ્રેરાયો હતો. એ રીતે સુશીલાની એ ગ્રામ્ય પ્રાથમિક શાળા જીવંત સ્થિતિમાં પ્રારંભાઇ ચૂકી. પોપટલાલને શિક્ષણકળા અવગત હતી એટલે ગામડાંનાં બાળકોને સુઘડ, શાણું અને વિચાર કરતાં બનાવવા માટે તેમની સાથે કેવી રીતે વર્તવું. તેમની પ્રત્યે કેવી મમતા દાખવવી, કેવી સરલ રીતે તેમને શિખવવું એ બધું તે જાણતો હતો. અઠવાડિયાની અંદર શાળાના વિદ્યાર્થીઓની સંખ્યા દોઢી થઇ. બે-ત્રણ મોટી વયના ખેડૂતોએ પોપટલાલ માસ્તર પાસે આવીને દરખાસ્ત મૂકી કે ' માસ્તર, રાત્રે તમે જો અમને ભણાવો તો અમારે ભણવું છે. ' પોપટલાલે તે દરખાસ્ત ઉત્સાહભેર સ્વીકારી અને સુશીલાને પણ તેથી આનંદ થયો. રાણીપુરની જે વસતિ પોતાના પિતાનાં નાણાંથી ભણવા લાગી એ જોઇ તેનું અંતર સંતોષથી છલકાવા લાગ્યું. તેણે પોપટલાલને કહ્યું: ' માસ્તર ! જે કોઇ ભણવા આવે તેને તમે ખુશીથી ભણાવજો. રાત, દહાડો, સ્હવાર, બપોરે કે સાંજ, ક્યારે પણ કોઇ ભણવા આવે તેને ના કહેશો નહિ.

તમારું મહેનતાણું હું નહિ ભુલું.' આ ઉત્સાહજનક શબ્દોએ પોપટલાલને વધુ ઉત્તેજિત કર્યો.

*                    *                    *

દિવસે દિવસે મોટું થતું જતું બાળક જોઇને જેમ સ્નેહાળ માતા કુતૂહલવશ બની આનંદ પામે, તેમ સુશીલા આ શાળારૂપી બાલિકાને વિકસતી જોઇને આનંદ પામતી હતી. મનુષ્યમાં સર્જકતા અથવા કર્તૃત્વ સ્વાભાવિક રીતે રહેલું હોય છે; તે પોતે સર્જે છે અને સર્જનનું ફળ જોઇને રાચે છે. સર્જનનો આનંદ જો મનુષ્યના જીવનમાં ન હોત તો તેનું જીવન કેવું શુષ્ક હોત !

રાણીપુરમાં સુશીલાને આવ્યાને ૧૦–૧૨ દિવસ થઇ ગયા. પતિને તથા સાસુને આઠેક દિવસને માટે રાણીપુર જવાનું કહીને તે આવી હતી અને વધારે દિવસ થઇ ગયા. તેને લાગ્યું કે હવે તેણે તુરત નડીયાદ જવું જોઇએ, પરન્તુ પોતે સર્જેલી બાળસંસ્થાને ખીલતી જોવાનો આનંદ હજી તે ધરાઇને અનુભવી ચૂકી નહોતી. રાણીપુરને માટે જે ઉજ્જવલ ભવિષ્ય સર્જવાનો તેનો મનોરથ હતો, તે મનોરથનું આ પહેલું જ ડગલું હતું; માત્ર બીજારોપણ હતું; તે ફાલી–ફૂલીને જ્યારે મોટા વૃક્ષરૂપ બનશે, ત્યારે રાણીપુરમાં શીતળ છાયા પ્રસારનારું ગંભીર વટવૃક્ષ બની જશે તેનું કલ્પનાચિત્ર આલેખીને તેનું અંતર ઉલ્લસતું હતું. તેને હજી થોડા વધુ દિવસ રાણીપુરમાં રહેવાનું મન થયું અને તેણે સ્વામી ઉપર પત્ર લખ્યો:

'વહાલા નાથ !

'મેં ધાર્યા કરતાં અને તમને કહ્યા કરતાં વધારે દિવસ હું અહીં રોકાઇ ચુકી છું અને હજી એકાદ અઠવાડિયું વધારે રોકાવાની ઇચ્છા છે. ખાસ કામ કશું નથી, પણ અહીં મેં પ્રાથમિક

શાળાની અને રાત્રિશાળાની પણ સ્થાપના કરી છે, એક હોશીયાર માસ્તરને રોકયા છે, અને મારા પિતાજીની મીલકતના સદ્વ્યય માટેની એ પહેલી જ સંસ્થા જોઇને મને જે આનંદ થાય છે તે આનંદ વધુ ભોગવવા સિવાય અહીં રોકાવામાં મારો બીજો કશો આશય નથી. હું આશા રાખું છું કે તમે તેમાં સંમત થશો અને પૂજ્ય માતુશ્રી પણ રજા આપશે.

'લી. આપની અર્ધાંગના

'સુશીલા.'

* * *

સુશીલાના આકર્ષણમાંથી છૂટવા, તેનાથી દૂર રહેવા, તેને ભૂલવાના કૃત્રિમ પ્રયત્નોની નિષ્ફળતા છતાં હરિહર ઇચ્છી રહ્યો હતો કે પોતામાં એવું બળ આવે કે જેથી પોતે બધું ધન ઉઠાવીને છટકી જાય અને સુશીલા સંબંધી જરાયે વિચાર તેના ચિત્તમાં ઉદ્‌ભવે નહિ. આ ઇચ્છા પણ કેટલી નિષ્ફળ જતી હતી તે હરિહર રોજ રોજ અનુભવતો હતો, છતાં એ ઇચ્છાને તે તદ્દન છોડી દઇ શકતો નહિ ! સુશીલા વિનાના ઘરમાં તેને ગમતું નહિ, કહો કે તેનો દિવસ જતો નહિ. ગામમાં નકામા ભટકીને દિવસ ગાળવાની તેને ટેવ નહોતી. ઓળખીતાઓમાં ખૂબ ભળવાની અને સમય પસાર કરવાની તેને ઇચ્છા થતી નહિ. કારણ કે તેમાં રહેલી ભયાવહતા તે સમજતો હતો. વખત ગાળવા માટે તે છાપું ખરીદીને વાંચતો, પણ તેની જાહેર ખબરો સુદ્ધાં વાંચી જવા છતાં દિવસ પૂરો થતો નહિ, અને આખો દિવસ લુખ્ખો-સુક્કો લાગતો. સુશીલા ગયાને ત્રણ–ચાર દિવસ ગયા એટલે તેણે સુશીલાએ આઠ દિવસમાં પાછા ફરવાની આપેલી મુદતમાંના કેટલા દિવસ હવે બાકી રહ્યા તેની ગણત્રી કરવા માંડી ! આઠ દિવસ પૂરા થયા, દશ દિવસ ગયા, બાર દિવસ ગયા, પણ સુશીલા આવી નહિ, એટલે તેને પત્ર લખવાની તેને ઇચ્છા થઇ. એટ-

શામાં તો સુશીલાનો જ પત્ર આવ્યો અને તે વાંચીને તેણે જાણ્યું કે હજી એક અઠવાડિયા પછી સુશીલા આવશે, ત્યારે તેનું મન ઉદાસ બની ગયું. તેણે વળતો પત્ર લખ્યો અને તેમાં તેનાથી પોતાના ઉદાસ મનની છાપ અક્ષર રૂપે છપાઇ ગઇ. પત્ર ટપાલમાં નાંખ્યા પછી તે મનમાં બબડયો: 'જેને હું છેવટે છોડીને જ ચાલ્યો જવાનો છું, તેની તરફ આવી અધીરાઇ દાખવનારો હું શું મૂર્ખ નથી ?'

*　　　*　　　*

અમદાવાદની બેંકમાં દેવકોર ડોસીના નામે રૂપિયા દશ હજારની બાંધી મુદતની અનામત રકમ હતી તેની મુદત પૂરી થતી હોવાથી ત્રણ દિવસ પછી મા–દિકરો અમદાવાદ ગયાં, વ્યાજ સાથે રૂપિયા સાડાદશ હજારની રકમ થઇ હતી, તે પાછી તે જ બેંકમાં જમે મૂકવામાં આવી, પણ આ વખતે તેમાં એટલો ફેરફાર કર્યો કે પહેલાં એ રકમ એકલી દેવકોરના નામ ઉપર હતી, તે હવે દેવકોર અને પ્રાણજીવન બેઉનાં નામ ઉપર મૂકવામાં આવી. હરિહરે 'પ્રાણજીવન રામનારાયણ ભટ્ટ' એ પ્રમાણે પોતાની અંગ્રેજી સહીનો નમૂનો બેંકને લખી આપ્યો. મુદત પાકે ત્યારે એ નાણાં પાછાં લેવા માટે અથવા નવી રસીદ કઢાવવા માટે મા–દિકરો બેઉને ફેરો ખાવાની જરૂર ન પડે તેટલા સારૂ, અને કદાચ ડોસીનું મૃત્યુ થાય તો પાછળ પુત્રને નાણાં મેળવવા કોર્ટમાં ધક્કા ખાવા ન પડે તેટલા સારૂ રસીદમાં એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી કે બેમાંથી હરકોઇ એક જણને નાણાં મળી શકે. હરિહરને પણ તેવી જ વ્યવસ્થા જોઇતી હતી ને !

*　　　*　　　*

સુશીલા રાણીપુરથી પાછી ફરી તે દિવસ શ્રાવણ માસનો પહેલો સોમવાર હતો. લાંબી માંદગીના દિવસોની પૂર્ણાહુતિ પછી

સુશીલાને માટે જાણે સદ્‌ભાગ્યના દિવસો ઉઘડયા હોય તેવો તેને અનુભવ થતો હતો, સિવાય કે ગોમતી નાસી જવાથી તેમના મનને દુ:ખ થયું હતું. માંદગીમાંથી તે સાજી થઇ, આબુપરનો નિવાસ આનંદ-વિનોદમાં ગયો, પાછા ફર્યા પછી રાણીપુરમાં શાળા સ્થપાઇ ચૂકી; શ્રાવણ માસ બેસી ચૂકયો હતો અને શ્રાદ્ધપક્ષ આવવાને હવે પાંચ છ અઠવાડિયાની વાર હતી; કોઇને મ્હોંએ તેણે કોઇ વાર એ ગણત્રી કરી બતાવી નહોતી; તે ખાસ યત્નપૂર્વક ગણત્રી કરતી હોય કે એક પછી એક દિવસ જાય એટલે શ્રાદ્ધપક્ષ નજીક આવ્યે જતું હોય એવું પણ તેને લાગતું નહોતું; છતાં તેના અંતરમાં એ ગણત્રી સતત જાગતી જ રહ્યા કરતી હતી. એ વાત કેવળ સાચી હતી, અને તેનું અંતર ઉલ્લાસમાં રહ્યા કરતું હતું એ વાત પણ તેટલી જ સાચી હતી.

* * *

અને છેવટે ભાદ્રપદ માસ આવ્યો. વદી બીજને દિવસે નર્મદા-કિનારે રામનારાયણ ભટ્ટનું શ્રાદ્ધ સરાવવાનું હતું એટલે મોડામાં મોડા વદી પડવેને દિવસે ત્યાં પહોંચવું જ જોઇએ. દેવકોર ડોસીએ નર્મદાકિનારે જવાને દિવસો અગાઉથી તૈયારીઓ કરવા માંડી. દેવકોર, હરિહર અને સુશીલા તો જરૂર જવાનાં જ, સાથે એક ચાકર જોઇએ એટલે રામજીને પણ લેવાનો. જમના કહે કે 'મારે તો આ વખતે જરૂર નર્મદાજીમાં નહાવું છે અને તમારી સાથે આવવું છે,' એટલે તેને ના પડાય નહિ. હવે માત્ર ગંગાશંકર દવે બાકી રહ્યા. તેમને ઘેર મૂકી જવાનું દેવકોર ડોસીનું મન હતું, પણ એટ-લામાં હરિહર બોલ્યો: 'દવેજીને તો સાથે લેવાના જ છે, બા ! એ બિચારા સૌની સાથે નર્મદાજી નાહી લે; કોણ જાણે ફરીથી નર્મદા-મૈયાનું મુખ જોઇ શકશે કે નહિ; કેમ દવેજી ! આવશો ને ?'

દવેજીએ વિનયથી જવાબ આપ્યો: 'તારી ઇચ્છા હશે તો આવીશ, ભાઇ !'

દેવકોર ડોસીને વિચાર થઇ પડ્યો કે ઘરનાં બધાંય જઇએ, તો પાછળ ઘર રેઢું કેમ રહે ? તેણે કહ્યું: 'ત્યારે ઘરમાં જોખમ છે, તેની શી વ્યવસ્થા કરીશું, દવેજી ?'

દવેજીને કાંઇ વ્યવસ્થા સૂઝી નહિ. એવું કોઇ વિશ્વાસુ માણસ તેમની નજરમાં આવ્યું નહિ કે જેને ઘર સોંપીને જઇ શકાય. હરિહર તુરત બોલ્યો: 'એમાં શી મોટી વાત છે ? ઘરમાં દાગીના છે, તેનો એક નાનો દાબડો ભરીને અમદાવાદની સરકારી બેંકમાં મૂકી આવીશું અને ઘેર પાછાં આવીશું એટલે લગ્ન આવીશું. પાંચ–પંદર રૂપિયા ભાડાના આપવા પડશે, પણ પછી કશી ચિંતા નહિ.'

દેવકોરને આવી વ્યવસ્થાની ખબર નહોતી, એટલે તેણે પૂછ્યું: 'એમ થઇ શકતું હશે ?'

દવેજીએ કહ્યું: 'હા, બેંકોમાં મહોર કરીને અનામત પેટી મૂકી શકાય છે.'

'ત્યારે તો બહુ સારૂં. બધાંય સાથે નિશ્ચિંતે નર્મદાજી નાહીશું !'

ભોળી વૃદ્ધા ! તારી નિશ્ચિંતતા કેટલી જોખમભરી છે, તે તું જાણે છે ?

થોડા દિવસ પછી એક દાબડામાં બધું જર–જવાહીર ભરી, તેની યાદી કરી, દાબડાને તાળું મારી હરિહર તથા દવેજી અમદાવાદ સરકારી બેંકના એજન્ટ રૂબરૂ દાબડાને સીલ કરી તેને અનામત મૂકી આવ્યા. બેંકે અનામતનો સામો દાખલો લખી આપ્યો. તે હરિહરે સાચવીને ગજવામાં મૂકયો.

* * *

નડીયાદથી નર્મદાજી તરફ પ્રસ્થાન કરવાને માટે ત્રણ–ચાર દિ સની વાર હતી, એટલામાં પોપટલાલ માસ્તર સુશીલા પાસે પોતા બાળકીને સાથે લઇને આવ્યો ! તેણે આંખમાં આંસુ લાવીને વિનં કરી: 'બહેન! મેં સાંભળ્યું છે તમે બધાં નર્મદાજી જાઓ છો; ર શ્રાદ્ધપક્ષ છે અને મારી પણ મારી સ્વર્ગસ્થ સ્ત્રીનું શ્રાદ્ધ કરવા પ્રબળ ઇચ્છા છે, તો તમે મને સાથે નહિ તેડી જાઓ ? એટલા દિવ નિશાળની સંભાળ રાખવાની નાનચંદ વૈદ્યે હા કહી છે.'

એને સાથે લઇ જવાને ઉદાર મનથી સુશીલા તૈયાર હતી. તે કહ્યું: 'પણ માસ્તર ! આ બાળકીને તમે સાથે કેવી રીતે જાળવશો ?

'એ માટે બહેન, જો તમે ભલામણ કરો તો અહીંના અનાથ શ્રમમાં તેને રાખે. મારા પગારમાંથી થોડી રકમ દર માસે હું આ મમાં આપીશ, પણ ત્યાં જો તેની વ્યવસ્થા થાય તો મારા મ ઉપરથી ચિંતાનો મોટો બોજો ઓછો થાય.'

સુશીલાને એ વાત યથાર્થ લાગી. અનાથાશ્રમોને નાનાં–ધાવ બાળકોનું પોષણ બહુ મોઘું પડે છે. છતાં સુશીલાની ભલામણ માત્ર માસિક પાંચ રૂપિયા ભરવાની શરતે પોપટલાલ માસ્તર બાળકીને આશ્રમમાં દાખલ કરવામાં આવી.

અને એ રીતે સાત માણુસોનો કાફલો નર્મદાજી જવાને મ તૈયાર થઇ ગયો.

* * *

# પ્રકરણ ૫૪મું

## ચાણોદમાં

ભાદરવા વદિ પડવેનું મધ્યાહ્ન હતું. તાપ ઉનાળા જેવો લાગતો હતો. વરસાદ લગભગ બંધ થઇ ગયો હતો, માત્ર કોઇ કોઇ વાર આછેરી વાદળીઓ ચડી આવતી અને થોડો છટકાવ કરીને તાપની તીવ્રતા ઓછી કરી પસાર થઇ જતી. સૃષ્ટિની સુંદરતા ખીલી નીકળી હતી. વૃક્ષો લીલાંછમ હતાં અને ખેતરોમાં હરીયાળી પથરાઇ ગઇ હતી. વિશ્વામિત્રી સ્ટેશનથી ચાણોદ તરફ જતી રેલ્વે ગાડીમાંથી જ્યારે નર્મદા નદીના કાંઠાપરની નીચી ઉંચી લીલીછમ ટેકરીઓ નજરે પડતી ત્યારે બાલીશ સરલતાથી ગાડીમાંથી ડોકીઆં કરીને બહાર જોતી સુશીલા તથા જમના કુતૂહલભરી આંખે એ મનોહર દૃશ્ય જોઇ રહેતી. આજે હરિહર પોતાના રસાલા સાથે સ્વર્ગસ્થ રામનારાયણ ભટ્ટનું શ્રાદ્ધ સારવા તેમના પુત્રને વેશે તીર્થક્ષેત્ર તરફ પ્રયાણ કરી રહ્યો હતો, અને આ બેઉ સુંદરીઓની કુતૂહલલીલા જરા આઘેના કમ્પાર્ટમેન્ટમાં એક ખૂણે બેઠો બેઠો આડી આંખે પણ રસપૂર્વક જોઇ રહ્યો હતો.

'સુશીલા બહેન ! તમે કોઇ વાર નર્મદાજીમાં નાહ્યાં છો ?' જમનાએ પૂછ્યું.

'ના, ના, હું તો નાહી નથી. નાની હોઇશ ત્યારે મારી બા કે બાપા સાથે ગઇ હોઉં, તો સાંભરતું નથી.' સુશીલાએ જવાબ આપ્યો.

'અહો ! શું નર્મદામૈયાનું સ્વરૂપ છે ને બહેન ! સાક્ષાત્ દેવી-સ્વરૂપ છે હો ! મૈયાનું સત પણ તેવું છે હોં; લોકો નર્મદાસ્નાનનાં

બાધા–આખડી પણ રાખે છે, અને મૈયાની કૃપાથી ઘણાંનાં મન-ધાર્યાં પાર પડે છે.' જમના નર્મદાના કાંઠા પરના સૃષ્ટિસૌંદર્યના દર્શનથી ઉલ્લસિત થતી ભક્તિભાવપૂર્વક બોલી.

સુશીલા બોલી: 'મોટી નદીઓ હમેશાં સમૃદ્ધશાલી જ હોય છે અને તેમનું ભવ્ય સ્વરૂપ આપણને દિવ્યતાથી ભરપૂર લાગે એટલે આપણે તેને દેવી કહીએ; પછી તેને કાંઠે દેવમંદિરો બાંધીએ એટલે તે તીર્થ બને, અને તીર્થ શબ્દની સાથે જ નજીકની નદીની પવિત્રતાની કલ્પના આપણા અંતરમાં આપોઆપ જન્મે છે.'

'તમે તો જબરાં હો, તમે એક વાર નર્મદાજીનાં નાચતાં પાણીને વહી જતાં જોશો એટલે તમારામાં પણ ભક્તિ જાગશે, જો જો ને. અને તીર્થજળમાં નહાવાનું પુણ્ય ખરૂં કે નહિ?'

સુશીલા હસી. તે કશું બોલી નહિ.

'કેમ જવાબ આપતાં નથી?'

'શું બોલું? તીર્થજળમાં નહાવા જઉં છું અને પુણ્ય નથી એમ કહું તો કેમ ચાલે? સસરાજીનું શ્રાદ્ધ સારવા જવું છે અને એવું કાંઇ બોલું; તો તમારા દિયરને કેવું લાગે?'

હરિહરના કાન આડી દૃષ્ટિએ પણ સરવા થયા.

જમના બોલી: 'ઠીક, ઠીક, ત્યારે તમને તો શ્રદ્ધા નથી; આ તો બીજાનાં દોરાયાં આવ્યાં છો. ભલે, પણ એટલું તો નક્કી કે આપણા શાસ્તરમાં તીરથ, જાત્રા, દેવ–દર્શન, મેળા કે એવું કાંઇ ન હોત, તો આપણે બાઇ માણસ તો ઘરની ઉંદરડીઓની પેઠે જ ઘરમાં દટાઇને મરી જાત, કેમ ખરૂં ને?'

'તદ્દન સાચી વાત. આવું મજાનું જોવાનું, જાણવાનું, અનુભવવાનું તીર્થયાત્રા વિના આપણ સ્ત્રીઓને બીજે ક્યાંથી મળે? જુઓ

તો પેલું ડાંગરનું ખેતર ! જાણે લીલો ગાલીચો પાથરી દીધો છે ! મને તો જાણે ત્યાં જઇને તેમાં આળોટવાનું મન થાય છે !'

જમના ખડખડ હસી. 'નાનાં હશો, ત્યારે ખેતરમાં આળોટયાં હશો !'

'અરે, ઘણીએ વાર. એ મઝાના દિવસો તો યાદ આવે છે; પણ બધું હવે મોટાં થયાં; ફરીથી નાનપણ આવે, તો કેવી મઝા પડે !'

હરિહરનું હૃદય આનંદમાં ઝૂલી રહ્યું હતું.

ક્ષણભર રાહ જોઇને જમના બોલીઃ 'ચાલો, એ મઝા તો ગઇ, પણ હવે બીજી મઝા આવે છે !' જમના અર્થસૂચક રીતે સુશીલાની આંખોમાં જોઇ રહી અને બોલીઃ 'કેમ ખરૂં ને ?'

'તમે જાણો !' સુશીલાએ આડું જોઇ વાત ટાળવા યત્ન કર્યો.

'તમે જાણો કેમ ? કાલે પ્રાણજીવનભાઇ પિતાજીનું શ્રાદ્ધ સારશે એટલે પછી તે વ્રતમાંથી છૂટા થશે કે નહિ ?'

'હા, પણ તેથી શું ?'

'અહાહા !' જમના આ ધૃષ્ટ પ્રશ્નનો જવાબ આપતી બોલીઃ 'તેથી શું કેમ ? હમણાં બેઉ આઘે ઊભાં ઊભાં વાતો કરો છો અને પછી......'

'પછી એકબીજાનું કાંડું પકડીને વાતો કરીશું, એ જ કે બીજું કાંઇ ? જમનાબ્હેન ! હવે જવા દો એવી વાત ! જુઓ, આંખો આડી છે પણ કદાચ સાંભળતા હશે.' સુશીલાએ ધ્યાનમાં પડેલા દેખાતા હરિહર ઉપર સ્વલ્પ દૃષ્ટિપાત કરીને કહ્યું.

'ભલે સાંભળે !' જમનાએ બેપરવાઇ દાખવીઃ 'મારે તો એ કહેવું છે કે આજે તો આઘા ઉભા રહીને વાતો કરે છે, પણ પછી તો તમને ખાંધે બેસાડીને અડસઠ તીરથની જાત્રા કરાવશે, એવી તમારી લહેણાદહેણી જાગી છે, સમજ્યાં ? તમે માંદા હતાં ત્યારે

મતનેય નેવે મૂકવાની પરવા રાખી નહોતી, તે હવે તો તમને હથેળીમાં નચાવશે અને પાણી માગશો તો દૂધ લાવી આપશે !'

સુશીલા ચૂપ બનીને બેસી રહી.

'કેમ કશું બોલતાં નથી ?' જમનાએ પૂછ્યું.

'શું બોલું ? તમે વાયરે ચડયાં છો ! લ્યો, કહું છું તમારા મ્હોંમાં સાકર; કહો હવે ખુશ થયાં ?'

'હું તો ખુશ જ છું. મેં તો પિયર ને સાસરે, ને બીજા ઘણાય ઘરમાં ધણી--ધણીયાણી જોયાં છે, પરન્તુ પ્રાણભાઈ જેવો ધણી કયાંય જોયો નથી; અને હા બા,. સાચું કહીશ, તમારા ગુણોએ જ પ્રાણજીવનભાઇને કેળવ્યા છે.'

'લ્યો !' સુશીલા ખડખડ હસીને બોલી : 'દળી દળીને ઢાંકણીમાં વાળ્યું ! છેવટે તો મને સારૂં લગાડવા જ આટલું બધું ભાષણ કર્યું.'

'જેવું હોય તેવું તો કહેવું પડે, નહિ તો પરમેશ્વરના દરબારમાં જવાબ આપવો ભારે થઇ પડે.'

હરિહરે ઊંડો નિઃશ્વાસ નાંખ્યો. હૃદયના ઊંડા પ્રેમનિર્ઝરના મુખ પરની એક વધારે કાંકરી એ નિઃશ્વાસે ખસેડી નાંખી અને સુશીલા ઉપરનો પ્રેમપ્રવાહ વધારે વેગથી વહેવા લાગ્યો. તે બેઠક પર હાથની અદબ વાળી જરા આડો પડયો. હૃદય અને હાથની વચ્ચે છાતી ઉપર આવેલી માયા તોફાન કરી રહી હતી !

ભગવી કફનીની હેઠળ પહેરેલી બંડીના બે ખીસ્સામાં એ માયા છુપાઇ રહી હતી ! પોતાના નામ ઉપર ટ્રાન્સફર કરાવી લીધેલા શેરોના કાગળો, બેંકની બાંધી મુદતની ડીપોઝીટ રસીદ અને સરકારી બેંકમાં અનામત મૂકેલી દાગીનાની સીલબંધ પેટીની પહોંચ, એ બધી માયા—ત્રીશ પાંત્રીસ હજારની મીલકત એ હૃદય અને હાથ વચ્ચેના ખીસ્સામાં

દટાયલી પડી હતી ! માયાની તોફાની ગરમી છતાં હૃદયમાંનો પ્રેમ-સ્રોત શોષાવાને બદલે વેગથી વહ્યા કરતો હતો. હરિહર દ્વિધા સ્થિતિમાં પડયો પડયો પ્રવાસ કરતો હતો. એટલામાં ગાડી ધીમી પડી. સીટી બોલી: 'લ્યો હવે ચાણોદ આવ્યું' એવો રામજીનો ઉદ્‌ગાર કાને પડયો અને હરિહર એકદમ સચેત થઇ ગયો.

ગાડી થોભી. બધાં થોડો થાડો સામાન હાથમાં લઇ હેઠળ ઉતરવા લાગ્યાં. ભારે દાગીના રામજી અને સ્ટેશન પરની બે ત્રણ મજૂરણોએ ઉતાર્યા. એટલામાં તો હરિહરની આસપાસ પાંચ સાત બ્રાહ્મણોનું ટોળું વળી ગયું, અને સવાલ જવાબ ચાલ્યા:

'ક્યાંથી આવો છો, ભાઇ ?'

'નડીયાદથી.'

'અવટંક !'

'ભટ્ટ.'

'મેવાડા કે ?'

'હા.'

સેનાપતિનો હુકમ થતાં જ ટુકડીના સૈનિકો બંદૂકો સાથે સજ્જ બની જાય, તેમ અવટંક સાંભળતાં જ બધાયે ગોર મહારાજો ચોપડા ખોલી સજ્જ થયા. વિશેષ પ્રશ્ન થયો: 'વડીલનું નામ શું ?'

'રામનારાયણ શિવનારાયણ.'

'તુરત જ ચોપડા ફેંદાવા લાગ્યા અને પ્રશ્નાવલિ ચાલી: 'નડીયાદના વજેરામ ભટ તમારે શું થાય ?'

'કાંઇ નહિ.'

'તમારૂં ઘર ડભાણ ભાગોળે આવ્યું ?'

'ના.'

'જુઓ આ બધા ભટ મેવાડા અમારા જ યજમાન છે. પણ એક જૂનો ચોપડો ઘેર રહી ગયો છે, એટલે તમે મારે ત્યાં ચાલો. અમારા ચોપડામાંથી બધુંય નીકળશે.' એક છોકરો બોલ્યો.

'એક વાર ગોર નક્કી થયા પછી ઉતારાની વાત.' વચ્ચે દેવકોર ડોસીએ કહ્યું.

સૌ પ્લેટફૉર્મની બહાર નીકળ્યાં, અને ટોળામાં બીજા પાંચ–સાત ગોર મહારાજો ભેળાયા. રસ્તે ચાલતાં ગભરાવી મૂકે તેવા પ્રશ્નો થયા. બધા પોતપોતાના હાથમાંના ચોપડાનાં પાનાં ફેરવ્યે જ જતા હતા અને 'દેવરામ ભટ તમારા પાડોશી કે?' 'નાનાશંકર ભટ તમારા કુટુંબી કે?' 'જેશંકર ભટ્ટ તમારા શું સગા થાય?' એવા એવા પ્રશ્નો પૂછ્યે જ જતા હતા. એટલામાં પેલો છોકરો પોતાનો ચોપડો ખોલતો અને વાંચતો બોલ્યો: 'લ્યો, વાંચો, શિવનારાયણ વિશ્વનારાયણ ભટ્ટ મેવાડા, ઝમડીયા પાડાના પોતાના પુત્ર રામનારાયણ સાથે અને પત્ની શામકોર સાથે પિતાનું શ્રાદ્ધ કરવા આવેલા છીએ, ત્યારે અમોએ કુંવરજી નારણજી પંડયાને અમારા ગોર સ્થાપ્યા છે, તે સિવાય ચાણોદમાં અમારા બીજા કોઇ ગોર નથી, અને કોઇના ચોપડામાં અમારૂં નામ નીકળે તો તે ખોટું છે. સંવત ૧૯૩૮ ના ભાદરવા વદ ૧૪, સહી દ. શિવનારાયણ વિશ્વનારાયણ.'

દેવકોરે તુરત કહ્યું: 'એ લખાણ સાચું.'

છોકરો બોલ્યો: 'હું નહોતો કહેતો કે નડીયાદના ભટ્ટ મેવાડા તો અમારા જ યજમાન છે! હવે ચાલો મારે ત્યાં.'

ગંગાશંકર દવેએ પુછગાછ માંડી: 'કુંવરજી નારણજી પંડયા તારે શું થાય છોકરા?'

'મારા દાદા થાય; મારા બાપા ઘેર છે.'

'તારૂં નામ શું?'

'શંકર.'

'તારા બાપાનું નામ?'

'હરગોવિંદ, તેમને મહીના–દોઢ મહીનાથી તાવ આવે છે. એટલે અહીં આવ્યા નથી, પણ હવે સારૂં છે.'

એટલામાં એક ઉઘાડા શરીરવાળા, કૃષ્ણકાય, ગોળમટોળ અને કમરપર ચાંદીનો ભારી કંદોરો પહેરેલો, એવા ગોર ચોપડો ઉઘાડીને ધસી આવ્યા અને બોલ્યા: 'જુઓ, વિશ્વનારાયણ ભટનું નામ મારા ચોપડામાં છે; હું તમારો જુનો ગોર છું; તમારે મારે ત્યાં જ આવવું જોઇએ.'

ગંગાશંકર દવે અને દેવકોર વિચારમાં પડી ગયાં. શંકર અને ગોર મહારાજ પરસ્પર વાણીયુદ્ધ કરવા લાગ્યા અને સ્વાર્થરહિત બનેલા બીજા ગોરો એ તમાશો જોઇ હસવા લાગ્યા. લોકોનું ટોળું જામ્યું. હરિહર આ તકરારથી કંટાળ્યો અને છેવટે બોલ્યો: 'ભાઇઓ ! સાંભળો, અત્યારે તો અમે આ શંકરને ત્યાં જવાનાં છીએ, કારણ કે મારા દાદાએ તેમને ગોર સ્થાપ્યા છે; પણ તમે મારા વડદાદાના ગોર છો, તો હું તમારો યથાશક્તિ સત્કાર કરીશ; મને પછીથી મળજો.'

હરિહરે એ રીતે ઝગડો શાન્ત કર્યો અને ચાલવા માંડયું. શંકર સૌથી પહેલો ઘેર પહોંચ્યો અને બિછાને સૂતલા બાપને જણાવ્યું : 'નડીયાદથી યજમાન આવ્યા છે. સાત માણસ છે. સાથે બૈરાં છે.

'એટલા બધા માણસોને નીચે નહિ ફાવે, મેડા ઉપર ઉતાર. અલી ! સાંભળ્યું કે ? જજમાન આવ્યા છે, મારાથી ઉઠાતું નથી; તેમનો સામાન ઉપર લેવડાવી જા.'

લખમી બહાર દોડી આવી અને 'પધારો, પધારો,' કરતી સામાન ઉતરાવવા લાગી. શંકરે એ બધો સામાન ચડાવ્યો અને એક જૂની જાજમ પાથરી આપી, એટલે એક છેડે પુરૂષો અને બીજે છેડે બૈરાં આરામ લેતાં બેઠાં.

❧ ❧ ❧

# પ્રકરણ ૫૫મું

## નર્મદાને ઓવારે

યજમાન આવે એટલે ગોરને ઘેર ઉમંગ વાધે, ધમાલ ચાલે અને દોડાદોડી શરૂ થાય. 'શંકર! જા, જદુરામભાઇને ત્યાં કહી આવ કે સ્હવારમાં સરાવવા આવે;' 'પારવતી! ઓવારે પાણી ભરવા જા, ત્યારે ભગલા હજામને ત્યાં કહેતી જજે કે સ્હવારમાં વહેલો આવે,' અને 'શંકર! ક્યાં ગયો? કેમ બોલતો નથી? જદુરામભાઇને ત્યાં કહેતો આવજે કે તમારે બધાને અહીં જમવાનું છે;' અને 'સાંભળો છો કે, જરા ઉપર જઇને જજમાનને મળો તો ખરા! ખાટલામાં પડયા પડયા ખોં ખોં કર્યા કરો છો, તે જરા ઓરડાની બહાર તો નીકળો!' એવી સતત વાગ્ધારા લખમીના મુખમાંથી નીકળ્યા કરતી હતી અને સાથેસાથે રસોડામાં વાસણોની અફાળ ઝીક પણ ચાલ્યા કરતી હતી.

લખમી મહેમાનને માટે રસોઇની ગરબડમાં પડી હતી. પાર્વતી બે બેડાં પાણી ભરી આવી હતી અને ત્રીજું બેડું ભરવા જવાની તૈયારીમાં હતી. તે ઓરડામાં પેઠી અને પિતાનું ગભરાયલું મ્હોં જોઇને નવાઇ પામી. હરગોવિંદ પંડયા ખાટલામાં બેઠા હતા, અને સામે ઉભેલા શંકર સાથે કાંઇ વાતો કરતા હતા. પાર્વતી પિતાને એમ કહેવા આવી હતી કે 'યજમાન આવ્યા છે, તેમની પાસે જઇને તેમને જરા મળો' પરન્તુ તે પિતાની વદનચર્યા જોઇને થંભી ગઇ અને કાંઇક ગંભીર પ્રકરણ ચાલતું હશે એમ સમજીને ચુપચુપ પાસે જઇ ઊભી.

પંડયાએ પૂછ્યું: 'હેં પાર્વતી! નડીયાદથી જે જજમાન આવ્યાં છે, તેમાં જે બૈરાં છે તેમનાં નામ તું જાણે છે?'

'પેલી ડોશીનું નામ દેવકોર છે, બીજી બે જુવાન બાઈઓ છે તેમનાં નામ જાણતી નથી.'

'ત્યારે તો એ જ !' એમ કહી પંડયા પાછા ખાટલામાં સૂઈ ગયા. પાર્વતીના આશ્ચર્યમાં વધારો થયો.

પાર્વતીએ કહ્યું : 'પણ બાપુ ! તે આવ્યા છે તેમને જઈને મળો તો ખરા; તેમને જરા સારૂં લાગે.'

'પણ મને તાવ આવ્યો છે; મારાથી જજમાનને નહિ મળાય; તમે સરાવવા–બરાવવાની ગોઠવણ કરી આપજો. શંકર ! તું તારે જા; જદુરામભાઈને સ્હવારે આવવાનું કહેજે; પાર્વતી, તું તારે કામે જા, બારણું અટકાવીને જજે !' એમ કહી પંડયાએ ગોદડું ઓઢી લીધું !

જજમાન આવ્યા, ત્યાંસુધી પંડયાની તબીયત સારી હતી; અને આમ એકાએક તાવ ચડી આવ્યો તે પાર્વતી જેવી ચતુર બાળાને સ્વાભાવિક રીતે જ શંકા ઉપજાવે તેમ હતું. તે સમજી કે કાંઈક દાળમાં કાળું છે ! 'દેવકોર'નું નામ સાંભળતાં જ પિતાનું મ્હોં પડી ગયું હતું તે પાર્વતીએ બરાબર જોયું હતું. તે તો બેડું લઈને ઓવારે પાણી ભરવા ચાલી.

ઓવારે જતાં પ્રાણજીવન તેને હાથમાં લોટા સાથે ઘર તરફ આવતો સામો મળ્યો. ઓવારે પહોંચતાં તેણે જોયું કે પ્રાણજીવનની સાથે જ આવેલો એક જુવાન બ્રાહ્મણ સ્નાન કરી રહ્યો હતો. પાર્વતીએ તેને પુછ્યું : 'પ્રાણજીવનભાઈની સાથે જ તમે અમારે ત્યાં આવ્યા છો ખરૂં ?'

'હા, હું એમની સાથે જ આવ્યો છું.'

'ત્યારે તો તમે તેમના સગા થતા હશો.'

'ના; અમારે સહેજ ઓળખાણ છે. પ્રાણજીવનભાઈનાં પત્ની છે ને, તે અમારા ગામનાં છે. હું રાણીપુર રહું છું.'

'ઠી...ક. એમનું નામ શું?'

'સુશીલા.'

પાર્વતીએ રોમાંચ અનુભવ્યો. પ્રાણજીવન અને સુશીલા એ બેઉ નામ તે જાણતી હતી, પરંતુ પ્રાણજીવન નામ સાંભળ્યા પછી તેને એવો ખ્યાલ આવ્યો નહોતો કે આ તે જ પ્રાણજીવન હશે કે જે સુશીલાનો બનાવટી પતિ બન્યો છે; હવે તેને સમજાયું કે પોતાનો યજમાન એ જ છે કે જેની પાસેથી પોતાનો પિતા અને મુંબઇનો મનહરલાલ હજારો રૂપિયા ઓકાવવા માંગતા હતા; પરંતુ જો તેમ હોય તો પિતાજીને તો ઘેર બેઠાં ગંગા આવી કહેવાય, તેને બદલે તે તેમનાથી ડરે છે કેમ, એ તેને સમજાતું નહોતું! તેને ખબર નહોતી કે પોતાનો પિતા બાવો બનીને સુશીલાને ત્યાં અને સંન્યાસી બનીને દેવકોરને ત્યાં જઇને કાંઇ કાંઇ ગોરખધંધા કરી આવ્યો હતો અને અહીં તેને ઓળખાઇ જવાનો ભય હતો!

હવે પાર્વતીને એ સુશીલા અને પ્રાણજીવન વિષે વધુ વિગતો પોપટલાલ પાસેથી કઢાવવાની ઇચ્છા થઇ. સંધ્યાનો સમય હતો. ઓવારે બહુ માણસો નહોતાં. એક બે બાઇઓ બેડાં માંજતી હતી અને પોપટલાલ સ્નાન કરી રહ્યો હતો. તેણે પૂછ્યું: 'અને તમારૂં નામ શું?'

'પોપટલાલ.'

'તમે રાણીપુરમાં શું કરો છો?'

'હું ત્યાંની નિશાળનો મહેતાજી છું. એ નિશાળ સુશીલા બહેને જ કાઢી છે. તેમના પિતાની પુષ્કળ મીલકત હતી અને તેમની મા મરી ગયાં એટલે બધી મીલકત તેમણે પોતાના ગામનું ભલું કરવાને આપી દીધી છે. સુશીલા બહેન બહુ મોટા મનનાં, બહુ માયાળુ, અને ખરૂં કહું તો વર્તમાન કાળની સતી સીતા જેવાં છે, હો!' પોતા

ના ઉપકાર ભારને કારણે પોપટલાલથી સુશીલાને આદર્શ સતીનું
આપ્યા વિના રહેવાયું નહિ.

પાર્વતી સાંભળી જ રહી. તેને કોઇ કાંઇ વિચારો આવવા લાગ્યા.
ણે પુછ્યું: 'પણ પોપટલાલ! પ્રાણજીવનભાઇ ભગવી કફની કેમ
રે છે?'

'એની તમને ખબર નથી? ક્યાંથી હોય? વાત એમ છે કે
ાણજીવનભાઇ નાના હતા ત્યારે એક બાવાની જમાત સાથે નાસી
યેલા. તે બાર વર્ષે ઘેર પાછા આવ્યા. પિતા—માતાની સેવા કર્યા
ના જોગ નકામો છે એવી સમજણ આવી ત્યારે ઘેર પાછા આવ્યા,
ણ તે વખતે રામનારાયણ ભટ્ટ ગુજરી ગયેલા, એટલે તેમણે પ્રતિજ્ઞા
ધી કે—જ્યાંસુધી ભાદરવા મહિનામાં હું પિતાજીનું પહેલું શ્રાદ્ધ નર્મદા
નારે જઇને નહિ સારૂં ત્યાંસુધી હું ભગવો વેશ ઉતારીશ નહિ, કે
ીનો સ્પર્શ કરીશ નહિ.'

બનાવટી પ્રાણજીવનની આ પ્રતિજ્ઞાની વાત સાંભળીને પાર્વતી
ગ્મૂઢ બની ગઇ. પ્રાણજીવન બનનારો જુવાન લુચ્ચો અને ઢોંગી
વા છતાં સુશીલાને નહિ અડકવા જેટલી પવિત્રતા જાળવવા ઇચ્છ-
ર કોઇ શાણો બદમાશ છે એવો ખ્યાલ તેને આવ્યો.

તેણે પૂછ્યું: 'આ તો ભારે નવાઇની વાત છે. પણ આટલે વર્ષે
ઉ માણસ મળ્યાં, તો બેઉ વચ્ચે લાગણી કેવી છે?'

'ઘણી સારી. મેં સુશીલા બહેનને સતી સીતા કહ્યાં, તે સાથે
ાણજીવનભાઇને રામ કહેવાનું ભૂલી ગયો હતો, એટલામાં બધું સમજી
ગઓ. સુશીલા બહેન ત્રણ મહિના માંદાં રહ્યાં, ત્યારે પોતાના વ્રતને
ડીને પણ પ્રાણજીવનભાઇએ પત્નીની જે સેવા કરી છે, તેવી સેવા
ઇ પતિએ પત્નીની કરી હશે કે કેમ તે માટે શંકા છે.'

પાર્વતી વળી ગુંચવણમાં પડી. તે મનમાં બોલી: 'આ તે કેવો
ચિત્ર બદમાશ!' વિચાર કરતાં પાર્વતીને લાગ્યું કે ઘરમાંનું ધન

વિશ્વાસ બેસાડીને હાથ કરવા માટે જ તેણે એ બધું નાટક માંડ્યું હોવું જોઈએ. આ બધાં આશ્ચર્યોની વચ્ચે પાર્વતીના અંતરાત્માને એટલો સંતોષ મળતો હતો કે સુશીલા જેવી સીતાને સાચો નહિ, તો પણ બનાવટી રામ મળવા પામ્યો છે. વળી તેણે પોતાના મનને પુછ્યું: 'એ રામ સીતાનો ત્યાગ કરીને 'સીતાવનવાસ' જેવું નાટક ભજવશે તો બિચારી સીતાનું શું થશે? તે ધન અને ધણી બેઉ ગુમાવશે!' તેણે બેડું માંજતાં માંજતાં પોપટલાલને કહ્યું: 'એ તો સારું છે કે પ્રાણજીવનભાઈ બાર વર્ષે ઘેર આવ્યા, તોએ સુશીલા બહેનને દુ:ખ પડવા ન દીધું; પણ બાર વરસ બહાર ભટકી આવેલા બાવાનો વિશ્વાસ આ વખતમાં કોઈ ન રાખે હો! ઘણાએ ઘેર આવીને પાછા નાસી જાય છે. તેવા વખતમાં સસરાનું ધન કશાયે કામમાં આવે નહિ, અને બાપનું ધન હોય તો ખાવા થાય.'

પોપટલાલે કહ્યું: 'સુશીલા બહેન બહુ ઉદાર છે; પ્રભુએ દાંત આપ્યા છે તો ચાવણું આપી રહેશે એવો તેમને પરમ વિશ્વાસ છે; બાપનું થોડું ધન પોતાની પાસે રાખ્યું છે, પણ પોણા ભાગના ધનનું તો ટ્રસ્ટ કરી નાંખ્યું છે અને તેમાંથી નિશાળ ચાલે છે, અને તે ઉપરાંત રાણીપુરમાં બીજું ઘણુંયે કરવાનો તેમનો અભિલાષ છે. હું તમને શું કહું? સુશીલા બહેન ઉદારતા અને મમતાની મૂર્તિ જેવાં છે. હું તમને આ અનુભવની વાત કહું છું, હોં.'

'અનુભવ વિના કોઈ માણસ આટલું બધું કાંઈ કહે?'

'હા, પૂરા અનુભવની વાત છે. આટલા જીવનમાં ઘણી બાઈઓ જોઈ, પરન્તુ જેનું નામ સ્મરતાં બધાં પાપ નાસી જાય તેવાં તો એક સુશીલા બહેનને જ મેં જોયાં છે. હું દુ:ખી માણસ છું, મારે માતાપિતા નથી, જીવનમાં એકલો છું, પરંતુ માતાના ખોળાની વહાલસોઈ હૂંફ એક બાળકને મળે તેવી હૂંફ તેમણે મને દુ:ખના વખતમાં આપી છે.'

એક જુવાન બાઈની આટલી બધી પ્રશંસાએ પાર્વતીમાં વધુ સાંભળવાની જિજ્ઞાસા અને કુતૂહલ ઉત્પન્ન કર્યાં. તેણે પૂછયું: 'એવો અનુભવ કયા પ્રસંગે કરાવ્યો ?'

'જીવનમાં સુખ દુઃખના વારાફેરા આવ્યા કરે છે. ત્રણેક માસ પહેલાં મારાં પત્નીનું અવસાન થયું, અને એક બાળકી મૂકીને તે મરણ પામ્યાં. મારા દિલ ઉપર તે વખતે એવો આઘાત થયો હતો કે જો સુશીલા બહેને મને ધીરજ અને આશ્વાસન ન આપ્યાં હોત, તો આજે હું પણ મૃત્યુ પામ્યો હોત ! અમારો ઘરવાસ એક વરસ ચાલ્યો હશે, તે સમયના સુખનાં સંભારણાં અત્યારે શાં કરવાં ? પણ મને એ સાંભરતું અને ઘડીએક ચેન પડતું નહિ. હું શું કહું ? મારે મન જીવતા નરકનું દુઃખ હતું, પણ સુશીલા બહેનના ઉપદેશે મને જીવનમાં કાંઈક રસ લેતાં શીખવેલ છે.' સુશીલાથી ઉપકૃત થએલું હૃદય પોપટલાલે ઉત્સાહભેર ઠાલવવા માંડયું.

'ત્યારે રાણીપુરમાં નિશાળ ઉઘાડયા પહેલાં તમે શું કરતા ?'

'અમદાવાદની નિશાળમાં માસ્તર હતો; પણ હવે ત્યાંનું ધમાલીયું જીવન ગમતું નથી. નાના ગામમાં સુખ–સંતોષમાં રહેવું અને સુશીલા બહેનની નિશાળમાં જ કામ કરવું એવો મારો નિશ્ચય છે. બાળકીને નડીયાદના આશ્રમમાં મૂકી છે, એટલે ઘરમાં એકલાં ગમવાનું નથી, પણ પડયું દુઃખ વેઠયે જ છૂટકો છે.'

'ત્યારે તો સુશીલા બહેનના જેટલા ગુણ ગાઈએ તેટલા ઓછા. ખુદ નારી રૂપે નારાયણી જ કહો ને !'

'હા, એમજ.' વાતોએ વળગવાને લીધે સ્નાન જરા વિલંબમાં પડયું હતું, તે સત્વર ઉકેલીને પોપટલાલ ઊભો થતાં બોલ્યો: 'તમે તો હરગોવિંદ પંડયાનાં પુત્રી હો એમ લાગે છે. સ્ટેશન પર આવ્યા'તા તે તમારા ભાઈ હશે.'

'હા, શંકર મારો નાનો ભાઇ થાય. અમે ભાઇ બહેન બે જ છીએ.' પાર્વતીએ કહ્યું.

'તમે તો વિધવા લાગો છો.'

'હા.' પાર્વતીએ ટૂંકો જવાબ વાળ્યો.

પોપટલાલ તે સાંભળીને ચાલતો થયો. પાર્વતી બેડું વીંછળવા લાગી. પોપટલાલે થોડાં ડગલાં આગળ જઇને પાછું વાળી જોયું; તે જ ક્ષણે પાર્વતીએ વહેતી નર્મદામાંથી ઘડો ભરતાં ભરતાં નજર પાછી ફેરવીને સ્નાન કરી જતા એ જુવાન બ્રાહ્મણ તરફ દૃષ્ટિપાત કર્યો. એ દૃષ્ટિમિલને ચારે નેત્રોમાં લજ્જાંકુર જન્માવ્યો.

* * *

## પ્રકરણ ૫૬મું

* *

## સુશીલા અને પાર્વતી

*

એમ તો પાર્વતીએ પ્રાણજીવન અને સુશીલાને—જ્યારે તેઓ પોતાને ઘેર આવ્યાં ત્યારે—જોયાં હતાં, પરન્તુ એ દર્શન જૂદું જ હતું, અને પોપટલાલ માસ્તર પાસેથી એ દંપતીની ગુણગીતા સાંભળ્યા પછી તેમનું જે દર્શન કરવાની ઉત્કંઠા પાર્વતીના દિલમાં વ્યાપી હતી તે દર્શન પણ કેવળ જૂદું હતું. પહેલાં પાર્વતીએ તેમને સામાન્ય યજમાન દંપતી તરીકે જોયાં હતાં અને એવાં તો અનેક યજમાનો પાર્વતીને ત્યાં આવતાં અને જતાં, એટલે એવાં જુવાન દંપતીઓને જોવામાં તેને મન કાંઇ નવીનતા નહોતી, પરન્તુ

હવે પ્રાણુજીવન અને સુશીલાને જોવામાં તેના મનમાં બેવડું કુતૂહલ ઉપજ્યું હતું. એક તો એ બનાવટી પ્રાણુજીવન પોતે સુશીલારૂપ સીતાનો રામ કેવી રીતે બની શક્યો છે અને તેનામાં એવી તે કઇ વિશિષ્ટ કલાકુશળતા છે, તેમ જ સુશીલામાં એવી તે કેવી સરલતા છે કે જેથી કૃત્રિમ સ્વામીની તે સ્નેહસુશીલ તથા સંયમી અર્ધાંગના બની ગઇ છે, તે તેને જોવું હતું. પાર્વતીના બીજા કુતૂહલનું કારણ એ હતું કે પિતાની મિલકતને ઉદારવૃત્તિથી લોકોપયોગ માટે આપી દેનારી એ નારાયણી કેવી છે, તેનામાં કેવું જ્ઞાન છે તથા તેના કેવા વિચારો છે. પ્રાણુજીવન અને સુશીલાને જોવાની થોડી ઘડીઓ પહેલાંની પાર્વતીની દૃષ્ટિમાં અને અત્યારની દૃષ્ટિમાં વિશાળ અંતર પડી ગયું હતું. આ કારણથી બેડું ભરીને ઘેર આવતાં તુરત જ તે મેડા ઉપર ગઇ.

ભોંયતળીયે જેમ બે ઓરડા તથા ઓસરી હતી, તેમ મેડા પર પણ બે ઓરડા તથા ઓસરી હતી અને તે ઉપરાંત ઓસરીની બાજુએ એક નાની ઓરડી હતી. એક ઓરડામાં બધો સામાન મૂકવામાં આવ્યો હતો અને બીજા ઓરડામાં સ્ત્રી વર્ગ એક ગોદડું પાથરીને બેઠો હતો. બહાર ઓસરીમાં રામજી એક ખૂણે બેઠો બેઠો ચલમ પીતો હતો, દવેજી થાક ઉતારવાને જરા આડા થયા હતા અને પોપટલાલ તથા પ્રાણુજીવન કાંઇ વાતો કરતા બેઠા હતા. 'ક્યાં ગયાં માજી ?' એમ કહેતી પાર્વતી ઓરડામાં પેઠી અને બોલી: 'માજી ! અહીં તમને ઠીક પડશે ને ? થાક લાગ્યો હશે, જરા આરામ લ્યો, બીજાં ગોદડાં નાંખી આપું.' એમ કહી તેણે બીજાં બે ગોદડાં પાથર્યાં.

દેવદારે કહ્યું: 'હવે સાંજ પડી ગઇ છે; અત્યારે કાંઇ સુવાય છે ?'

'ના, જરા આડાં પડો, હવે રસોઇને બહુ વાર નથી.' એમ કહી પાર્વતીએ સુશીલા તરફ જોયું. એક જ દૃષ્ટિપાતે તેણે તેના મન તથા મ્હોડાને ઓળખી લેવા યત્ન કર્યો. તે બોલી: 'આ તો પ્રાણુજીવન

બાઈનાં વહુ, અને આ બહેન કોણ છે, માજી ?' સુશીલાએ ઓળખાણ લંબાવવાનો યત્ન કર્યો.

'અમારી સાથે દવેજી આવ્યા છે, એમના દિકરાની વહુ.' દેવકોરે જવાબ આપ્યો.

'સા...રૂ. સુશીલા બહેન, તમારૂં પિયર ક્યાં ?' પાર્વતી તે જાણતી હતી, છતાં સુશીલાના મુખમાંથી જવાબ લેવાને જ તેણે એ પ્રશ્ન પૂછ્યો હતો.

'રાણીપુર.' ધીરા વિનયશીલ સ્વરમાં ઉચ્ચારાયલા એક જ શબ્દદ્વારા સુશીલાના ઠાવકા, ગંભીર તેજસ્વી વદનમાંથી જવાબ મળ્યો.

દેવકોરે પૂછ્યું: 'તમે તો ગોર મહારાજનાં દીકરી ને ?'

'હા, માજી.'

'બાળરાંડ હશો.'

'હા, માજી. જેવું નસીબ.'

'હા, બહેન, નસીબની વાત તો ખરી જ.' દેવકોરે દિલસોજ સ્વરે કહ્યું.

એટલી પ્રાથમિક ઓળખાણ કરીને પાર્વતી ચાલી ગઇ; પણ સુશીલાની વિશિષ્ટતા પિછાણી લેવાનો તેનો મનોરથ અણપુરાયેલો જ રહ્યો.

રસોઇ થઇ એટલે સૌ જમ્યાં. પ્રાણજીવન અને પોપટલાલ ગામમાં જરા ફરી આવ્યા. એટલી વારમાં સૌને માટે પથારીઓની વ્યવસ્થા થઇ ગઇ હતી. સ્ત્રી વર્ગનાં બિછાનાં ઓરડામાં અને પુરૂષવર્ગનાં બિછાનાં ઓસરીમાં કરવામાં આવ્યાં હતાં. દશેક વાગ્યા, એટલે પાર્વતી હાથમાં ફાનસ લઇને આવી, અને ઓરડામાં પેસતાં

બોલી: ' માજી ! આ તમારે માટે ફાનસ. અજાણી જગ્યા છે, એટલે ઓરડામાં અને ઓસરીમાં આખી રાત દીવો બળતો રાખજો.'

સુશીલા બોલી: ' વારુ.'

' કેમ, માજી અત્યારમાં ઉંઘી ગયાં ? '

' હા. માજી ને જમના બહેન બેઉ ઉંઘી ગયાં છે. સામેની ખુંટી પર ફાનસ લટકાવો.' સુશીલા બોલી.

' એમ ? હું અહીં વાતો કરવા આવી'તી અને માજી તો ઉંઘી ગયાં છે. '

' બેસો ને, હું જાગું છું.'

' તમનેય ઉંઘ આવતી હશે ને ! ' એમ કહેતી પાર્વતી બેઠી અને બિછાનામાં સૂતેલી સુશીલા બેઠી થઇ.

' સુશીલા બહેન, કહે છે કે તમારે તો પિયરમાં કોઇ નથી. ' પાર્વતીએ વાતચીતનો પ્રારંભ કર્યો.

' હા, બહેન, કોઇ નથી.'

' અને કહે છે કે તમે તમારા પિયરની મીલકત બધી ધર્માદા કરી નાંખી છે.'

' હા, બધી મીલકત નહિ પણ મોટા ભાગની મીલકત લોકોપયોગી કામોમાં વાપરવા મેં જૂદી કાઢી છે; વારુ, પણ તમને એ કોણે કહ્યું ? '

' પોપટલાલ માસ્તરે.'

' સમજી. રાણીપુરમાં નિશાળ કાઢી છે, તેમાં તે શિક્ષક છે. મારા પિતાના ઘરમાં જ નિશાળ બેસે છે.'

' હા, એ બધી વાત તેમણે મને કહી. તમારા મોટા મનની તો બલિહારી છે, બહેન ! લોકો ધન મેળવવા માટે કાળાં–ધોળાં કરે છે, ત્યારે તમે તો પિતાનું ધન પણ ધર્માદા કરી નાંખ્યું.'

'એમાં મેં વિશેષ કાંઇ કર્યું નથી. રાણીપુરના લોકો પાસેથી મારા વડવાઓ ધન કમાયા હતા, તે જ ધન મેં લોકોને પાછું આપી દીધું; અને મને સાસરામાં જાર–બાજરીનો તોટો નથી, પછી મારે ધનના ગાંસડા બાંધીને શું કરવું છે?'

'અહાહા! સુશીલા બહેન! તમારા તો પગ ધોઇને પીયે, તો દેહ પવિતર થાય, એવું તમારૂં મન છે!' પાર્વતી બોલી.

બહાર સૂતેલો હરિહર આ સાંભળતો વ્યાકુળ થઇ રહ્યો હતો. 'લોકો ધન મેળવવા કાળાં–ધોળાં કરે છે' એવા પાર્વતીના શબ્દોએ તેને શંકાશીલ બનાવ્યો હતો કે પાર્વતી પોતાના સંબંધમાં જ આવું બોલી નહિ રહી હોય! તત્ક્ષણ 'મને સાસરામાં જાર–બાજરીનો તોટો નથી' એ સુશીલાના ઉદ્દગારોએ તેના હૃદયને અનુકંપાથી દ્રવીભૂત કરી મૂકયું. 'મારે ધનના ગાંસડા બાંધીને શું કરવું છે?' એવી નિઃસ્પૃહતા સાંભળીને હરિહર ધનની ઉપયોગિતા વિષે વિચારે ચડયો હતો, ત્યાં 'તમારા તો પગ ધોઇને પીએ, તો દેહ પવિતર થાય' એ પાર્વતીના શબ્દોએ તેને ગળગળો બનાવી મૂકયો! હરિહરના મનમાં થઇ આવ્યું કે આ ક્ષણે જ સુશીલાના પગ મારા આંસુથી ધોઇને પીઉં, અને પવિત્ર થઉં.

પોતાની પ્રશંસા સાંભળીને ક્ષણભર મૌન સેવી સુશીલા બોલીઃ 'પાર્વતી બહેન, તમને જ નહિ પણ બીજા ઘણા લોકોને એમ લાગે છે કે ધનનો ત્યાગ કેવી રીતે કરી શકાય. મને લાગે છે કે એમાં કશી મોટી વાત નથી.'

પાર્વતી કુતૂહલભરી જિજ્ઞાસાથી સુશીલાના મ્હોં સામે જોઇ રહી. બહાર હરિહર ઓશીકા ઉપરથી માથું સહજ ઉંચું કરી કર્ણપુટને સજ્જ કરી એ વાણીધારાને ઝીલવા લાગ્યો.

સુશીલા બોલી 'ધન આપણને દેહનું પોષણ કરવા જ જોઇએ છે ને? તે સિવાય આપણને તેનો બીજો શો ઉપયોગ છે? પુત્રના પુત્રો અને તેમના ય પુત્રો અને પૌત્રોના દેહના પોષણ માટે ધનને એકઠું કરી રાખવાના મનોરથો ક્ષુલ્લક છે. એવા મનોરથો કરીએ તો તે તૃષ્ણા કહેવાય અને તૃષ્ણા તો અનંત છે. એટલે મનુષ્યે પોતાના દેહના પોષણ પૂરતો જ ધનનો વિચાર કરવો જોઇએ.'

પાર્વતીને જીવનને વિશાળ દૃષ્ટિથી જોવાનો પ્રારંભિક પાઠ શીખવાનો મળતો હતો, અને જો કે તે પાઠ તેને એકદમ સંપૂર્ણ રીતે પચે તેમ નહોતું, છતાં સુશીલા જે કાંઇ કહેતી હતી, એ તે સમજી શકતી હતી. તે બોલી: 'આ વાત તમે સાચી કહો છો; આ દેહને તો ધન સાથે શેર ધાન સિવાય બીજી કશી સગાઇ નથી.'

સુશીલા આગળ બોલી: 'છતાં પોતાના દેહની ખાતર પણ મનુષ્યને તૃષ્ણા હોઇ શકે છે. મનુષ્યની જરૂરીઆતો વિધવિધ હોય છે. કોઇની એ જરૂરીઆતો રોજ ચાર–છ પૈસામાં સંતોષાય છે, કોઇને રોજ હજાર રૂપિયા પણ તે જરૂરીઆતોને પહોંચી વળવા પુરા થતા નથી! મહીને પાંચ રૂપિયાની આવકવાળો માણસ મહીને સો રૂપિયાની આવકવાળા આગળ પોતાને ગરીબ અને સામાને ધનવાન માને છે; તે રીતે મહીને સો રૂપિયાની આવકવાળો માણસ મહીને લાખ રૂપિયાની આવકવાળા પાસે પોતાને ગરીબ અને તેને ધનવાન માને છે! છતાં મહીને પાંચ રૂપિયા મેળવીને ચાર રૂપિયામાં પોતાના જીવનની બધી જરૂરીઆતો પૂરી કરનાર માણસ જેટલો ધનવાન અને સુખી છે, તેટલો ધનવાન અને સુખી તો જેણે પોતાની જરૂરીઆતોને વધારી દોઢ–બે લાખની કરી મૂકી હોય છે અને જે મહીને લાખ રૂપિયા પેદા કરતો હોય છે, તે પણ નથી; એટલે જો તૃષ્ણા હોય તો ગમે તેટલું ધન માણસ માટે પુરતું નથી અને તૃષ્ણાને સ્થાને સ્વાશ્રય તથા સંતોષ હોય તો ગમે તેટલા સ્વલ્પ ધન છતાં તે સુખી જીવન માટે પૂરતું

છે. સુખ અને દુઃખ તેમજ નિર્ધનતા અને ધનવત્તાની કોઇ નિશ્ચિત વ્યાખ્યા થઇ શકતી નથી. તે તો એક બીજાની અપેક્ષાએ સમજવાયોગ્ય વસ્તુઓ છે; તમે આ સમજો છો ને, પાર્વતીબહેન !'

'હા, સમજું છું, બરાબર સમજું છું, અને તમે જે મોટા મનથી પિતાના ધનનો સદુપયોગ કરવાનું ઠરાવ્યું છે, તે મોટું મન કેવું છે તે પણ હવે હું સમજું છું.'

બહાર હરિહર ઠંડોગાર બનીને સૂતો હતો. તેના અંતરમાં કોઇ કારમી શીતળતા રેલાતી હતી.

સુશીલા સાથેની આટલી વાતચીત પછી પાર્વતીને તેની સાથે જરા છૂટા દિલથી વાતચીત કરવાની હિંમત આવી. તે ધીમે સ્વરે બોલી: 'સાચું કહેજો હો બહેન, આ બધું જ્ઞાન પ્રાણજીવનભાઇ પાસેથી લીધું ને ?'

સુશીલા જવાબ આપતાં જરા સંકોચાઇ. ક્ષણભર વિચારીને તે બોલી: 'મેં પિયરમાં સારી પેઠે વાંચેલું હતું, પણ જે કાંઇ વાંચેલું તે જીવનમાં અનુભવેલું કે કોઇની સાથે વિચારોની આપ લે કરીને મનમાં દઢાવેલું નહોતું; રામકૃષ્ણ, વિવેકાનંદ, રામતીર્થ, ગાંધીજીનો બોધ, અને દેશના બીજા મહાપુરૂષોનાં વચનો તથા જીવન એ બધું ઘણા વાંચે છે, પરંતુ વિચારીને આચરણમાં મૂકયા વિનાનું એ બધું નકામું છે, એમ હું સમજતી; પણ તમને ખબર નહિ હોય કે હું આજસુધી પિયરમાં જ રહેતી હતી.'

'મને ખબર છે.'

'પિયરમાં મને એ વિચારોને આચરણમાં મૂકવાની સંકડાશ હતી, પુરતી મોકળાશ ન હતી. જીવન પણ એકધારૂં, વિવિધતા વિનાનું અને મર્યાદિત હતું; વિવાદ કે વિચારવિનિમયને તો સ્થાન જ

નહોતું. એ બધી અપૂર્ણતાઓ સાસરે આવ્યા પછી પૂરી થઇ. થોડા માસમાં પણ મને ખૂબ વિચારવાનું અને અનુભવવાનું મળ્યું છે. મારા વિચારોને જ્યાંસુધી ક્યાંયથી ટેકો મળતો નહિ ત્યાંસુધી હું બીનઅનુભવી હોઇને શંકાશીલ રહેતી. પણ મને ટેકો મળવા લાગ્યો એટલે મારા વિચાર અને વર્તન દૃઢ થવા લાગ્યાં. એ બધો પ્રતાપ એક બાજુએ આપણા મહાપુરૂષોનો અને બીજી બાજુએ મારા સ્વામીનો છે.'

હરિહરનું બિછાનું આંસુથી ભીંજાઇ રહ્યું હતું.

અને પાર્વતીને તો આ સાક્ષાત્ નારાયણી સમીપે પોતાનું શિર ઝુકાવીને નમન નમવાનું મન થતું હતું. જાણે કે આખી રાત સુશીલા પાસે બેસીને તેની વાતો જ સાંભળ્યા કરવાની હોય તો કેવું સારું, એમ તેના મનમાં થયા કરતું હતું. સુશીલાને સીતા રૂપે ઓળખાવનાર પોપટલાલે તેના વિષે પોતાને જે કાંઇ કહ્યું હતું તે અક્ષરશઃ સાચું હતું એમ હવે તેના લક્ષમાં આવ્યું હતું.

'સુશીલા બહેન, મારે તો હજી તમારી સાથે બહુ બહુ વાતો કરવી છે, પણ અત્યારે નહિ. તમે થાકયાં પાકયાં અત્યારે તો સૂઇ રહો; વળી કાલે વાત, પણ મારા વાતોડીયાપણાથી તમને કંટાળો તો નહિ આવે ને?'

'નારે, એમાં કંટાળો શાનો? આપણે કાલે ખૂબ વાતો કરીશું, પછી છે કાંઇ?

પાર્વતી ચાલી ગઇ, એટલે સુશીલા બત્તી ધીમી કરીને સૂઇ ગઇ.

# પ્રકરણ ૫૭મું

## હરિહર ઉદ્વિગ્ન મનથી શ્રાદ્ધ સારે છે.

'મૂર્ખ, દુષ્ટ, ઠગારા, પાપી, લોભી, અજ્ઞાની, નિષ્ઠુર, પ્રપંચી હરીહર ! તું આ શું કરી રહ્યો છે ? તું માણસ છે કે હેવાન છે ? તારા શરીરમાં હૃદય છે કે પત્થરનો ટુકડો છે ? માત્ર પેટ ભરવાને માટે જ તું આ ભયંકર ધંધો કરી રહ્યો છે ?' એ જ ઘટમાળે હરિહરના અંતરમાં પુનઃ પુનઃ ફરીને તેને ઉંઘવા ન દીધો. જમના અને પાર્વતી એ બેઉની સમીપે સુશીલાએ જે ઉદ્ગારો કાઢ્યા હતા, તે સાંભળ્યા પછી હરિહરને પોતાના અનર્થની ભયંકરતાનું ભાન થવા લાગ્યું હતું. સુશીલાના ઉદાત્ત ઉદ્ગારોએ તેને એટલો જીતી લીધો હતો, તે તેને એટલી નિર્મળ પ્રેમની દૃષ્ટિથી જોવા લાગ્યો હતો કે એ અબળાને હવે વધુ વાર ઠગવી એ ભયંકરમાં ભયંકર પાપ છે એમ તેને લાગ્યું હતું.

ધનની મમતાએ એકવાર તેને ઘેલો બનાવી મૂક્યો હતો. ધનને અર્થે તેણે એક અનીતિમાન ડગલું ભર્યું હતું. એ ડગલાની સફળતાએ તેને બીજું ડગલું ભરવામાં ઉત્તેજન આપ્યું હતું, અને એવી સફળતાથી ઉત્તેજિત થએલો હરિહર અનીતિમાં અનેક ડગલાં ભરીને સફળતા મેળવી શક્યો હતો; કોણ જાણતું હતું કે નિષ્ફળતા ક્યારથી શરૂ થશે, પરન્તુ અત્યારસુધી મેળવેલી સફળતાનો મેરૂ તો માત્ર ધનપ્રાપ્તિ જ હતી અને ધનપ્રાપ્તિનો આશય ચાર તસુનું પેટ ભરવાનો માત્ર હતો, તેવી સમજ તેના અંતરમાં ઉતરતાં તેણે પોતાના ક્ષુલ્લક મનને તિરસ્કારી નાંખ્યું ! અનેક વાર ચલ–વિચલ થએલા તેના અસ્થિર ચિત્તે નિશ્ચય કર્યો કે 'હવે અલમ્ !'

તે બિછાનામાંથી ઉઠયો, અને બારી પાસે આવ્યો. કૃષ્ણ પક્ષની પ્રતિપદાનો ચંદ્ર વાદળીઓના ટુકડાઓની પાછળ સંતાકુકડી રમતો

મધ્યાકાશમાંથી હઠી પશ્ચિમને પંથે વળી ચૂકયો હતો. હરિહરે જોયું કે રાત્રિના બે વાગ્યા હશે. ઉંઘ તેને છોડી ગઇ હતી. તેના છેલ્લા નિશ્ચયે તેના મનને શાન્ત કર્યું હતું, પરંતુ એ નિશ્ચય કેવી રીતે અમલમાં મૂકવો તે વિષેનો વિચાર તેને મુંઝવી રહ્યો હતો. ચંદ્ર ભણી દૃષ્ટિ કરી રહીને તે એ જ વિચારમાં લીન બનતો બારી પાસે ઊભો રહ્યો.

ઓરડામાં ને ઓસરીમાં સૌ કોઇ ઘસઘસાટ ઉંઘી રહ્યાં હતાં. દેડકાં અને તમરાંનો મિશ્ર ધ્વનિ રાત્રિની શાંતિનો ભંગ કરતો હતો. શીતળ વાયુ નર્મદાના કલ્લોલ સોંસરો વાઇને ત્વચાને સુખકર લાગતો હતો. પરંતુ એ કશા તરફ હરિહરનું ધ્યાન નહોતું. અર્ધો કલાક સુધી એમ ને એમ બારીએ ઊભો રહીને તે પથારી તરફ પાછો ફર્યો અને પુનઃ સૂઇ ગયો.

પણ પથારીમાં તેને ચેન પડયું નહિ, પોતે કરેલા નિશ્ચયનો અમલ હવે વધારે દિવસ મુલતવી રાખવાનો તેનો ઇરાદો નહોતો. આવતી કાલે જ એ નિશ્ચય અમલમાં મૂકીને ચાલ્યા જવું, પણ પ્રારંભ કેવી રીતે કરવો ? સુશીલાને કેવી રીતે જણાવવું ? દેવકોરને શું કહેવું ? અત્યારસુધીની ઠગાઇ બદલ તેઓ પોતાને હેરાન કરવા ઇચ્છે તો શું કરવું ? સુશીલાના હૃદય ઉપર આઘાત થાય અને કદાચ તેનું હૃદય તૂટી પડવાથી મૃત્યુ થઇ જાય તો કેમ કરવું ? આવા આવા અનેક સંકલ્પ–વિકલ્પ કરતો તે પથારીમાં આળોટતો હતો. રાત્રિ આગળ વધ્યે જ જતી હતી.

કારમો તે ઉઠયો. ગજવામાંથી કાગળ પેન્સીલ કાઢયાં. ફાનસને સતેજ કરી બારી પાસે લઇ જઇ, તે સુશીલાને સંબોધી પત્ર લખવા બેઠો. પહેલો શબ્દ લખતાં જ તે એવા ઊંડા વિચારમાં દટાઇ ગયો કે તેમાંથી પા કલાકે જાગૃત થયો ! પત્ર લખવા માંડયો, અર્ધું પાનું લખ્યું અને કાંઇક વિચાર આવ્યો એટલે એ પાનું ફાડી નાંખ્યું અને ફરીથી પત્ર લખવા માંડયો. એક પાનું લખ્યું, બીજું

પાનું પૂરું થવા આવ્યું અને પાછો તે એવા વિચારમાં પડી ગયો કે અર્ધો કલાક વીતી ગયો! પડોશમાં કોઇની ઘડીયાળમાં ચાર ટકોરા થતા સંભળાયા.

પત્ર લગભગ પૂરો થવા આવ્યો. મનમાં વિચારનો પ્રવાહ બરાબર ગોઠવાઇ જવાથી હરિહરની પેન્સીલ કાગળ ઉપર સડસડાટ ચાલી જતી હતી; એવામાં સ્ત્રીઓ સૂતી હતી તે ઓરડાનું દ્વાર કોઇએ આસ્તેથી ખોલ્યું, પરન્તુ પત્ર પૂરો કરવામાં મશગુલ બનેલા હરિહરનું ધ્યાન તે તરફ દોરાયું નહિ. દ્વાર ઉઘાડીને ધીમે પગલે સુશીલા બહાર નીકળી! સુશીલાની પહેલી ઉંઘ પૂરી થઇ હતી. ઓસરીમાં ઝગઝગાટ દીવો બળે છે એવું ઓરડાની અંદરથી માલૂમ પડવાથી તેણે કુતૂહલવશ ઓરડાનું દ્વાર ઉઘાડયું હતું. રાત્રિને સમયે દીવાની સમીપે બેસીને પોતાના પતિ જ કાંઇ લખી રહ્યા છે એવું જોઇને તેનું કુતૂહલ ખૂબ વધી ગયું હતું. બિલાડીને પગલે તે બહાર નીકળીને પતિની પીઠ પાછળ ઊભી રહી, નીચે વળીને પત્રમાં જોવા લાગી!

હરિહર તુરત ચમકયો! તેણે ઉંચું જોયું અને સુશીલાને નિહાળી. તેણે પત્ર ઉપર પોતાની હથેળીઓ મૂકીને પત્રમાંનું લખાણ છુપાવી દીધું. સુશીલા સ્મિત કરીને બોલી: ' કાંઇ ખાનગી છે?'

'હા!' હરિહરે ગંભીર વદને જવાબ આપ્યો. પણ તે સમયની તેના વદનપરની ગંભીરતા સુશીલાએ આજે પહેલી જ વાર જોઇ. તેમાં ક્રોધ નહોતો, છતાં અપૂર્વ રહસ્યમયતા ભરી હતી એમ સુશીલાને લાગ્યું. તે ગંભીર મુખમુદ્રા તેના હૃદયમાં જડાઇ ગઇ. તે જેવી આવી હતી તેવી જ પાછી ચાલી ગઇ અને દ્વાર બંધ કર્યું. પોતાના સ્મિતભર્યા પ્રશ્નનો જવાબ સ્વામીએ અપૂર્વ ગંભીરતા સાથે વાળ્યો તેનો ભેદી કંટક તેના દિલમાં એટલો ખૂંચ્યો કે પછી સ્હવાર પડતાં સુધી તેને ઉંઘ જ ન આવી.

હરિહરે પત્ર પૂરો કરી, ફરીથી વાંચીને પોતાની બંડીના ગજવામાં મૂકયો. તે જાણતો હતો કે સ્હવારમાં જ સુશીલા એ ખાનગી

પત્ર વિષે તેને પૂછયા વિના રહેવાની નથી. તે વખતે શું પોતે તેને એ પત્ર આપી દેવો ? ના, તે વખતે ન આપવો ! શ્રાદ્ધવિધિની પૂર્ણાહુતિ પહેલાં તો કશો રંગમાં ભંગ ન પાડવો એવો તેનો વિચાર હતો.

પ્રભાત થયું પણ સુશીલાએ પત્ર વિષે કશું પૂછયું નહિ. સૌ ઊઠી નિત્યકર્મમાં લાગ્યાં. હજામ આવ્યો, શ્રાદ્ધ સરાવનાર બ્રાહ્મણ આવ્યો, શ્રાદ્ધની સામગ્રી આવી, અને શ્રાદ્ધ વિષયક બીજી તૈયારીઓ પણ થઇ. પછી સૌ નર્મદા અને ઓર નદીનો જ્યાં સંગમ થાય છે ત્યાં ગયાં. સ્નાન પછી હરિહર અને પોપટલાલ શ્રાદ્ધ સારવા બેઠા.

દેવકોરને મન એ અપૂર્વ ઉમંગનો અવસર હતો. પોતે અપુત્ર મરી જાત, તો પુર્વજોનું શ્રાદ્ધ કરનાર પાછળ નહિ હોવાને લીધે પરલોકમાં તેઓ ભ્રમણ કર્યા કરત; આજે પોતાનો પુત્ર શ્રાદ્ધ કરી પિતૃઓને તૃપ્ત કરી રહ્યો હતો, તેથી દેવકોરના અંતરમાં આનંદનો પ્રવાહ રેલાતો હતો ! પરન્તુ થોડા વખત પછી જ તેના આનંદના પ્રવાહમાં કારમો ઓટ આવવાનો હતો તે હરિહર સિવાય બીજું કોઇ જાણતું નહોતું. એ વૃદ્ધાનો આનંદ જોઇને પણ શ્રાદ્ધ સારતા હરિહરને ગ્લાનિ થયા વિના રહી નહિ. હરિહર શ્રાદ્ધ કરીને ઊઠે એટલે તેને માટે પહેરવાનાં નવાં વસ્ત્રો દેવકોરે તૈયાર રાખ્યાં હતાં. તે દિવસથી તેને ભગવાં વસ્ત્રોનો ત્યાગ કરવાનો હતો, એટલે કોટ, ખમીસ, બેસ, ધોતીયું, પાઘડી એ બધી વસ્ત્રસામગ્રી નર્મદાને તટે જ લાવી રાખવામાં આવી હતી.

શ્રાદ્ધવિધિ પૂર્ણ થતાં દશેક વાગ્યા. એ વિધિમાં હરિહરને સમજવા જેવું જે કાંઇ લાગ્યું તે માત્ર નર્મદાને તટે જીવનમાં કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત હતું. અમુક વિધિ કરવાથી અને નર્મદામાં નહાવાથી એ પાપોનો પરિહાર થતો હશે કે કેમ તેનો હરિહરે વિચાર કર્યો નહિ, પણ શ્રાદ્ધ સરાવનાર બ્રાહ્મણ પાઠ બોલતો અને અર્થ કરતો હતો તેમાં જે અનેક પ્રકારનાં રાક્ષસી પાપોનો ઉલ્લેખ આવતો હતો તે સાંભળીને હરિહર કંપી જતો હતો. કલ્પનામાં પણ ન આવી શકે

તેવાં પાપોના ઉલ્લેખો તેણે તેમાં સાંભળ્યા હતા અને એ પાપોનું નિવારણ માત્ર નર્મદાતટે થોડા વિધિથી તથા નર્મદાસ્નાનથી થઈ જતું હતું ! એ પ્રાયશ્ચિત્તથી મનુષ્ય પવિત્ર થતો હતો અને પિતૃઓ પ્રસન્ન થતા હતા ! હરિહરને એવા પ્રાયશ્ચિત્તની ક્ષુલ્લકતા સમજાઈ, છતાં પિતૃઓની એ પ્રસન્નતા કરતાં એ વિધિથી જીવતાં મનુષ્યોની થતી પ્રસન્નતા હરિહરને વિશેષ મૂલ્યવાન લાગી. દેવકોરની પ્રસન્નતાને તે જોઈ રહ્યો હતો. એવાં અનેક માનવીઓ નર્મદાતટે પિતૃઓનું શ્રાદ્ધ કરીને પોતે પ્રસન્ન થતાં હોય, તો તે પણ કાંઈ અનિષ્ટ નહોતું.

ભોજનને હજી વાર હતી. દેવકોરે એકાવન બ્રાહ્મણોના બ્રહ્મભોજનનો સંકલ્પ કર્યો હતો, એટલે તે માટેની રસોઈ હજી ચાલતી હતી, અને બપોર પછી એકાદ બે વાગતાં સુધી કોઈને જમવાનું મળે તેમ નહોતું. આથી શ્રાદ્ધવિધિ પૂરો થયો એટલે સૌ પનાઈમાં બેસીને નદીમાં ફરવા નિકળ્યાં. નજીકમાં નર્મદાતટે જે જે દેવમંદિરો આવેલાં હતાં ત્યાં આગળ પનાઈને થોભાવીને સૌ દર્શન કરવા જતાં. કરનાળીનાં દેવમંદિરોમાં પણ બધાં ફર્યાં અને દર્શન કર્યાં. પાઘડી પહેરેલો અને ખભે ખેસ રાખેલો હરિહર તેને પોતાને શણગારેલા પૂતળા જેવો વિચિત્ર લાગતો હતો, પરંતુ દેવકોરને તે બહુ રૂપાળો લાગતો હતો અને સુશીલાને સ્વામીના આ પૂતળા જેવા શણગારની એકાંતમાં હાંસી કરવાના વિચારો આવતા હતા.

પરંતુ જ્યારથી હરિહરે નિશ્ચય કર્યો હતો ત્યારથી આ બધો વિધિ કરતાં તેનું મન વિશેષ ઉદ્વિગ્ન બનતું જતું હતું. સ્હવારથી જ તે બધું યંત્રવત્ કર્યે જતો હતો. તેના હાથ પગ ચાલતા, મુખ બોલતું, આંખો જોતી, પરન્તુ તેની પાછળ તેનું જરા પણ દિલ નહોતું. સ્વામીની એ દિવસની વિલક્ષણ વદનચર્યા સુશીલા સ્હવારથી જ જોયા કરતી હતી, અને જ્યારે તેને પરોઢનો સ્વામીના ખાનગી પત્રલેખનનો પ્રસંગ સાંભરતો હતો, ત્યારે તેનો માનસિક ઉલ્લાસ ક્ષણમાં ઓસરી જતો હતો.

જુદાં જુદાં સ્થાનો અને મંદિરો બતાવવા માટે પાર્વતી તેમની સાથે રહી હતી. ગઈ રાતના પરિચય પછી તે સુશીલાની સાથે ને સાથે રહેતી અને કાંઈ કાંઈ વાતો કર્યા કરતી. સુશીલાની ડહાપણભરી વાતો ઉપર જાણે તેને મોહ ઉત્પન્ન થયો હોય, તેમ તેની વાણી વધુ ને વધુ સાંભળવાની ઈચ્છાથી તેને કાંઈ કાંઈ પૂછતી અને ઉત્તરો મેળવતી. દેવમંદિરોમાં જતાં કે આવતાં સુશીલા તથા પાર્વતી આખા કાફલામાં સૌની પાછળ જ હોય અને તેમની વાતો ખૂટતી જ ન હોય એમ સૌ કોઈ જોતાં. એક વાર તો દેવકોર ડોસી બોલ્યાં: 'અરે પાર્વતી! તું તો બહેન અમારી ભોમીયેણુ છે, ને સૌની પાછળ ચાલી આવે તે કેમ ચાલે?'

પાર્વતી હસતી હસતી સુશીલાનો સાથ છોડીને આગળ ચાલીને સૌની સાથે થઈ ગઈ, પરન્તુ એક મંદિર ગયું અને બીજું આવ્યું ત્યાં તો પાછાં બેઉ પાછળનાં પાછળ!

આ વખતે પોપટલાલે હસીને કહ્યું: 'સુશીલા બહેન! આ તો ઘરડા પગ જુવાન પગને શરમાવે એવું બને છે!'

પાર્વતીએ પટ કરતો પ્રત્યુત્તર આપ્યો: 'ઘરડાંઓને ઝટપટ વૈકુંઠમાં જવું છે, પણ અમારે તો હજી વ્રજમાં મ્હાલવું છે, એટલે ભલે તેઓ આગળ આગળ દોડે!'

અને પોપટલાલ, સુશીલા તથા પાર્વતી ત્રણે હસી પડયાં. પોપટલાલનું અંતર દ્રવ્યું: 'રમકડા જેવી છે, પણ બિચારી વિધવા છે!'

મધ્યાહ્‌ન પછી બધાં આણંદમાં ગોરને ઘેર પાછાં ફર્યાં તે વખતે રસોઈનું કામ પુરૂં થવા આવ્યું હતું અને જમવા માટે વિપ્રવૃંદ એકઠું થઈ ગયું હતું, તેમ જ ઉતાવળ પણ કરી રહ્યું હતું. ઝટપટ ભોજન પીરસાય અને જમી લેવાય તો ઠીક એમ ઘણાખરાના મનમાં હતું! લાડુ નાસી જવાના નહોતા એની સૌને ખાત્રી હતી,

પરન્તુ કેટલાકને બબ્બે અને ત્રણુ ત્રણુ સ્થળે જમવાનાં નિમંત્રણુ હતાં, અને બધે સ્થળે તેઓ વેળાસર પહોંચી જવા ઇચ્છતા હતા; સૌની પેઠે તેમને પેટ તો એક જ હતું, પરન્તુ દરેક સ્થળે દક્ષિણા તો જૂદી જૂદી મળવાની હતી ને!

પંગત બેસી ગઇ અને ભોજન પીરસાઇ ગયું. પેટ ભરીને જમનારાઓ કરતાં પેટ ઊણું રાખીને બીજા વાયદાઓ પતાવવા ઇચ્છનારાઓની સંખ્યા વિશેષ હતી. એટલે બ્રહ્મભોજ પતી જતાં પણુ વાર લાગી નહિ. તેઓને દક્ષિણા આપીને વિદાય કરવામાં આવ્યા, ત્યારપછી યજમાન વર્ગ જમવા બેઠો, એટલે તેઓ બધા જમી ઉઠયા ત્યારે બે વાગી ગયા.

કલાકેક આરામ લીધા પછી દેવકોર અને ગંગાશંકર દવે ગામનાં દેવમંદિરોમાં દર્શનાર્થે જવાને તૈયાર થયાં. જમના, રામજી અને પોપટલાલને પણુ સંગાથ હોય તો ગામ જોવાની ઇચ્છા હતી જ, એટલે તેઓ પણુ તેમની સાથે જવા નીકળ્યાં. જતાં જતાં દેવકોરે સુશીલાને હાક મારી, પણુ સુશીલાએ આવવાની અનિચ્છા બતાવી અને હરિહર તો જમીને તુરત મેડા પર જઇ સૂઇ ગયો હતો એટલે તેને કોઇએ પૂછ્યું નહિ. લખમીએ શંકરને તેમની સાથે બધું બતાવવા માટે મોકલ્યો.

એ બધું મંડળ ગામમાં ફરવા ગયું, એટલે સુશીલા મેડે ચડી, અને ઓરડામાં જઇ તેણે પથારી પાથરી. હરિહર અણુધારી એકાંત મળેલી જોઇને ઉઠયો. પહેરેલી બંડીના ગજવામાંથી તેણે એક કાગળનો થોકડો અને એક નાનું પરબીડીયું કાઢયું; ઓરડામાં જઇ તે બેઉ વાનાં મુગા મુગા સુશીલાના હાથમાં મૂકી, બહાર ઓસરીમાં આવી તે પાછો પથારીમાં સૂઇ ગયો.

* * *



# બાદશાહી સાબુ

[ રજીસ્ટર્ડ નં. ૫૨૯ ]

અગર **ડેપીલેટરી પાઉડર**

વાપરો

આ સાબુ તથા પાવડર છેલ્લામાં છેલ્લી ઢબ મુજબ બનાવ્યો છે. કોઇ જાતની બદબો આવતી નથી. તેને બદલે આ પાવડરને સુગંધીદાર બનાવવામાં આવ્યો છે. જેથી હાઇકલાસ કુટુંબમાં તેનો વપરાશ દીન-પ્રતિદીન વધતો જ જાય છે. દરેક ઠેકાણે વેચાય છે. બાદશાહી સાબુ ત્રણ ગોટીના બોક્સના બાર આના

બાદશાહી પાવડરની બાટલીના ૧ ના દસ આના

---

અનેક નામધારી બ્રાહ્મીતેલ; પણ વાપરનારને સંપૂર્ણ સંતોષ આપે તે એકજ

ઝંડા છાપ **ગાંધી બ્રાહ્મી તેલ** (રજીસ્ટર્ડ)

મગજને ઠંડક આપી
વાળ
વધારવા માટે
ખુશબોદાર/
ઝંડા છાપ
ગાંધીનું બ્રાહ્મી તેલ
વાપરો

મગજને ઠંડક આપી આંખોનું તેજ વધારે છે, સફેદ થતા વાળને મૂળમાંથી કાળા કરે છે તથા ખરી પડતા વાળ અટકાવી લાંબા, ઝુલફાદાર ચકચકીત વાળ બનાવે છે. તેની મીઠી ખુશબો મનને ઉલ્લાસમાં રાખે છે.

દરેક હાયકલાસ કુટુંબમાં, ડોક્ટર, વકીલ તથા મગજનું કામ કરનારા દરેક વાપરે છે. એક વખત વાપર્યાથી બીજું તેલ વાપરશો નહિ તેની અમો ખાત્રી આપીએ છીએ—

એકલા બનાવનાર:—

સી. સી. મહાજન એન્ડ કું. મુંબઇ નં. ૨ (મહાજન પરફ્યુમરી વર્કસ)

# પ્રકરણ ૫૮મું

## દિલ સફાઇ

સ્વામીના આ ચમત્કારિક વર્તનથી સુશીલા આશ્ચર્ય પામી, પરન્તુ એ આશ્ચર્ય શમે તે પહેલાં તો પોતાના હાથમાં આવી પડેલા એક નાના અને મોટા પરબીડીયા ઉપર સુશીલાને ધ્યાન આપવાનું હતું. નાના પરબીડિયા ઉપર સીરનામાની જગ્યાએ પોતાનું નામ વાંચીને સુશીલાના આશ્ચર્યમાં વૃદ્ધિ થઇ. ‘ કોઇ દિવસ નહિ, ને આજે તેમણે મારા પર પત્ર કેમ લખ્યો ? પરોઢમાં લખતા હતા તે જ આ પત્ર હશે શું ? શ્રાદ્ધ કરીને એક વ્રત પૂર્ણ કર્યા પછી શું બીજું મુનિવ્રત તો તેમણે અંગીકાર્યું નહિ હોય ?’ છેલ્લા વિચારથી સુશીલાને રોમે રોમે પ્રસ્વેદબિંદુઓ ઝમવાં લાગ્યાં. એ જ મંત્રમુગ્ધ માનસિક પરિસ્થિતિમાં તેણે પરબીડિયું ખોલ્યું અને તેમાંનો પત્ર કાઢી વાંચવા માંડયો:

‘ સુશીલા !

‘ તને સંબોધતાં તારા નામની પૂર્વે કયું વિશેષણ લગાડવું તે મને સમજાતું નથી. એ વિશેષણ શોધવા મેં બહુ શ્રમ લીધો છે, બહુ સમય ગાળ્યો છે, પરન્તુ એ માટેનો શબ્દ મને નથી જડયો.

‘ મારે તને જે કાંઇ કહેવાનું છે તે કેવી રીતે કહેવું તે પણ મને સૂઝતું નથી. મારા વિચારો હું બરાબર ગોઠવી શકતો નથી; છતાં એટલું તો નક્કી છે હું દુષ્ટ તને દુ:ખી કરવાને, તું કલ્પી શકતી હોય તે કરતાં પણ વધારે દુ:ખી કરવાને આ પત્ર લખું છું અને મારા મનના સુખ માટે હું તેમ કરી રહ્યો છું. મારી તને એટલી જ વિનતિ છે કે મારો પત્ર પુરેપૂરો વાંચ્યા વિના તું કોઇ પણ પ્રકારના આવેશથી દોરવાઇશ નહિ.

'હું તારો પતિ પ્રાણજીવન નથી; હું બનાવટી પ્રાણજીવન છું. મારૂં ખરૂં નામ હરિહર છે. હું વડોદરાનો વતની છું. બ્રાહ્મણ માતા-પિતાનો દુર્ભાગી પુત્ર છું. એક ક્ષણે મને દુર્બુદ્ધિ સૂઝી અને કેવળ ધનલાલસાથી હું પ્રાણજીવન બન્યો છું. એ ધનલાલસાને આજે લાત મારી હું મારાં પાપોની તારી પાસે ક્ષમા યાચું છું. મારા મનનો એટલો સંતોષ છે કે હું પોતે કાયિક પવિત્રતા જાળવી શક્યો છું અને તારી કાયિક પવિત્રતાને જાળવવામાં સફળ નીવડયો છું.

'સુશીલા ! તારો પતિ પ્રાણજીવન એક જોગી થઇ ગએલો જ હતો. નાસીકની નજીકમાં કોઇએ તેને પહાડની એક સાંકડી કરાડમાં ફેંકી દીધો હતો, અને તેથી તેને ઘાયલ થએલી સ્થિતિમાં હોસ્પીટલમાં લાવવામાં આવ્યો હતો, એ હોસ્પીટલમાં હું નોકરી કરતો હતો. પ્રાણજીવન ત્યાં મરણ પામ્યો હતો. તેની ઝોળીમાંથી એક નાનું પોટલું મેં ચોરી લીધું હતું, જેમાંથી તેની નોંધપોથી મારે હાથ લાગી હતી. એ નોંધપોથી પરથી તેની બધી જીવનચર્યા અને સૌ કોઇ સગાંઓનાં નામ, વિધવિધ પ્રસંગો વગેરે મારા જાણવામાં આવ્યું હતું. તેની સાથે એક સોનાનું ચકતું પણ હતું કે જેનો ઉપયોગ મેં સાચા પ્રાણજીવન તરીકેની તારી ખાત્રી માટે કર્યો હતો. પૂર્વજીવનની ઓળખાણ આપનારા જે પ્રસંગો તને તથા બીજાઓને કહીને મેં સૌની ખાત્રી કરી આપી હતી કે હું સાચો પ્રાણજીવન છું, તે બધા પ્રસંગો મેં એ નોંધપોથીના અભ્યાસથી જાણ્યા હતા. જે કાંઇ માહિતી અધૂરી હતી તે હું એકવાર છૂપે વેશે નડીયાદમાં આવીને મેળવી ગયો હતો, અને ત્યારપછી મેં જૂદાં જૂદાં તીર્થસ્થળોની માહિતી મેળવી અંબાજી ખાતે જઇ, ત્યાંથી પત્ર લખી પ્રાણજીવન તરીકે બહાર આવવાની બાજી ચાલુ કરી હતી.

'સુજ્ઞ સુશીલા ! દેવીબાના પુત્ર તરીકેનો અને તારા પતિ તરીકેનો મેં વેશ સજ્યો અને ખેલ માંડયો, પરંતુ મારો આશય બધી મીલકત કાથ કરીને નાસી જવાનો જ હતો. તારા જીવનને અપવિત્ર કરતાં

હું ડરતો હતો, પ્રભુથી ડરતો હતો. મારા સ્વભાવમાં જ ભીરૂત્વ
દરેક ડગલું ભરતાં એ ભીરૂત્વ મને કમકમાવતું, પરંતુ એક ડગલા
સફળતાથી ઉત્તેજન પામીને હું આગળ ને આગળ ડગલું ભરતો ર
હતો. આમ છતાંય ઇશ્વરના ભયને હું ભૂલી શકતો નહોતો. ધન
ચોરી કરવાને તલપાપડ રહેવા છતાં તારા શીલની ચોરી કરવા
હિંમત મારામાં નહોતી, તે ઇશ્વરના ભયને લીધે અને તે જ કા
ણુથી મેં પિતાનું શ્રાદ્ધ સારતાં સુધી તારો સ્પર્શ પણ નહિ કરવ
વ્રત આરંભ્યું હતું. વચ્ચે તારી માંદગીને કારણે મારે એ વ્રત છોડ
પડ્યું હતું પરન્તુ તારી સુશીલતા, તારો પ્રેમ અને તારા સ્વભાવ
આકર્ષણે મારા દિલને જીતી લેવા માંડ્યું હતું. તારાથી સંપૂર્ણ ર
જીતાઇ જવાથી હું કદાચ તારી પવિત્રતાને ખંડિત કરનારો પા
બનીશ એ ભય મારા અંતરમાં ઉપસ્થિત થવા લાગ્યો, તારા આ
ર્ષણને નજરથી દૂર રાખવાનાં મેં ફાંફાં મારવા માંડયાં પરન્તુ
વ્યર્થ ગયાં. તારા પ્રતિના અંતરના પ્રેમને અંકુશમાં રાખવા
યત્ન કરવા છતાં હું અંકુશમાં રાખી શકયો નહિ ઞ
હું લોભાવા જ લાગ્યો. જેમ જેમ તારો પરિચય વધવા લાગ્યો, તા
વિચારોની ઉદારતા અને સુજ્ઞતા મારા જોવામાં આવી, તારા પારદર
અંતરની આરપાર તારા નિર્મળ પ્રેમને હું જોવા લાગ્યો, તેમ ત
હું બહાવરો બનવા લાગ્યો અને તને છોડીને, તને દુઃખી કરીને, ધ
લઇ નાસી જવાનું મારે માટે શકય નથી એમ મને જણાવા લા
છતાં મનને કઠોર કરીને મેં બધું ધન હાથ કર્યું છે. શેરો મારા ન
ઉપર ચડાવી લીધા છે, દાગીના બેંકમાં મૂકી તેની રસીદ મારી પ
રાખી છે, બેંકોમાંનાં અનામત નાણાંની રસીદો મારા નામ પર કરા
લીધી છે, અને હું અહીંથી નાસી જઇને અમદાવાદ પહોંચી ર
કલાકની અંદર જ બધું હાથ કરી લઇ શકું તેમ છું; પરન્તુ ત
ગુણોએ, તારા નિર્મળ પ્રેમે, તારા પવિત્ર અંતઃકરણે અને ત
વિશુદ્ધ જીવનરેખાએ મને જીતી લીધો છે. એક માત્ર પેટ ભરવાને

માણસ સમર્થ હોય છે અને ધનનો ઉપયોગ પેટ ભરવા સિવાય બીજો કશો નથી, એ તત્ત્વજ્ઞાન તારા મુખમાંથી જ નીકળતાં મને મારી દુષ્ટ બાજીની ક્ષુલ્લકતાનું ભાન થયું છે, અને એ બધી મિલકતના કાગળો તને જ સોંપી દઈ એ ધનલાલસાથી મુક્ત થતાં મારા હૃદય ઉપરના મોટા બોજામાંથી હું છૂટકારો મેળવતો હોઉં એમ મને લાગે છે.

'પૂજ્ય દેવી ! હું પાપી છું, લોભી છું, દુષ્ટ છું, પણ તારી ક્ષમાને યોગ્ય છું. તારા સહવાસે મને જે અપૂર્વ શિક્ષણ આપ્યું છે તે જ મારા ભાવી જીવનમાં મને દોરનારૂં થશે એમાં સંશય નથી. હું તને જે પ્રકારે ચાહું છું, તે પ્રકારે હજી હું કોઈને ચાહી શક્યો નથી. પ્રેમ એ શી વસ્તુ હશે તેનું મને તારા સહવાસમાં આવતાં સુધી ભાન નહોતું, તે ભાન તેં મને તારી સુશીલતા વડે કરાવ્યું છે અને એથી મને એટલો પવિત્ર કર્યો છે કે મારા સ્વભાવની દુષ્ટતાને બાળી નાંખવા માટે આજે હું ખરેખર સમર્થ થયો હોઉં એમ મને લાગે છે. જો હું તને ચાહી ન શક્યો હોત, તો હું તારૂં ધન અને શીલ લૂંટીને ચાલ્યો ગયો હોત, મારો અધમ આશય મેં પૂરો કર્યો હોત, પરન્તુ હવે હું જોઇ શકું છું કે તારા પ્રેમે જ હું પવિત્ર રહ્યો છું અને થયો છું. સુશીલારૂપી પારસમણીએ આ હરિહરરૂપી લોહને સુવર્ણ બનાવ્યો છે અને આજે એ સુવર્ણ ગમે તેવા અગ્નિની આંચ વેઠવાને તૈયાર છે. હું સમજું છું કે આ વસ્તુસ્થિતિ જાણતાંની સાથે હું તારા તિરસ્કારને પાત્ર થઇશ, માજીના ક્રોધને પાત્ર થઇશ અને સરકારના ગુન્હાને પાત્ર થઇ કદાચ તુરંગમાં પણ જઇશ. પરંતુ એ આંચમાં તપાઇ-તવાઇને જીવવા હું તૈયાર છું, પણ તારા સર્વસ્વનું હરણ કરી તારા સ્નેહે શીખવેલા જીવનપાઠને લજાવવા તૈયાર નથી. પ્રેમ દાનવને પણ દેવ બનાવે છે એવું સાંભળ્યું હતું, તે મેં મારા જીવનમાં જ અનુભવ્યું એમ મને લાગે છે.

'સુશીલા ! હું બહુ ભણ્યો નથી, સુખ શું કહેવાય તે જાણ્યું નથી, માતા-પિતાનું હેત મેં જોયું નથી. વડોદરામાં મો ળમાં રહી હું નાનેથી મોટો થયો છું. ગરીબાઇ, દુઃખ, દુર્ભાગ પ્રહાર અને સારા-માઠા મનુષ્યોના પરિચયમાંથી મારું જીવન ઘડ છે. મેં જે કાંઇ જોયું છે તે કરતાં હું વધારે શીખ્યો છું, કારણ અનેક પ્રકારનાં મનુષ્યોના સહવાસમાં રહી મેં ચડતી-પડતી, સુ દુઃખ અને તડકા-છાયા જોયા તથા અનુભવ્યા છે. દરેકના સહ સમાં પ્રહાર ખમવામાં જ મેં મારા જીવનના દિવસો ગાળ્યા છે. અનુભવે મને જેટલો પાપભીરૂ બનાવ્યો છે, તેટલો સુખ માટે ત સતો અને અસંતુષ્ટ પણ બનાવ્યો છે. દુઃખોને ખમી ખાતાં, જી નનો નિર્વાહ કરવાની કસોટીવાળા પ્રસંગોમાંથી પસાર થતાં, એક દિવસમાં મેં એક એક વર્ષનો અનુભવ મેળવ્યો છે એમ તો ભાગ્યે જ અતિશયોક્તિ લેખાય. પરન્તુ દુર્ભાગ્યે મને એ અનુ વનો લાભ ક્યાંય લેવા દીધો નહોતો. અહીં એ અનુભવને લીધે બનાવટ કરી બતાવવામાં પૂરેપૂરો સફળ થયો છું અને મેં કો પણ મારી પ્રત્યે શંકા ઉપજવા દીધી નથી. પરંતુ એ બધા અ ભવો છતાં મને એક અનુભવ નહોતો થયો, અને તે પ્રેમનો. મા પિતા, ભાઇ-ભગિની, મામા-મામી કોઇનો પ્રેમ મેં જોયો કે અ ભવ્યો નથી. તો પછી પ્રેમ મનુષ્યના મનની ગતિને ફેરવી શકે એવું તો હું ક્યાંથી સમજી પણ શકું ? છતાં હવે હું તે સમ છું અને તેથી જ હું અત્યારે મારા કુટિલ કારસ્થાનને ર હાથે જ વ્યર્થ કરી રહ્યો છું.

'હે નારાયણી ! મેં તારો, માતુશ્રીનો અને બીજાં અનેક મનુષ્યે અપરાધ કર્યો છે, પરંતુ તારો અપરાધ મેં સૌથી વિશેષ કર્યો તારાં ચરણોમાં શિર મૂકી હું સૌથી પહેલાં તારી ક્ષમા યાચું માતુશ્રીની ક્ષમા પણ મને મળશે અથવા તો તું મને તે ક્ષમા અ વીશ એવી મને આશા છે. સરકારનો કાયદો નિષ્ઠુર છે અને તે

માફ નહિ કરે, તો તેની મને પરવા નથી. હું ખુશીથી તેને તાબે થઈશ, પણ તારી અને માજીની ક્ષમા જો મને મળશે તો હું તુરંગવાસને કે તુરંગમાંના મૃત્યુને સંતોષથી ભેટીશ.

'હું નરાધમ હવે તારી દૃષ્ટિએ પડવાને પણ યોગ્ય નથી. તમે બધાં મને ક્ષમા આપશો એટલે હું અહીંથી ચાલ્યો જવા ઇચ્છું છું. એક દુઃખ મને સાલે છે કે તારા સૌભાગ્યનાં સુખસ્વપ્નનો હું ધ્વંસ કરું છું, અને તારો સાચો પતિ મરણ પામ્યો છે તથા તું ખરેખરી વિધવા છે, એવી ખબર હું પોતે જ તને આપું છું. તે સાથે માતુશ્રી પણ પુત્રવિહોણાં છે એ અમંગલ સમાચારથી હું તેમના આશાના ઉજ્જવલ દીપકને બુઝાવનારો બનું છું. હું વાંચ્છું છું કે તું જેવી પવિત્ર આજસુધી રહી છે તેવી જ પવિત્ર રહી જનસેવામાં જીવન ગાળી આર્યસંસારની સતી–સાધ્વી બનજે અને જે જ્ઞાન તને પ્રાપ્ત થયું છે તે જ્ઞાનનો ઉપયોગ કરી સંતોષથી જીવનજળને વહાવ્યા કરજે.

'અને આટલું જાણ્યા પછી પણ જો આ હતભાગી હરિહર ઉપર તને જરા પણ મમત્વ અવશિષ્ટ રહે, તો મારી તને એ વિનતિ છે કે તું મને ભૂલી જજે, તારા અંતરને એ અપવિત્ર સ્મરણવડે કલુષિત ન કરીશ. તારા પતિની જે નોંધપોથી મેં મેળવી હતી, તે નોંધપોથી મારા કબાટના ચોરખાનામાં મેં છુપાવી રાખી છે તે તું વાંચજે અને તેનો પાઠ કરજે; પતિપૂજા એ આપણા આર્યસંસારનો આદર્શ સતીધર્મ છે, તે તારાથી કયાં અજાણ્યું છે ?

'લી. દુર્ભાગી હરિહર.'

એ પત્ર વાંચી રહ્યા પછીની સુશીલાની મનઃસ્થિતિનું બયાન વાચક ઉપર જ છોડવું ઉચિત હશે, પણ ના ! એ વિષે પોતાના તરંગો દોડાવવાનો અધિકાર વાચકને આપી શકાય તેમ નથી.

* * *

# ફક્ત સ્ત્રીઓ માટે

## માસિક અટકાવ

બંધ પડેલ માસિક ધર્મ રજોલીના પીલ્સ તકલીફ વગર તુરતજ ફરી ચાલુ કરે છે. રતુના બધા દોષો દુર થાય છે. માસિક લાવનારી સ્ટ્રોંગ વનસ્પતિની આ બનાવટ ગર્ભવાળી સ્ત્રીએ લેવી નહીં. શીશીના રૂા. ૩ાા (શી. ૭) લાંબા વખતના અઘરા કેસો માટે સ્ટ્રોંગ બનાવટ કિંમત રૂા. ૫ (શી. ૧૦) વી. પી. થી રૂા. ૦ાા વધુ.

**ગર્ભાંકુશ**—(પીલ્સ) આ દવા સંતતિનિયમન માટે અજોડ છે. ફક્ત આ દવાના વપરાશથી કોઈ પણ સંજોગમાં ગર્ભ રહેતો નથી. અટકાવ નિયમિત, શરીરને કોઇ જાતનું નુકશાન થતું નથી. કીં. બા. રૂ. ૩ાા વી. પી. જુદું.

**દિવ્યાંગના**—(પીલ્સ) પ્રદર (સફેદ, લાલ) પેઢુનો દુખાવો, માસીકની અનિયમિતતા, કસુવાવડ થવી વીગેરે મટાડી શરીર તંદુરસ્ત બનાવી ગર્ભધારણ કરવા યોગ્ય બનાવે છે. કીં. બાટલીનો રૂ. ૧ વી. પી. જુદું.

# ફક્ત પુરૂષો માટે

**દુગ્ધાનુપાન**—(પીલ્સ) જુવાનીનો આનંદ ઉડી ગયો હોય, વૃદ્ધાવસ્થા હોય કે બુઢાપાનાં ચીન્હો જણાતાં હોય ત્યારે આ ગોળીઓનું સેવન શરીરની નસેનસ અને રગોમાં નવું ચેતન, નવી સ્ફૂર્તિ લાવે છે, સ્વપ્નદોષ બંધ કરે છે, અખૂટ બળ આપી નવી યુવાનીનો અનુભવ કરાવે છે. કિં. રૂ. ૧. ત્રણ બાટલી રૂ. ૨ાા વી. પી. જુદું.

**કામવિલાસ**—(પીલ્સ) શીઘ્રપતન, ધાતુક્ષિણતા વીગેરે માટે યુવાનોને આનંદ અને વૃદ્ધોને નવું જીવન આપનાર વિર્યસ્થંભન (ટકાવ)ની અદ્‌ભુત દવા. કીં. બાટલીનો રૂા. ૧ વી પી. જુદું.

**અનુભુતવૃત**—પુરૂષોના ગુપ્ત ભાગની દરેક ખામીઓ--કમજોરી, વક્રતા, શિથિલપણું વીગેરે દુર કરી ખરૂં પુરૂષત્વ આપનારી સિદ્ધ દવા. બાટલીની કીં. રૂ ૧ા વી. પી જુદું.

**પ્રમેહાંકુશ**—(પીલ્સ) પરમો (નવો કે જુનો), પ્રમેહ, પેશાબમાં પરૂ રસી જવી, બળતરા વીગેરે વ્યાધી ૩ દિવસમાં ખાત્રીથી મટાડે છે. શક્તિ બક્ષે છે. કીં. બાટલીનો રૂા. ૧ા વી. પી. જુદું.

પત્રવ્યવહાર ખાનગી

લખોઃ— **દુગ્ધાનુપાન ફાર્મસી. B ૧૦ જામનગર** (કાઠીયાવાડ)

# પ્રકરણ ૫૯મું

* *

## દારૂ, ગોળો અને જામગરી

*

જે વખતે દેવકોર, જમના, ગંગાશંકર પંડયા, પોપટલાલ માસ્તર અને ચાકર રામજી ચાણોદનાં દેવમંદિરોમાં ઉમંગભેર ફરતાં હતાં અને સ્થળે સ્થળે દેવદર્શન કરી પોતાના આત્માને ભક્તિ-જળે નહવડાવી રહ્યાં હતાં;

જે વખતે સુશીલા હરિહરનો પત્ર આશ્ચર્યના સાગરમાં ડૂબકાં ખાતી ખાતી વાંચતી હતી અને ચિત્ર–વિચિત્ર લાગણીઓનો અનુભવ કરી રહી હતી;

જે વખતે હરિહર સુશીલાનો તિરસ્કાર, દેવકોરનો ક્રોધ, ગંગાશંકરની નિર્ભર્ત્સના, બીજાં સૌ કોઇનો તુચ્છકાર અને પોલીસનું વોરંટ: એ બધાંની સામટી ઝડી વરસવાની ધારણા રાખીને શૂન્ય-મૂન્ય જેવો બની પથારીમાં મ્હોં છુપાવીને અચેતન સરખો પડ્યો હતો;

જે વખતે હરગોવિંદ પથારીમાં પડયો પડયો ખોં ખોં કરી રહ્યો હતો અને લખમીને ધીરે સ્વરે પૂછી રહ્યો હતો કે ' હવે આ બધાં જજમાન ક્યારે પાછાં જવાનાં છે ? '

અને જે વખતે પાર્વતી સુશીલાની સાથે વાતો કરવાને અધીરી થતાં સુશીલા પાછી કયારે ઉપરથી નીચે ઉતરે તેની રાહ જોતી હેઠળ ઓસરીમાં બેઠી–બેઠી ઊંડા વિચારમાં પડી હતી.

તે વખતે એકાએક ઘરનાં બારણાંની સામે આવીને ત્રણ જણાં ઊભાં; પાર્વતીએ તેમને જોયાં અને તેના મ્હોં ઉપરથી જાણે હોશ-કોશ ઉડી ગયા ! તેઓ મનહર, સુભદ્રા અને તેમની સાથેનો એક નોકર જેવો છોકરો એ ત્રણ જણાં હતાં ! તેમને જોતાં જ પાર્વતીને

ફાળ પડી કે હવે લુચ્ચો મનહર બિચારી સુશીલાના સુખસ્વપ્નનો ભંગ કરવાનો, કારણ કે બનાવટી પ્રાણજીવનનો ભંડો હવે ફૂટયા વિના રહેશે નહિ, અને પૈસાની લાલચે એ નિર્દય મુંબઇગરો બદમાશ પોતાના લાગમાં આવેલો શિકાર છોડશે નહિ ! 'બિચારી સુશીલાની હવે શી સ્થિતિ થશે ?' એ પ્રશ્ન જ પાર્વતીનું કાળજું બાળતો હતો.

પાર્વતીએ તેમને જોયાં; હૃદયની ક્ષુબ્ધતાથી તે તત્કાળ તેમના સત્કારનો ઉદ્ગાર પણ કાઢી શકી નહિ; થોડી ક્ષણો તેમને સ્તબ્ધ રીતે જોઇ રહીને પછી તે બોલી: 'આવો સુભદ્રા બહેન ! કાંઇ એકાએક અને અજાણ્યાં ?'

મનહરે જ જવાબ વાળ્યો: 'ઘણા વખતથી આવવાનો વિચાર હતો, પણ કાંઇ કાંઇ કામને પ્રસંગે આવી શકાતું નહિ; હમણાં પંડયાને બે ત્રણ પત્રો લખ્યા અને કશો જવાબ ન આવ્યો, એટલે એમ મનમાં આવ્યું કે ચાલો જાતે જ મળી આવું.'

'દોઢેક માસથી મારા બાપાને તાવ આવે છે, એટલે તેમણે તમને કાગળનો જવાબ નહિ લખ્યો હોય.' પાર્વતીએ જણાવ્યું.

'એમ કે? મેં ધાર્યું કે કયાંક બહારગામ ગયા હશે. કયાં છે પંડયાજી ?'

ઓરડામાંથી બહાર નીકળતી લખમી બોલી: 'આવો આવો, મનહરભાઇ ! આ ઓરડામાં સૂતા.'

મનહર લાગલો જ પંડયાને મળવા ઓરડામાં પેઠો. લખમીએ સુભદ્રાને બેસવા માટે ફાટેલી શેતરંજીનો કકડો પાથર્યો એટલે સુભદ્રા અને તેમની સાથેનો નોકર તે પર બેઠાં.

મનહરને જોતાં જ પંડયાએ કહ્યું:

'આવો મનહરભાઇ ! તમે બરાબર વેળાસર આવ્યા છો; પૂરા ભાગ્યશાળી છો !'

'કેમ વારુ ?'

હરગોવિંદ પંડયાએ બધી વિગત કહી સંભળાવી. એ બનાવટી પ્રાણજીવન અત્યારે આ જ ઘરમાં છે અને તેને સપડાવીને પૈસા કઢાવવાનો આ બરાબર વખત છે, એવું જોઇને મનહરની આંખોમાં આનંદ ચમકવા લાગ્યો. આજસુધી પંડયાએ એ બનાવટી પ્રાણજીવનને પકડવાને કાંઇ યત્ન કર્યો નહિ અને તે વિષેના પોતાના પત્રોનો પંડયાએ કશો જવાબ પણ આપ્યો નહિ તે માટે તેને ઠપકો આપવાને મનહર અહીં આવ્યો હતો, પરંતુ પંડયાને મ્હોંએ બધી વાત સાંભળીને મનહર તેને ઠપકો આપવાનું વિસરી ગયો અને હવે પ્રાણજીવનને કેવી રીતે સપડાવીને પૈસા કઢાવવા તેનો તે વિચાર કરવા લાગ્યો. તેણે કહ્યું : 'પંડયા, હું ખરેખર ઘેરથી સારાં શુકન જોઇને નીકળ્યો હોઇશ કે જેથી મને જે જોઇતું હતું તે અહીં જ મળી ગયું. તે મેડા પર જ છે ને ? અને એકલો જ છે ને ?'

'ઘણું કરીને એકલો જ છે. તેની સાથેનાં બીજાં બધાં દર્શન કરવા ગયાં છે.' સુશીલા પણ મેડા ઉપર છે એ વાતની પંડયાને ખબર નહોતી.

'ઠીક, પણ પંડયાજી ! તમે એક કામ કરો. તમે એક વાર જઇને જોઇ આવો કે બીજું કોઇ નથી, અને તે સાથે એને કહી આવો કે તમારા એક જજમાન તેમને મળવા આવે છે.'

'ના ભાઇ સાહેબ ! હું તો ઓરડામાંથી બહાર નીકળવાનો નથી. હું બાવો તથા સંન્યાસી બન્યો હતો, અને જો કદાચ સુશીલા કે દેવકોર ડોસી આવી પહોંચે ને મને જુએ તો ઓળખી કાઢે એવો ભય છે. માટે તમે પોતે જ જાઓ; અને તેમાં બીજા કોઇનું કામ પણ નથી.'

મનહર જરા વિચારમાં પડયો અને બોલ્યો : 'કાંઇ ફીકર નહિ; મારે એક વાર તેનો દાણો ચાંપી જોવો પડશે અને તે પછી જ હું તેને

મળીશ.' એમ કહી તે ઓરડાની બહાર નીકળ્યો. પાર્વતીને તેણે પોતા તરફ ચકિત દૃષ્ટિએ નિહાળતી જોઇ.

મનહરે પોતાની સાથેના નોકરને બાજુએ બોલાવ્યો અને તેની સાથે ધીમેથી કાંઇ વાતચીત કરી. તેને બરાબર સમજુતી આપીને તે આની શેતરંજી પર બેઠો અને છોકરો લાગલો જ મેડા પર ચડયો !

હરિહર બિછાનામાં પાસું વાળીને આંખો મીંચી સૂતો હતો. નોકરે તેના બિછાના પાસે જઇને ઉદ્દગાર કાઢયો : 'સાહેબ !'

હરિહરે તુરત જ પડખું ફેરવીને આંખો ઉઘાડી. તે એકી દૃષ્ટિએ છોકરાને જોઇ રહ્યો.

છોકરો મ્હોંમાં ચતુરાઇભર્યું સ્મિત લાવીને બોલ્યો : 'કેમ સાહેબ ! મને ઓળખો છો ?'

'તને ક્યાંક જોયો છે, પરંતુ બરાબર ઓળખાણ પડતી નથી.' હરિહરે કહ્યું.

'મારૂં નામ મંગળિયો !'

હરિહરને પોતાનો 'આસિસ્ટંટ' ઠાકરડાનો છોકરો સાંભર્યો.

'હા, હા, યાદ આવ્યું. તું અહીં કેમ આવ્યો છે વારૂ ?'

'આપે મને નોકરીમાં રાખવાનું કહ્યું હતું ને ?'

'હા, કહ્યું'તું ખરૂં, પણ હમણાં મારાથી કશું બને તેમ નથી.' હરિહરે જવાબ આપ્યો.

'આપ તો મોટા પોલીસ અમલદાર છો અને આપનાથી કશું ન બને તેમ હોય ? હું તો આપની આશાથી જ અહીં આવ્યો છું અને આપની પાસે જ રહેવાની મારી ઇચ્છા છે.'

'પણ મને નોકરની જરૂર ન હોય તો હું તને કેવી રીતે રાખી શકું ?'

'તો જેવી આપની મરજી.' મંગળીયો મ્હોં ઠાવકું રાખીને બોલ્યો: 'પણ સાહેબ, હું હમણાં બહુ મુંઝવણમાં છું, આપે મને સો એક રૂપિયાની મદદ કરવી જોઇશે !'

'સો રૂપિયા!' હરિહર ચમક્યો. તુરત જ તે આ લુચ્ચા છોકરાનો દાવ સમજી ગયો. તે હસ્યો અને બોલ્યો: 'હું અહીં છું તેની તને ક્યાંથી ખબર પડી?'

'મને તો બહુએ ખબર છે, સાહેબ!' અને મંગળીયો લુચ્ચાઈભર્યું હસ્યો.

'ઠીક ઠીક, મંગળીયા, અત્યારે તો તું જા; સાંજે મને મળજે; અત્યારે મને ફુરસદ નથી.'

મંગળીયો એ જવાબ સાંભળીને નીચે ઉતરી ગયો. નીચે જતાં જ તેણે મનહરને બધી વાત કહી. તે વાત ઉપરથી મનહરને બનાવટી પ્રાણજીવનના માનસની બરાબર પરીક્ષા ન પડી. તે જરા વિચારમાં પડયો.

મંગળીયો મનહરને અદ્દભુત રીતે મળી આવ્યો હતો. મંગળીયો પોતાના ભિક્ષાપ્રવાસમાં આથડતો આથડતો મુંબઈની સહેલ કરીને દેશમાં પાછો ફરતો હતો. મુંબઈમાં ખુબ મોજ કરીને તે પાંચેક રૂપિયા બચાવીને વગર ટીકીટે ગાડીમાં ચડી બેઠો હતો. તે જ ડબામાં મંગળીયાની સામેની બેઠક પર મનહર તથા સુભદ્રા હતાં. મંગળીયો વારંવાર મનહરની સામે જોયા કરતો હતો. મનહરના ચહેરા પરથી મંગળીયાને એમ લાગતું હતું કે પોતે જે ડીટેકટીવ અમલદારની સાથે વેશબાદલો કરીને નડીયાદમાં થોડા દિવસ સુધી ફર્યો હતો તે જ આ માણસ છે! સુરત આવતા સુધી તો તેણે વારંવાર મનહરના ચહેરાનો અભ્યાસ જ કર્યો. તેને પોતાની માન્યતા બરાબર લાગી, એટલે તેણે પૂછયું: 'કેમ સાહેબ, મને ઓળખો છો?' મનહરે તેને બરાબર ધારીને જોયો પણ તે તેને ઓળખતો જ નહોતો એટલે તેણે ના પાડી. મંગળીયાએ કહ્યું: 'સાહેબ, આપ પુનાથી ડિટેકટીવ અમલદાર તરીકે અમદાવાદ આવ્યા હતા, આપ મૂગા

ભિખારી તરીકે થોડા દિવસ બાતમી મેળવવા માટે નડિયાદમાં ફર્યા હતા અને હું આપની સાથે ભિખારીના વેશમાં નોકર તરીકે રહ્યો હતો, નડીયાદમાં ફરીને આપે જૂદાં જૂદાં ઠેકાણાંની માહિતી મેળવી હતી, ઝઘડીયા પાડામાં કોઇ દેવકોર ડોસીના ઘર પાસે આપણે ઘણી વાર ફરતા, એ બધું આપ ભુલી ગયા કે શું?' મનહર આ વાત સાંભળીને ચમકયો. પ્રાણજીવનની માતાનું જ નામ દેવકોર હતું, તેનું ઘર ઝઘડીયા પાડામાં હતું, નડીયાદમાં બાતમી મેળવવા ઠેર ઠેર ભટકવાનું કામ કરનાર બીજો કોઇ નહિ પણ બનાવટી પ્રાણ-જીવન તરીકે ઠસી જવા માંગનાર કોઇ જુવાનિયો જ હોવો જોઇએ એવી તેને ખાત્રી થઇ. ભૂલથી આ છોકરો પોતાને એ જુવાન માનીને આ વાત કહે છે એમ પણ તેની ખાત્રી થઇ. ચકોર મનહર વસ્તુ-સ્થિતિને પિછાણીને બોલ્યોઃ 'હા, હા, બરાબર, યાદ આવ્યું. પણ આમ તું કયાં ગયો હતો વારૂ? હું તો તારૂં નામ પણ ભૂલી ગયો છું!'

મંગળીયાએ પોતાનું નામ જણાવ્યું એટલે મનહરે તેની સાથે મમતાથી વર્તવાનો આરંભ કરી દીધો. તેને માટે ચાહ મંગાવી, તેને સીગારેટ આપી અને પછી પોતે તેને નોકરીમાં રાખશે એવી લાલચ આપી. મનહરે તેને સૌથી પહેલાં બક્ષીસ તરીકે પાંચ રૂપિયાની નોટ આપી અને મંગળીયો ખુશ થઈ ગયો, એટલું જ નહિ પણ પોતે ચાણોદ જાય છે તો પોતાની સાથે રાખવા પણ હા કહી. મંગળીયો તેને પોતાનો જુનો ડિટેકટીવ અમલદાર માનતો હતો પરંતુ રાત્રિ ગઇ અને દિવસ થયો ત્યારે મંગળીયાને લાગ્યું કે પોતાની માન્યતા ભૂલ-ભરેલી હતી! તે મનમાં ગુંચવાવા લાગ્યો અને તેની વદનચર્યા ઉપ-રથી મનહર તેનો મનોભાવ કળી ગયો. તેણે મંગળીયાની પીઠ થાબ-ડીને કહ્યું: 'મંગળીયા! તું ગભરાઇશ નહિ હો. તું માને છે તે હું નથી, પણ તારા એ ડિટેકટીવ અમલદારનો મેળાપ મારે કરવો છે અને તેટલા માટે જ મેં તને નોકર રાખ્યો છે. લે, આ બીજા દશ

રૂપિયા હું તને બક્ષીસ આપું છું, અને એ તારા જૂના શેઠને મળતાં સુધી હું તને મારી નોકરીમાં રાખવા બંધાઉં છું. હવે ખુશ થયો ને ?'

મંગળીયાને પૈસા મળે તો પછી જૂના શેઠ કે નવા શેઠની નોકરી કરવામાં જરાયે વાંધો નહોતો એટલે તેણે ખુશીથી એ નોકરી સ્વીકારી લીધી, અને તે પોતાના એ નવા શેઠની સાથે ચાણોદ આવ્યો. ચાણોદમાં આવતાં જ મનહરને કેવળ નવી અને અનુકૂળ વસ્તુસ્થિતિ જણાઈ આવી. તે પ્રભુનો પાડ માનવા લાગ્યો કે એક બાજુએ પોતાનો શિકાર ત્યાં આવ્યો છે અને બીજી બાજુએ તેને પાર પહોંચાડવા માટેનું હથિયાર પણ પ્રભુએ તેને માર્ગમાં જ અચાનક સંપડાવી દીધું છે! તેણે મંગળીયાને સમજાવી-પઢાવીને અને વસ્તુસ્થિતિનો આછો ખ્યાલ આપીને બનાવટી પ્રાણજીવન પાસે મોકલ્યો અને મંગળીયો જે જવાબ લઈને મેડા પરથી નીચે ઉતર્યો તે જવાબે મનહરને વિચારમાં પાડી દીધો.

પણ મનહર અત્યારે વિજયોન્માદથી ઘેલો બન્યો હતો; બનાવટી પ્રાણજીવનની કપટબાજીમાંનો હુકમનો એક્કો પોતાના જ હાથમાં હતો, પછી તેને શી ફીકર હતી ? તે ગુસ્સાથી મનમાં બબડ્યો: 'આ મોટા ધનેતરનો બેટો થઈ પડ્યો છે, તે કહે છે કે અત્યારે મને ફુરસદ નથી ! બેટમજી ! તારી ફુરસદનો છેડો હમણાં જ હું લાવી દઉં છું; એક ભડાકો કરૂં, તેટલી જ વાર છે ! લાખ રૂપિયાની મિલકત પચાવી પડ્યો છે અને એકસો રૂપિયાની માંગણીનો પણ કેવો ઉડાઉ જવાબ આપ્યો ? પણ મારી પાસે તેનો ઉડાઉ જવાબ ચાલવાનો જ નથી. દારૂ, ગોળો અને જામગરી એ બધું મારી પાસે હાજર છે, એ જોતાં જ તેનાં હાજાં ગગડી જવાનાં છે ! જોઉં તો ખરો, એ ભાઈ સાહેબ કેટલાક પાણીમાં છે ?' એમ વિચારીને તુરત મનહર મેડા પર ચડ્યો.

* * *

# પ્રકરણ ૬૦મું

## બે ભાઈ!

મનહરે હરિહરને પાસું ફેરવીને સૂતેલો જોયો. મનહર મનમાં બબડ્યો: 'ભાઈ સાહેબ મોજથી સૂતા છે, અને જાણે કે પોતે કોઈ લખપતિ હોય તેમ જવાબ આપે છે કે—અત્યારે મને ફુરસદ નથી!' હરિહરના બિછાનાથી જરા દૂર શેતરંજીના છેડા ઉપર મનહર બેઠો અને ઠંડે કલેજે બોલ્યો: 'પ્રાણજીવનભાઈ, જાગો છો કે?'

હરિહરે તુરત પાસું ફેરવ્યું અને 'કોણ?' બોલતાં તે બિછાનામાં બેઠો થયો. તેણે જોયું કે પોતાને મળવા આવનાર કોઈ સામે બેઠો છે.

હરિહર અને મનહરની આંખો મળી. બેઉ અવાક્ બની ગયા! મનહર સ્તબ્ધ બની ગયો; હરિહરના આશ્ચર્યનો પણ પાર નહોતો! એ મૂક દૃષ્ટિમેળાપમાં જ ક્ષણો ચાલી જવા લાગી. એકેના મુખમાંથી એક શબ્દ સરખો નીકળી શક્યો નહિ! આશ્ચર્યના આવેગયુક્ત મોજાએ બેઉનાં મ્હોંને જાણે સીવી લીધાં હતાં.

એ આશ્ચર્યનું મોજું શમતાં અને પુનઃ દૃષ્ટિમેળાપ કરતાં અને તોડતાં કેટલીક વધુ ક્ષણો વીતી ગઈ. મનહર બોલ્યો: 'હરિહર તો નહિ?'

'અને તું ભાઈ મહીધર જ ને?'

'હા, ભાઈ! આપણે ઘણે વર્ષે મળ્યા.' મહીધર સ્વરને જરા ધીરો બનાવીને બોલ્યો: 'પ્રાણજીવન બન્યાને તને કેટલાક માસ થયા?'

'સાત—આઠ માસ.' હરિહરે ટૂંકો જવાબ આપ્યો.

'સુખી તો છે ને ?' મોટાભાઇએ નાના ભાઇના કુશળ વર્તમાનની પૃચ્છા કરી !

'ઠીક છે.' હરિહરે લુખ્ખો જવાબ વાળ્યો.

'તને જોઇને આજે મને બહુ આનંદ થયો.'

'અહીં તું એકાએક ક્યાંથી ?' હરિહરે ભાઇના આગમનનું કારણ જાણવા માંગ્યું.

'તને મળવા માટે જ.'

'મને મળવા માટે !! તને કેવી રીતે ખબર પડી કે હું અહીં છું ?' હરિહરે પૂછ્યું.

મહીધર હસ્યો અને બોલ્યોઃ 'મને કેવી રીતે ખબર પડી તેની તને ક્યાંથી ખબર હોય ? મારે પ્રાણજીવનને મળવું'તું અને પ્રાણજીવન તે તું પોતે જ, એ તો હું તને અત્યારે જોયા પછી જ જાણું છું.'

'પ્રાણજીવનને અને તારે પરિચય ક્યાંથી ?'

મહીધર ફરીથી લુચ્ચાઇમાં હસ્યો અને બોલ્યોઃ 'પરિચય નહોતો પણ પરિચય કરવો'તો. અસલ પ્રાણજીવનનો બધો ઇતિહાસ હું જાણું છું.'

'કેવી રીતે ?'

'એ કહેવાની શી જરૂર છે ? નાસીકની હોસ્પીટલમાં તે મરણ પામ્યો તે પણ હું જાણું છું.'

'હશે !' હરિહરે ઠંડો જવાબ આપ્યો.

મહીધર આશ્ચર્ય પામ્યો. હરિહરનો ઠંડા કલેજાનો જવાબ તેને વસમો પણ લાગ્યો. થોડી ક્ષણ ચુપકી ચાલી. મહીધર હસીને બોલ્યોઃ 'હું એક હેતુસર આવ્યો છું.'

'શું ?'

'મને પચીશેક હજાર રૂપિયાની જરૂર છે!' મહીધરે પોતાનો મનોભાવ પ્રકટ કર્યો.

'પૈસાની જરૂર આ જગતમાં કોને નથી હોતી ?' હરિહર ક્ષણભર મનુષ્યજીવનનો ફીલસુફ બન્યો–જો કે મહીધરનો એ ઉદ્ગાર નીકળતાંની સાથે તે સમજી ગયો હતો કે પેલા મંગળીયાની સો રૂપિયાની માંગણી મહીધરના નાટકનો પહેલો પ્રવેશ જ હોવો જોઇએ.

મહીધર બોલ્યો: 'પૈસાની તો સૌને જરૂર હોય છે, પણ હું અત્યારે બહુ ભીડમાં છું અને તું તો સોનાની ડુંગરી ઉપર બેઠો છે, એટલે સહેજે મને એટલી રકમ આપી શકે અથવા તો ધીરી શકે.'

'પણ મારે એ કાંઇ કરવું જ નથી.' હરિહરે સીધો જવાબ આપી દીધો.

'તું જાણે છે કે હું તારો ભાઇ મહીધર છું ?' મહીધરે હરિહરની આંખો સાથે આંખો મેળવીને જરા કરડી નજર કરી.

'હા, હું જાણું છું, ઘણું જાણું છું.'

'અને તું જાણે છે કે તારી બધી બનાવટ મારા ખ્યાલની બહાર નથી ?'

'એ તો તેં પહેલેથી જ કહ્યું છે એટલે જાણું છું.'

'પણ એ વાત હું જાણું છું તે બાબતની ગંભીરતાનો હજી તને ખ્યાલ હોય તેમ જણાતું નથી.'

'મને ખ્યાલ છે.' હરિહરે ટૂંકો જવાબ વાળ્યો.

'તો પછી તને ખ્યાલ નથી કે હું એ વાત પ્રસિદ્ધ કરું કે કોઇને કહી દઉં તો તારી કેવી સ્થિતિ થાય ?' મહીધરે હવે પોતાનું સ્વરૂપ પ્રકાશવા માંડયું.

'તે પણ હું જાણું છું અને મને તેનો ખ્યાલ છે.'

મહીધર બહુ આશ્ચર્ય પામ્યો. હરિહર કેમ ઠંડા કલેજાથી બોલી રહ્યો છે એ તેને સમજાતું નહોતું. તેને ભય ઉત્પન્ન થવો જોઇએ. આ વાત કોઇને નહિ કહેવા માટે તેણે મહીધરને વિનતિ કરવી જોઇએ. મહીધર જે જે માગે તે તે આપી દેવા તેણે તૈયાર થવું જોઇએ અને ઉલટી તેની દયા માંગવી જોઇએ. તેને બદલે હરિહર કેવળ બેપર્વાઇથી જવાબ આપતો હતો તેથી મહીધરને નિરાશા કરતાં ક્રોધ વધારે ચડતો હતો. જો પ્રાણજીવન બનેલો માણસ હરિહર ન હોત, તો મહીધર તેની સાથે કાંઇ જૂદા જ રૂવાબથી વાત કરવા આવ્યો હતો. તેને શું કહેવું, કેવી રીતે ડરાવવો, કેમ દમ ભીડાવવો, એ બધી યોજના અને શબ્દરચના તેણે પોતાના મનમાં ગોઠવી રાખી હતી, પરન્તુ પ્રાણજીવન તો પોતાનો જ સગો નાનો ભાઇ નીકળ્યો, એટલે તેની યોજના અને શબ્દરચના મનમાં જ રહી ગઇ હતી. પોતે ભાઇ ઉપરની લાગણી દાબવીને સીધી રીતે, વિવેકપૂર્વક તથા મીઠા શબ્દોમાં જ બોલતો હતો, ત્યારે હરિહર તેના ઉડાઉ અને બેપર્વા જવાબ આપતો હતો, તેથી મહીધરને ક્રોધ ચડતો હતો અને તેને એમ લાગવા માંડયું હતું કે આ ભાઇસાહેબને ખંખેરવા માટે ભાઇની સગાઇ અને વિવેકી શબ્દોથી અર્થ સરે તેમ નથી ! મહીધરે હરિહરનું કાંડું પકડીને તેના મ્હોંની નજીક મ્હોં લઇ જઇ ધીમેથી પણ ગુસ્સાપૂર્વક કહ્યું: 'મૂર્ખ ! તને ખબર છે કે ઘડીના છઠ્ઠા ભાગમાં તું જેલમાં પુરાઇ શકે ? તને ખબર છે કે અહીં જ હું જે કાંઇ જાણું છું, તેનો ઉદ્‌ગાર બહાર કાઢું તે સાથે જ તારા માથા પર દંડાનો વરસાદ વરસશે ? તને ભાન છે કે તારો ગુન્હો સાત વર્ષની કેદ કે દેશપારીની સજા જેટલો ભયંકર છે ?'

હરિહરે પૂર્વવત્ જવાબ આપ્યો: 'તે બધું હું જાણું છું !'

'શું જાણે છે, તારૂં કપાળ ? તું જાણતો હોય તો મને પૈસા આપવાની ના ન કહે! અત્યારે પચીશ હજારની સગવડ ન હોય, તો દશ હજાર આપ, દશ નહિ તો પાંચ હજાર આપ. બીજા વળી પછીથી સગવડ થયે આપજે. હું એટલો વખત ધીરજ રાખીશ. પણ તું એમ ન માનતો કે હું આવે વખતે ભાઈની સગાઈ રાખીને શરમાઉં અને તને જતો કરૂં !'

'એ તો હું સારી પેઠે સમજું છું.'

'તો પછી આવી ગાંડાઈ ન કર અને પાંચ દશ હજારનો એકાદ ચેક લખી આપ. રોકડ તૈયાર ન હોય અને દાગીના કે એવું બીજું કાંઈ હોય તોયે ચાલશે. પણ મારો તો નિશ્ચય છે કે ખાલી હાથે પાછા ફરવું નહિ. અને સાંભળ! તું એમ ન માનતો કે મારી પાસે પુરાવા નથી. મારી પાસે બધો પુરાવો તૈયાર છે. પ્રાણજીવન જોગી વેશે નાસીકની હોસ્પીટલમાં મરી ગયો હતો તેનો દાખલો મારી પાસે છે. તું મુગો ભિખારી બનીને પેલા મંગળીયા સાથે નડીયાદમાં જઈને બધી માહિતી મેળવી ગયો હતો તે હું જાણું છું અને તેનો સાક્ષી મારી પાસે હાજર છે. તું પ્રાણજીવન નથી પણ હરિહર છે એનો સાક્ષી તો હું અને બીજા જોઈએ તેટલા છે. માત્ર પોલીસને ખબર આપું એટલી જ વાર છે: માન કે બંદુકમાં દારૂગોળી ભરી રાખ્યાં છે અને માત્ર જામગરી લગાડું એટલી જ વાર છે! એક વાર જામગરી લાગી, બંદુક ફુટી અને ભડાકો થઈ ગયો, પછી મારા હાથમાં બાજી રહેશે નહિ, સમજ્યો ? પછી હું તને કોઈ રીતે બચાવી શકીશ નહિ અને તું આજીજી કરીશ કે દાઢીમાં હાથ ઘાલીશ તે બધું નકામું જશે. હજી વખત છે અને હું તને ચેતાવું છું, માટે સમજી જા અને હું કહું છું તે માન!'

'મોટાભાઈ! તું હજી આવી જીંદગી ગાળે છે? હરિહરનો ભાઈ મહીધર હજી પહેલાંના જેવો જ રહ્યો છે ?'

'સાંભળ ! હું મનહર છું, મહીધર નહિ, ભૂલેચૂકે મને મહીધર ન કહેતો. કોકેન વેચનારો મહીધર તો મરી ગયો છે એમ મુંબઈની પોલીસને ચોપડે નોંધાઈ ચૂકયું છે. આ મનહર તો હવે સુધરી ગયો છે.'

'મને તો કાંઈ સુધારો દેખાતો નથી ! હરામના પૈસા કઢાવવાની દાનત એ શું સુધારો છે ?' હરિહરે ટોણો માર્યો.

'એમાં ખોટું શું ? એક રહસ્ય જાણતા હોઈએ અને તેથી લાભ મળતો હોય તો કેમ ન લેવો ? એમાં કયાં ચોરી, ઠગાઈ, ધાડ કે લૂંટ છે ?' મહીધરે જવાબ આપ્યો.

'ત્યારે તારો ઉધમ હજી આવો ને આવો જ રહ્યો લાગે છે. તારી વાતમાં મને બીજું કશું દેખાતું નથી.'

મહીધરને ગુસ્સો આવ્યો અને તે બોલ્યો: 'એ ડહાપણ તારે કરવાની જરૂર નથી અને હું તારી પાસે શિખામણ લેવા આવ્યો નથી. મારો ઉદ્યમ એવો છે તો તારો ઉધમ કયાં સારો છે ? દેખતો નથી, પગ નીચે બળે છે તે ?'

'આપણા બેઉના પગ નીચે બળે છે; ચાલો આપણે બેઉ મેજીસ્ટ્રેટ સાહેબ પાસે જઈને આપણા બધા અપરાધ કબુલ કરીએ, અને એ જે કાંઈ સજા બેઉને ફરમાવે, તે ખુશીથી વેઠી લઈએ !'

'હંઅઅ !' મહીધર આંખો ફાડતો બોલ્યો: 'જેલમાં જવાની બધી તૈયારી કરી લાગે છે, અને તેથી જ આવા ઉડાઉ જવાબ અપાય છે !'

'એમાં શું ! અપરાધના બદલામાં જેલ વેઠવી જ જોઈએ. જેલમાં પેટ ભરવું છે, સોનાની ડુંગરી ઉપર બેસીને પણ પેટ ભરવું છે: એક માત્ર પેટ ભરવા સિવાય મને કે તને આ જીંદગીમાં પૈસા સાથે બીજો શો સંબંધ છે ?'

'આટલું બધું ડહાપણ છે, ત્યારે સાત–આઠ માસથી પ્રાણજીવન બનીને પારકે પૈસે મોજ કેમ ઉડાવી રહ્યો છે?'

'એક વખતની એ મારી મુર્ખતા જ!'

'મારે એ કશા ડહાપણની જરૂર નથી. મને છેવટનો જવાબ દે એટલું હું મારે સૂઝતું કરૂં; પણ પછી મારો વાંક ન કાઢતો.' મહીધરે છેવટનું યુદ્ધ–કહેણ આપ્યું.

'ભાઇ! જે જવાબ મારે આપવો હતો તે હું આપી ચૂક્યો છું. મારી પાસે બીજો જવાબ નથી; અને તું જે કાંઇ કરશે તેથી તું કદાચ મને જેલમાં મોકલી શકીશ પણ તને તો એક દમડી પણ મળવાની નથી.'

'અરે, માથામાં દંડા પડશે! અને તારી જ સુશીલા તારા ઉપર થૂંકશે!' મહીધર ચ્હીડાઇને બોલ્યો.

'હું તેના તિરસ્કારને પાત્ર જ છું, અને તેને મેં મારી મેળે જ મારી સાચી ઓળખાણ આપી દીધી છે, તેમ જ મારા હસ્તકની બધી મીલકત પણ પાછી સોંપી દીધી છે!'

'હેં!!! મહીધર ચમકી ગયો: 'ક્યારે?'

'અત્યારે જ!'

મહીધરનો આશાકિલ્લો તૂટી પડયો! તેની આંખે અંધારાં આવી ગયાં! તેની બધી ખુમારી ઉડી ગઇ અને અંગે પરસેવો વળી ગયો! દારૂ–ગોળીથી ભરી રાખેલી બંદૂક તૈયાર હતી, જામગરી તૈયાર હતી, પરંતુ જે ધડાકો પોતે કરીને હરિહરને ડરાવી પૈસા કઢાવવા ઇચ્છતો હતો, તે જ ધડાકો હરિહર પોતે જ પોતાની મેળે, રાજીખુશીથી કરી ચૂક્યો હતો, એટલે પોતાના ધડાકાની બધી શક્તિ હવામાં પીગળી ગઇ હતી, એમ જ્યારે મહીધરે જોયું, ત્યારે તે મૂગો મૂગો ઉઠીને નીચે ગયો! પાર્વતી જોઇ ચૂકી કે તેના પગમાં જોમ નહોતું!

* * *

## પ્રકરણ ૬૧મું

## ‘પર’ નહિ, પણ ‘વર !’

હરિહરનું નાવ મધ્યસાગરમાં ઝોલાં ખાઇ રહ્યું હતું. નાવમાં ગાબડાં પડી ચૂકયાં હતાં, પવન પ્રતિકૂળ વાઇ રહ્યો હતો, પુષ્કળ પાણી નાવમાં ભરાઇ ચૂકયું હતું, નાવ ડૂબી જવાની તૈયારીમાં હતુંઃ પણ તે કયારે ડૂબે છે તેની જ હવે રાહ જોઇને હરિહર બેઠો હતો.

ભૂત અને વર્તમાનનાં અનેક પ્રકારનાં સ્મરણો તેના મગજને ઘેરી રહ્યાં હતાં. ભવિષ્યનું દર્શન તેને થતું નહોતું, ભવિષ્યનો વિચાર કરવાને તે જરાયે ઉત્સુક જ નહોતો. ભવિષ્યને વિધિના હાથમાં સોંપીને તે પોતાના નાવની ઝોલાં ખાતી ગતિમાં ચિત્ત પરોવવા અને ભૂત–વર્તમાન–ભવિષ્યને સદંતર ભૂલવા મથી રહ્યો હતો. એટલામાં તેને એકાએક હસવું આવ્યું ! મહીધરની આશા ઉપર પોતે કેવી રીતે પાણી ફેરવ્યું હતું તે સાંભરતાં તેને હાસ્ય સ્ફૂર્યું હતું.

તત્ક્ષણ તેનું હાસ્ય ઉડી ગયું અને તે ગંભીર થયો. ધડકતે હૃદયે તેણે સંબોધન સાંભળ્યું : ‘પ્રા...ણ...જી...વન !’

તેણે પાછું વાળીને જોયું. સુશીલા તેની નજીક ઊભી હતી. તેના મુખમાંથી જ નીકળેલો એ ઉદ્‌ગાર હતો. એ ઉદ્‌ગારમાં તેને અસ્ફુટ હાંસીનો ભાસ થયો. પોતે ‘હરિહર’ હતો, છતાં કોઇ વાર નહિ ને આજે તેને સુશીલાએ ‘પ્રાણજીવન’ના નામથી સંબોધ્યો હતો, તે શું હાંસી નહિ ?

પણ હરિહર શું મ્હોં લઇને સુશીલાના સંબોધનનો જવાબ આપે ? સુશીલાનાં તેજ વહાવતાં નેત્રોની સાથે તે પોતાનાં નેત્રોને

જોડી શક્યો નહિ. તે નીચું જોઇ ગયો. તત્ક્ષણ નેત્રોમાંથી અશ્રુ-ધારાઓ વહેવા લાગી.

સુશીલા એક ડગલું આગળ વધી. યજ્ઞકુંડની સમીપે બલિદાનનો બકરો શિર ઝુકાવી રહ્યો હોય, તેમ હરિહર શિર ઝુકાવીને સુશીલાનો પ્રહાર ખમવાને સજ્જ થયો હતો. વાણીનો કે હાથનો, પગનો કે શસ્ત્રનો કોઇ પણ પ્રકારનો પ્રહાર તે મૂગે મ્હોંએ સહી લેવા તૈયાર હતો. એવા પ્રહારનો પ્રતિકાર કરવાની તેની ઇચ્છા નહોતી, ધૈર્ય પણ નહોતું.

'મારા એક પ્રશ્નનો જવાબ આપશો?' સુશીલાએ મૃદુ વાણીથી ઉચ્ચાર કર્યો.

પણ 'હા' કે 'ના' બોલવા જેટલી પણ હરિહરમાં હિંમત નહોતી. સુશીલાએ પુનઃ પૂછ્યું: 'જેટલા સાફ દિલથી તમે તમારો પરિચય કરાવ્યો છે, તેટલા સાફ દિલના એક વધુ પ્રશ્નના જવાબની હું તમારી પાસેથી આશા રાખું છું.'

'પૂછો!' છેવટે હરિહર બોલ્યો. 'પૂછ' જેવું એક વચન વાપરવા જેવી હૃદયની નિકટતાને માટે હવે ક્યાં સ્થાન હતું?

'આજસુધી તમે નામધારી પ્રાણજીવન હતા, છતાં મારા તો પ્રાણના જીવનરૂપ જ હતા; એ સ્થાન તમને અણગમતું તો નથી ને?' સુશીલાએ પ્રશ્ન કર્યો.

'હેં!' હરિહર ચમકી ગયો. આશ્ચર્યે તેના મસ્તકને ઉંચું કર્યું અને તેણે સુશીલા સામે જોયું, પણ તેનાથી સુશીલાના વદન પરની વિશુદ્ધિનું તેજ ખમાયું નહિ. તેણે દૃષ્ટિને બાજુએ ફેરવીને પૂછ્યું: 'એ શું કહો છો?'

'હું બરાબર કહું છું. આશ્ચર્ય પામશો નહિ. મેં તમારામાં પતિભાવ કેળવ્યો છે; તમે ઇચ્છો તો તેને વ્યર્થ થતો બચાવી શકાય તેમ છે.'

'એટલે?'

‘ એટલે એમ કે જેવાં દંપતી આપણે આજસુધી હતાં, તેવાં દંપતી તરીકે આપણે સાચું જીવન જીવી શકીએ. ’

‘ એ કેમ બને ? પુનર્લગ્ન...’

‘ બિલકુલ નહિ ! મરણ પામેલા પ્રાણજીવન સાથે મારું લગ્ન થયું હતું એમ ન માનશો—લોકો ભલે માને. હું પરણી છું, પણ તે તમને જ, પછી તમારું નામ ગમે તે હોય ! ’

હરિહર સુશીલાને જોઇ રહ્યો. તેની આંખોમાંના ભાવોને તે વાંચી રહ્યો. તેમાં વિશુદ્ધતા હતી, સરલતા હતી, આર્દ્રતા હતી. હરિહરને સુશીલાના પ્રશ્નનો શો જવાબ આપવો તે સૂઝયું નહિ.

સુશીલા એક વધુ ડગલું આગળ વધીને હરિહરની સમીપે બેઠી અને બોલી: ‘ ગુંચવાશો નહિ; ખરા દિલથી જવાબ આપો. તમે મને ત્યજશો તો મારો ઉપાય નથી, પરન્તુ આજસુધી તમે મને જે ભાવે ગ્રહી છે તે ભાવે ગ્રહી રાખશો તો આપણે દંપતીભાવે એક બીજાના જીવનની અપૂર્ણતાઓને પૂરી કરી શકીશું. ’

‘ સુશીલા ! તમે જે કાંઇ બોલો છો, તેની ગંભીરતા સમજીને જ બોલતાં હશો એમ હું માનું છું; પરન્તુ તમે મારામાં એવું શું જોયું કે જેથી આટલું મોટું સાહસ કરો છો ? ’

‘ હું તમારામાં શું જોઉં છું તે મારું દિલ જાણે છે; તે મારાથી બોલી બતાવાય કેવી રીતે ? મારામાં તેટલી શક્તિ નથી. હું માત્ર એટલું જ બોલી શકું છું કે મારા આત્માએ તમને ઓળખ્યા છે અને તમે મારા થવાને જ સર્જાયા છો ! ’

હરિહર આ હિંમતભર્યા શબ્દો સાભળીને અવાક્ બની ગયો.

‘ અને તમારા દિલમાં શું છે તે જાણ્યા વિના હું બોલતી નથી. મારી પ્રત્યેના તમારા પ્રેમને તમે તમારા વર્તન વડે જ પ્રતીત કરાવ્યો છે. તમારી કપટપટુતાને મારી પ્રત્યેના તમારા પ્રેમે જ ધોઇ નાંખીને તમારા દિલને સ્વચ્છ બનાવ્યું, એ દિલને ઓળખવાની શક્તિ મારામાં છે. ’

હરિહરનાં નેત્રોમાં સુકાઇ ગયેલી અશ્રુધારા પુનઃ પ્રવાહિત થવા લાગી, અને તે સાથે હરિહરના હૃદયકપાટનાં દ્વાર ખુલવા લાગ્યાં: 'સુશીલા ! હું તમારા પ્રશ્નનો શો જવાબ આપું? તમારી સાથેના સહવાસમાં જે અંતરના ભાવો માત્ર સ્વપ્નવત અનુભવ્યા હતા, જેના સાક્ષાત્કારની મેં કદાપિ શકયતા માની નહોતી, અને સુરેખ દાંપત્ય-જીવનનું જે માનસિક ઘડતર પણ હું કરી શકયો નથી, તે વિષેનો તમે મારી પાસેથી જવાબ માંગો છો. તમને શો જવાબ આપવો તેનો વિચાર કરતાં પણ મારી ભીરૂતા કંપે છે, તમારી સાથેના દાંપત્યજીવનની કલ્પના કરતાં હું મારા મનોભાવોને સુવ્યવસ્થિત કરી શકતો નથી.'

'સમજણી થયા પછી જે દાંપત્યજીવનને હું ઝંખતા શીખી છું, તે દાંપત્યજીવન તમારા જીવનસહચારથી જ હું જીવી શકું, એમ મને તમારા આટલા સહવાસને અંતે સમઝાયું છે, જે પ્રેમને હું જીતી શકી છું એમ માનું છું, તે પ્રેમનું ઐકય સધાતાં આપણા બેઉનું ભાવિ જીવન સુરેખ દાંપત્યધર્મમાં ઓતપ્રોત થઇ રહેશે એમ મને લાગે છે; તમને શું તેમ નથી લાગતું ?'

હરિહર ઊંડા વિચારમાં પડી ગયો. ક્ષણ પછી ક્ષણ પસાર થવા લાગી. સુકાયલાં આંસુવાળી તેની આંખો મીંચાઇ. અંતશ્ચક્ષુઓ સમીપે તે જાણે સુશીલાનો પારદર્શક સૂક્ષ્મ દેહ જોઇ રહ્યો હોય અને તેમાંથી છૂટતી સ્નેહની ઝીણી ધારાઓ પોતાના શિરને અભિ-ષિક્ત કરી રહી હોય એવો તેને આભાસ થવા લાગ્યો. સુશીલાનો એકેએક ઉદ્‌ગાર હરિહર સુશીલાના એ સૂક્ષ્મ દેહમાં વાંચી રહ્યો હતો. પ્રાણજીવન તરીકે સુશીલાની સાથે કપટપટુ જીવન જીવતાં હૃદ-યમાંથી જે વિશુદ્ધ ભાવ આપોઆપ સ્ફૂરતો હતો અને હરિહર તેને પ્રયત્નપૂર્વક દબાવી રાખવા મથતો હતો, તે ભાવને અમીભર્યાં લોચને નિરખીને રાચતી સુશીલાને તેણે એ સૂક્ષ્મ દર્શનમાં જોઇ. તેના અંતરમાંથી ભીરૂતા ઓસરી ગઇ. પ્રેમને સત્કારતી સાક્ષાત્ પ્રેમમૂર્તિને જોતાં તેનામાં ઉત્સાહ સ્ફૂર્યો અને તે બોલ્યો : 'દેવી ! પ્રેમજળે નહવ-

રાવીને પાવન કરનારાં દેવી ! હવે હું તમારો છું ! આપણા ઐક્યની સાધના એ પાપ છે કે પુણ્ય છે તેની મને ખબર નથી, પણ ધર્મ-રાજાના ત્રાજવામાં જ્યારે આપણું દાંપત્યજીવન તોળાશે, ત્યારે જો પાપ ઠરશે તો આપણે સાથે નરક ભોગવીશું અને પુણ્ય ઠરશે તો સાથે સ્વર્ગ ભોગવીશું........'

'પણ ઇહલોકનું સ્વર્ગ તો પહેલાં જરૂર ભોગવીશું જ; જનતાની દૃષ્ટિએ તે નરક દેખાશે તો પણ એ નરક આપણું તો સ્વર્ગ જ હશે ! મારું મન તો એક કવિ–ફીલસુફની સાથે સાથે ઊડતું માને છે કે—

'આત્મા ઓળખે તે વર
અને ન ઓળખે તે પર !'

'મારા આત્માએ તમને ઓળખ્યા છે; લોકદૃષ્ટિએ તમે મારા 'પર' હો, તેની મને ચિંતા નથી; તમે મારા સાચા 'પ્રાણ'ના 'જીવન' છો, અને રહેશો, તો મને લોકદૃષ્ટિની કે પરલોક વિષેની લૌકિક માન્યતાની પરવા નથી......'

થોડી ક્ષણો પૂર્વે હરિહરના ચિત્તને જે સૃષ્ટિ દેખાતી હતી, તે સૃષ્ટિએ કારમો પલટો લીધો હતો ! તેને પોતાનું નાવ હવે દરિયામાં ઝોલા ખાતું દેખાતું નહોતું, પણ પવનની સ્થિરતાને લીધે ભયમુક્ત બનતું ભાસતું હતું.

અને સુશીલાની મનઃસૃષ્ટિ તો ક્યારની ઘડાઇ ચૂકી હતી. હરિહરનો પત્ર વાંચતાં તે ચમકી ગઇ ખરી, પરંતુ તેમાં તેણે પોતાની મનોમૂર્તિના દિલની ઉચ્ચતાને સ્પષ્ટ રીતે નિહાળી. હરિહરના પ્રેમાવિર્ભાવના પ્રસંગોનું પૃથક્કરણ તેના અંતરે કર્યું. નૈસર્ગિક રીતે હરિહર ઉપર તેનો જે પ્રેમ જડાયો હતો, તે પ્રેમ આ પત્રમાંની માહિતી પછી પણ અડગ રહ્યો બલ્કે વધ્યો. મૃત્યુ પામેલા પ્રાણજીવનની મૂર્તિની કલ્પના તેનાં મનશ્ચક્ષુઓએ કરી અને હરિહરની મૂર્તિની કલ્પના પણ તેણે કરીઃ પ્રાણજીવનની મૂર્તિને પોતાના અંતરમાં તે

ઘડી શકી જ નહિ! કલ્પનાને બહુ બહુ કસી ત્યારે માત્ર લગ્નપ્રસંગે મધુપર્કમાં પોતાનો હાથ પકડીને બેઠેલા એક છોકરાની મૂર્તિ તે ઘડી શકી, પરન્તુ તેના વદનની રેખાઓને તે સ્પષ્ટ રીતે સર્જી શકી નહિ; તો પછી તેના આત્માની ઓળખાણ તે કરી શકે જ શી રીતે? અને હરિહરની સ્થૂળ મૂર્તિની જ નહિ પણ તેના સૂક્ષ્મ દેહની રેખાએ રેખા તે અંતરમાં ઉતારી શકતી હતી, તેના દર્શનથી તેનો અંતરાત્મા પ્રફુલ્લિત થતો હતો, તેની વૃત્તિઓ ઉલ્લસતી હતી; જો દાંપત્યજીવન ગાળવું જ હોય તો એ સ્વામી સિવાયના કોઇ પણ પુરૂષ સાથેનું જીવન સુશીલાને અસહ્ય લાગ્યું હતું! કદાચ મરણ પામેલા પ્રાણજીવન ઉપર અમૃતદૃષ્ટિ થાય, અને તે જીવતો થઇ પોતાની સમીપે આવે, તો પણ તેને પતિ તરીકે સ્વીકારવાને બદલે હરિહરને જ પતિ તરીકે પોતે પસંદ કરે એવો પોતાનો માનસિક નિશ્ચય સુશીલાએ અનુભવ્યો હતો.

પત્ર વાંચીને વિચારમાં મશગુલ બનેલી સુશીલાએ તુરત જ હરિહર તથા મંગળીયા વચ્ચેના અને હરિહર તથા મહીધર વચ્ચેના પ્રસંગો સાંભળ્યા હતા. એ પ્રસંગોથી સુશીલાનો મનોનિશ્ચય ડગ્યો નહિ પણ ઉલટો દૃઢ થયો. તેણે જોયું કે ધન લૂંટવાના હેતુથી બનાવટી પ્રાણજીવન બનેલો હરિહર ધન પ્રાપ્ત કર્યા છતાં કોઇના ભયથી નહિ પણ પોતાની સદ્‌વૃત્તિથી જ તે ધન છોડી દઇને જગતની અટવીમાં ગુમ થઇ જવાને તૈયાર હતો! લોભ તથા લાલચની ઠગારી વૃત્તિઓને તેણે પોતા પ્રત્યેના પ્રેમાગ્નિમાં બાળીને ભસ્મીભૂત કરી હતી, તે જોયા પછી સુશીલાના દિલની ઝંખના વિશેષ તીવ્ર બની હતી.

પણ પ્રેમી પંખીડાંના માનસિક જગતમાં જ સર્વ કાંઇ સમાપ્ત થઇ જતું નથી; તેને સામે છેડે સ્થૂળ જગત ડોળા કકડાવતું ઊભું હોય છે!

* * *

# પ્રકરણ ૬૨મું

## બે વજ્રપાત

વૃદ્ધ વિધવા માતાનો એકનો એક પુત્ર મરણ પામવાથી તેને વધારે દુઃખ થાય, કે તેની પત્નીને પોતાનો પતિ મરણ પામવાથી વધારે દુઃખ થાય ? એ પ્રશ્ન હરિહરે પોતાના મનને પૂછી જોયો હતો; જ્યારે તેણે નિશ્ચય જ કર્યો કે હવે આ કપટપટુ જીવન પુરૂં કરીને પોતે બધાંની ક્ષમા માગી ચાલ્યા જવું જોઇએ, ત્યારે તેણે દેવકોર અને સુશીલાના દુઃખભારનું માપ કાઢવા પોતાની કલ્પનાને કસી જોઈ હતી, અને તેના પરિણામે તેને એમ લાગ્યું હતું કે દેવકોર કરતાં સુશીલાને વધારે દુઃખ લાગવું જોઇએ. દેવકોર અને સુશીલા બેઉ આશારૂપી પહાડ ઉપર ચડયા પછી નિરાશાની ખાઈમાં ગબડી પડવાની હતી, એ તો એક સરખું જ હતું; એકે પોતાના પુત્રને અને બીજીએ પોતાના પતિને ઘેર આવેલો જોઇને પરમાનંદનો અનુભવ કર્યો હતો, પરન્તુ તે ખરેખર કોઇ બીજો જ પુરૂષ છે એવું જાણવાથી અને ખરી વ્યક્તિ મરણ પામી છે એવી ખબર મળવાથી બેઉને જે કાંઇ દુઃખ થાય તેમાં વધારે દુઃખ કોનું હોય ? દેવકોર વૃદ્ધ હતી, ધનવતી હતી, પુત્ર રળે ને પોતે ખાય તેવી કાંઇ આશા ઉપર તે બેઠી નહોતી; માત્ર પોતે અપુત્ર મરણ પામી નથી એ જ એક ભાવનાનું સુખ તે આયુજીવનમાં રહેલું માની રહી હતી અને તે સુખ ખરી વાત જાણવાથી નાશ પામવાનું હતું; પરન્તુ સુશીલાને જીવનભરના દાંપત્યજીવનના સુખ ઉપર વજ્રપાત થએલો વેઠવાનો હતો. દેવકોરને પાંચ-દશ વર્ષના અવશિષ્ટ જીવન પુરતું જ મનોદુઃખ હતું, સુશીલાને પચીશ-પચાશ વર્ષ સુધી મનની ઝાળથી દાઝતાં તરફડવાનું હતું. જેટલી આશા પ્રબળ અને લાંબી, તેટલી નિરાશા વિશેષ દુઃખદાયિની. આ ગણત્રીથી હરિહર સુશીલાના દુઃખાવેગની કલ્પના કરતાં કંપી જતો

હતો. આબુ પહાડ ઉપર નખી તળાવને કાંઠે એક સંધ્યાકાળે સુશીલા અર્ધબેભાન બની ગઈ હતી. તે પ્રસંગને તે ભૂલી શકયો ન હતો. પોતે સુશીલાથી દૂર જાય એવો ઇશારો માત્ર સુશીલાને અત્યંત દુઃખદાયક થઈ પડયો હતો, ત્યારે હવે તો પોતે બીજી જ વ્યક્તિ હતી અને તેને હમેશને માટે છોડીને તથા વિધવા બનાવીને પોતે ચાલ્યો જવાનો હતો, એવી ખબર સુશીલાને આપવામાં આવી હતી, તેથી તો તેને થનારા દુઃખાવેગની કલ્પના પણ શી રીતે થઈ શકે ? તેને ભય હતો કે કદાચ પોતાનો પત્ર વાંચતાં જ સુશીલાનું હૃદય બંધ પડી જશે અને તે મૃત્યુ પામશે ! આટલા મહિનાના પરિચયથી તે સુશીલાના વિચારથી પરિચિત થયો હતો, તેના ધૈર્યને તે પિછાણતો હતો, પરંતુ વિચાર અને ધૈર્યને વર્તનમાં ઉતારવાની સુશીલાની વીરતાનો તેને હજી ખ્યાલ આવ્યો નહોતો અને તેથી જ તે એમ માનતો હતો કે દેવકોર કરતાંય સુશીલા દુઃખનો ભોગ વધારે પ્રમાણમાં થઈ પડશે. તેની આ ગણત્રી સુશીલાએ ખોટી પાડી ! હરિહર સમજ્યો કે જ્યાં સ્નેહ છે ત્યાં જ દુઃખ હોઈ શકે છે; જે પ્રાણજીવન પ્રત્યે સુશીલાને સ્નેહ જ નહોતો તે પ્રાણજીવનના મૃત્યુના સમાચારથી તેને દુઃખ પણ શા માટે થાય ? તેથી જ ઉલટું હરિહર પ્રત્યેના અપ્રતિમ સ્નેહને કારણે હરિહરને જવા દેતાં સુશીલાને અત્યંત દુઃખ થતું હતું.

સાંજ પડતાં પહેલાં સૌ ગામમાંથી દેવદર્શન કરીને પંડયાજીને ઘેર પાછાં ફર્યાં. તેમને આવેલાં જાણીને સુશીલા હરિહરની સાથેની વાતો છોડીને ઓરડામાં જતી રહી. લમણે હાથ દઈને બેઠેલા હરિહરને જોતાં જ દેવકોરે પુછ્યું: 'કેમ બેટા, તારું મ્હોં લેવાઈ ગયું છે ? શરીરે કાંઈ અસુખ તો નથી ?'

હરિહર શો જવાબ આપે? જેવી રીતે સુશીલા પાસે તેણે પોતાનું દિલ સાફ કર્યું હતું, તેવી જ રીતે તેને દેવકોર પાસે પણ દિલ ખોલીને વાત કહેવાની હતી. એની દિલસફાઈ કાંઈ આવા સાધારણ

પ્રશ્નના ઉત્તરમાં થઇ શકે તેમ નહોતું. તે કશું બોલ્યો નહિ એટલે ગંગાશંકર દવે બોલ્યા: 'ઋતુ જરા શરદીવાળી છે એટલે માથું ચડયું હશે.'

'હેં પ્રાણ!' હરિહરની પાસે આવી તેના માથા પર હાથ મૂકતી દેવકોર બોલી: 'માથું દુઃખે છે? જરા સુંઠ ખાઇશ, તો શરદી મટી જશે. તૈયાર કરાવી આપું બેટા?'

હરિહરની આંખોમાંથી ખળખળ કરતાં આંસુ વહી નીકળ્યાં અને દેવકોર આશ્ચર્ય પામી. તે નીચે બેઠી અને તેના માથા પર હાથ ફેરવતાં બોલી: 'કેમ બેટા! તને તારા બાપ સાંભરી આવ્યા કે શું? એ તો આજે તારા હાથના શ્રાદ્ધથી સદ્‌ગતિ પામ્યા; હવે રડવાનું ન હોય.'

ભરાઇ ગએલા હૃદય ઉપરનો દાટો એકદમ ખસેડી નાંખીને કારમો ધોધ વહાવતો હરિહર બોલ્યો: 'ઓ બા! હું પાપીને તમે અડકશો નહિ; હું પ્રાણજીવન નથી પણ કોઇ બીજો જ માણસ છું; મારૂં નામ હરિહર છે! આજસુધી મેં તમને ઠગ્યાં, પણ હવે એ પાપ મારે વધારે વખત કરવું નથી, માટે તમારી માફી માગું છું!' એમ કહી હરિહરે હાથ જોડયા.

સૌ ચમકી ગયાં! દેવકોરના હૃદય ઉપર એટલો સખ્ત આઘાત થયો કે તેનું મગજ ચક્કર ચક્કર ભમવા લાગ્યું. તેની પાછળ ઉભેલી જમના એકદમ ગલિતગાત્રની પેઠે નીચે બેસી ગઇ. ગંગાશંકર દવે અને પોપટલાલ તો થંભી જ ગયા. રામજી ટગર ટગર જોઇ રહ્યો. તત્ક્ષણ કોઇના મુખમાંથી એક ઉદ્‌ગાર પણ નીકળી શકયો નહિ.

જોરથી હાંફતાં હાંફતાં દેવકોર રડમસ સ્વરે બોલી: 'ત્યારે મારો સાચો પ્રાણજીવન કયાં?'

'તે તો નાસીકની હોસ્પીટલમાં જ મરણ પામ્યો હતો, માજી!'

એ સાંભળતાં જ દેવકોર બેભાન બનીને પછડાઇ પડી! સૌ તેની નજીક ધાયાં. સુશીલા ઓરડામાંથી બહાર નીકળીને દોડી આવી.

નીચેથી પાર્વતી અને લખમી પણ આવી પહોંચ્યાં અને સૌ ડોસીની આસ-પાસ ઘેરો વળીને બેઠાં. સુશીલાએ પાણી મંગાવ્યું અને દરમ્યાનમાં તે ડોસીની નાડી તથા હૃદયના ધબકારા તપાસવા લાગી. તે બોલીઃ 'કાંઇ બ્હીવા જેવું નથી, માત્ર મગજ ઉપર અસર થઇ છે.'

ઠંડો પવન અને ઠંડા પાણીના ઉપચારો શરૂ થયા; પરન્તુ સુશીલા સિવાય સૌનાં ચિત્ત એ ઉપચારો કરતાં વધારે પ્રમાણમાં આ અજબ-અજબના બનાવ વિષે વિચાર કરવામાં ગુંથાઇ ગયાં હતાં. વારે વારે સૌ એક બાજુએ શાન્ત તથા ઉદાસ બેઠેલા હરિહરના વદન ભણી જોતાં હતાં! બનાવટી પ્રાણજીવનની વદનચર્યા અત્યારે સૌના કુતૂહલનો વિષય થઇ પડી હતી.

'બાએ આંખ ઉઘાડી!' એમ જમના બોલી, એટલે ગંગાશંકર દવેને જરા નિરાંત વળી. પણ હવે તેમના વિચાર આ ઠગારા જુવાન ભણી વળ્યા હતા. પહેલાં તો દવેજીને એમ લાગ્યું કે પોતે અંબાજીમાં પ્રાણજીવનની બરાબર પરીક્ષા કરેલી, છતાં પોતે ઠગાઇનો ભોગ થયા, એ કેટલી બધી નવાઇની વાત છે! તે વખતે આ જુવાનનું મ્હોં બરાબર પ્રાણજીવન જેવું જ દેખાતું હતું અને હવે દવેજીને ખરા તથા બનાવટી પ્રાણજીવનના મ્હોં વચ્ચે વિશાળ અંતર દેખાતું હતું! રખેને કોઇ હરામખોર માણસ ઘરમાં ઘુસી ન જાય માટે બરાબર પરીક્ષા કરીને જ તેને ઘેર લાવવાની જરૂર દવે-જીએ દેવકોર ડોસીના ધ્યાનમાં ઉતારી હતી અને તેટલા માટે પરીક્ષા કર્યા બાદ પ્રાણજીવનને તેડી લાવવા દવેજી પોતે જ ગયા હતા. છતાં કોણ જાણે શાથી પોતાની ભૂલ થઇ ગઇ હતી! લગભગ પોણા સૈકા સુધી કેળવેલી વ્યવહારકુશળતાને હાર ખવાડનાર આ પચીશ વર્ષના જુવાન ઉપર હવે તેમને બહુ ક્રોધ ચઢયો હતો. તે ઉઠીને હરિહર પાસે ગયા અને પૂછવા લાગ્યા:

'ઓ ભાઇસાહેબ! જરા આમ જુઓ, બનાવટ તો કરી પણ ન્યાતના કોણ છો?'

'બ્રાહ્મણ છું, કાકા!'

'હવે મુઆ તારા કાકા, સીધું બોલને. આ બધી બનાવટ કરવા માટે માહિતી ક્યાંથી મેળવી?'

'પ્રાણજીવનની જ નોંધપોથીમાંથી, અને પ્રકટ થયા પૂર્વે નડીયાદમાં મુગા ભિખારી તરીકે ફરીને.' હરિહરે જવાબ આપ્યો.

દવેજીની આંખો ક્ષણભર સ્થિર બની ગઇ: 'મૂંગો ભિખારી તે તું જ? ઓળખ્યો, ઓળખ્યો, અમારા મહોલ્લામાં તું બહુ ભટકતો તે એટલા જ માટે, ઠી......ક! પારકા ઘરમાં પેસીને મોજ તો ખૂબ કરી, પણ ખબર નહોતી કે એ મોજ એક વાર સોંસરી નીકળી જશે!'

'ખબર હતી. અને હું જે કાંઇ માથે પડે તે વેઠવા તૈયાર જ બેઠો છું! મેં ધાર્યું હોત તો હું સહેલાઇથી નાસી ગયો હોત. મેં ધાર્યું હોત તો હું હજી વધારે વખત ઘરમાં રહી શક્યો હોત, કારણ કે મેં પોતે મારી ઓળખાણ આપી છે પણ તમે કોઇએ મને ઓળખ્યો નથી!' હરિહરે જણાવ્યું.

'એમ!' દવેજીએ કરડી દૃષ્ટિ કરી: 'હજી મગજમાં તુમાખી સમાતી નથી! એક તો ચોરી અને વળી ઉપરથી શિરજોરી! ચોપટલાલ માસ્તર! આ હરામખોર ઉપર જરા નજર રાખજો, છટકી ન જાય; હમણાં જ હું એ ભાઇસાહેબને હાથકડી પહેરાવી દઉં છું!'

દવેજી પોલીસને બોલાવવા જવા માટે ઉઠયા. તેમના કરચલીવાળા મ્હોં ઉપર ક્રોધની રતાશ હતી અને શરીર આવેશથી ધ્રૂજતું હતું. દાદર તરફ જતાં જતાં દવેજીએ દેવકોર સામે નજર કરી. તેણે આંખ ઉઘાડી હતી અને તે ભાનમાં આવેલી જણાતી હતી. દવેજી અને દેવકોરની નજર મળતાં જ દેવકોરે ઇશારો કરીને બહાર ન જવાનું સૂચવ્યું એટલે દવેજી દાદરા પાસે જ અટકીને ઊભા, અને ક્ષણભર વિચારીને દેવકોર પાસે આવી બેઠા. તે બોલ્યા: 'હું કહું છું કે આ હરામખોરને ઠેકાણે પહોંચાડવાની જરૂર છે. તેણે કેવું કપટ કર્યું છે તેનો વિચાર તો કરી જુઓ! તેણે કેવી ઓળખાણો આપીને વિશ્વાસ

બેસાડયો, કેવા ઢોંગ મચાવ્યા, કેવાં વ્રત લીધાં, અને છેવટે આપણને બનાવ્યાં! તેના પગમાં બેડી પડે અને સાત વરસની જેલ મળે તો જ મારી દાઝ હોલાય!' દવેજીએ ઉભરો કાઢયો.

દેવકોરમાં હવે બોલવાની શક્તિ આવી હતી. તેણે સુશીલા અને જમનાના ખભાનો ટેકો લેતાં બેઠાં થઇને કહ્યું: 'મારે એ કશા યે ફજેતા કરવા નથી, દવેજી! જે થવાનું હતું તે થઇ ગયું. જ્યાં મારૂં નસીબ જ ફુટેલું, ત્યાં હું કોઇને દોષ શા માટે દઉં? એને હવે અહીંથી રજા આપો, જ્યાં જવું હોય ત્યાં ભલે જાય.'

'વાર છે, વાર! એમ હજી ક્યાંથી જવાશે?' દવેજી તાડુક્યા: 'શેર, મીલ્કત, નાણાં બધું એના નામ પર ચડેલું છે, તે એમ કેમ જવા દેવાશે? એ બધાં કાગળીયાં ક્યાં છે?'

હરિહર કાંઇ જવાબ આપે તે પહેલાં સુશીલા બોલી: 'મારી પાસે છે. તમે બધાં આવ્યાં તે પહેલાં જ થોડી વારે તેમણે તે બધું મને સોંપી દીધું છે અને પોતાની સાચી ઓળખાણ પણ મને પાડી છે.'

સૌ સુશીલાની સામે જોઇ રહ્યાં.

સુશીલાએ ઓરડામાં જઇ દસ્તાવેજો, પહોંચો, વગેરે કાગળોનું એક મોટું પરબીડીયું લાવી દેવકોરના હાથમાં મૂક્યું અને કહ્યું: 'સંભાળી લ્યો; તેમાં બધું ય છે.'

'તેં બધું સંભાળી લીધું છે ને? મારે તો કશું જોવું નથી. જે છે તે હવે તારૂં જ છે.' દેવકોરે કહ્યું.

'ના, માજી! મને એ કશું ન જોઇએ! જેમને તમે મારા પતિ તરીકે એક વાર ઓળખાવ્યા હતા, જેમનામાં મેં પતિભાવ કેળવ્યો છે, જેમને મેં અને જેમણે મને એમ પરસ્પર ઓળખ્યાં છે, તે જ મારા પતિ છે: હું તેમનાથી છૂટી નહિ પડી શકું! તમારી મીલકત હવે મને ન જોઇએ.'

બીજો વજ્રપાત!!! સૌ હબકી ગયાં. સુશીલા સૌની દૃષ્ટિનું મધ્યબિંદુ બની.

દેવકોરે છાતીને કઠણ બનાવીને કહ્યું: 'સુશીલા, તું સારા માબાપની દીકરી થઈને આ શું બોલે છે?'

હરેજી કરડાકીમાં વચ્ચે બોલ્યા: 'એક ભવમાં બે ભર કરવાની વાત કરે છે, બીજું વળી શું?'

સુશીલા બોલી: 'બીલકુલ નહિ. જેને તમે બધાં મારૂં લગ્ન માનો છો તેને હું મારૂં લગ્ન માનતી જ નહોતી, અને અત્યારે પણ માનતી નથી. મારૂં લગ્ન તો મેં જેને મારા સ્વામી તરીકે અંતરથી ઓળખ્યા અને સ્વીકાર્યા તેમની સાથે જ થયું છે અને તે મારૂં પહેલી જ વારનું લગ્ન છે!'

દેવકોર બોલી: 'સુશીલા! અત્યારે તારૂં ડહાપણ ક્યાં ગયું છે તેની મને સમજ પડતી નથી. તારામાં આ ગાંડપણ ક્યાંથી આવ્યું? શું તને હરિહરે ભોળવી છે?'

'જરા યે નહિ; વસ્તુતઃ મેં તેમને ભોળવ્યા છે. તેમણે ઠગાઈ કરી ખરી, પરન્તુ તેમનું દિલ પાપભીરૂ હતું, તેથી છેલ્લી ઘડીએ તેમણે પોતાનું પાપ કબુલીને મીલકત મને સોંપી દીધી, મારી અને સૌની ક્ષમા-યાચી ચાલ્યા જવાની તત્પરતા બતાવી; પરન્તુ મારો આત્મા તેમનો ગુણાનુરાગી થયો છે, મેં તેમના અને તેમણે મારા આત્માને પીછાણ્યો છે, પાપભીરૂતાથી મારા દેહને અપવિત્ર નહિ કરવા માટે તેમણે વ્રત લઈને આજસુધી નીભાવ્યું છે અને જે વખતે તે વ્રત પૂરૂં થયું તે જ વખતે પાપમાં પગલાં નહિ પાડવાને માટે જ તે સૌને છોડવા તૈયાર થયા છે, એ તેમની નિર્મળતા મને સમજાઈ છે, પણ તમારા લક્ષમાં આવતી નથી. મેં અને તેમણે દાંપત્યજીવન ગાળવાનું પરસ્પર વચન લીધું-દીધું છે; મને હવે તમારી મીલકત ન જોઈએ માજી, પણ તમે માતાના જેવા

વત્સલભાવે મને પુત્રી માનીને જ રાખી છે, તે બદલ હું તમારા ઉપકાર હેઠળ દબાયલી છું; ફરમાવશો ત્યારે સેવા માટે હાજર થઇશ; પણ તમે મારી સાસુ નહિ, હું તમારી પુત્રવધૂ નહિ; માત્ર આપણે ધર્મનાં માતા-પુત્રી ખરાં. "

હવેજી હાકોટો કરીને બોલ્યા : ' સુશીલા ! મ્હોંએ લગામ રાખીને બોલ ! તારૂં ભણતર બધું પાણીમાં જાય છે. તને પરણનારો ક્યાર-નોય ગયો, હવે વળી લગ્ન શાનું ? એમ જ કહેને કે તારે વંઠી જવું છે, નાતરૂં કરવું છે ! '

' દેવકોર બોલી: ' દવે ! તમે અકળાવ નહિ. એક વાર તેના મ્હોંમાંથી જે વચનો નીકળી ગયાં છે, તે તમે અને મેં બન્નેએ સાંભળ્યાં છે; હવે તેને ઠપકો દઇને, શરમાવીને, ગાળો દઇને કે તેના હાથ પગ બાંધીને આપણે ઘરમાં રાખવા મથીએ કે તેની પાસે મરેલા દીકરાની પાછળ વૈધવ્ય પળાવવા મથીએ, તેમાં સાર શો ? ' દેવકોરે ઊંડો શ્વાસ લીધો, તેનો કંઠ અવરૂદ્ધ થયો અને આંખોમાંથી આંસુ ખર્યાં. તે ગળગળે સ્વરે બોલી: ' દીકરી ! મારૂં તો હવે બધું રણમાં રોળાઇ ગયું છે. વૈકુંઠને બારણે પહોંચીને ત્યાંથી ધક્કો મારી કોઇ પાછું કાઢે તેવી અત્યારે મારી દશા થઇ છે. મારા દીકરાની વહુ જેને હું માનું છું તે અણીશુદ્ધ વૈધવ્ય પાળીને જીંદગી પૂરી કરે તો તેથી કાંઇ મારૂં કલ્યાણ થવાનું નથી એવું હું સમજું છું; અને ન પાળે તો તેથી મારા કુળની આબરૂ જાય એમ લોકો બોલશે, પણ એ આબરૂનો મારે હવે કશો ઉપયોગ નથી, એટલે મારે મન તે પણ નકામી વસ્તુ છે. તારૂં સુખ અને કલ્યાણ તને જે દિશામાં દેખાય તે દિશામાં તું તારે ખુશીથી જા, પણ......'

ડોસીથી આગળ બોલાયું નહિ અને તેના છેલ્લા શબ્દોએ સુશીલાની આંખોનાં પણ આંસુ આકર્ષ્યાં.

# પ્રકરણ ૬૩મું

## સાંકળના ખૂટતા અંકોડા

આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. નજીક આવતી સંધ્યાનો સમય હતો. એ નિસ્તેજ સ્થાને અને સમયે તેજોહીન બનેલાં વદન એક બીજાની સામે જોઇ રહ્યાં હતાં અને વાતાવરણની ગમગીનીમાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં. સુશીલા અને હરિહરની દૃષ્ટિ સમીપે આશાભર્યાં ભાવિ જીવનનાં પટો વિસ્તરેલાં હોવા છતાં તેમના વદન ઉપર પણ ખરેખર ઉદાસી જ છવાઇ ગઇ હતી. આંસુભીની આંખોવાળી વૃદ્ધ દેવકોરના વદન સામે જોવાની અને અંતરનું દુઃખ જીરવવાની શક્તિનો સૌ કોઇમાંથી લોપ થઇ ગયો હતો. એ દુઃખે સુશીલાના અંતરને ઉભરાવ્યું અને તેણે કહ્યું: 'બા! હું તમારી દૃષ્ટિ સમીપે આજીવન વૈધવ્ય પાળું, તો તમને સંતોષ થશે?'

દેવકોરે પૂછ્યું: 'તારી ઇચ્છા તેવું વૈધવ્ય પાળવાની છે?'

સુશીલાએ જવાબ આપ્યો: 'ના. મારી માતાના સંતોષને ખાતર હું તમારે ત્યાં આવી હતી અને હું મારે સાસરે ગઇ છું એમ માનીને મારી માતા રાજી થઇ હતી, જો કે મારું લગ્ન થયું હતું અને મારું કોઇ સાસરું હતું એમ હું પોતે માનતી નહોતી, તેવી જ રીતે જો તમને સંતોષ થતો હોય તો હું તે માટે મારી જીવનલતાને અકાળે સૂકવવા પણ તૈયાર છું.'

'ના, મારે એવું કશું કરવું નથી; તું તારે તારું ભલું થાય તેમ કર.' દેવકોરે જવાબ આપી દીધો. તેણે હરિહરની સામે જોઇને પૂછ્યું: 'ભાઇ, તું પ્રાણજીવન મરણ પામ્યો હોવાનું કહે છે, તેની કાંઇ બીજી ખાત્રી છે?'

'હા, અહીં જ તે ખાત્રી કરાવી શકાય તેમ છે.' હરિહર બોલ્યો.

'શાથી તેનું મરણ થયું હતું?' દેવકોરે પૂછ્યું.

'પંચવટીથી નાસીક તરફ આવતાં રસ્તામાં તેને કોઈએ ટેકરીઓની વચ્ચેની કરાડમાં ફેંકી દીધો હતો, તેથી તેને વાગ્યું હતું. કોઈ વટેમાર્ગુઓ તેને ઉચકીને ઇસ્પિતાલમાં લાવ્યા હતા, ત્યાં હું નોકર હતો. તે રાત્રે મરણ પામ્યો હતો અને સ્હવારમાં તેના મુડદાને બાળી નાંખવામાં આવ્યું હતું.'

'હરિ! હરિ!' દવેજીએ નિઃશ્વાસ નાંખ્યો.

'તે બાવાઓની જમાતમાં નહોતો? એકલો જ હતો?' દેવકોરે પૂછ્યું.

'બાવાઓની જમાતનો તેણે ત્યાગ કર્યો હોવો જોઇએ અને બાવાઓના વર્તનથી તેને અસંતોષ થયો હોવો જોઇએ એમ તેની નોંધપોથી ઉપરથી મને લાગ્યું હતું.'

'ત્યારે શું તે બાવાઓથી જૂદો પડીને ઘેર પાછો આવવા ઇચ્છતો હશે?'

'સંભવિત છે કે એમ પણ હોય, પણ એટલામાં તેનો કોઈ વૈરી નીકળ્યો અને તેણે તેને ફેંકી દીધો, તેથી તેનું મરણ થયું.' હરિહરે અનુમાનથી કહ્યું.

'એવો વૈરી કોણ હશે?'

પાર્વતી આ સંવાદ સાંભળી રહી હતી. મનહરે હરગોવિંદ પંડ્યાને કહેલી જે વાતો સાંભળી હતી તે ઉપરથી તેના મગજમાં કાંઇ નવો પ્રકાશ પડયો. તે વચ્ચે બોલી: 'તેવો વૈરી કોણ હશે તે બાબત કદાચ મનહરલાલ જાણતા હશે!'

'મનહરલાલ કોણ?' દેવકોરે પૂછ્યું.

હરિહર બોલ્યો: 'એ જ માણસ પ્રાણજીવનના મૃત્યુની ખાત્રી આપી શકે તેમ છે. કારણ કે તે પણ એ વાત જાણે છે. તેનું

નામ મનહર નહિ પણ મહીધર છે; તે મારો ભાઈ થાય. થોડી વાર પહેલાં તે મારી પાસે આવ્યો હતો. મારો ભેદ છુપાવી રાખવા માટે તે મારી પાસેથી પૈસા કઢાવવા ઇચ્છતો હતો !'

દેવકોરે ભારે આશ્ચર્ય સાથે આ બધું સાંભળ્યું. તેણે પૂછ્યું: 'તમે બેઉ ભાઈઓએ મળીને આ કાવતરું કરેલું ?'

હરિહરે કહ્યું: 'ના; હું તો આજે તેને કેટલાંય વર્ષે મળ્યો. પ્રાણજીવનના મૃત્યુની ખબર તેને કેવી રીતે મળી તે પણ હું જાણતો નથી.'

'ત્યારે મહીધરને બોલાવો ને, લખમી બહેન!'

પાર્વતી ઊઠી અને નીચે ગઈ. તેણે જોયું કે દાદરની નીચે જ બેસીને પોતાનો પિતા ઉપર ચાલી રહેલી બધી વાતો મૂગો મૂગો સાંભળે છે. તેણે ઘરમાં ફરીને જોયું, પણ નહોતો મહીધર, સુભદ્રા કે મંગળીયો ! પંડયાએ તેને કહ્યું કે: 'મનહરલાલ તો પોતાનો સામાન લઈને ક્યાંક ગયા છે; મેં પૂછ્યું કે ક્યાં જાઓ છો, તેનો જવાબ આપવા પણ તે રોકાયા નહિ !'

પાર્વતી ઉપર પાછી ફરી. મનહર નાસી ગયો એવી ખબર જાણીને તે દાદરનું પહેલું પગથિયું ચડી અને છેલ્લું પગથિયું ચડીને ઉપર આવી, એટલી વારમાં તેણે નિશ્ચય કરી નાંખ્યો કે પ્રાણજીવનનો ખૂની મનહર ઉર્ફે મહીધર જ હોવો જોઈએ ! પાર્વતી જાણતી હતી કે પોતાના પિતા પાસે તેણે કહ્યું હતું કે પંચવટીથી નાસીક તરફ પાછા ફરતાં એ જ પ્રાણજીવને પોતાના જીવનનો બધો વૃતાંત વિસ્તારથી મનહરને એક ધર્મશાળામાં બેસીને કહ્યો હતો, અને તેને આધારે જ મનહર પણ પ્રાણજીવન બનીને તેના ઘરમાં ઘુસી જવા માટેનો એક ઉમેદવાર બન્યો હતો ! ઉપર આવીને પાર્વતીએ મનહર પોતાની સ્ત્રી અને નોકર સાથે ચાલ્યો ગયો હોવાની ખબર આપી અને તે સાથે

પોતે જે કાંઇ આ કાવતરાના સંબંધમાં જાણતી હતી, તે પણ કહ્યું, એટલે પ્રાણજીવનનું ખૂન કરનાર કોણ હોવો જોઇએ તે વિષેની નવી વિગત સૌના જાણવામાં આવી. દેવકોર બોલી ઉઠી : 'અરર ! શું ત્યારે મારા પ્રાણજીવનને તેના ધનને માટે જ જાન ગુમાવવો પડયો ?'

સૌનાં અંતઃકરણ ચચરી ઉઠયાં.

દવેજી બોલ્યા: 'પણ એ હરામખોર મહીધરને પકડાવીએ તો ?'

દેવકોરે કહ્યું: 'પકડાવીને શું કરશો ? શું હવે પ્રાણ પાછો આવશે ?'

હરિહર બોલ્યો: 'હવે તેને પકડવો જ મુશ્કેલ છે; મારો તે ભાઇ છે તેટલા માટે હું કહેતો નથી; પણ તે અહીંથી છટકયો છે તે પોતાની સ્થિતિ જોખમભરી જાણીને જ છટકયો છે અને એક વાર છટકયા પછી તે હાથમાં આવે એ શકય નથી. હું તેના ધંધા અને કાર-સ્થાન સારી પેઠે જાણું છું અને તેથી જ તેની પાસે કદિ જતો નથી. પાર્વતી બહેનની વિગત ઉપરથી મને હવે સમજાય છે કે પ્રાણજીવ-નને ફેંકી દેનાર તેના સિવાય બીજું કોઇ નહિ હોય !'

'હે પ્રભુ ! આવાં દુઃખોની વચ્ચે તું હજી મને કેમ જીવાડી રહ્યો છે ? શું હજી તેં મારા માથા ઉપર દુઃખનાં ઝાડ ઉગાડવાનાં બાકી રાખ્યાં છે ? હે નર્મદા મૈયા ! સ્હવારે તારા જળમાં નાહી, ત્યારે જ તેં મને ખેંચી લીધી હોત, તો હું કેટલા સુખમાં મરણ પામત ? અને અત્યારે—આ થોડા કલાકની અંદર તેં મારા ઉપર દુઃખના પહાડ નાંખ્યા છે !' એમ કહેતાં દેવકોરથી પ્રકટ રીતે રડી જવાયું. સૌનાં હૃદય કકળી ઉઠયાં.

દેવકોર સત્વર ઉઠી અને દાદરા તરફ ચાલતાં બોલી: 'લખમી બહેન ! મને પાણી આપો, દીકરાના નામનું સ્નાન મને કરવા દો !'

સૌ નીચે ઉતર્યાં. બેક પગથિયાં ઉતરતાં જ દેવકોરની દૃષ્ટિ ઉઘાડે શરીરે સામે બેઠેલા હરગોવિંદ પંડયા ઉપર પડી અને તેનાથી બોલી જવાયું: 'આવો [illegible] !'

હરગોવિંદ પંડ્યાથી પકડાઇ જવાયું ! તે નીચું જોઇ ગયો. એટલામાં સુશીલા નીચે ઉતરીને બોલી: 'આ તો પેલો બાવો !' લખમી અને પાર્વતી આ બેઉ ઉદ્દ્ગાર સાંભળીને નવાઇ પામી. પાર્વતી બોલી: 'એ તો મારા પિતાજી છે !'

'શું આ ગોર મહારાજ છે ? મેં તો તેમને અત્યારે પહેલી વાર જોયા, પણ મને સાંભરે છે કે મારે ત્યાં એક દંડી સંન્યાસી જમવા પધારેલા, તેમના જેવા જ તે છે !'

'અને મારે પિયર એક બાવો ભિક્ષા લેવા આવ્યો હતો, તે પણ તેમના જેવો જ હતો; તેમની સાથે એક નાનો બાવો હતો, તે શંકરના જેવો જ હતો અને શંકરને મેં સ્ટેશન પર પહેલાં જોયો, ત્યારે મને એમ લાગ્યું હતું પણ ખરૂં !'

લખમીએ ઉદ્દ્ગાર કાઢ્યો : 'આ વળી નવું કૌતક !' જ્યારે હવે બધી વાતો જાહેરમાં આવી ગઇ હતી, અને દાદર હેઠળ બેઠાં બેઠાં તે વાતો પંડ્યાએ સાંભળી હતી, ત્યારે પોતાના સંબંધી ઉઠેલી શંકાઓનું સમાધાન કરવામાં પંડ્યાને ડહાપણ લાગ્યું. તેણે કહ્યું : 'તમે બેઉ સાચાં છો. એ બાવો હું હતો અને એ સંન્યાસી પણ હું જ હતો; ફક્ત મનહરલાલના હાથમાંના રમકડા તરીકે એ બધું મેં કર્યું હતું. પ્રાણજીવન પાછો આવશે એવી આશા બેઉ સ્થળે મારે ઉપજાવવાની હતી અને પછી મનહરલાલને પ્રાણજીવન બની પેસી જવાનું હતું, પરન્તુ એટલામાં એક જ જૂદો જ પ્રાણજીવન પેસી ગયો અને મનહરલાલના હાથ હેઠા પડ્યા, એટલે તેણે બનાવટી પ્રાણજીવન પાસેથી પૈસા કઢાવવાનું ધાર્યું, પણ એ ધારણાયે અફળ ગઇ !'

પાર્વતી બોલી: 'હેં બાપાજી ! પ્રાણજીવનભાઇને ફેંકી દેનાર મનહરલાલ પોતે જ હશે એમ તમને નથી લાગતું ?'

'પહેલાં તો મને નહોતું લાગ્યું પણ હવે સમજાય છે. મને ય પસ્તાવો થાય છે કે હું એનામાં ક્યાંથી પડ્યો ?'

'જે બનવાનું હતું, તે બની ગયું. સાંકળના ખૂટતા અંકોડા મળી રહ્યા. આ બધાય મારા નસીબના જ ખેલ છે! આ જીંદગીમાં મેં કોઇનું બૂરૂં કર્યું નથી, મનથી બૂરૂં ઇચ્છયું નથી, છતાં ઇશ્વરને મારા ઉપર જ આવાં દુઃખો નાંખવાનું ગમ્યું છે, તો તે મારા વિધિના લેખ હશે એમ માન્યા વિના મારો છૂટકો નથી.'

એમ કહી દેવકોર ચોકામાં જઇ બેઠી. લખમીએ પાણીનો દેગડો લાવીને મૂક્યો અને પુત્રના મૃત્યુ પછી લગભગ અગીયારમા માસે માતાએ પુત્રનું સ્નાન કર્યું! પાછળ જમના અને સુશીલા પણ ન્હાયાં. દવેજી, હરિહર, પોપટલાલ માસ્તર અને રામજી નર્મદા તીરે જઇ સ્નાન કરી થોડી વારમાં પાછા ફર્યા.

રામજીને તુરત જ દેવકોરે સામાન બાંધવા કહ્યું. પંડયાએ, પાર્વતીએ અને લખમીએ રાતની રાત રહેવા ખૂબ આગ્રહ કર્યો પણ દેવકોરનું મન માન્યું નહિ. થોડી વાર પછી ઉપડતી ગાડીમાં જવાનો પોતાનો નિશ્ચય તેણે બદલ્યો નહિ.

સામાન બંધાઇ ગયો. નીકળતી વખતે તેણે સુશીલાને પૂછ્યું: 'સુશીલા! તારે આવવું છે?'

સુશીલા મંદ સ્વરે બોલી: 'હું કાલે નીકળીશ.'

'તારી પાસે પૈસા છે?'

'હા.'

દેવકોર, દવેજી, જમના અને રામજી ચાલતાં થયાં. આભમાંથી ઉતરતી રાત્રિના અંધકારમાં એક પક્ષીવૃંદનાં બે ભાગ પડયા: એક ઉડી ગયું અને બીજું બેસી રહ્યું.

* * *

# પ્રકરણ ૬૪મું

## નવીન જીવન

મહેમાનોથી ભર્યું-ભર્યું લાગતું ઘર મહેમાનો ગયા પછી કેવું સૂનું-સૂનું લાગે છે! સામાન્ય મનુષ્યોને ઘરની એવી શૂન્યતા જેવી અસર કરે છે, તેવી તીર્થવાસી ગોરને કરતી નથી. છતાં આજે હરગોવિંદ પંડયા, લખમી અને પાર્વતીના મનને એ શૂન્યતા અસર કરી રહી હતી, તેનું કારણ ખુલ્લું હતું. વૃદ્ધ દેવકારના દિલ ઉપર સખ્ત આઘાત થયો હતો, અવનવી ઘટનાઓ છેલ્લા થોડા કલાકમાં ઘટી હતી, પતિનું શ્રાદ્ધ કરવા આવેલી સપુત્ર વિધવા પુત્ર અને પુત્રવધૂને ગુમાવીને રોતી-કકળતી ઘેર પાછી ગઇ હતી, તેથી તેમનાં દિલ ઉપર અસર થઇ હતી. માતા-પિતા કરતાં પાર્વતીના મન ઉપર આ કારમા બનાવોએ આશ્ચર્ય, ખેદ, વિષાદ, અને કુતૂહલની સવિશેષ અસર નીપજાવી હતી. આ કેવો યોગાનુયોગ, આ કેવી અઘટિત ઘટના કે એક જ દિવસે સૌનો મેળાપ ચાણોદમાં જ થઇ ગયો! એકના દિલ પર ઘા થયો, એકની જીવનદિશા બદલાઇ, એકને નિરાશા અને ભયથી નાસવું પડયું, એકને કાવાદાવાખોરી માટે પસ્તાવો થયો અને......' પાર્વતીની વિચારમાળા સ્વાત્માભિમુખ વળતી હતી.

પાર્વતીના મન ઉપર આ આખા બનાવે ચિત્ર-વિચિત્ર છાપ પાડી હતી. તે પતિત વિધવા તરુણી હતી; મનહર જેવા મુંબઇગરા ઉપર તે એક વાર પ્રેમ ઢોળી ચૂકી હતી, જો કે મનહરનું ચારિત્ર્ય હલકું હતું એ તે જાણતી હતી. મનહર તેને ચાણોદમાં આવીને મળતો ત્યારે તે પવિત્ર અને આદર્શ પતિ થવાને લાયક હતો એમ તો તે નહોતી જ માનતી. તે મુંબઇગરો જુવાન હતો, કાવાદાવામાં નિપુણ

હતો, ખોટા ધંધા કરનારો હતો, છતાં પાર્વતીને તેનો સહવાસ મીઠો લાગતો હતો. મનહરની ઘણી ઊણપો જાણ્યા છતાં તે ઊણપોને કારણે મનહરને તુચ્છકારવા તે ઇચ્છતી નહોતી, કારણ કે જે તન-મનની ભૂખ તેને સતાવતી હતી તેને પોષનારો અને વિશેષમાં માતાની ધનભૂખને પણ તૃપ્ત કરનારો તે એકલો જ તેને આજસુધીમાં મળ્યો હતો! તે લગ્નસુખની ભુખી વિધવા હતી, પોતા જેવી પતિતાને લગ્ન-સુખ આપનાર મનહર કરતાં વધારે યોગ્ય બીજું કોઇ મળી શકે નહિ એમ તે સમજતી હતી, એટલે જ તેણે એક વાર મનહરની પાસે મુંબઇ જઇને રહેવાનું અને તેની સાથે લગ્ન કરવાનું પણ માન્ય રાખ્યું હતું. પરન્તુ જેવું લગ્નસુખ પોતે ઇચ્છતી હતી, તેવું લગ્નસુખ પ્રાપ્ત કરવા બધી વિધવાઓ તલસતી હોય છે એવી તેની અચૂક માન્યતા હતી. કોઇ પણ બાળવિધવાને જોઇને પાર્વતીના મનમાં અનેક તરંગો ઉઠતા અને તે પોતાના મનને તે વિધવાના મનોભાવ સંબંધે કાંઇ કાંઇ કલ્પિત પ્રશ્નો પૂછતી! પોતાના દિલની સાક્ષીએ તે માનતી કે વિધવા જેવું કોઇ દુઃખી મનુષ્યપ્રાણી આ સૃષ્ટિમાં જીવતું નહિ હોય. આ કારણથી વિધવાઓ પ્રત્યે તેનું દિલ હમેશાં દ્રવતું, પતિહીનતા તેને પરમ શાપરૂપ લાગતી અને વિધવા કોઇ પણ અપરાધ કરે તો તે અપરાધ ન કહેવાય પણ તેની પરિસ્થિતિએ જબરદસ્તીથી તેની પાસે ભરાવેલું એક દયાજનક કાર્ય લેખાય એવું તે પોતાના મનમાં સમજતી. તેની આ મનઃસ્થિતિને કારણે જ તેણે સુભદ્રાને ખાતર મન-હરનો ત્યાગ કર્યો હતો, અને સુશીલાના બનાવટી પતિ તરીકે તેના ઘરમાં પેસવાની મનહરને રજા આપવા છતાં સુશીલાનો ત્યાગ નહિ કરવાનું એક વાર તેની પાસેથી વચન પણ લીધું હતું.

આજે સુશીલાના વિચારોએ અને વર્તને તેના મન ઉપર અજબ પ્રકાશ પાડયો હતો. સુશીલાની હિંમતે તેના અંતરમાં નવ-ચેતન આણ્યું હતું. સુશીલાના વિચારો અને વર્તન ચાલુ રૂઢિથી કેવળ વિરૂદ્ધ હતાં, લોકો જે શાસ્ત્રને માનતા તે શાસ્ત્રની વિરૂદ્ધ

હતાં, જનતામાં જે ધર્મ મનાતો તે ધર્મની વિરૂદ્ધ હતાં, પંડિતો જેને પુણ્ય પાપ કહેતા તેમાંના કેવળ પાપરૂપ એ વિચાર અને વર્તન હતાં; છતાં પાર્વતીને લાગતું કે સુશીલાનો એક પણ વિચાર પોતાને ખોટો જણાતો નહોતો, તેના વર્તનમાં જરાયે અપવિત્રતા નહોતી, તેના અંતરમાં જરાયે કાપટ્ય કે પિશુનતા નહોતાં. સુશીલાએ અત્યારની ઘડી સુધી જે પવિત્રતા જાળવી હતી તે પવિત્રતા ભાગ્યે જ કોઈ વિધવામાં હશે એમ પાર્વતી માનતી. એવી પવિત્રતા એક મનમાન્યા પ્રેમાળ પતિને ગ્રહણ કરવાથી એકદમ નાશ પામી જાય કેવી રીતે? પ્રાણજીવન જીવતો હોત તો જે સંસાર પુણ્યરૂપ બની જાત, તે સંસાર પ્રાણજીવનને બદલે મનમાન્યા હરિહરની સાથે નિર્વહવાથી પાપરૂપ બની જાય એ કેવું વિચિત્ર છે! પાર્વતીને પોતાના ચારિત્ર્યનો સહજ વિચાર આવ્યો અને તે હસી. મનમાં તે બોલી: 'હું પવિત્ર વિધવા! અને સુશીલા દુષ્ટ-પાપિણી!' અને એ ઉદ્ગાર સાથે પાર્વતીને ખૂબ હસવું આવ્યું.

પ્રહરેક રાત્રિ વીતતાં સુધી પાર્વતી નીચે બેસી રહી અને હરિહર તથા સુશીલા મેડા ઉપર બેસી રહ્યાં. પોપટલાલ માસ્તરને ઘેર ગમ્યું નહિ એટલે તે ગામમાં ફરવા ચાલ્યો ગયો. પંડ્યા ને લખમી વિચારવિવશ સ્થિતિમાં જ સૂઈ ગયાં. એ શૂન્યતા અને શાંતિના વાતાવરણમાં પાર્વતી ઊઠી અને 'સુશીલા બહેન સૂઈ ગયાં કે?' એમ બોલતી મેડે ચઢી. વિચારવિવશ બનેલાં એ પતિપત્ની પણ કશી વાતચીત ન કરતાં વચ્ચે ફાનસ મૂકી સામસામે બેઠાં હતાં એવામાં પાર્વતી વચ્ચે પુરાઈ.

"આવો પાર્વતી બહેન!" સુશીલા બોલી.

હરિહરને ત્યાંથી ઉઠી જવાનું વિવેકભર્યું લાગ્યું અને તે ઓરડામાં જઈ એક પથારી પર પડ્યો.

પાર્વતીએ શરૂઆત કરી: 'સુશીલા બહેન! આજે તો હું આભી બની ગઈ છું.'

'અમારાં મનની સ્થિતિ પણ તમારા મન જેવી જ છે; અને તમને તો કદાચ મારી પર અણગમોયે આવ્યો હશે.' સુશીલા બોલી.

'જરાયે નહિ સુશીલા બહેન! હું તમારા વર્તનને અને તમારી હિંમતને વખાણું છું.'

'એમ?' સુશીલાને બહુ જ આશ્ચર્ય થયું.

'તમને નવાઈ લાગતી હશે, પણ હું સાચું કહું છું કે તમે ખરે-ખરૂં ડહાપણ કર્યું છે. પાપ અને અધર્મની બૂમો પાડનારાઓ ઘણા મળશે પણ વિધવાના જેવું વિધુરત્વ પાળનારા કેટલા મળશે? અને તમે તો વિધવા નહોતાં જ—હું છાતી ઠોકીને કહું છું કે નહોતાં.' પાર્વતીએ પોતાના દિલનો ઊભરો કાઢવા માંડયો.

સુશીલાને આ અણધારી સહાનુભૂતિએ માનસિક બળ આપ્યું.

પાર્વતીએ પૂછ્યું: 'સુશીલા બહેન, હવે તમે કયાં રહેશો?'

'રાણીપુરમાં.'

'ત્યારે તો ત્યાંયે તમારી હિંમતની કસોટી થવાની. પિતાના ગામમાં લોકાપવાદ સહન કરવો પડશે.'

'હા. મારી સાચી અગ્નિપરીક્ષા તો ત્યાં થશે.'

'હું ધારૂં છું કે તમારી સ્થાપેલી નિશાળમાં કોઈ છોકરાંને ભણ-વાયે નહિ મોકલે.' પાર્વતીએ ભવિષ્ય ભાખ્યું.

'એ પણ બનવાજોગ છે; પણ એ બધુંય હું વેઠી શકીશ, અને મારો જીવનનિર્વાહ કરવાની સાથે લોકસેવા કર્યા કરીશ. આજે નહિ તો વર્ષે, બે વર્ષે, પાંચ વર્ષે લોકો મારી તરફ વળશે અને મારી સેવાને સ્વીકારશે એમ ધારૂં છું.'

'તમે શું સેવાકાર્ય કરશો?'

'મારાં સાધનો પહોંચશે, ત્યાંસુધી હું રાણીપુરના લોકોને માનસિક અને આર્થિક દૃષ્ટિએ સુખી કરવા મથીશ, અને સામાજિક-સાંસારિક સુખ તેમાંથી જન્મશે. એ કાર્ય માટે હું મારા ઘરને આશ્રમ કે ધર્મશાળા બનાવીશ.' સુશીલાએ સંક્ષેપમાં પોતાના મનોરથો વ્યક્ત કર્યા.

'ત્યારે હું તમારી પાસે રહી શકું?'

'તમારાં મા-બાપની રજા હોય તો ખુશીથી રહી શકો.'

'સા...રૂં.' પાર્વતીએ જવાબ આપ્યો અને તે વિચારમાં પડી ગઈ.

'તમને મારી પાસે રહેવાની ઇચ્છા કેમ થઇ વારૂ?' સુશીલાએ કુતૂહલપૂર્વક પ્રશ્ન કર્યો.

'તમારી વાતો અને વર્તન મને બહુ ગમે છે, સુશીલા બહેન! એક વાત તમને કહું?' હળવી ઘડીઓનું વાતાવરણ જામતું હતું. દિલ પરનું આવરણ ખસતું હતું. અંતરનો ઉભરો ઉછળતો હતો.

'શું વારૂ?'

'ના...ના, નહિ કહું; કહીશ વળી કોઇ વાર; અત્યારે નહિ.'

'તો રહેવા દો.'

'ના, ના, કહું જ! તમારા સિવાય હું બીજા કોઇને એ વાત નહિ કહી શકું.'

'તો કહો.'

'પેલા મનહર અથવા મહીધરને તમે ઓળખ્યાને?' પાર્વતી ધીમેથી બોલી: 'તેની સાથે મારે...' અને બાકીના શબ્દો તે ગળી ગઇ.

તુચ્છકારની નહિ પણ દયાની રેખાઓ સુશીલાના વદનપર આલેખાઇ.

'એજ બનાવટી પ્રાણજીવન બનવાનો હતો અને હું તે જાણતી હતી.'

'એમ ?'

'મેં કહ્યું હતું કે વિધવાને સધવા બનાવ્યા પછી તેનો ત્યાગ ન કરશો; વિધવાની આંતરડીને કકળાવીને નાસી જશો નહિ.'

'શું કહો છો !'

'ખરેખર, મેં એમ જ કહેલું. તે વખતે હું તમને ઓળખતી નહિ, પણ વિધવાનાં માનસિક દુઃખોથી હું કાંઈ અજાણ નહોતી. મારા એવા દિલને સાચો આશરો માત્ર તમારા દિલે આપ્યો છે. તમારી પવિત્ર છાયામાં રહીને પતિતામાંથી પુનિતા થવાની મને ઇચ્છા થઈ છે.'

'ઠી...ક.'

'તમને મારા પર તિરસ્કાર ઉપજતો હશે, પણ મેં તો સાચા દિલથી તમને આ વાત કહી છે. બીજા કોઈ પાસે હું આવું બોલી નથી અને બોલી શકું પણ નહિ.'

'મને તમારા જેવાં ઉપર કોઈ દિવસ તિરસ્કાર આવ્યો જ નથી. આવી વાતો જાણી મને માત્ર દયા આવે છે.'

'ત્યારે તમારી એ દયાનો ઘૂંટડો પીને પવિત્ર થવાનો મને ઉમંગ છે; છતાં તમારો વિચાર ન હોય તો ના કહેજો.'

'હું તમને ખુશીથી સાથે તેડી જઈશ, પણ તમારાં વડીલોની રજા જોઈશે.'

'તે તો હું મેળવી શકીશ. બાકી અહીં તો મારી જીંદગી ધૂળધાણી થશે; તમારા સિવાય મને કોઈ ઉદ્ધારે તેમ નથી.'

પછી કાંઈ કાંઈ વાતો ચાલી, અને પ્રત્યેક વાર્તાનો પ્રસંગ સુશીલા પ્રતિ પાર્વતીને આકર્ષતો જ રહ્યો. સુશીલાને પાર્વતીના નિખાલસ દિલ માટે આશાજનકતા ઉપજી હતી.

વાતચીતમાં મધરાત થઈ ગઈ, ત્યારે પાર્વતી સુશીલા પાસેથી ઉઠી. પોપલાલ મોડો મોડો પાછો ફરેલો તે નીચે જ સૂઈ ગયો હતો. હરિહર અને સુશીલા હવે એકલાં પડયાં. ભાવિજીવનક્રમ વિષે બેઉએ વિચારો અદલબદલ કર્યા અને એ ક્રમ નક્કી કર્યો. બેઉ વચ્ચે જે કાંઈ મતભેદ પડયો, તે એ જ હતો કે હરિહર રાણીપુરમાં

રહીને આળસુ બની બેસી રહેવા ઇચ્છતો નહોતો, જ્યારે સુશીલા કહેતી હતી કે 'તમે ત્યાં છએક માસ રહો, પછી તમને જોઇતો ધંધો મળી રહેશે અને તમે જરાયે નવરા નહિ પડો.' હરિહરને એ વાત માન્ય નહોતી. સુશીલાને સ્વામીનો વિચાર ઉચ્ચ પ્રકારનો લાગતો હતો, પરન્તુ તેને માટે શું કામ શોધવું તે માટે તે મુંઝાતી હતી.

પરન્તુ એ વિચારભેદ એટલો ગંભીર નહોતો કે હરિહર રાણીપુર જવા માટે તૈયાર ન હોય.

અને નવીન જીવનને ખોળે રમતાં એ દંપતીનું પ્રથમ રાત્રિનું ત્રુટક-ત્રુટક સંભાષણ પડોશમાં કુકડો બોલ્યો ત્યાંસુધી લંબાયું !

❧ ❧ ❧


# હિંદુસ્તાન સ્નો વાપરો.

**ચામડીના સૌંદર્ય માટે સૌથી ઉત્તમ છે.**

**use HINDUSTAN SNOW for COMPLEXION.**




હિન્દુસ્તાન સ્નો રોજ હજારો સ્ત્રીઓ તથા પુરૂષો હોંશથી વાપરે છે. શા માટે ? મોઢા ઉપરના ખીલ, ચાઠા, ડાઘ વીગેરે દુર કરી ચામડીને સુંવાળી અને સુંદર બનાવવા માટે હિન્દુસ્તાન સ્નો અજોડ પુરવાર થયેલ છે. દરેક સ્ટોર અને દવાવાળાઓ રાખે છે. દરેક સુગન્ધીનું સચીત્ર કેટલોગ મંગાવો.

હિન્દુસ્તાન કોકોનેટ :– ઓટો ડી રોઝ હેરઓઈલ મગજની શાંતી, મધુર ખુશ્બો અને વાળને વધારી સુંદર બનાવવા માટે બીનહરીફ હેરઓઈલ.

**યુનીવર્સલ પરફ્યુમરી વર્કસ. ૯૫, કામ્બેકર સ્ટ્રીટ, મુંબઈ.**

કમતાકાત, વિર્યનાશ, નપુંસકતા સામે દ્વંદયુદ્ધ

# ટે સ્ટો વી ન

ફક્ત પુરૂષો માટે યાને તાત્કાલીક અસર કરનાર

## મે ન પા વ ર પી લ્સ

### ઉપરની દવાથી થતા ફાયદાઓ તથા નિયમો

૧. આ ગોળીઓમાંથી ફક્ત બે જ ગોળી સ્ત્રીસમાગમ પહેલાં અડધા કલાક આગળ દુધ સાથે લેવાની છે.

૨. ગોળીઓ રોજ લેવી પડતી નથી.

૩. આ ગોળીઓથી ટેવ પડતી નથી.

૪. નમુનાની ચાર ગોળીનું સેમ્પલ પેકેટ ફક્ત આઠ આનાની પોસ્ટની ટીકીટો મોકલવાથી મોકલાય છે અને આ ખર્ચ ફક્ત પેકીંગ, પોસ્ટેજ તથા જાહેર ખબરના ખર્ચના લેવામાં આવે છે.

૫. પહેલાં વધારે ખર્ચમાં નહી ઉતરતાં ફક્ત સેમ્પલ પેકેટ મંગાવી ખાત્રી કરી લેવી. પછી તેની ગોળી ૩૦ તથા બાહ્ય ઉપચાર સારૂ મલમની નાની શીશી તમામના રૂા. ૧૫) તથા ૦-૮-૦ પેકીંગ પોસ્ટેજના પડે છે. કોઈને એક સેમ્પલ કરતાં વધારે સેમ્પલ અપાતી નથી.

૬. કોઇ પણ પ્રસંગમાં બેથી વધુ ગોળી લેવી નહી.

તા. ક. જે માણસની ઉમર ૪૦ વર્ષની આસપાસ અથવા તેથી વધારે હોય તો તેમને માટે બીજી સ્પેશીયલ દવા છે તેમાં ઉપરની ટેસ્ટોવીન તથા બીજી બે જાતની ગોળીઓ મળી ૬૦ તથા બાહ્ય ઉપચાર માટે તેલ તથા મલમ આપવામાં આવે છે. તેમ જ તમામની કીંમત રૂ. ૪૦) છે. ટપાલ ખર્ચના આના ૦-૧૦-૦ અલગ, હિન્દુસ્તાન બહારનાઓએ પેકીંગ પોસ્ટેજના રૂા. ૨) વધુ મોકલવા. બ્રિટીશ પોસ્ટલ ઓર્ડરથી ઓર્ડરની સાથે પૈસા મોકલવા.

**વૈદ્ય પાલખીવાળા. એલ. ટી. એમ.**

સ્ટોકીસ્ટ અને માલીક :—ઇન્ડો-જરમન એમ્પોરીયમ

પો. બોક્સ ૩૨. લુણસાવાડા, મોટીપોળ, અમદાવાદ—મુંબઇ—ઇન્ડીઆ

# પ્રકરણ ૬૫ મું

## પતિતાનું ઉત્થાન

'ગઈ કાલે સ્હવારે હું પ્રાણજીવન સ્વરૂપે પિતાનું શ્રાદ્ધ સારતો હતો, આજે સ્હવારે હું હરિહર તરીકે સુશીલાનો સાચો પતિ બનીને શ્વસુરગૃહે જવા માટે પ્રસ્થાન કરૂં છું! માત્ર ચોવીશ કલાકમાં જ જાણે યુગોના યુગો વહી ગયા હોય, એવો ભાસ થાય છે!' એ ચોવીશ કલાકમાં એક પછી એક બની ગએલા બનાવોનું સ્મરણ કરતો હરિહર પોતાની સાથેનો સામાન તૈયાર કરી રહ્યો હતો.

સુશીલા પોતાનાં વસ્ત્રો, પથારી, વગેરે બાંધીને તૈયાર થઈ ગઈ હતી અને પોપટલાલ પણ તૈયાર જ હતો. માત્ર પાર્વતીને હજી પોતાની વસ્તુઓ બાંધવાની હતી, કારણ કે સૌની પ્રસ્થાનની તૈયાર થઈ ચૂકી, ત્યાંસુધી પાર્વતીની માતાએ તેને સુશીલા સાથે જવાની રજા આપી નહોતી.

પ્રભાતમાં જ પાર્વતીએ પોતાનો મનોભાવ માતા–પિતાને જણાવ્યો હતો. થોડા વિચાર કરીને હરગોવિંદ પંડયાએ તેને જવા દેવાની હા કહી હતી, પરન્તુ લખમીએ તો ચોખ્ખી ના પાડી હતી.

'ના, મારે તને એની સાથે જવા દેવી નથી. અહીં તને શું દુઃખ છે કે તારે એ ફાટેલા મગજની બાઈની સાથે જવું છે?' લખમીએ જવાબ આપ્યો.

'એ ફાટેલા મગજની બાઈ નથી, બા! એ સાચાબોલી અને સારા વિચારની બાઈ છે, અને તેની પાસે રહેવાથી મારા દિવસો આનંદમાં જશે. મને તેમની પાસે નહિ ગમે તો હું પાછી ઘેર આવતી રહીશ.' પાર્વતીએ માને સમજાવ્યું.

'સારા વિચારની બાઈ છે, તો ધણી પાછળ રંડાપો પાળ્યો નહિ કેમ? તું પણ એના જેવા વિચારની થઇ જઇશ, તો મારું કુળ બોળીશ!'

પાર્વતીને બહુએ મન થતું હતું કે પોતે માતાને થોડી સાફ સાફ વાતો સંભળાવી દે; પરન્તુ તેમ કરવા જતાં કલહ વધી પડે એમ તેને લાગ્યું એટલે તેણે શાંતિથી કહ્યું: 'બા, તું અકળાઇશ નહિ, અને હું કોઇ હીણું પગલું ભરીશ નહિ. તારું મન ન માનતું હોય, તો એકાદ માસ પછી તું ત્યાં આવજે અને જો તને ઠીક લાગે તો મને રહેવા દેજે, નહિ તો મને પાછી તેડી લાવજે!'

પણ એટલાથી લખમીએ માન્યું નહિ. તેણે કહ્યું: 'આ તો બેઉ માણસ વંઠેલાં છે; તેમની સાથે તને હું મોકલું, તો લોકો મને શું કહે?'

મા–દીકરી વચ્ચે આ ચડભડાટ થતો સાંભળીને પંડયાએ લખમીનો હાથ પકડીને તેને ઓરડામાં ખેંચી. ત્યાં પંડયાએ ધીમેથી કહ્યું: 'સાંભળ; એને અહીં રાખીને તારે કામ શું છે? પાસે રહીને કાળાં કામ કરાવવાં છે?'

'તમેય આવું બોલો છો?'

'હું જોઉં છું અને બોલું છું, અને કહું છું કે હવે બહુ થયું. પારવતીનું મન તું પારખી શકતી નથી?'

લખમી વાઘણ જેવી હતી, પરન્તુ અત્યારે થોડા શબ્દોમાં જ તે સમજી ગઇ, અને તેને પાર્વતીને જવા માટે હા ભણવી પડી.

આ રકઝકમાં પાર્વતીને તૈયારી કરતાં જરા વિલંબ થયો, પરન્તુ છેવટે બધાંને નીકળવાની તૈયારી થઇ, ત્યારે ઉતાવળે ઉતાવળે તે પણ પોતાનાં કપડાંની પેટી લઇને તૈયાર થઇ ગઇ. લખમીએ સુશીલાને પાર્વતી માટે ખાસ ભલામણ કરી અને સૂચવ્યું: 'તેને મેં કોઇ વાર ઘરની બહાર કાઢી નથી, એટલે તમે તેને સાચવજો. રાંડેલી

દીકરી સાપનો ભારો કહેવાય; અને વળી મારી પારવતી બોલવે–ચાલવે જરા છૂટી છે એટલે તેને સંભાળજો; અને તેને ન ગોઠે તો અહીં પાછી મોકલી દેજો.'

પાર્વતી આ ભલામણ સાંભળતી હતી, અને મનમાં હસતી હતી. માતાએ જ સાપના ભારાને કેવી રીતે સાચવ્યો હતો અને મુંબઇ પણ મોકલ્યો હતો, તે પાર્વતીને યાદ હતું; પરન્તુ હિંદુ સમાજનો ઔપચારિક દંભ શાણા સમાજમાંય ચાલ્યા જ કરતો હોય અને જ્યાં દંભ એ જ બાહ્યવિવેક લેખાતો હોય, ત્યાં ક્ષુલ્લક સંસ્કારવાળી લખમીને શો દોષ દેવો ?

બધું મંડળ સ્ટેશનપર જવા ઉપડ્યું. નીકળતી વખતે સુશીલાએ પંડયાના હાથમાં દશ રૂપિયા દક્ષિણા મૂકી. દેવકોરે ગોરને સંતોષ્યા જ હતા, છતાં સુશીલાએ પણ ગોરની જૂદી કદર કરી, તેથી લખમીને સુશીલાની ઉદારતા બદલ સારો અભિપ્રાય બંધાયો !

શંકર સૌને પહોંચાડવા સ્ટેશનપર ગયો. રસ્તામાં સુશીલા અને હરિહર સામે અનેક આંગળીઓ ચીંધાતી તેઓ જોતાં હતાં. તેમને મન એ કાંઇ નવું નહોતું. જે થવું ઘટતું હતું તે જ થઇ રહ્યું હતું. સુશીલા મનમાં બોલી: 'એમ આંગળીઓ ચીંધાતી બંધ થતાં પૂર્વે હજી કેટલાક દસકા જોઇશે.'

છેવટે સૌ સ્ટેશન પર પહોંચ્યાં. પોપટલાલ માસ્તરે સુશીલાને પૂછ્યું: 'નડીયાદની ચાર ટિકિટો લાવું કે ?'

'ના' સુશીલાએ જવાબ આપ્યો: 'ગોયાગેટની ચાર ટિકિટો લાવો. આપણે ત્યાં ઉતરવું છે.'

'એમ કેમ ?' પોપટલાલે આશ્ચર્યથી પૂછ્યું.

'અત્યારે આપણે બધાંએ વડોદરા જવાનું છે.' સુશીલાએ જવાબ આપ્યો.

ગાયાગેટ વડોદરાનું જ સ્ટેશન છે. સુશીલા, હરિહર, પાર્વતી અને પોપટલાલ એ સ્ટેશન પર ઉતર્યાં, અને ભાડુતી ગાડીમાં બેસી તેઓ એક નાની વીશીમાં ગયાં. એક ઓરડામાં તેમણે મુકામ કર્યો. આજનો દિવસ ત્યાં ગાળવાનો પોતાનો ઇરાદો સુશીલાએ વીશીવાળાને જણાવ્યો અને ચાર ભાણાં પિરસાવવાની વરધી આપી.

પુરૂષોને માટે બે ભાણાં બહાર પિરસાયાં અને સ્ત્રીઓને માટે રસોડાની પાસેના જૂદા ખંડમાં ભાણાં પિરસાયાં. એક બાઇ અને એક છોકરો એ બેઉ રસોડામાં રોટલી બનાવવામાં ગૂંથાયાં હતાં; અને બીજો છોકરો રોટલીઓ અને બીજું જે કાંઇ જોઇએ તે પિરસતો હતો. વીશીનો માલેક બહાર બેઠો બેઠો હુકમ કરતો હતો: 'નાનુભાઇ ! ભાઇને માટે રોટલી લાવો; દાળ ગરમ આવે,' ઇત્યાદિ.

સુશીલા જમતાં જમતાં વારંવાર રસોડામાં નજર કર્યા કરતી હતી. પાર્વતીને એક બે વાર તો લાગ્યું કે સુશીલા સહજ જોયા કરતી હશે, પરન્તુ પછી તેને લાગ્યું કે તેમાં સુશીલાનો કાંઇ હેતુ હોવો જોઇએ; કારણ કે પછી તો તેણે પિરસનાર છોકરા સાથે કાંઇ કાંઇ સવાલ જવાબો કરવા માંડયા હતા.

સુશીલાએ પૂછ્યું: 'હેં, ભાઇ! તું અને આ રોટલી કરે છે એ બેઉ તમે ભાઇઓ છો કે?'

છોકરાએ પૂછ્યું: 'ના બહેન ! હું નોકર છું અને અંદર છે તે અમારા શેઠનો દીકરો છે.'

'ઠીક, ઠીક; અને શેઠનાં વહુ નથી ?'

'છે, પણ તે સુવાવડખાનામાં છે; તેથી જ છોકરાને રોટલી માટે બેસાડવો પડયો છે, નહિ તો શેઠાણી પણ ઘણી વાર રોટલી પર બેસે છે.'

'આ સારૂં છે હોં, ઘરનાં જ બધાં કામ કરે ત્યાં બગાડો ન થાય, કામ સારૂં થાય અને કરકસર પણ થાય. રોટલી કરે છે તે બહેન—'

'એ પણ નોકર છે. થોડા વખતથી જ રહ્યાં છે.'

'એમ કે ? એમનું નામ શું ?'

' ગાયત્રી. '

' હેં ગાયત્રી બ્હેન ! તમે કઇ ન્યાતનાં બ્રાહ્મણ ?' હવે સુશીલાએ ગાયત્રી સાથે સીધું જ ભાષણ ઉપાડયું.

' મેવાડા.' કહી ગાયત્રીએ સુશીલાની તરફ જોયું. ચાર જણ માટે રોટલીઓ વણવામાં અત્યારસુધી તેને જમનારાઓ તરફ નજર કરવાનો યે સમય મળ્યો નહોતો.

સુશીલા તરફ જોતાં જ ગાયત્રી ચમકી ગઇ. તેના હાથમાંનું વેલણ સ્થિર થઇ ગયું. સુશીલા પણ હાથમાં રોટલીનું બટકું પકડતી તેની સામે જ તાકી રહી. બે ક્ષણ ગઇ અને ગાયત્રીની આંખોમાંથી આંસુની ધાર વહી નીકળી !

રોટલી પકવનાર છોકરો અને પીરસનાર જુવાન આ કારમું દશ્ય જોઇ સ્તબ્ધ બની ગયા.

સુશીલાએ કશું બોલ્યા વિના રોટલીનું બટકું મ્હોંમાં મુકી ખાવામાં ચિત્ત પરોવવા યત્ન કર્યો. ગાયત્રીએ આંસુ લુછી રોટલી વણવામાં ચિત્ત પરોવવા યત્ન કર્યો, પરન્તુ તેનું દિલ હારી ગયું હતું.

પીરસનારો બોલ્યોઃ ' બહાર રોટલી જોઇએ છે. '

ગાયત્રીને ફરજનું ભાન થયું અને દિલના ઉભરાને શમાવવા મથતાં તેણે રોટલી વણવા માંડી.

સુશીલાએ તુરત ભાત લીધો. બે-ત્રણ મિનિટમાં તે જમી રહી. થોડી વારે બીજાં પણ જમી રહ્યાં અને સૌ ઓરડામાં ગયાં. સુશીલા ચુપચૂપ બેસી રહી. પાર્વતીએ તેને થોડી ક્ષણો પૂર્વે જોએલા કરુણ દશ્યનો ખુલાસો પૂછવા વિચાર કર્યો અને તે પુછે તે પહેલાં તો સુશીલા ઉઠીને બહાર નીકળી અને રસોડા નજીક ગઇ. ગાયત્રી એક-

ક્રમ ઉઠીને તેની પાસે જઈ ઊભી. તેની આંખોમાં તાજી વહી નીકળેલી અશ્રુધારા હતી. સુશીલાએ પૂછ્યું: ' ભાભી! તમે અહીં ક્યાંથી?'

ગોમતી શો જવાબ આપે? તેણે અનેક મૂર્ખાઈઓ કરી હતી. સુશીલાએ તેને બહુ બહુ શિખામણ આપી હતી, તે શિખામણને તે ભૂલી નહોતી; પોતાની સમજ મુજબ એ શિખામણ પ્રમાણે જ તે વર્તી હતી, પરન્તુ તે ફસાઈ પડી હતી!

રાણીપુરના ઘરમાં એકલી પડતાં તેની માનસિક દુર્બળતા પાછી ઉભરાઈ નીકળી હતી. જીવરામ પુરાણી પાછો ચોરી-છુપીથી તેની પાસે આવતો જતો થયો હતો; પરન્તુ ગોમતીએ તેને ચોખ્ખું સંભળાવી દીધું હતું કે જો તેનામાં પરણવાની હિંમત હોય તો જ પોતે તેની સાથે રહેવા તૈયાર છે; પોતે છુપા પાપાચરણમાં પડવા હવે ઇચ્છતી નહોતી. જીવરામે લગ્ન કરવા હા કહી, પરન્તુ રાણીપુરમાં રહેવાની પોતાની હિંમત ચાલતી નથી એમ કહી તેણે ગોમતીને પોતાની સાથે નાસી જવા લલચાવી અને કાવાદાવાથી અજાણ ગોમતી ભોળવાઈ. તે પોતાની પાસેનો ઘર-દાગીનો અને થોડી રોકડ હતી તે લઈને જીવરામની સાથે નાઠી. વંઠેલાંઓ, નાઠેલાંઓ અને અનેક પ્રકારના સામાજિક-નૈતિક અપરાધો કરી ચૂકેલાંઓના આશ્રયસ્થાનરૂપ મુંબઈમાં તેઓ જઈ રહ્યાં. મુંબઈમાં એકાદ માસ રહ્યા છતાં જીવરામે લગ્ન કરવાના વાયદા કરવા માંડ્યા અને જ્યારે એક વખત લાગ આવ્યો ત્યારે તે ગોમતીના બધા દાગીના ઉઠાવીને ક્યાં ચાલ્યો ગયો તેની ગોમતીને ખબર પડી નહિ! એ કપરા સંયોગોમાં તે પોતાના અંગ પરનું થોડું ઘરાણું વેચી તેમાંથી ઓરડીનું ભાડું ચૂકવી વડોદરે આવી. સાસરે કે પિયર જઈ રહેવાની તેનામાં હિંમત નહોતી અને મુંબઈ તેને બહુ અળખામણું લાગતું હતું એટલે તેણે વડોદરે આવીને આ નાની વીશીમાં રસોઈની નોકરી કરવા માંડી. એ નોકરી કરવા માંડ્યાને માત્ર એકાદ માસ થયો હતો.

સંક્ષેપમાં ગોમતીએ સુશીલાને પોતાની કર્મકથની કહી અને સુશીલાની ક્ષમા યાચી. તેના દિલમાં પસ્તાવાનો ઝંઝાવાત વાઇ રહ્યો હતો. પણ આ સ્થળે તે પોતાના દિલને ખાલી કરી શકી નહિ અને માત્ર બોલી: 'સુશીલા બહેન! હું તમને મોઢું બતાવવા જીવતી રહી, તેને બદલે મુંબઇના દરિયામાં કે વડોદરાના સુરસાગરમાં પડીને મરી ગઇ હોત તો સારું હતું.'

સુશીલાએ તેને ધીરજ આપી: 'તમે ગભરાશો નહિ ભાભી! તમે મારી શિખામણ સમજ્યાં'તાં ખરાં, પણ તમને તે શિખામણનો ઉપયોગ કરતાં આવડયું નહિ અને ફસાયાં. હશે, જે થયું તે ખરું. હવે તમારી શી ઇચ્છા છે તે કહો.'

'જીવરામનો પત્તો લાગશે?'

'આશા નથી; અને પત્તો લાગે તો?'

'તો તેની પાસે મારું બે ત્રણ હજારનું ઘરેણું છે.'

'તે તો હવે ગયું જ સમજો. તમારે હવે રહેવું છે કયાં અને કરવું છે શું તે કહો.'

'મને સાથે તેડી જાઓ, તો તમારી પાસે મારે રહેવું છે.'

'હું તો હવે રાણીપુરમાં જ રહેવાની છું. તમે લોકાપવાદને વેઠીને રહી શકશો?' સુશીલાએ સીધો પ્રશ્ન કર્યો.

ગોમતી નીચે જોઇ ગઇ અને પગના અંગૂઠા વડે જમીન ખોતરવા લાગી.

'તમારે એકલાંને જ નહિ, મારે પણ લોકાપવાદ વેઠવાનો છે. હું તે વેઠવા તૈયાર છું અને તમે પણ તૈયાર હો તો હું તમને સાથે તેડી જવાને તૈયાર છું.'

ગોમતીએ ચમકીને સુશીલા સામે જોયું. સુશીલાને વળી શાનો લોકાપવાદ વેઠવાનો હતો તેની તેને ખબર નહોતી. સુશીલા બોલી:

'મારી કહાણી વળી અનેરી છે; તે હું તમને પછીથી કહીશ. પણ અત્યારે અમે શહેરમાં થોડું કામ છે, માટે જઈએ છીએ. સાંજ સુધીમાં તમે વિચાર કરી રાખજો, અને રાત્રે અમે નડીયાદ તરફ જતી ગાડીમાં જવાનાં છીએ, તે વખતે તમારી ઇચ્છા હોય તો સાથે આવવા તૈયાર થઇ રહેજો.'

એમ કહી સુશીલા ગોમતીથી છૂટી પડી. એક પતિતાનું બાવડું સુશીલાએ પકડયું હતું, બીજી પતિતા પોતાનું બાવડું ધરીને ઉત્થાનની અભિલાષા ધારણ કરી રહી હતી; પતિતોદ્ધારિણી સુશીલાનું સ્નેહામૃત પતિતાને પણ પુનિતા કરવા ઉત્સુક, સજ્જ અને સમર્થ હતું.

* * *

ગોદરેજ
શાહમૃગ છાપ
બારસોપ તથા ચોરસા
અને
ચોખ્ખું તલનું તેલ
ગોદરેજ ઓઇલ એન્ડ સોપ કું., ભાયખલા
પુલ પાસે, મુંબઇ ૮. ટે. નં. ૪૦૬૮૭.

ભાવમાં જંગી ઘટાડો

FREE FROM ANIMAL FAT

# રૂ. ૧૦૦૦) ઇનામ

બગદાદ સોપ ફેક્ટરી—




ના ચરબી વગરના શુદ્ધ સ્વદેશી કીલાવર છાપ કપડાં ધોવાના સાબુ વાપરો ને દેશને ઉત્તેજન આપો. અમારા કીલાવર છાપ સાબુમાં ચરબી સાબીત કરનારને

# રૂ. ૧૦૦૦) ઇનામ

૪૩, ફોરસ રોડ, મુંબઇ, નં. ૮. ટે. નં. ૪૦૪૪૧

---

 સેન્ટનો રાજા 

# ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ)

આ જગમશહુર સેન્ટનાં ફક્ત બે ટીપાં રૂમાલ અથવા કપડાં ઉપર લગાડવાથી મોહક મીઠી ખુશબો ફુલના ઢગલા માફક ફેલાઇ જાય છે. લગ્ન પ્રસંગમાં અગર માંગલીક પ્રસંગે "ઓટો દીલ-બહાર" વાપરી જુઓ.

આજકાલ ઓટો નામની નકલો નીકળી પડી છે. માટે ખરીદતી વખતે ઓટો–દીલબહાર જે કાયદા મુજબ રજીસ્ટર કરાવેલ છે તે નામ વાંચી સીલબંધ બાટલી ખરીદશો. કીં. ૦ા ઔંસની બાટલીના રૂ. ૧–૪–૦. ૦ાા ડ્રામની બાટલીના રૂ. ૦–૮–૦. સુગંધી કાર્ડ ૧ નો એક આનો. વી. પી. ખર્ચ જુદું. ખાત્રી માટે નમુનાની શીશી, ખર્ચ માટે બે આનાના પોસ્ટ સ્ટેમ્પ મોકલી મફત મંગાવો.

સોલ એજન્ટઃ— ધી એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું., મુંબઇ નં. ૨

## પ્રકરણ ૬૬મું

## નિષ્ઠુર કાયદો

વડોદરામાં ઊતરવાનો સુશીલા તથા હરિહરનો એક ખાસ હેતુ હતો. સુશીલાનું કોઇ પરિચયીજન વડોદરામાં નહોતું, પરન્તુ હરિહરના મામાનું ઘર હતું. તેનાં મામા મામી તો કેટલાક વખત પહેલાં મરણ પામ્યાં હતાં, પરંતુ તેમનો એક પુત્ર હતો, જે હરિહરથી એકાદ બે વર્ષે મોટો હતો. હરિહરને ખબર હતી કે તે એક વકીલ હતો, અને સુશીલા સાથેનો ગૃહસંસાર પ્રારંભ્યા પૂર્વે તે તેને મળીને તેની સલાહ લેવા ઇચ્છતો હતો. તેનું નામ સત્યેન્દ્ર હતું. હરિહર માનતો હતો કે સત્યેન્દ્ર તેને આ માટે ખૂબ ઠપકો આપવાનો છે, સમાજમાં આવા કહેવાતા પુનર્લગ્નને તે ધિક્કારવાનો છે અને પરિણામે કદાચ તે તેને ધુત્કારી કાઢે પણ ખરો; પરન્તુ તેને એકાદ વકીલની સલાહ જોઇતી હતી અને વડોદરામાં સત્યેન્દ્ર વિના બીજા કોઇ વકીલની સલાહ તેને મળી શકે તેમ નહોતું. સુશીલા માનતી હતી કે જ્યાં સ્નેહલગ્ન જ કરવાનું છે ત્યાં વળી વકીલની સલાહની શી જરૂર? પરન્તુ હરિહરનો અભિપ્રાય જુદો હતો. સમાજ દેહલગ્નને જ ઓળખે છે, તેને સ્નેલગ્નની ખબર નથી, એટલે સ્નેહલગ્ન કરતાં પણ દેહલગ્નને જ ઓળખનારા સમાજને અનુસરીને ચાલ્યા વિના છૂટકો થતો નથી. આ કારણથી હરિહરના અભિપ્રાયને સુશીલા સંમત થઇ હતી અને તે બેઉ સત્યેન્દ્રની સલાહ માટે વડોદરામાં ઊતર્યાં હતાં.

વડોદરામાંથી નીકળીને હરિહર મુંબઇમાં પોતાના ભાઇ મહીધર પાસે જઇને રહ્યો તેને સાતેક વર્ષ થયાં હતાં, એટલે મામાને ઘેર જતાં સત્યેન્દ્ર સિવાય બીજું કોઇ તેને પિછાણે તેમ નહોતું. સુશી-

ભાને બહાર ગાડીમાં બેસાડી રાખીને હરિહર સત્યેન્દ્રને મળવા ગયો, પરંતુ સત્યેન્દ્ર ઘેર નહોતો. ઘરમાંથી તેની સ્ત્રીએ જવાબ આપ્યોઃ "પોળને નાકે ઓફીસ છે ત્યાં જાઓ.' હરિહરે ભાભીને પોતાની ઓળખાણ આપવામાં કશું સાર્થક્ય ન જોયું. તે તુરત પાછો ફર્યો. ઓફીસે આવીને તપાસ કરી તો એક નોકર જેવા છોકરાએ જવાબ આપ્યોઃ 'અત્યારે ને અત્યારે જ જશો તો આર્યસમાજ મંદિરમાં સત્યેન્દ્રભાઈ મળશે, નહિ તો પછી કચેરીમાં મળશે.'

'આર્યસમાજ મંદિરમાં સત્યેન્દ્ર!' હરિહરે મનમાં આશ્ચર્ય સાથે પ્રશ્ન કર્યો.

હરિહરે તુરત ગાડીને આર્યસમાજ મંદિર તરફ લીધી. મંત્રીના કાર્યાલયના ઓરડામાં પેસતાં જ તેણે સત્યેન્દ્રને જોયો અને ઓળખ્યો. સત્યેન્દ્રે તેને જોઈ બે ક્ષણો વિચાર કરી પૂછ્યુંઃ 'ભાઈ હરિહર તો નહિ ?'

હરિહરના મુખમાંથી સ્મિત સરી પડ્યું અને તે બોલ્યોઃ 'હા, હું હરિહર જ છું.'

'કાંઈ ઘણા વર્ષે ?' પછી સત્યેન્દ્રે સુશીલા તરફ જોયું અને તેને કહ્યુંઃ 'ખુરશી પર બેસોને બહેન!'

'હા, ઘણે વર્ષે તમને મળવા આવ્યો છું, અને થોડા કામ માટે આવ્યો છું. પણ તમે અહીં કામ કરો છો, એ મને નવાઈ જેવું લાગે છે.'

સત્યેન્દ્ર હસ્યો. તેણે કહ્યુંઃ 'તને નવાઈ લાગે જ. પિતાજીના અને મારા ધર્મ વિષેના વિચારો વચ્ચેનું અંતર તું ક્યાંથી જાણે? હશે, પણ એ વાત જવા દે, તારે કામ શું છે?'

'પહેલાં તો કહી લઉં કે હું તમને મળવા આવતાં બહુ જ ગભરાતો હતો. તમને અહીં જોઈને મને નિરાંત વળી છે. મારે તમારી થોડી સલાહ જોઈએ છે.'

'હં.'

હરિહરે પોતાનો બધો ઇતિહાસ વિસ્તારીને કહ્યો. સત્યેન્દ્રે આશ્ચર્ય, કુતૂહલ, આનંદ, શોક, ઇત્યાદિ વિવિધ લાગણીઓના આવેગપૂર્વક તેનો વૃત્તાંત સાંભળ્યો, અને પછી સુશીલા તરફ જોયું. તેનાં નેત્રોમાંથી નીતરતી ઋજુતા, પવિત્રતા, અને દૃઢતા જોઇ સત્યેન્દ્રનું અંતર આનંદથી દ્રવવા લાગ્યું. તે હરિહરને ભાગ્યશાળી માનવા લાગ્યો, અને હરિહરના લાંબા વખતના અપરિચયથી તેના ઘડતર તથા માનસનું સત્યેન્દ્રને જે અજ્ઞાન હતું તે અજ્ઞાન હવે ટળી જતાં તે સુશીલાને પણ ભાગ્યશાળી માનવા લાગ્યો. સત્યેન્દ્રે આ સંસ્થાના મંત્રી તરીકેનું પદ સ્વીકાર્યાને ત્રણેક વર્ષ થયાં હતાં પરંતુ એટલા કાળમાં આવા યોગ્ય દંપતીનું પુનર્લગ્ન કરાવવાનો એક પણ અવસર તેને મળ્યો નહોતો. તેણે કહ્યું: 'હરિહર! તમારે બેઉએ લગ્નવિધિ તો કરવો જ જોઇશે.'

સુશીલા બોલી: 'કોઇ જાતનો વિધિ કરવામાં મારો વિરોધ નથી, પરન્તુ અમારૂં સ્નેહલગ્ન શું ન ચાલી શકે?'

સત્યેન્દ્રે કહ્યું: 'લગ્ન શબ્દની સાથે જ વિધિ સંકળાયલો છે. એ વિધિ ન થાય ત્યાં સુધી વર્ષોસુધી સાથે રહેલાં સ્ત્રી અને પુરૂષ દંપતી તરીકે માન્ય રખાતાં નથી. શાસ્ત્ર, સમાજ અને કાયદો એ બધાં વિધિ માગે છે.'

'તો ભલે, અમારૂં લગ્ન કરાવી આપો.' સુશીલાએ કહ્યું.

'તમે જે લગ્ન કહો છો, તે પુનર્લગ્ન છે એ તમે સમજો છો ને?' સત્યેન્દ્રે જરા વિશેષ સ્પષ્ટતા કરી.

સુશીલા ભડકી! તે બોલી ઉઠી: 'ના, પુનર્લગ્ન નહિ, લગ્ન જ; પહેલી વારનું લગ્ન!'

સત્યેન્દ્ર હસ્યો: 'તમારા પહેલા પતિનું નામ તો પ્રાણજીવન હતું.'

'તે મારા પતિ નહોતા. મારી અણસમજમાં થએલો એ વિધિ ખરેખર લગ્ન હતું જ નહિ, હું પરણી જ નહોતી.' સુશીલા આવે-

ગ્રપૂર્વક બોલી. તેના મુખ ઉપર લાગણીવશતા તરી રહી હતી. સત્યે-ન્દ્રના પુનર્લગ્નના સૂચનથી તેના દિલને અત્યંત દુ:ખ થતું હતું એમ તેની વદનરેખાઓ ઉપરથી જોઇ શકાતું હતું.

સત્યેન્દ્ર ક્ષણભર વિચારમાં પડી ગયો. થોડી વારે તે બોલ્યો: 'બહેન! આપણા દેશનો કાયદો એવા લગ્નને પણ લગ્ન તરીકે માન્ય રાખે છે અને એવા લગ્નનો પતિ મૃત્યુ પામતાં તેની પરિણીત લેખાતી સ્ત્રીને વિધવા માને છે. હું સમજું છું કે એવાં લગ્નોને લગ્નો ન જ કહેવાં જોઇએ, પરંતુ જ્યાં દેશનો કાયદો તેને લગ્ન જ માને, ત્યાં કાયદાને અનુસરીને જ ચાલવું પડે છે; અને જો તેમ ચાલ-વામાં ન આવે, તો અત્યારે નહિ, પણ ભવિષ્યમાં ઘણાં વિઘ્નો ઉપસ્થિત થાય તેમ છે. તમારા સંબંધમાં જ નહિ પણ તમારાં સંતાનો અને તેમનાં સંતાનોના સંબંધમાં પણ અનેક પ્રકારનાં વિઘ્નો ઉપસ્થિત થવાનો સંભવ હોય છે, એટલે દેશના ગમે તેવા નિષ્ઠુર કાયદાને પણ સાએ તાબે થવું પડે છે.'

સુશીલાના વદન ઉપર આથી તીવ્ર આઘાત થયો. એક ભવમાં બે ભવ કરવા જેવી સમાજની ગાળ તેને વસમી લાગતી હતી; તે બીજો ભવ કરતી હતી તેવું દિલથી પણ માનતી નહોતી; પરન્તુ નિષ્ઠુર કાયદો તેના કાનમાં કહી રહ્યો હતો કે હરિહર સાથેનો તારો ભાવિ સંસાર એ તારો બીજો ભવ જ છે!

સુશીલાએ હરિહર તરફ 'હવે શું કરવું?' એવી પ્રશ્નસૂચક દૃષ્ટિ કરી અને પછી તેવી જ દૃષ્ટિ તેણે સત્યેન્દ્ર તરફ કરી.

સત્યેન્દ્ર બોલ્યો: 'તમારી ભાવનાશીલતાને હું સમજું છું, સુશીલા બહેન! પરન્તુ જગતનો સ્વભાવ જ ભાવનાશીલતા ઉપર પ્રહાર કરવાનો છે, અને એ પ્રહાર વેઠતાં જ ભાવનાશીલ હૃદયો પોતાની વિશુદ્ધિનો જગતને સાક્ષાત્કાર કરાવીને બતાવી આપે છે કે સ્થૂળ–બાહ્ય જગત ભાવનાશીલ હૃદયોની વીરતાયુક્ત વિશુદ્ધિ સમીપે કેવળ તુચ્છ છે. એ પ્રહાર વેઠવામાં તમે કે ભાઇ હરિહર નિર્બળતા

ન દાખવો, એમ હું ઇચ્છું છું; તેથી વિશેષ તો હું તમને શી સલાહ આપી શકું ?'

'તો ભલે તેમ, અમારું પુનર્લગ્ન કરાવી આપો.' સુશીલાએ કહ્યું. તેના દિલમાં પુનર્લગ્ન શબ્દનો કંટક ખૂંચતો હતો, પરન્તુ તે કંટકનો પ્રહાર વેઠવા માટે તે નિર્બળ બનવા ઇચ્છતી નહોતી.

સત્યેન્દ્રે કહ્યું: 'સાંજે એ વિધિ થઈ જશે; પણ તે પહેલાં બે સાક્ષીઓ જોઇશે. હરિહરનો સાક્ષી હું જ છું, અને તમારો સાક્ષી જોઇશે.'

'સારૂં. સાક્ષીની સાથે અમે અહીં ક્યારે આવીએ ?'

'ચાર વાગતાં. તે વખતે બધી સામગ્રી, પુરોહિત, લગ્નપત્રિકા, વગેરે બધું હું તૈયાર રાખીશ.'

હરિહર અને સુશીલા ત્યાંથી નીકળીને પાછાં વીશીમાં ગયાં. પોપટલાલ અને પાર્વતી ત્યાં બેઠાં બેઠાં તડાકા હાંકી રહ્યાં હતાં. એ એકાંત સંભાષણમાં બેઉ વચ્ચેનું ઓળખાણ વધ્યું હતું અને બેઉની પૂર્વ સ્થિતિ એકબીજાની જાણમાં વિશેષ આવવા પામી હતી. પરન્તુ સુશીલા ત્યાં પહોંચતાં જ તેમનું સંભાષણ અટક્યું.

સુશીલાએ પોપટલાલ અને પાર્વતીને બધી વાત કહી, અને પોપટલાલને પોતાના પુનર્લગ્ન માટેના એક સાક્ષી તરીકે આવવા સૂચન કર્યું, છતાં તેણે ઉમેર્યું: 'તમને ન્યાતનો ભય હોય તો મને તમારી જરૂર નથી.'

પાર્વતી બોલી: 'તેમને વાંધો હોય તો હું તૈયાર છું.'

પોપટલાલની હિંમત હજી જોઇએ તેટલી કેળવાઇ નહોતી, તેથી જ સુશીલાએ તેને આમ કહ્યું હતું. પરન્તુ જે કામમાં પોતાની હિંમત નહોતી ચાલતી તે કામ કરવા પાર્વતી તૈયાર હતી, એ જોઇ તેને પોતાની હીનતા સાલવા લાગી અને તેણે સુશીલાના લગ્નનો સાક્ષી બનવાની હા કહી.

ત્રણે જણાં વીશીમાં ચાહ પીને પાછાં શહેરમાં આવવા નીકળ્યાં. ચાર વાગતાં પહેલાં તેઓ આર્ય સમાજ મંદિરે પહોંચી ગયાં. તેમણે

જોયું કે આ લગ્નપ્રસંગને માટે સારી પેઠે મેદની એકત્ર થઈ હતી. પુરોહિત હતો, સમાજના પ્રમુખ અને થોડા સભ્યો હતા, છાપાના પ્રતિનિધિઓ હતા, ફોટોગ્રાફરો હતા, અને પાંચ સાત સ્ત્રીઓ પણ હતી.

લગ્નવિધિ આરંભાયો અને અર્ધા કલાકમાં એ વિધિ પૂરો થયો. ત્યારપછી નાની સરખી સભા ગોઠવાઈ અને મંત્રી સત્યેન્દ્રે વર–વધૂનો વિસ્તૃત પરિચય આપનારું જે વ્યાખ્યાન કર્યું તે સાંભળીને શ્રોતાઓ ચમકી ગયા, એટલું જ નહિ પણ સહાનુભૂતિના ઉદ્ગારોના પ્રતિધ્વનિ ચોમેર પડી રહ્યા. મંત્રીના વ્યાખ્યાન પછી બીજાં વ્યાખ્યાન થયાં. તેમાં એક બ્રાહ્મણ જુવાને જે કાંઈ કહ્યું તેથી શ્રોતાઓનાં અંતર સુશીલાની સમીપે નમન કરી રહેલાં માલુમ પડયાં.

એ જુવાન બ્રાહ્મણ વડોદરામાં ટપાલની નોકરી કરતો હતો. તેનું નામ ચમનલાલ હતું. રાણીપુરના જગજીવન દેસાઈનો એ પુત્ર હતો. તેને વડોદરાના કળાભવનમાં અભ્યાસ કરવા મોકલવા માટે સુશીલાએ શિષ્યવૃત્તિ આપવાની હા કહી હતી, છતાં તેના પિતાએ તેને ટપાલીની નોકરીમાં રાખવાનું પસંદ કર્યું હતું ! ચમનલાલે રાણીપુરમાં સુશીલાએ કાઢેલી શાળા, લોકહિત માટે તેણે કરેલું પોતાની મીલકતનું ટ્રસ્ટ, અને બીજી ઉદારતાઓની માહિતી આપી અને જીવનનો ચોક્કસ આશય સેવતી સુશીલા જેવી ત્યાગમૂર્તિને જોઈ સૌનાં અંતઃકરણ દ્રવિત થયાં તથા તેના જીવનની ધન્યતાની સુગંધ આસ્વાદવા લાગ્યાં.

છેવટે સુશીલાએ થોડું કહ્યું. તેને જાહેરમાં બોલતાં આવડતું નહોતું, પરંતુ પોતે નાનકડા રાણીપુરના હિતને અર્થે પોતાનું જીવન સમર્પવા ઇચ્છે છે એમ તેણે સંક્ષેપમાં કહીને પોતાને આશીર્વાદ આપનારાઓ પોતાના આદર્શને પણ આશીર્વાદ આપે એવી આશા વ્યક્ત કરી.

મેળાવડાનું કાર્ય પૂરું થયું અને હવે સૌ આ નવદંપતીને ઘેરી વળ્યાં. કાંઈ-કાંઈ પ્રશ્નોત્તર થયા, પરંતુ એ પ્રશ્નોત્તરીએ એકત્ર થએલા ઉપર વિશેષ સુંદર છાપ પાડી. આર્ય સમાજના વૃદ્ધ પ્રમુખે તો કહ્યું:

'અમારી સંસ્થા સામે પુનર્લગ્નોના સંબંધમાં બહુ આક્ષેપો થાય છે. કેટલાંક ખરાબ જોડાંઓને જોડી આપવા માટેનો દોષ અમારે હાથે અજાણતાં થઈ જતો હશે, અને તે જ્યારે અમે જાણીએ છીએ, ત્યારે દિલગીર થઇએ છીએ; પરંતુ આવા એક જ દંપતીનું લગ્ન સો વર્ષમાં એક વાર કરાવી શકવા માટે અમે સાધનભૂત થઇએ તો એ પણ અમારી સંસ્થાને માટે ઓછા સંતોષનો વિષય નથી.'

સૌ વિખરાઇ ગયા. સત્યેન્દ્ર હરિહર તથા સુશીલાને પોતાને ત્યાં આગ્રહપૂર્વક તેડી ગયો અને પોતાને ત્યાં કંસાર જમાડયા પછી જ તેણે તેમને જવા દીધાં.

* * *

પૈસા અને વખત બરબાદ શા માટે કરો છો ?

**મીરેકયુલસ ગ્લાસ**

કૈલાસ પર્વતમાંથી મળેલી દૈવી શક્તિ ધરાવતી જડીબુટ્ટીમાંથી આ ગ્લાસ બનાવેલો છે. તેને સુંદર બોકસમાં રાખેલ છે. આ ગ્લાસથી કોઇ પણ મનુષ્ય પોતાના ભૂત, વર્તમાન અને ભવિષ્યની હકીકત જાણી શકે છે. મરી ગયેલાં માનવીઓ સાથે વાતચીત કરી શકાય છે. ગુપ્ત ખજાનો કયાં છે તે જાણી શકાય છે અને પ્રેમ, અદાલતમાં કેસ, અમેરીકન ફ્યુચરો, નોકરી, ધંધો, પરીક્ષાનું પરિણામ વગેરેમાં ફત્તેહ મેળવી શકાય છે, તેનાથી સુખ, તન્દુરસ્તી અને વૈભવ મળે છે. આ જગતમાં દુઃખીઆનો તે સાચો સાથી થઇ રહે છે.

ફાયદો ન થાય તો પેકીંગ અને પોસ્ટેજ સિવાય કીંમત પાછી આપવામાં આવશે. દરેકના ખીસાને પોશાય તે માટે કીં નં. ૧ રૂ. ૧૦. નં. ૨ ના માત્ર રૂા. ૩. પરદેશ માટે નં. ૧ શી. ૨૦ નં. ૨ શી. ૬ અગાઉથી મોકલવા. હિંદ માટે પોસ્ટેજ અને પેકીંગ આઠ આના અલગ.

મેનેજર, સ્પીરીચ્યુઅલ બ્યુરો–દેવલાલી કેમ્પ.

## પ્રકરણ ૬૭મું

* *

### સમરસ દાંપત્ય

*

સુશીલા અને તેનું મંડળ જ્યારે રાણીપુરમાં પ્રવેશ્યું, ત્યારે સૌથી પહેલાં તો ગોમતી જ સૌના કુતૂહલનો વિષય બની. જીવરામ પુરાણી સાથે તે નાસી ગએલી, તેને સુશીલા ક્યાંથી શોધી લાવી, જીવરામ ક્યાં ગયો, ગોમતી દુબળી કેમ પડી ગઇ છે, તેના મ્હોં ઉપર ગ્લાનિ પ્રસરી જવાનું કારણ શું છે, એ વંઠી ગએલી ભોજાઇને સુશીલાએ પાછી આણીને પોતાની સાથે કેમ રાખી, એ બધા પ્રશ્નોએ કુતૂહલપ્રિય ગ્રામ્યજનોમાં ચકચાર જાગૃત કરી. કોઇ કોઇ પડોશીઓએ આવીને સુશીલાને ગોમતી સંબંધી પ્રશ્નો પણ કર્યા. સુશીલાએ તેમને જવાબ આપ્યો: ‘ગોમતી મારી ભાભી છે; તેની ઇચ્છા થઇ ત્યારે તેણે ઘર છોડયું હતું; હવે તેની ઇચ્છા મારી સાથે અહીં રહેવાની થઇ છે એટલે હું તેને પાછી લાવી છું. એની ચિંતા બીજાઓએ કરવાની કશી જરૂર નથી.’

એક વધુ દિવસ ગયો અને જ્યારે લોકોની જાણમાં આવ્યું કે સુશીલાની સાથે આવેલો તેનો પતિ એ પ્રાણજીવન નથી પણ હરિહર નામનો કોઇ બ્રાહ્મણ છે, ત્યારે તો વળી ગામમાં ખૂબ ચકચાર ચાલવા લાગી ! સુશીલાની માતાના મૃત્યુપ્રસંગે જેઓ અભડાવા પણ આવેલાં નહિ, એવાં સ્ત્રીપુરૂષો પોતાની કુતૂહલવૃત્તિને સંતોષવાને કાંઇ કાંઇ બ્હાનાં કાઢીને સુશીલાને ઘેર આવી હરિહરને જોઇ જતા ! સુશીલા તેમના એ વર્તનનો મર્મ સમજતી, પણ તેને એ સંબંધે કાંઇ પૂછવાની કોઇની હિંમત ચાલતી નહિ ! એક માત્ર નાનચંદ વૈદ્ય પાસે

સુશીલાએ દિલ ખોલીને બધી વાત કહી, અને તેની વાત સાંભળી રહ્યા પછી નાનચંદ એ દંપતીને આશીર્વાદ આપીને ઘેર ગયો.

પાર્વતીને કોઇ પિછાણતું નહિ પણ પંદરેક દિવસ પછી પાછી ગામમાં અફવા ઉડી કે પોપટલાલ માસ્તર અને પાર્વતી પુનર્લગ્ન કરવાનાં છે.

આ પ્રમાણે ઉપરાઉપરી રોમાંચકારી ચકચારથી એક મહિના સુધી રાણીપુર હીલોળે ચડેલું જ રહ્યું. કોઇ કારમા બનાવમાં જ્યાંસુધી જનતાને નવીનતા લાગે છે, ત્યાંસુધી તેને તે કુતૂહલ લાગે છે. એ નવીનતા જ્યારે નિત્યની બને છે, ત્યારે તેમાં કોઇને કુતૂહલ લાગતું નથી. એ જ પ્રમાણે રાણીપુરની જનતામાં પણ બન્યું. સુશીલાને રાણીપુરમાં આવ્યાને એક માસ થયો. એટલે બધી ચકચાર શાન્ત થઇ, લોકોની કુતૂહલવૃત્તિ થાળે પડી, ટીકાકારોનાં મ્હોં માંહોમાંહે વાગ્બાણ ફેંકીને થાકયાં, અણગમાથી મ્હડેલાં દેખાતાં મ્હોં પરની રેખાઓ વાંકી મટીને સીધી થવા લાગી; સુશીલા અને હરિહર એ બધા વાતાવરણના માત્ર શાન્ત દ્રષ્ટાઓ બની રહ્યાં હતાં. એ એક માસ તેમણે કેવળ નિષ્ક્રિયતામાં જ ગાળ્યો હતો.

પણ એ એક માસ સુશીલા અને હરિહરના દાંપત્યજીવનમાં તો અનેરો જ હતો. સુશીલા અને પ્રાણજીવન તરીકેના દાંપત્ય જીવનમાં સુશીલાની જે સમરસતા હતી, તે સમરસતા હરિહરની નહોતી; તે પોતાના મનની દ્વિધાસ્થિતિને ટકાવવા મથતો છતાં સુશીલાની સમરસતાના આકર્ષણથી દ્વિધાસ્થિતિને વિસરી જતો; હવે એ સમરસમતાનો લ્હાવો કેવળ નિર્મળ સ્વરૂપમાં તે લઇ શકતો હતો. તેના જીવનની એ મૂલ્યવાન ઘટિકાઓ હતી, અપૂર્વ અનુભવ હતો, ચિત્તનો અનુપમ વિકાસ હતો, આત્મા આત્માના ઐક્યના અનુભવની વિરલ પળો હતી. સુશીલા અને હરિહર, એ બેઉ પ્રેમરસનાં તૃષાતુર

ચાતકોની વર્ષાઋતુનો એ માત્ર પ્રારંભ હતોઃ તેઓ એ રસને સમાન રીતે પીતાં ધર્યાં ધરાતાં નહિ.

'સુશીલા ! તું હવે મને દેવમાંથી મનુષ્ય ક્યારે બનાવીશ ?' હરિહરે પૂછ્યું.

સુશીલાએ સ્મિત કરીને પૂછ્યુંઃ 'એમ કેમ કહો છો ?'

'ત્યારે શું કહું ? તેં મને દેવ બનાવીને આ ગૃહમંદિરમાં પૂરી રાખ્યો છે. તું મારાં દર્શન કરીને રાચે છે, મને પૂજીને નાચે છે! મને એ હવે ગમતું નથી.'

'મનુષ્ય દેવત્વને ઝંખે છે, તમે મનુષ્યત્વને ઝંખો છો ! કેવી અજબ વાત છે ?'

'ના, મારે હવે મનુષ્ય બનવું છે. મારા દેવત્વનો અંત આવે એવું હવે કર. મને મનુષ્ય થવા દે.'

'તમે કેવી રીતે મનુષ્ય થશો ?'

'મેં તને ચાણોદમાં જ કહ્યું હતું કે હું સુસ્ત બેસી રહેવાનો નથી. મને ઉદ્યમ જોઇએ છે.'

'એ મને ખબર છે. તમને હું વહેલી–મોડી ઉદ્યમ આપવાની જ છું. પાધરમાં એક મકાન બાંધવાનું છે. ત્યાં એક નિશાળ રાખવાની છે અને નાનું ગૃહઉદ્યોગાલય બનાવવાનું છે. રાણીપુરના લોકોને ત્યાં ગૃહઉદ્યોગ શીખવવા છે, તે ચલાવવા છે અને તેમાંથી જ રાણીપુરની હ્રાસ પામેલી સંપત્તિને પાછી લાવવાની છે. આ મારો મનોરથ છે, પણ તે ઉતાવળે પાર પડે તેવો નથી. જ્યારે ઉદ્યોગાલય સ્થપાશે, ત્યારે તમને તેમાં જોઇએ તેટલું કામ મળશે.'

'એ તો મહિનાઓ અને વર્ષો પછીની વાત; પણ અત્યારે શું ?'

'અત્યારની સ્થિતિ વિલક્ષણ છે. રાણીપુરના લોકોની આપણે ઉન્નતિ કરવી છે, પણ આપણા ઉપર તેમનો અણગમો છે; આપણે

તેમના હાથમાં સોનાનો ટુકડો આપીએ, તો પણ તેઓ આપણી પાસેથી તે ન લે, એવી અત્યારની તેમની મનોવૃત્તિ છે. એ વૃત્તિ સમતોલ બને તે માટે હજી થોડો કાળ જવો જોઈએ, અને તે પછી આપણે તેમની વચ્ચે રહીને તેમને માટેની કલ્યાણકારક પ્રવૃત્તિ આદરી શકીશું.'

હારહર થોડી વાર વિચારીને બોલ્યો: 'પણ એ રાહ જોઈને ક્યાંસુધી બેસી રહેવું ? નિશાળ તો ચાલે છે જ. થોડા દિવસ છોકરાઓની હાજરી ઓછી રહી, પણ પછી પાછી હાજરી વધતી જાય છે. અને ઉદ્યોગાલય તો જ્યારે સફળ થાય ત્યારે ખરૂં. હું પૂછું છું કે જે કાંઈ આપણી ખેતી છે, તે આપણે કેમ હાથમાં ન લેવી ?'

'પણ તેથી તમને શું કામ મળશે ?'

'ઘણું એ !'

સુશીલાએ હસીને પૂછ્યું: 'શું તમે હળ હાંકીને ખેતર ખેડશો ?'

'હા, એમાં વાંધો શો ? અત્યારે જમીન ખેડવા ભાગથી અપાય છે, તેને બદલે ઘરની ખેડ કરી નાંખવાથી બહુ લાભ થશે. મારો વિચાર તો એ ખેતીને સુધારીને ખીલવવાનો છે. રાણીપુરના ખેડૂતોને તેથી ઘણું શીખવાનું મળશે, અને વખત જતાં આપણાં ખેતરો જ ખેતીની શાળા જેવાં બનશે.' હરિહરે પોતાનો મનોભાવ દર્શાવ્યો.

સુશીલા વિચારમાં પડી ગઈ, આ વિચાર તેને કોઈ દિવસ આવ્યો નહોતો, પરન્તુ તે વિચાર સાચો અને ઉપયોગી હતો. પોતાની બાપદાદાની જમીન ઉપર 'ખેતીની શાળા' ખીલી નીકળી હોય, તેમાં જાત જાતના પાકો ઉગી નીકળ્યા હોય, તરેહ તરેહનાં ખાતર પુરાઈ રહ્યાં હોય, નવી-નવી જાતનાં ઓજારો ખેતરમાં વપરાઈ રહ્યાં હોય, ખેડૂતો

તે જોઇને નવું નવું શીખી પોતાના ખેતરોમાં અખ્તરાઓ કરતા હોય, રાણીપુરના ખેડૂતો ખેતી ખીલવીને આબાદ બનતા હોય, એવું સુખદ ભાવિસ્વપ્ન તે પોતાનાં અંતશ્ચક્ષુઓથી જોવા લાગી, તેણે વિચારીને જવાબ આપ્યો :

'તમને એ કામ ફાવે, તમને તેનો ઉમંગ હોય, તમારાથી એ બધા કામકાજની સંભાળ લઇ શકાય તેમ હોય, તો તે માટે મારી ના નથી, ખુશીથી એ કામનો આરંભ કરો.'

સમ અને સુખી દાંપત્યજીવનનું એક વિશિષ્ટ નિદાન–કારણ છે. છે. પતિ અને પત્ની ઉભયની મૂલ્યાંકનદૃષ્ટિ જો સમાન હોય, તો તેઓનું વાતાવરણ હમેશાં પ્રોત્સાહક અને રસભર્યું રહ્યા કરે છે. દંપતીના જીવનના મતભેદો કે જેથી કલહ, કટુતા અને ગુણ–સ્વભાવનાં કજોડાં જન્મે છે તેનું કારણ ઉભયની મૂલ્યાંકનદૃષ્ટિની વિષમતા હોય છે. હરિહર અને સુશીલાની મૂલ્યાંકનદૃષ્ટિમાં એ વિષમતા નહોતી. હરિહરના પ્રત્યેક વિચારને સુશીલા અને સુશીલાના પ્રત્યેક વિચારને હરિહર હમેશાં મળતાં જ થતાં, એમ તો નહોતું; બેઉના વિચારોમાં ઘણી વાર સમાનતા હોતી, ત્યારે કોઇવાર અસમાનતાએ દેખાતી; પરન્તુ મૂલ્યાંકનદૃષ્ટિની સમાનતાને કારણે બેઉ એક–બીજાનાં દૃષ્ટિબિંદુઓને સમજી લેતાં અને એકેમાં પોતાના દૃષ્ટિબંદુ માટેનો દુરાગ્રહ ન હોવાથી તથા બીજાના દૃષ્ટબિંદુની કદર કરવા જેવી ઉદારતા હોવાથી મતભેદ છતાં તેઓની વચ્ચે વિખવાદ જન્મતો નહિ. આ એક જ ચાવીથી તેમના મનનાં બંધ દ્વારો જ્યારે જ્યારે ઉઘડતાં ત્યારે ત્યારે તે વાટે સુખ તથા સંતોષની નિર્મળ વાયુલહરી આવીને તેમના જીવનહર્મ્યમાં પ્રસરી રહેતી.

વર્ષાઋતુ પૂરી થઇ હતી અને રાણીપુરનાં સુશીલાનાં ખેતરો પાકથી ભરચક બન્યાં હતાં; હવે તો આવતી ખેતીની મોસમ માટે જ તૈયારી કરવાની હતી. હરિહરે તે માટેનો ઉદ્યમ બીજા દિવસથી જ

શરૂ કર્યો. તેણે ખેતરોની મુલાકાત લેવા માંડી. કેવા કેવા પાક ઉગે છે, દર વર્ષે એક જ પાક ક્યાં ક્યાં ખેતરોમાં ઉગાડવામાં આવે છે, વારાફરતી પાકનો ફેરફાર ક્યાં ક્યાં ખેતરોમાં કરવો પડે છે, તેનાં કારણો શાં છે, ખરાબ જમીન કઈ છે, કસ ઓછો થવાનાં કારણો શાં છે, એ બધું તેણે ખેતરો જેમને ભાગે ખેડવા આપેલાં તેમની પાસેથી જાણવાનું શરૂ કર્યું. દીવાળી સુધી તો તેણે એ અભ્યાસ જ કર્યો. પછી તે એક વાર વડોદરે ગયો અને ખેતી સંબંધી કેટલાંક પુસ્તકો લઈ આવ્યો. તેણે તે વાંચવા માંડયાં. રાણીપુરના ખેડૂતો હસવા લાગ્યા કે, આ બ્રાહ્મણ ચોપડીઓ વાંચીને કેવોક ખેડૂત થાય છે, તે હવે જોઈશું !

પણ એવી ટીકા કે હાંસીથી હરિહરનો ઉત્સાહ ભાંગે તેમ નહોતું. પુસ્તકમાંથી મેળવેલી માહિતી ઉપરથી તેને જણાયું કે ખેતરોનો પાક સુધારવા વધારવા માટે કેટલેક અંશે ખેડૂતોનું અજ્ઞાન, કેટલેક અંશે ખેડનાર પાસેનાં નાણાંનો અભાવ અને કેટલેક અંશે ખેતી માટેની ખામીભરી સામગ્રી જવાબદાર છે. હરિહર એ બધી ખામીઓ દૂર કરી શકે તેમ હતું. માત્ર ત્રણ ખેતરો જ પસંદ કરીને તેણે નવા વર્ષની ખેતીમાં સુધારો કરવાનો પ્રબંધ કર્યો. એક વાર તે વડોદરેથી સત્યેન્દ્રની લાગવગ લગાડીને એક ખેતીના નિષ્ણાત અમલદારને પોતાને ત્યાં આગ્રહપૂર્વક તેડી આવ્યો અને તેની પાસે ખેતરોની તપાસ કરાવીને ક્યાં ક્યાં ખેતરોમાં શું વાવવું, કયું ખાતર નાંખવું, કેટલું ઊંડું હળ ઉતારવું, નવા પાકના અખતરા કેવા કરવા, પાકને પોષે એવી કઈ તરકારી અને છોડ ઉછેરવા, એ બધું નક્કી કર્યું અને તે માટેની તૈયારી શરૂ કરી દીધી. વંશપરંપરાથી એક જ રીતે ખેતી કરતા આવેલા ખેડૂતો આ દોઢડહાપણવાળી ખેતીની હાંસી કરતા, ખેતરોમાં ઘાસ સિવાય કશું ઉગવાનું જ નથી એવું ભવિષ્ય પણ ભાખતા અને પોતાના ડહાપણ તથા અનુભવની ખુમારીમાં હરિહર તથા તેના યત્નો ઉપર તુચ્છ દૃષ્ટિ ફેંકતા. હરિહર તે જાણતો, પણ તેથી તે નાહિંમત

થતો નહિ. તેણે નવા બળદો લીધા, જૂના જે ખેડૂતો જમીન ખેડતા તેમાંથી જેમની ઇચ્છા હતી તેમને પગાર અને ભાગથી રાખ્યા, ખેતીની સામગ્રી કેટલીક નવી વસાવી અને કેટલીક સુધરાવી. એક લોખંડી હળ પણ મંગાવ્યું. હુતાશણી ગઇ અને ચૈતરનો વાયરો વાયો એટલે ખેતરના બધા પાક ઉપડી ગયા અને નવી ખેતીનો પ્રારંભ પણ થઇ ગયો.

બીજી બાજુએ સુશીલાએ ગામના પાધરમાં પોતાની કેટલીક પડતર જમીન હતી તે ઉપર એક મોટું મકાન બંધાવવા માંડયું. અત્યારે તો પોતે નિશાળ બંધાવે છે એમ જ તે કહેતી, પરંતુ પાછળથી તેમાં જ ઉદ્યોગાલય સ્થાપવાનો તેનો ઇરાદો હતો. સુશીલાનું ઘર ગામને છેવાડે આવેલું હતું અને પાધરના જે ભાગમાં મકાન બંધાતું હતું તે ભાગ રહેવાના મકાનથી બહુ દૂર નહોતો એટલે ઘર અને શાળા બેઉ નજીક પડે તેમ હતું. એ છ માસના અરસામાં લોકોનું બધું કુતૂહલ અને અણગમો ઓસરી ગયાં હતાં અને હવે તો સુશીલાએ ધાર્યા પ્રમાણે લોકોનો માનસિક અસહકાર સારી પેઠે ઓછો થઇ ગયો હતો.

સુશીલાની પવિત્ર છાયામાં ગોમતી અને પાર્વતીના સંસ્કારો પણ સુધરતા જતા હતા. એક વાર પાર્વતીનો પિતા તેની ખબર કાઢવા રાણીપુર આવ્યો હતો, પરન્તુ જ્યારે તેણે જોયું કે પાર્વતી અહીં સુખી છે, તેને સારી પેઠે ગોઠે છે અને તે સુશીલાની પાસે રહેવાથી જ સુધરશે, ત્યારે તેણે તેને પાછી ઘેર લઇ જવાની વાત જ કાઢી નહિ. ગોમતીનો મનોવિકાર હવે પશ્ચાત્તાપના અગ્નિમાં બળીને ભસ્મ થઇ ગયો હતો એમ કહીએ તો ચાલે. એક વખત એવો હતો કે ગોમતી પોતાના ઉત્સાહથી ગૃહના વાતાવરણને ભરી દેતી; આજે તેના વદન પરની રેખાઓ શાન્ત રીતે ચમકતી અને સુશીલાની પ્રવૃત્તિઓમાં રસ લઇને પોતાના મનનું પોષણ કરતી.

* * *

# ક્રીસ્ટલ ગેઝીંગથી ભવિષ્ય



ચેતતા નર સદા સુખી હોય જ. માટે તમે તમારા ભવિષ્યના સંબંધના જેવા કે પ્રેમ, ધંધો, મીત્રો કે શત્રુ, જીવનનાં સુખદુઃખ, પ્રમોશન, અચાનક ધનલાભ, આપસમાં કલેશ, લગ્ન, સંતતી તેમજ તમારા કોઇ ગુંચવણભરેલા પાંચ સવાલો બંધ કવરમાં લખી મોકલો. સવાલના જવાબ તમારા કવર સાથે ફક્ત રૂા. ૧–૧૦–૦ ની વી. પી. થી આપવામાં આવશે. સાથે તમારા નડતા ગ્રહોનું તથા કોઇ તકલીફનું નીવારણ બતાવવામાં આવશે. આજે જ લખો :—

**પ્રોફેસર જોહરી (૧૧૪) દેવલાલી.**

## ગર્ભ રહેતો અટકાવવા

“રાહત” દવા ત્રણ જ દિવસ ખાઈ લેવાથી જીંદગીભરમાં ગર્ભ રહેતો નથી. માસીક ચાલુ, કશું જ નુકશાન નહિ. દાકતર વૈદોની અજમાવેલી દવા. દવા સાથે ગેરન્ટીપત્ર મોકલવામાં આવે છે. કીં. રૂા. ૫–૮–૦ પરદેશ શી. દશ.

## બંધ માસીક માંદગી

ફકત ત્રણ જ દિવસની અંદર ‘શ્રીનોટ’ ગોળીઓથી ચાલુ થાય છે. માસીક અડચણની કોઇ પણ ફરીયાદ માટે રૂબરૂ મળો. દવા સાથે ગેરન્ટીપત્ર આપવામાં આવે છે. કીં. રૂા. ૫–૮–૦ પરદેશ શી. દશ.

**ડૉ૦ એસ. એચ. ખાન.**

૪૨, બી. બી. ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. ફોન ૨૨૩૪૩.

# પ્રકરણ ૬૮મું

* *

## જીવન-સુવાસ

*

સુશીલા અને હરિહર સાથે હવે દેવકોરને કશોય સંબંધ રહ્યો નહોતો, છતાં એક કારણવશાત્ દેવકોરને રામજીને રાણીપુર મોકલવો પડયો હતો. શેરોનાં સર્ટિફિકેટ હરિહરના નામ પર—પ્રાણજીવનના નામ પર ચઢી ગયાં હતાં, તે સર્ટિફિકેટો પાછાં દેવકોરના નામ પર ચડાવ્યા વિના ચાલે તેમ નહોતું; આ કારણથી શેર-ટ્રાન્સફરના ફોર્મ ઉપર હરિહરની સહી લેવાને દેવકોરે એક ચીઠી લખીને રામજીને રાણીપુર મોકલ્યો હતો. રામજીને સુશીલા તથા હરિહરે આદર આપીને એક દિવસ રાખ્યો હતો અને હરિહરે ફોર્મ ઉપર તુરત સહી કરી આપી હતી. રામજી એ ફોર્મ લઇને પાછો નડીયાદ આવ્યો હતો, ત્યારે તેણે સુશીલા અને હરિહરના સુખી સંસારની ઉપલક વાત દેવકોરને કહી હતી. રામજી કાંઇ લાંબી દૃષ્ટિવાળો કે ઊંડું સમજે તેવો નહોતો એટલે જેટલું તે સમજ્યો હતો તેટલું તેણે પોતાની ભાષામાં દેવકોરને કહ્યું હતું. પણ તે તો હરિહર અને સુશીલાના સંસારના પ્રારંભના દિવસો હતા. તે વખતે ગામમાં તેમની પ્રત્યે તિરસ્કાર વ્યાપ્યો હતો. બેઉ સુસ્તીમાં દિવસો ગાળતાં હતાં, બેઉ પરસ્પર સંતુષ્ટ અને સુખી હતાં એવું રામજી પોતાની દૃષ્ટિએ સમજી શક્યો હતો અને તેણે એ વાત દેવકોરને કહી હતી. દેવકોરે ઉદાસીનતાપૂર્વક એ વાત સાંભળી હતી અને એક ઊંડો નિઃશ્વાસ મૂકયો હતો.

એ પ્રસંગને હવે આઠ-દસ માસ વીતી ગયા હતા. એક વાર સાંજે જમના બહારથી આવી અને આવતાં વેંત દેવકોર પાસે ગઇ.

દેવકોર તે વખતે ધીરે ધીરે 'શિવપુરાણ' વાંચતી હતી અને ગંગાશંકર દવે પાસે બેઠા બેઠા શૂન્ય ચિત્તે સાંભળતા હતા. જમના દેવકોર પાસે બેસીને બોલી :

'બા, એક નવી વાત કહું.'

'શું છે વારુ ?'

'કહે છે કે સુશીલાએ રાણીપુરમાં એક નિશાળનું મકાન બંધાવવા......'

દવેજી એકદમ ગર્જના કરતા બોલ્યા: 'મૂગી મરને હવે ! તારે વળી એ નનામીનું શું કામ છે કે તેની વાતો કરવા આવી છે ?'

જમના એકદમ ખસ્યાણી પડી ગઇ અને ચૂપ બની. જમનાને નિરાશ થએલી જોઇને દેવકોરને ય વસમું લાગ્યું, પણ દવેજીના ગુસ્સાથી તે પણ ડઘાઇ ગઇ હતી, એટલે કશું બોલી નહિ અને 'શિવપુરાણ' આગળ વાંચવા માંડયું. જમના પણ લાગણીશૂન્ય ચિત્તે તે સાંભળતી બેસી રહી.

અધ્યાય પૂરો થયો એટલે દવેજી ઊઠીને બહાર ચાલ્યા. દેવકોર પોથી બાંધતી બાંધતી બોલી: 'જમના ! તારા સસરાને હવે સુશીલાનું નામ સાંભળવું'ય ગમતું નથી; પરન્તુ તારે જે કાંઇ કહેવું હોય તે કહે, મારે સાંભળવું છે.'

દેવકોરના સહાનુભૂતિના ઉદ્‌ગારથી જમનાની આંખોમાં આંસુ આવ્યાં. થોડી ક્ષણ રહીને તે બોલી: 'આપણને સુશીલા સાથે હવે કશો સંબંધ રહ્યો નથી તે હું જાણું છું, પણ તેની કાંઇ વાત હોય તો તે સાંભળવાનું મન ના થાય ?'

'થાય, થાય; મનેય સાંભળવાની ઇચ્છા થાય છે ને ! તેં જે કાંઇ સાંભળ્યું હોય તે કહે.'

જમના બોલી : ' આજે મેં એવું સાંભળ્યું કે સુશીલાએ રાણીપુરમાં એક નિશાળનું મકાન બંધાવવા માંડ્યું છે, જેમાં સુશીલાએ સ્થાપેલી નિશાળ બેસશે અને તેના બીજા ભાગમાં એક નાની ઉદ્યોગશાળા ચાલશે. તેમાં ગામના જે લોકોને નાના–નાના ઉદ્યોગ શીખવા હશે તે શીખવશે, અને નવરી મોસમમાં ખેડૂતોને તેથી ધંધો અને કમાણી બેઉ મળશે. '

' બાપના પૈસાનો ઉપયોગ તો સુશીલા સારો કરી જાણે છે. બીજું કાંઈ ? '

' હા, કહે છે કે હરિહરે ઘરની ખેતી કરવા માંડી છે અને નવી સુધરેલી રીતે એવા તો નવા નવા પાક ઉગાડ્યા છે કે ગામના લોકો ચકિત થઈ ગયા છે ! હજી તો થોડાં જ ખેતરમાં તેણે એવી ખેતી કરી છે, પણ આવતી મોસમમાં તે વધારે ખેતરમાં એવી ખેતી કરવાનો છે. ગામના જે ખેડૂતોને એવી ઢબે ખેતી કરવી હોય તેને તે શીખવવાનો પણ છે. એક વાર તો વડોદરાનો એક સરકારી અમલદાર આવેલો તે ખેતી જોઈને બહુ રાજી થયો અને તેણે હરિહરને જોઈતી બધી મદદ આપવાનું કહ્યું. '

' એ પણ હોંશિયાર છોકરો નીકળ્યો. સસરાની ખેતીની આવક વધારી. '

' એમ નહિ, બા. એ બધી આવક તો પેલી નિશાળ અને ઉદ્યોગશાળાના કામમાં વપરાવાની છે, એટલે એ તો બધો લાભ તેને પોતાને નહિ મળવાનો પણ ખરી રીતે ગામલોકોને જ મળવાનો. પહેલાં તો ગામલોકો આ બેઉ પર ખૂબ ચ્હીડાયાં હતાં. પણ હવે તેમનાં મ્હોંફાટ વખાણ કરે છે. '

' કરેજ ને. સારા કામનાં વખાણ કોણ ન કરે ? પણ આ બધું તને કોણે કહ્યું ? ' દેવકોરે પૂછ્યું.

'ઉદયશંકર કાકા પેલાં દયાકાકીને વાત કહેતા'તાં. તેમણે વળી ક્યાંકથી સાંભળી હશે: તેમની પાસેથી મેં એ વાત સાંભળી.' જમનાએ કહ્યું.

દેવકોર આ સાંભળીને કેટલીક વાર સુધી વિચારમાં બેસી રહી અને વિચારને અંતે બોલી: 'જમના! આ જીંદગીમાં જેવી જેની લહેણા–દેણી હોય છે તેવું તે લે છે–દે છે. જોને, મારા પ્રાણ પાસે સુશીલા પોતાના નસીબમાં કાંઈ લહેણું લખાવીને નહિ લાવી હોય, ત્યારે હરિહર પાસે લહેણું લખાવીને લાવી હશે. તેનું સુખ આજ તે ભોગવી રહી છે. હરિહરના ભાગ્યમાં એવી સદાચરણી અને શાણી સ્રીનું સુખ લખ્યું હશે એટલે તે પણ તે ભોગવે છે. આપણે એ બેઉના સુખનાં નિમિત્તરૂપ હોઇશું, એટલે અદ્દ્‌ભુત રીતે આપણે ત્યાં બેઉનો યોગાનુયોગ બન્યો; તેમ ન હોય તો મારા પ્રાણનું કારમું મોત કેમ થાય, હરિહર મારા ઘરમાં હોય ક્યાંથી, તે એવો સજ્જન નીવડે કેમ, સુશીલાના ચિત્તમાં એ વસે કેમ, અને હરિહરનો ધનનો મોહ છૂટે કેમ? વળી રાણીપુરના લોકોના ભાગ્યમાં તેમના જમીનદારની પુત્રીને હાથે જ તેમનું હિત થવાનું લખ્યું હશે, એટલે પોતાના બાપની બધી મીલકત બીજી રીતે નહિ વાપરતાં આવી રીતે લોકોના હિતને માટે જ વાપરવાની સદ્દ્‌બુદ્ધિ તેને સૂજી. કેમ, જમના! હું કહું છું તે વાત બરાબર નથી?'

'સાચું કહો છો બા. પણ આવું કાંઇ મારા સસરાને મોઢે ના બોલશો, નહિ તો એ બહુ જ ચ્હીડાઇ જશે.'

'હું બધુંય સમજું છું. સુશીલા દીકરાની વહુ હતી એટલે તેના આવા કાર્ય માટે આપણે તેને તિરસ્કારીએ, પણ દીકરી હોય તો?'

'તોય, મારા સસરા જેવો તો તેનું મ્હોં ન જૂએ, કાકી! જીવતાંજીવત તેના નામનું સ્નાન કરી નાંખે!' જમનાએ પોતાના સસરાના સ્વભાવ માટે અભિપ્રાય આપ્યો.

'એ તો લોકોને બતાવવા માટે; પણ દિલમાં તો પેટની દીકરી માટે લાગણી હોય જ હો! હું માનું છું કે લાગણીવાળાં માબાપ

એવી દીકરીને ય મરતાં મરતાં કાંઈક આપતાં જવાની–છાની રીતે તેને મદદ કરવાની લાગણી ધરાવ્યા વિના ન રહે !'

જમના જરા વિચારીને બોલી: 'એ સાચું છે હો. આપણો ઘણો-ખરો વહેવાર લોકદેખાડા માટેનો જ હોય છે.'

'હવે તું સાચું સમજી.' એમ કહી દેવકોર ઉઠી અને જમના પણ ઘરકામે વળગી.

સુશીલા અને હરિહરની જીવનચર્યાની તથા તેમના લોકહિતકારક પ્રયોગની વાતો આ પ્રમાણે નડીયાદમાં જ પહોંચી નહોતી; આસ-પાસના બધા પ્રદેશમાં તે પ્રસરી હતી. પછી તેમના સમરસ દાંપત્યની અને સંતુષ્ટ સંસારવહનની વાત ધીમી ધીમી પ્રસરી હતી, પરન્તુ તેમાંય લોકોની કિંચિત્ કુતૂહલવૃત્તિ તો દેખાતી જ. સમાજના પ્રચ-લિત વ્યવહારની વિરુદ્ધ થએલા લગ્નની સફળતા માટે શંકાશીલ મનોવૃત્તિને આવું સંતુષ્ટ સંસારવહન કુતૂહલરૂપ બને તેમાં કાંઈ નવાઈ નથી; પરન્તુ ત્યારપછી હરિહર તથા સુશીલાની લોકહિતકારક પ્રવૃત્તિની વાતો જેમ જેમ પ્રસરવા લાગી અને તેને લગતી ટૂંકી ખબરો વર્તમાન પત્રોમાં પણ આવવા લાગી, ત્યારે જનતાનું લક્ષ તેમની તરફ વિશિષ્ટ રીતે આકર્ષાયું. સંશયગ્રસ્ત અને કદાગ્રહી મનોવૃત્તિવાળા મનુષ્યોને તો આવી સુચરિત વ્યક્તિઓના સત્કાર્યમાંય દંભ કે અપવિત્રતાની ગંધ જ આવે છે, પરન્તુ જનતામાં જે કાંઈ થોડી સમજુ અને તટસ્થ વ્યક્તિઓ હોય છે, તેઓ વ્યક્તિઓ ઉપર નહિ પણ વ્યક્તિઓનાં કાર્યો ઉપર જ દૃષ્ટિ કરે છે અને તેના સારા માઠાપણાને પ્રશંસે છે કે અવગણે છે. આવી વ્યક્તિઓમાં સુશીલા અને હરિહરની લોકોપકારક પ્રવૃત્તિની પ્રશંસા થવા લાગી હતી, અને એ પ્રશંસાની પાછળ તેમના લગ્નની લોકવિરુદ્ધતા તથા વિલક્ષણતા ઢંકાતી જતી હતી. રાણીપુરની જનતામાં જે કાંઈ લોકલાગણીનું પરિવર્તન વહેલું થયું હતું તે નડીયાદમાં જરા મોડું થવા લાગ્યું હતું, અને તેથી વધારે દૂરનાં ગામોમાં તો તેથી ય મોડું થવા લાગ્યું હતું,

સુશીલા અને હરિહરના પ્રયોગોની વાત છાપાના પાના ઉપર ચડવાથી ગુજરાતની જૂદી જૂદી લોકોપકારક સંસ્થાઓના કાર્યવાહકોનું ચિત્ત તે તરફ આકર્ષાયું. તેમના પ્રયોગો હજી કેવળ પ્રાથમિક દશામાં હતા, છતાં કોઇને તેમાંથી શીખવાનું મળે તેમ હતું, તો કોઇને પોતાના અનુભવનો લાભ એ ઉગતી સંસ્થાને આપવાનું મન થતું; આથી એવા કાર્યવાહકો કોઇ કોઇ વાર રાણીપુરમાં ઉતરી પડતા, એ નવા પ્રયોગોનો અભ્યાસ કરતા, પોતાની દૃષ્ટિએ કાંઇ ત્રુટિ સૂઝે તો તે તરફ આંગળી ચીંધતા અને એ રીતે કોઇ આ પ્રજાસેવક દંપતીને કાંઇ શીખવી જતા, તો કોઇ તેમની પાસેથી કાંઇક શીખીને પણ જતા. આથી સુશીલા અને હરિહરના અંતરમાં કાર્ય પરત્વે પ્રેમ અને ઉત્સાહ જાગૃત થયા અને તેમની પ્રવૃત્તિ વધારે વેગવતી બનવા લાગી, તેમ તેમ રાણીપુરના લોકોની તેમની પ્રત્યેની માનવૃત્તિમાં પણ વધારો થવા લાગ્યો.

એક બાજુએ શાળાનું મકાન પૂરું થઇ રહ્યું અને બીજી બાજુએ હરિહરનાં ખેતરો નવા પાકથી લચી રહ્યાં. હજી ખળાનો વખત તો જરા દૂર હતો. પણ ઊભા પાક ઉપરથી જ ખેતરો કેટલાં સુંદર પાક્યાં હતાં તે સૌ કોઇ જોઇ શકતા હતા. હરિહરનો ઉત્સાહ તો માતો નહોતો. નવા મકાનમાં શાળાની શરૂઆત કરવામાં આવે તે દિવસે નાનો સરખો મેળાવડો કરવાની અને તેમાં ગામ–પરગામથી થોડા સહાનુભૂતિ ધરાવનારા ઓળખીતાઓને નોતરવાની પણ તેની ઇચ્છા હતી. આવી રીતે આવેલાઓ પોતાની ખેતીનો સુંદર પાક જુએ એવી પણ તેને અભિલાષા કેમ ન હોય? સર્જકતાનો આનંદ પ્રત્યેક મનુષ્યમાં હોય છે જ. એવો મેળાવડો કરવામાં સુશીલાએ સંમતિ આપી અને શરદપૂનમનો દિવસ તે માટે ઠરાવીને એક ટ્રસ્ટી નાનચંદ વૈદ્યની સહીથી જૂદે જૂદે સ્થળે પત્રો લખી નાંખવામાં આવ્યા. એ આમંત્રણનો એક પત્ર દેવકોરને સરનામે પણ આવ્યો.

* * *

રૂપ, રંગ, નાત, જાત, ઉંચ, નીચ, ગરીબ, તવંગર ઇત્યાદી
ભેદભાવ રાખ્યા સિવાય સચોટ શિક્ષણ અપાય છે માટે અહીં આવો અને કુશળ કારીગર બનોઃ

**બેકાર** બની નીરાશ ન થશો.
**છ માસમાં શિવણ** અને **વેતરકામ** શીખી લ્યો અને થોડી મુડીએ બહોળો નફો મેળવો.
વધુ માટે લખોઃ—

તાઃ કઃ— દોઢ આનાની ટીકીટ બીડી સંપુર્ણ માહિતી મફત મંગાવો.

**શાસ્ત્રોક્ત**
શિવણ કળાનું ઉત્તમ પુસ્તક **માસ્ટર કટર** અથવા **હોમ મેકર** જેની અંદર કોટ, પેન્ટ, બકીટ, પહેરણ, શર્ટ, કબજા, બ્લાઉઝ, જંપર્સ, ફ્રોક, પોલકું, બેબીસુટ, સદરા વિગેરે વિષયોની ૧૦૦ ચિત્રોથી સંપુર્ણ સમજુતી આપેલી છે. આજે જ મંગાવો.
કિં. રૂ. ૨–૧૨–૦
પોસ્ટેજ ૦–૭–૦.

**છાયા ટેલરીંગ કોલેજ.** રાવપુરા, વડોદરા.

**ઈનામી કવર સચોટ ઉકેલ**

| | |
|---|---|
| ‘બહુરૂપી’ | રૂા. ૦–૨–૬ |
| ‘ઈલસ્ટ્રેટેડ વીકલી’ | રૂા. ૦–૫–૦ |
| ‘જન્મભૂમિ’ | રૂા. ૦–૩–૦ |

આજે જ લખોઃ
**શ્રીમતી મનોરમા,**
રાવપુરા–વડોદરા

# પ્રકરણ ૬૯મું

## પરમ વિશ્વાસનાં પાત્રો

શારદપૂનમનો દિવસ રાણીપુર માટે ઉત્સવનો દિન હતો. સ્હવારથી જ નડીયાદથી ઘોડાગાડીઓમાં મહેમાનો આવવા લાગ્યા હતા, કારણ કે દસ વાગતાં નવી શાળા તથા ઉદ્યોગશાળાનું મકાન ખુલ્લું મૂકવાનો વિધિ થવાનો હતો અને તે માટે ગએલાં આમંત્રણપત્રોને માન આપી નજીકનાં નાનાં–મોટાં ગામોમાંથી આમંત્રિત સજ્જનો આવતા હતા. રાણીપુરના લોકો આ સમારંભને હવે કુતૂહલનો પ્રસંગ માનતા નહોતા, પરન્તુ આનંદનો અવસર માનતા હતા. અમદાવાદથી બે–ત્રણ રાષ્ટ્રીય કાર્યકર્તાઓ આવ્યા, આણંદથી એક કેળવણીની સંસ્થાના અગ્રણી આવ્યા, ડાકોરની મોટી અંગ્રેજી શાળાના અધ્યાપક આવ્યા, વડોદરાથી સત્યેન્દ્ર વકીલ ખેતીવાડી ખાતાના મદદનીશ અમલદારને લઇને આવ્યો, મુંબઇના એક અનાથાશ્રમના સેક્રેટરી આવ્યા, ચાણોદથી હરગોવિંદ પંડ્યા આવ્યા. એ જ પ્રમાણે સુરત, ભરૂચ અને રાજકોટથી પણ કોઇ કોઇ આવેલા દેખાયા; નડીયાદથી કોઇ આવ્યું દેખાયું નહિ. દેવકોરને આમંત્રણ મોકલ્યું હતું, તે પોતે કિંવા તેની તરફથી કોઇ આવશે કે નહિ એ સુશીલા અને હરિહરના ચિત્તનું સતત ચિંતન હતું. મહેમાનોનો સત્કાર તે બેઉ આનંદભેર કરતાં, પરન્તુ તેમની આંખો નડીયાદથી કોઇ આવ્યું છે કે નહિ તે જાણવાને ઉતાવળે ચોમેર ફરી વળતી.

સ્હવારે શાળાના મકાનમાં સરસ્વતીસ્થાપનાનો વિધિ કરવામાં આવ્યો હતો અને બ્રાહ્મણોના વેદમંત્રોચ્ચાર થઇ રહ્યા હતા. પ્રહર દિવસ ચ્હડતાં એ કાર્યની પૂર્ણાહુતિ થઇ એટલે મેળાવડો ગોઠવાયો.

ગામના સર્વ વર્ણના લોકો આવ્યા હતા અને જેઓ શાળાના મધ્ય ખંડમાં સમાયા નહિ તેઓ શાળાના આંગણામાં નિરાંતે બેઠા હતા. મધ્યમાં મહેમાનોને સ્થાન આપવામાં આવ્યું; એક બાજુએ સુશીલા, હરિહર, પોપટલાલ, પાર્વતી વગેરે બેઠાં; બીજી બાજુએ મહેમાનો બેઠા. શાળાના એક ટ્રસ્ટી નાનચંદ વૈદ્યને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું અને મેળાવડાનું કાર્ય શરૂ થયું.

પ્રારંભમાં સુશીલાએ આ શાળાના જન્મ વિષે કેટલુંક નિવેદન કર્યું. પોતાના પિતાની મિલ્કત પોતાના જ ગામના અભણ વિદ્યાર્થીઓને વિદ્યા આપવા પાછળ વપરાય અને રાણીપુરના જ લોકો ધંધા–ઉદ્યોગમાં આબાદ સ્થિતિ ધરાવતા થાય એ હેતુપુર્વક ઉપયોગમાં આવે એવો પોતાનો સંકલ્પ તેણે કહી સંભળાવ્યો.

સુશીલાનું નિવેદન ચાલતું જ હતું, એવામાં કોઇ કેળવાયલો દેખાતો પુરૂષ આવ્યો. તે બહારગામનો હતો. કોઇએ તેને ઓળખ્યો નહિ. તે ચુપચુપ સભામાં આવીને બેઠો અને સૌની સાથે તે પણ સુશીલાનું નિવેદન સાંભળી રહ્યો.

પોતાના સંકલ્પને પ્રારંભમાં ઉત્તેજન આપનાર વૈદ્ય નાનચંદ હતા—જે આજની સભાના પ્રમુખ હતા. અનેક પ્રકારના નિરૂત્સાહની વચ્ચે એ ઉત્સાહદીપકના તેજથી ઉત્તેજિત થઇને પોતે આ શાળાનો પ્રારંભ વિદ્યાર્થીઓને પોતાના મકાનમાં બેસાડીને કર્યો હતો, તે માટે એક યોગ્ય શિક્ષકની યોજના કરી હતી, પછી વિદ્યાર્થીઓ વધવા લાગ્યા હતા અને મોટી ઉમરના અભણ ખેડુતો પણ ફુરસદને વખતે–રાત્રે કે દિવસે આવીને ભણવાની હોંશ ધરાવવા હતા, એથી ઉત્સાહ ધારણ કરીને પોતે આ મકાન બંધાવ્યું હતું એમ જણાવીને સુશીલાએ નાની ગૃહઉદ્યોગશાળાનો પોતાનો વિચાર પણ જાહેર કર્યો. એ ઉદ્યોગશાળામાં કયા ઉદ્યોગો શીખવવા તેનો વિચાર પોતે હજી કર્યો નહોતો, અને એ વિષયના નિષ્ણાત અનુ-

ત્રીઓનો અભિપ્રાય લઇને એ પ્રારંભ કરવામાં આવનાર હતો, પરંતુ રાણીપુરના અભણ અને અર્ધશિક્ષિત લોકો અવકાશના વખતમાં ધંધો કરીને કાંઇ વધુ કમાણી કરી શકે, ખેતીના નબળા વરસમાં પણ તેઓ ભૂખે ન મરે અને તેમની ભાવિ પ્રજાને એકલી ખેતી ઉપર જ નિર્ભર ન રહેવું પડે એવો માત્ર મર્યાદિત આશય પોતાનો હતો એમ સુશીલાએ સ્પષ્ટતા કરી.

ખેડૂતોનું સાચું હિત ખેતીની ખીલવણીમાં રહેલું છે, તે માટે રાણીપુરના ખેડૂતોને ખેતીનું પણ વિશિષ્ટ શિક્ષણ આપવાને પોતાના પતિએ શાળાના ટ્રસ્ટમાંનાં ખેતરોમાં સુધરેલી પદ્ધતિએ ખેતીની શરૂઆત કરી છે તે વિષે પણ સુશીલાએ શ્રોતાઓને કેટલીક માહિતી આપી. એ ખેતીનો પહેલા વર્ષનો અનુભવ બહુ ઉત્સાહજનક નીવડયો હતો, પાક ઘણો સારો ખીલ્યો હતો, રાણીપુરના ખેડૂતોને પણ હવે તેમાં રસ લાગવા માંડયો હતો, તે વાત સુશીલાએ આનંદપૂર્વક નિવેદન કરી. જો ખેતરોનો પાક ઉત્તરોત્તર ખીલતો જશે તો આ ટ્રસ્ટની આવક વધશે અને તેમાંથી શાળા તથા ઉદ્યોગશાળાના ખર્ચાનો નિભાવ પણ થઇ શકશે અને બીજી મદદની જરૂર નહિ રહે; છતાં તેની ખીલવણી મોટા પાયા પર કરવી હોય. રાણીપુર ઉપરાંત બીજાં નજીકનાં ગામોના લોકોને પણ આ સંસ્થા સહાયરૂપ બની શકે તેવી તેની ખીલવણી કરવી હોય, તો આ સંસ્થા વધારે સમૃદ્ધશાળી હોવી જોઇએ અને પોતાનું નાનું સરખું ટ્રસ્ટ તેટલા મોટા કાર્યક્ષેત્રને પહોંચી વળી શકે નહિ એમ જણાવી છેવટે સુશીલાએ સૌને પોતાના કાર્યને આશીર્વાદ આપવાની વિનતિ કરી.

સુશીલાનું નિવેદન પૂરું થતાં સત્યેન્દ્ર બોલવા ઉઠયો. તેણે આ લોકોપકારક સંસ્થાની અને તેના નજીક દેખાતા ઉજ્જવલ ભાવિની પ્રશંસા કરી. હરિહર અને પોતાનો સગપણસંબંધ કહી બતાવીને તેણે હરિહરના કાર્યની પણ સ્તુતિ કરી.

સત્યેન્દ્રની સાથે આવેલો ખેતીવાડીનો નિષ્ણાત અમલદાર એક દક્ષિણી બ્રાહ્મણ હતો. તેણે હરિહરના અખતારાઓમાંથી નવું નવું શીખવાને ગામ લોકોને આગ્રહ કર્યો અને ખેતીની જમીનને વધારે કસદાર બનાવવાને કેવી ખંત તથા ઉદ્યમશીલતા ધરાવવી જોઇએ તે સંબંધે થોડા દાખલા આપીને લોકોને સમજૂતી આપી.

આવેલા મહેમાનોમાંથી પણ બે જણાઓએ આ સંસ્થાને આશીર્વાદ આપીને સુશીલા તથા હરિહરની સેવાભાવી જીવનની સ્તુતિ કરી. ગામડાંમા કેટલું વિશાળ સેવા ક્ષેત્ર પડેલું છે અને વર્તમાન યુગની સાચી સેવા શહેરો કરતાં ગામડામાં વિશેષ થઇ શકે તેમ છે એમ જણાવીને તેમણે પોતાની બેઠક લીધી.

હવે એક પ્રમુખ સિવાય બીજું કોઇ બોલે તેમ નહોતું. પ્રમુખ બોલવા ઉઠે તે પહેલાં નવા આવેલા અજાણ્યા ગૃહસ્થ ઉભા થયા અને બોલ્યા:

'પ્રમુખ સાહેબ, સુશીલા બહેન, હરિહરભાઇ અને ગૃહસ્થો! આપ કોઇ મને ઓળખતા નથી એમ હું આપના ચહેરા ઉપરથી વરતી શકું છું. હું આમાં માત્ર સુશીલા બહેન અને હરિહર ભાઇને જોયે ઓળખું છું. જો કે તેઓ મને ઓળખતાં નહિ હોય. હું નડિયાદમાં રહું છું અને એક વકીલ છું. મને અહીં આવવાનું નિમંત્રણ મળ્યું નથી, પરંતુ ધંધાના અંગેની ફરજને કારણે મારે અહીં આવવું પડ્યું છે.'

સૌ આ અજાણ્યા વકીલને આશ્ચર્યથી જોઇ અને સાંભળી રહ્યાં. કઇ ફરજ બજાવવાને આ અજાણ્યો વકીલ એકાએક આવી પહોંચ્યો હશે, તે જાણવાને સૌ ઉત્કંઠ બનીને સાંભળવા લાગ્યાં. વકીલે આગળ બોલવા માંડયું:

'તમે કદાચ નહિ જાણતાં હો કે પરમ દિવસે દેવકોરબાઇનું ટૂંકી માંદગી પછી અવસાન થયું છે.'

સુશીલા અને હરિહર ચમક્યાં. તેમનાં વદન ઉપર કારમી ઝાંખી પથરાઇ ગઇ.

‘ આ મેલાવડા પ્રસંગે આવવાનું આમંત્રણ દેવકોરબાઇને મળેલું તે વખતે તેમને અહીં આવવાની ઇચ્છા હશે કે નહિ, તે હું જાણતો નથી, જો કે તે દિવસે તેમની તબીયત તો સારી હતી એમ તેમણે લખેલા તેમના વીલ ઉપરથી જણાય છે. આમંત્રણ મળ્યું તે જ દિવસની તારીખે તેમણે પોતાની મેળે પોતાનું વીલ લખીને મૂકી રાખેલું. ત્રીજે દિવસે તે માંદાં પડયાં. ત્રણ દિવસ માંદગી ચાલી અને પરમ દિવસે તેમનું અવસાન થયું. મરતાં અગાઉ તેમણે ગંગાશંકર દવેને પોતાના વીલની વાત કહેલી અને એ વીલનો અમલ કરવા માટે મારૂં નામ સૂચવેલું. હું તેમને મળવા ગયો ત્યારે તો તે અવાચક બની ગએલાં, પણ ઇશારતથી તેમણે મને વીલનો અમલ કરવાનું સૂચન કર્યું હતું.

‘ તેમની ઇચ્છા મુજબ એ વીલ મને સોંપવામાં આવ્યું છે અને તે હું અહીં લાવેલો છું. આ વીલ પણ તેમની બધી મીલકતનું એક ટ્રસ્ટ જ છે અને તેમાં કેટલીક શરતો છે. એ શરતો મુજબ તેમના એક કુટુંબી ઉદયશંકર ભટ્ટના દીકરાને થોડી રકમ આપવાની છે; ગંગાશંકર દવે, જમના અને તેમના એક ચાકરને મૃત્યુ સુધી પોષવા માટે એક રકમ અલગ કાઢવામાં આવી છે અને બાકીની બધી સ્થાવર-જંગમ મીલકત એક ટ્રસ્ટ તરીકે હરિહરભાઇ અને સુશીલા બહેનને લોકહિતનાં કાર્યો માટે સોંપવાનું જણાવવામાં આવ્યું છે. ’

‘ હેં !’ સુશીલા અને હરિહરના મુખનો એ પહેલો ઉદ્ગાર હતો.

‘ ધન્ય ! ’ એ નાનચંદ વૈદ્યના મુખનો બીજો ઉદ્ગાર હતો.

અને અન્ય સૌ કોઇ આશ્ચર્યનો ચમકારો અનુભવતાં એ વકીલના વદન ભણી જોઇ રહ્યાં હતાં. સેવાભાવી દંપતીના જીવનની સુવાસ

કેટલે સુધી પ્રસરી હતી, તેના વિચારથી તો અનેક શ્રોતાઓ મુગ્ધ બની ગયા હતા. વકીલે આગળ જણાવ્યું :

'વીલની સાથે જ આ આમંત્રણ પત્ર હાથ લાગ્યું હતું, તે ઉપરથી મેં જાણ્યું કે આજે જ મેલાવડા થવાના છે એટલે હું આજે જ આવ્યો અને આ વિગત તમારી સમક્ષ મૂકું છું. અહીં જે નવી વાતો મેં સાંભળી છે તેથી મને આનંદ થયો છે અને હું માનવા લાગ્યો છું કે દેવકારબાઇએ આ ટ્રસ્ટ કરવામાં યોગ્ય ડહાપણ જ વાપર્યું છે. જનસેવાનાં કાર્યો માટે પોતાની મીલકત આપી દેવી એ સાચી ઉદારતા તો છે જ, પણ મીલકત તેવા કાર્ય માટે કોને સોંપવી જોઇએ તે સવાલ ઘણી વાર ગુંચવણ ભરેલો બને છે; પરંતુ દેવકારબાઇએ જે ટ્રસ્ટીઓને પોતાની મીલકત સોંપવાનું ઠરાવ્યું છે તે ટ્રસ્ટીઓ એ કામ માટે સંપૂર્ણ યોગ્ય છે. કેટલાકને આ પસંદગી વિચિત્ર લાગશે. સુશીલા બહેન અને હરિહરભાઇ કોણ છે, તેમનો દેવકારબાઇ સાથે કેવો સંબંધ હતો અને કેવો પ્રકાર બન્યો હતો એ બધું જાણનારને તો તે વિચિત્ર લાગે જ, પરંતુ એવી અંગત લાગણીને બાજુએ રહેવા દઇને દેવકારબાઇએ પોતાની મીલકતનો લોકહિતાર્થે સારામાં સારો ઉપયોગ થાય એ દૃષ્ટિથી જ આ પસંદગી કરી છે અને લાગણીવશ બની લોકાપવાદની દરકાર રાખી નથી તે ખરેખર સ્તુત્ય કાર્ય કર્યું છે, એમ હું નડીયાદથી આવ્યો ત્યારે જેટલા પ્રમાણમાં માનતો નહોતો, તેટલા પ્રમાણમાં હવે–અહીંની બધી વિગતો જાણ્યા પછી માનવા લાગ્યો છું. હવે આ દંપતીને મારી એટલી જ વિનતિ છે કે તેમણે દેવકારબાઇના વીલના ફરમાન મુજબ બધી મીલકતનો કબજો લેવો અને વીલમાં સૂચવ્યા મુજબ તેનો સદુપયોગ કરવાની વ્યવસ્થા કરવી.'

વકીલ બેસી ગયો અને તુરત સુશીલા ઉઠી. તેને કાંઇક બોલવું હતું, બોલવા માટે જ તે ઊભી થઇ હતી, પણ તેના મુખમાંથી એક

શબ્દ પણ નીકળે તે પહેલાં તેની આંખોમાંથી આંસુની ધારા સરી પડી ! તેનો કંઠ અવરૂદ્ધ થઇ ગયો. સૌ શાન્ત બની તેને જોઇ રહ્યા. તેણે બે વાર બોલવા યત્ન કર્યો પણ તે બોલી શકી નહિ અને આંસુ લૂંછી પાછી બેસી ગઇ !

અધઘડી સૌ ચૂપ બેસી રહ્યાં. પ્રમુખે સૂચના કરી: ' સુશીલા-બ્હેનને શાન્ત થવા દો.

છેવટે સુશીલા એક વાર ફરીથી ઉઠી અને થોડો યત્ન કરી બોલી: ' વકીલ સાહેબ ! અમારી ઉપર મૂકવામાં આવેલી આ જવાબદારી અને તે દ્વારા દર્શાવવામાં આવેલા વિશ્વાસ બદલ મારે ક્ષમામૂર્તિ દેવકોરબાઇનો આભાર માનવાનો છે, પરન્તુ એ આભારનો સંદેશો કોઇ પહોંચાડી શકે તેમ નથી. મારી જનની–માતાનો તો મારા પર વિશ્વાસ હોય જ, પરન્તુ જે ધર્મ–માતાએ મારા પર આટલો વિશ્વાસ મૂકીને આ કાર્ય મને સોંપ્યું છે તેની ક્ષમાશીલતાનું ગાન એક મારૂં દિલ જ કરી શકે તેમ છે: મારૂં મુખ તે ગાઇ બતાવવા અશક્ત છે. દુનિયામાં કોઇએ ન કર્યો હોય તેવો અપરાધ મેં તેમનો કર્યો છે એમ ઘણાને લાગશે, છતાં તેમણે એ અપરાધને નહિ ગણકારી ઉલટો મારામાં પરમ વિશ્વાસ મૂકયો; એ દિવ્ય આત્મા જો આજે સૂક્ષ્મસ્વરૂપે અહીં વિદ્યમાન હોય, તો મારે તેને એટલું જ કહેવાનું છે કે–હે દેવિ ! તારી ચરણરજ શિરપર ધરાવવાને પાત્ર આ સુશીલા તારા વિશ્વાસનું સુપાત્ર બનવા જ જીવનભર યત્ન કરશે ! તું તારા આત્માને સંપૂર્ણ શાંતિમાં નિમજ્જન કરાવતી અમને આશીર્વાદ આપજે કે જેથી અમારી સેવાપ્રતિજ્ઞાના પાલનમાં અમને બળ મળ્યા કરે ! એથી વધારે બોલવાની હવે મારામાં શક્તિ નથી. '

એટલું કહી સુશીલા બેસી ગઇ. તેના ઉદ્દગારોએ અનેક આંખોને સજળ કરી હતી. હરિહર તો પોતાની જનેતા માતાના મૃત્યુ સમયના જેટલું મનોદુ:ખ વેઠી મૌન બેસી રહ્યો હતો.

છેવટે પ્રમુખે ઉભા થઇ આ પ્રસંગે હર્ષ અને શોકના જે વાયુ વાઇ ગયા તે વિષે થોડું કહીને આ સંસ્થાના મંડાણના મુહૂર્તની માંગલિકતા વિષે વિવેચન કર્યું. સંસ્થાના સ્થાપકના હાથમાં આજ ક્ષણે લોકહિતને માટે બીજું ટ્રસ્ટ એકાએક આવી પડયું એ યોગાનુયોગ સૌને આશ્ચર્ય ઉપજાવનારો લાગ્યો હતો અને નાનચંદ વૈદ્યને પણ તેમાં કુદરતી અનુકૂળતા ઉપરાંત આ સંસ્થાના મુહૂર્તની માંગલિકતા ભાસી હતી.

પ્રમુખના એ ટૂંકા નિવેદન પછી મેલાવડો પૂરો થયો. એકઠાં થયેલાં લોકો કાંઇ કાંઇ વાતો કરતા, હર્ષ વ્યક્ત કરતા, આશ્ચર્યનાં મોજાં રેલાવતા વીખરાયા. મહેમાનો માટે ભોજનની વ્યવસ્થા રાખવામાં આવી હતી, એટલે તેઓ સૌને બોલાવવામાં આવ્યા. ભોજન પીરસાવાનો સમય થયો, પરંતુ સુશીલા અને હરિહર ત્યાં દેખાયાં નહિ. સત્યેન્દ્ર આમતેમ જોવા લાગ્યો, અને હરિહરને શોધવા લાગ્યો. નાનચંદ વૈદ્યે કહ્યું: 'સુશીલા બ્હેન અને હરિહરભાઇ સ્નાન કરવા ગયાં છે એટલે તેમને આવતાં થોડી વાર થશે. આપ બધા જમવા બેસી જાઓ, કારણ કે આજે તે જમવાનાં નથી. જતી વખતે તે મને એમ કહેતાં ગયા છે.'

છેવટે સૌને જમી લેવું પડયું. તેઓ જમી રહ્યા, ત્યારબાદ હરિહર અને સુશીલા આવ્યાં. હરિહરની ખેતી જોવા જવાની કેટલાકની ઇચ્છા હતી તેઓને હરિહર ખેતર પર લઇ ગયો. કેટલાકને પાછા ફરવું હતું, તેઓ પોતપોતાની સાથે આણેલાં વાહનોમાં પાછા ફર્યા. નડીયાદથી આવેલા વકીલે જવાની તૈયારી કરી એટલે સુશીલાએ તેને કહ્યું: 'વકીલ સાહેબ, તેરમા વગેરેની બધી ક્રિયાઓ પતી ગયા પછી હું આવીશ, એટલે કે પંદરેક દિવસ પછી. જેઓ સંભારે તેમને મારા પ્રણામ કહેજો.'

ખેતર પર ગએલાઓ પાછલા પહોરે ચારેક વાગતાં પાછા ફર્યા, અને તેઓ પાછા નડીયાદ ભણી ઉપડી ગયા; રોકાયા માત્ર બે

જણાઃ સત્યેન્દ્રને હરિહરે આગ્રહ કરીને રોકયો અને હરગોવિંદ પંડયાને સુશીલાએ આગ્રહ કરીને રોકયા.

'સુશીલાબહેન! તમે મને ન રોકયો હોત તો સારું. તમારો પત્ર આવ્યો એટલે મારે આવવું પડયું અને મારા મનમાં એમ પણ હતું કે જાઉં તો પાર્વતીની ખબર કાઢતો આવું, એટલે આવ્યો. હવે મારું તમને શું કામ છે કે રોકો છો ?' રાત્રે સુશીલાને એકલી જોઇને હરગોવિંદ પંડયાએ કહ્યું.

'કાલનો દિવસ તો તમને જવા દેવા નથી જ. પરમ દિવસે જજો. તમારે એવું શું જરૂરનું કામ છે કે જઉં જઉં કર્યા કરો છો ?' સુશીલાએ ઠપકાભરી આંખે કહ્યું.

'હમણાં ઘેર જજમાનોની બહુ ભરતી રહે છે, નર્મદાસ્નાનના આ દિવસો ચાલે છે.'

'એ તો લખમી કાકી તમારા વિના બધુંય ચલાવી લે તેવાં છે. તમારું ખાસ કામ છે માટે તમને રોકયા છે.' સુશીલાએ કહ્યું.

'મારું ખાસ કામ? એવું વળી શું છે?' પંડયાએ આતુરતાથી પુછ્યું.

'કાલે સવારે કહીશ.'

'ના, ના, અત્યારે જ કહો; નહિ કહો તો રાત્રે મને ઉંઘ જ નહિ આવે.' પંડયાની અધીરાઇ વધી.

'તમે પાર્વતીને મળ્યા ?'

'હા.'

'તેણે તમને કાંઇ કહ્યું ?'

'ના.'

'તે તમારી પાસે નહિ બોલે. તેનો વિચાર પોપટલાલ માસ્તર સાથે પુનર્લગ્ન કરવાનો છે અને તે તમારી રજા માગે છે.' સુશીલા બોલી.

પંડ્યાથી ચમકી જવાયું.

'બેઉની ઇચ્છા છે, એટલે જ મેં એમની વાત ધ્યાનમાં લીધી છે. માત્ર તમારી પરવાનગીની જ જરૂર છે.' સુશીલા આગળ બોલી.

પંડ્યાને ગભરામણ થવા લાગી.

'તમે ગુંચાશો નહિ. તમારી પરવાનગી નહિ હોય તો હું લગ્ન નહિ થવા દઉં તેની ખાત્રી રાખજો. પણ તમે જાણો છો કે જુવાન બાઇને બળાત્કારે...'

'હું સમજ્યો, સુશીલા બહેન! હું સમજ્યો! મારા ખ્યાલ બહાર કશું નથી.' પંડ્યાએ ધીમેથી પણ ઝડપથી બોલવા માંડ્યું.

'ત્યારે તમારી પરવાનગી છે ને?'

'એવું કાંઇ મને ન પૂછશો, અને મને તમે પુછ્યું'તું એવું કોઇને મ્હોંએ ન કહેશો. કાલે સ્હવારે હું જતો રહીશ, પછી તમે તમને ફાવે તેમ કરજો.'

'એટલે મારે શું સમજવું? તમે હા પાડો છો કે ના?'

'તમારે સમજવું હોય તે સમજજો. મારે હજી મારા શંકરને પરણાવવો છે. અમારી ન્યાત કેવી છે તે તમે જાણો છો? એટલામાં તમે સમજી જાઓ!'

'તમારૂં કહેવું હું સમજતી નથી.'

'હજી ન સમજ્યાં? સાંભળો, તમારી મરજીમાં આવે તેમ કરજો! પણ મારી પરવાનગી હતી એવું કોઇને કહેશો નહિ, અને હું જે

પૂછશે તેને કહીશ કે મને કશી ખબર નથી. નહિ તો હું ન્યાત બહાર મુકાઇ જઉં બહેન ! કદાચ કોઇના કહેવાથી હું તમને ઠપકો લખું, તો પણ તમે મનમાં કશું લાવશો નહિ !'

સુશીલા હસી. ન્યાતોના બાહ્ય અને આંતરજીવન વચ્ચેનું અંતર તે સમજતી હતી.

બીજે દિવસે પરોઢમાં જ હરગોવિંદ પંડયા રાણીપુરમાંથી ચાલી નીકળ્યા; અને તે દિવસે સ્હવારના પહેલા પહોરમાં સત્યેન્દ્રે કરાવેલા લગ્નવિધિદ્વારા પોપટલાલ અને પાર્વતીએ પ્રભુતામાં પગલાં માંડયાં.

સુશીલા અને હરિહર ભાવિ સેવાજીવનનાં ઉજ્જવલ સ્વપ્નાંમાં રમતાં કાલક્રમણ કરી રહ્યાં.



## સૌંદર્ય વર્ધક વરલકરની

જગવિખ્યાત બનાવટો (રજીસ્ટર્ડ)

વાળ વધારવામાં બીનહરીફ

# વરલકર બ્રાહ્મી

## તેલ

મધુરા પમરાટથી ભરપુર

# વરલકર વેજીટેબલ

# હેર ઓઇલ

હજારો ફુલોની ખુશબોથી મઘમઘતું

**વરલકર સ્નો** તથા **બ્રીલીયનટાઇન**

તેમજ

વરલકર ઇવીનીંગ ઇન કાશ્મીર હેર ટોનીક

વરલકર મોર્નીંગ ઇન ઇન્ડીયા હેર ઓઇલ

એજન્સી માટે લખો :— **વરલકર.**

જુની હનુમાન ગલી, મુંબઇ ૨.

# બહુરૂપીનું પ્રાણવાન પ્રકાશન

## રહસ્યપૂર્ણ રોમાંચક નવલકથાઓ

નીચેની નવલકથાઓની એકેકી નકલ આપના પુસ્તકાલયમાં હોવી જ જોઇએ. રસભર્યું વાચન, મનોરંજક સાહિત્ય, ડિટેકટીવનાં સાહસપૂર્ણ પરાક્રમ, પ્રેરણાદાયી પ્રસંગોથી ભરપૂર અને મુંઝવણનો ઉકેલ દર્શાવનારા માર્ગો આ રોમાંચક, રસભરી નવલકથાઓમાં જોશો.

| | રૂ. આ. પા. |
|---|---|
| ચુમાલીશ ચહેરાનો માણસ | ૩–૮–૦ |
| માયાવી માનવી | ૩–૮–૦ |
| ચમત્કારીક ઉઠાઉગીર | ૩–૮–૦ |
| અદ્ભુત લુટારો ભા. ૧–૨ | ૩–૮–૦ |
| નગ્ન સત્ય ભા ૧ લો | ૩–૮–૦ |
| નગ્ન સત્ય ભા ૨ જો | ૩–૮–૦ |
| લગ્નમાં લોહી | ૩–૦–૦ |
| મૃત્યુનું રહસ્ય | ૩–૦–૦ |
| બળવાન બહુરૂપી | ૨–૮–૦ |
| ચમત્કારિક ખુન | ૨–૦–૦ |
| ભેદી માનવી | ૨–૦–૦ |
| રહસ્યમૂર્તિ | ૨–૦–૦ |
| માયાવી સંસાર | ૨–૦–૦ |
| ભેદી સંદુક | ૨–૦–૦ |
| પ્યારેલાલ પંજાબી | ૨–૦–૦ |
| ચાલીશ હજારનો ચેક | ૨–૦–૦ |
| વિચિત્ર ઠગ | ૨–૦–૦ |
| કાળી કીતાબ | ૧–૦–૦ |
| જંગી ઝુલ્ફીકાર | ૧–૦–૦ |
| ભયંકર સમાજસેવિકા | ૦–૮–૦ |
| તવંગર ટોળી | ૦–૮–૦ |
| રાત્રીનું રહસ્ય | ૦–૬–૦ |
| ખુની બુરખો | ૦–૫–૦ |
| મૃત્યુનું મંડળ | ૦–૫–૦ |

પોસ્ટેજ માફ: વી. પી. રજીસ્ટરના ત્રણ આના જુદા.

વ્યવસ્થાપક: 'બહુરૂપી': રાણપુર (કાઠિયાવાડ) B. S. Ry.



# પુર્ણ ચંદ્રોદય ગુટીકા

ચન્દ્રોદય શી વસ્તુ છે, એ જેઓ જાણતા નથી તેઓ પણ આજે ચંદ્રોદયના નામે વેપાર કરવા લાગી ગયા છે. જ્યારે આ સંસ્થા પુર્ણ ચંદ્રોદય સંપૂર્ણ સંસ્કારીત પારદમાંથી બનાવી, સોનાનો ગ્રાસ આપી સેંકડો તોલા બનાવે છે. એ ચંદ્રોદય સાથે કસ્તુરી, અંબર, સાચાં મોતી, જુંજ બેદસ્ત અને માણેક જેવાં ઉત્તમ ઔષધની મીલાવટથી ચંદ્રોદયની ગોળી બનાવેલ છે. જે લેતાંની સાથે દુધ અને ઘી હજમ થવા લાગી, ચહેરો લાલ સુરેખ બને છે. કોઇ પણ કારણથી આવેલી નબળાઇનો નાશ કરી, પુર્ણ શક્તિ આપે છે. ગમે તેવી કમતાકાત, ધાતુની કમજોરી, વીર્યની ઓછપ, સ્વપ્નમાં કે પેશાબમાં ધાતુનું જવું, વીર્યનું પાતળાપણું, વગેરેને નાશ કરી, મગજશકિત વધારે છે, ખાંસી, શ્વાસ, અમુંઝણમાં કામ આપે છે. વૃદ્ધપણામાં ટેકો આપનાર, જુવાનીનો જુસ્સો જાળવી રાખનાર, દરેક ઋતુમાં ખાઇ શકાય છે. સ્ત્રી, પુરૂષ અને બાળકોને એક સરખી ગુણકારી પુર્ણ ચંદ્રોદય ગુટીકા.

**બાટલી ૧ ના રૂ. ૫) પાંચ રૂપીઆ. પોસ્ટેજ અલગ.**

---

પુર્ણ ચંદ્રોદય કેમ બને છે? તે જાણવા માટે બે આનાની ટીકીટ "બીડી ચંદ્રોદય એટલે શું ?" એ પુસ્તક આજે જ મંગાવી લ્યો.

---

મળવાનું ઠેકાણું :—

શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી ( જી. અમદાવાદ )





# યાદવ મકરધ્વજ વટી

## સૂર્યનો પ્રકાશ

ત્રણ ભુવનમાં જેના ઉદયથી અંધકાર નાશ પામી પૂર્ણ પ્રકાશ છવાઈ રહે છે તે પ્રકાશ કોનો છે? સવિતા નારાયણનો.

તો પછી શરીરની સપ્ત ધાતુને જાગૃત કરી, ગયેલી યુવાની પાછી આપી, ઓજસ અને જીવનતત્ત્વને ટકાવી રાખનાર સૂર્ય સમી તેજસ્વી,

## ચંદ્રની શીતળતા

અઢારભાર વનસ્પતિને પોષણ આપી, નવપલ્લવિત, પ્રફુલ્લિત બનાવનાર ચંદ્ર જેવા શીતળ ગુણોથી ભરપૂર સારા તન ,બદનને એક સાથે સંપૂર્ણ પોષણ આપી, ચહેરાને અવનવા નૂરે ચમકાવનાર માત્ર એક

## યાદવ મકરધ્વજ વટી છે.

તેમાં પૂર્ણ ચંદ્રોદય, કસ્તુરી, અંબર, મોતી અને સુવર્ણ ભરપૂર ભર્યાં છે. તમારા તન બદનને ખીલવવા, નવી યુવાની, નવું લોહી અને ચમકતો ચહેરો મેળવવા તમો યાદવની મકરધ્વજ વટી જરૂર વાપરો. તમે વૃદ્ધ જેવા જણાતા હો તો જરૂર યુવાન બનો.

**બા. ૧ ની કી. રૂ. ૪) : બા. ૦ાા રૂા. ૨)**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**



# યાદવ પાવર પીલ્સ

**આ** જમાનામાં ટોનીક ગોળીઓ અને શક્તિની દવાઓના રાફડા ફાટયા છે, ત્યાં ગ્રાહકોને એ જ વાત મુંઝવી મારે છે કે કઇ ચીજ સારી અને કઇ નરસી ?

અમોએ પણ આ ગોળી તૈયાર કરતાં એ જ વિચાર કીધો છે કે ખાનારને ખોટો જુસ્સો પેદા કરી અલ્પ શક્તિ આપે એવી આ ચીજ ન જ હોવી જોઇએ; પરંતુ ગોળી ખાધા પછી કાયમ શક્તિ ટકી રહી સંસારસુખ ભોગવવામાં આનંદ આવે, વીર્યને ઘટ્ટ બનાવે, સંભોગમાં સંપૂર્ણ ટકાવ થાય અને કોઇ પણ કારણથી કે કુટેવથી નસો નબળી પડી ગઇ હોય, તેને જોરદાર બનાવી આપે. એકંદર કહાય મનુષ્ય નામર્દ બની ગયો હોય તો પણ તેને એક વખત તો જરૂર સંપૂર્ણ મર્દ બનાવી આપે તેવી ચીજ છે. માત્ર અઠવાડીયું સેવન કરતાં તો શરીરમાં લોહી જુસ્સાબંધ દોડવા લાગે છે, ચહેરો લાલ સુરેખ બને છે અને ધારવા છતાં પણ બ્રહ્મચર્ય પાળી શકાતું નથી. આ દવાની ખાસ પરેજી તો એ છે કે દવા ચાલુ હોય ત્યારે સ્ત્રીઓના સહવાસમાં રહેવું ન જ જોઇએ. નહિતર અનિચ્છાએ પણ પુરૂષના મનનો કાબુ રહેતો નથી ! ભલેને પછી તે હીજડો કેમ ન હોય ! વિશેષ લખવા કરતાં એક બાટલી મંગાવી વાપરી જુવો. **કી. ૬૦ ગોળીની બાટલીના ફકત રૂ. ૨—૦—૦**

મળવાનું ઠેકાણું :-

શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )



# ધાતુ સ્તંભન વટી

અતિ તીખા તમતમા ખોરાક ખાવાથી, અતિ ચહા પીવાથી શરીરમાંનું વીર્ય પાતળું પડી જઈ પેશાબની પાછળ સ્વપ્નમાં કે બીજી રીતે વીર્ય જાય છે. એટલે સંસારસુખમાં ટકાવ થતો નથી. જેથી નથી પોતાને આનંદ આવતો, નથી સ્ત્રીને સંતોષ થતો. તેવા માટે ધાતુ સ્તંભન વટી એક અજબ ચમત્કારિક દવા છે, જે લેવાની સાથે ધાતુ કોઇ પણ જગ્યાએથી જતી હોય તેને અટકાવી દઈ ટકાવમાં ચારગણો વધારો કરે છે, અજબ શક્તિ અને જુસ્સો પ્રગટ થઇ, જીંદગીમાં નહિ અનુ-ભવેલી મોજ માણી શકાય છે. વીર્યને ઘટ્ટ બનાવી શરીરમાં શક્તિનો અખુટ ઝરો પેદા કરે છે. એક જ બાટલીના સેવનથી તમે આશ્ચર્ય પામશો કે આ શક્તિ ક્યાંથી આવી ?

**એક બાટલીની કીંમત રૂ. ૧-૪-૦ ટપાલખર્ચ અલગ**

---

ગુપ્ત ભાગની નસો કમજોર હોય, ઉત્થાનની ખામી હોય, નસો પાતળી પડી ગઇ હોય, ઇચ્છા મુજબ જાગૃતી ન આવતી હોય તો તત્પર તીલ્લો એક બાટલી માલીશ કરે. બા. ૧ કીંમત રૂ. ૨-૮-૦ ટપાલખર્ચ જુદું.

---

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**



# ગેસ ગોન પીલ્સ



ખોરાક ખાધા પછી બે ત્રણ કલાકે આંતરડામાંથી ગેસ પેદા થઈ પેટમાં દર્દ થવા લાગે છે. કેટલાકને આફરી આવે છે, ત્યારે કેટલાકને હૃદયમાં ગભરામણ થાય છે. વળી અનેકને બેચેની, છાતિનો દુઃખાવો, મગજની અશાંતિ, ખોરાક ઉપર અરૂચી વગેરે ગેસના પરિણામે અનેક ફરિયાદ થાય છે, દસ્ત સાફ આવતો નથી અને અનેક ઉપાધિ કરાવે છે. એવા દરદીઓ માટે ગેસ ગોન પીલ્સ બહુ જ ઉમદા અને અસરકારક બનાવટ છે. લેવાની શરૂઆત સાથે ગેસ થવો બંધ થઈ, પેટ હલકું ફુલ જેવું બને છે, થયેલો ગેસ પવનછુટ થઈ સરી જાય છે અને ખોરાક નિયમિત પચવા લાગે છે. શરીરમાં શક્તિ અને સ્ફુર્તિ આવી, હૃદયનો થડકો બેસારી, મગજ પ્રફુલ્લીત બનાવનાર અજબ શોધની આ અદ્‌ભુત ગોળી અજીર્ણ, બદહજમી, પવનની અટકાયત, આફરી આવવી વગેરે તમામ પેટનાં દરદો-વાળાએ વાપરવી જરૂરી છે.

**૧૦૦ ગોળીની બા. ૧ ની કીં. રૂ. ૧-૪-૦ પો. અલગ**

**તમારાં બાલકોને હૃષ્ટપુષ્ટ બનાવવા કસ્તુરીની ગોળી હંમેશાં આપવી ચાલુ કરો.**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**

# તત્બર તીલ્લા



બાળપણામાં કુટેવથી, હસ્તદોષથી, અતિશય સ્ત્રીસંગથી, ઈંદ્રિયની નસોમાં કમજોરી આવી જાય છે. શરીરમાં વીર્ય હોવા છતાં પણ નસો ઢીલી હોવાને કારણે જોઈએ તેવી જાગૃતી થતી નથી, અથવા થાય છે તો તુરત ઠંડી પણ થઇ જાય છે. તેને માટે અમારો તત્બર તીલ્લા એક આશીર્વાદ સમાન છે. કારણ તત્બર તીલ્લા માલીશ કરતાંની સાથે નસોની કમજોરી દૂર થાય છે. એટલું જ નહિ પણ કોઇ કારણે થયેલું ટુંકાપણું દૂર થઇ ઇચ્છા મુજબ વૃદ્ધિ થાય છે. તેમજ સંસારસુખમાં પુર્ણ આનંદ આપે એવી વસ્તુ છે. તત્બર તીલ્લા લગાવવાની સાથે અમારી યાદવ પાવર પીલ્સ ખાવામાં અને વાપરવામાં આવે તો અજબ જેવું કામ કરી બતાવી એક વખત સંસારથી નાસીપાસ થયેલાને હાથી સમાન બળવાન બનાવે છે.

**બાટલી ૧ ની કીંમત રૂા. ૨-૮-૦ પોસ્ટેજ અલગ.**

**મોજીલા યુવાનો માટે ધાતુ સ્તંભન વટી એ ટકાવ અને તાકાતનો અજોડ ઉપાય છે. એક બાટલી વાપરો, ખુશ થશો.**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**

## સ્ત્રીઓ માટે અમુલ્ય બે રત્નો

# સ્તન દ્રઢીકરણ

**સ્ત્રી**ઓનું સૌન્દર્ય તેના સ્તન ઉપર આધાર રાખે છે. અને તે સુડોલ ન હોય તો સ્ત્રી કદરૂપી જણાય છે. તેને માટે **સ્તન દ્રઢીકરણ તેલ** સ્તન ઉપર માલીશ કરવાથી લબડી ગયેલાં સ્તન સખત અને **ગોળાકાર** બને છે. સુંદરતામાં વધારો કરી ફરી યુવાની આપે છે. માત્ર **એક** વખત અજમાયશ કરો. **બાટલી ૧ કીંમત** રૂ. ૧-૪-૦ પો. અલગ.

# યોની સંકોચન

**સ્ત્રી**ઓને સુવાવડ આવી ગયા પછી ગુપ્ત ભાગ ઢીલો પડી જઇ તેમાં પ્રદર અને સોમ રોગ જેવા રોગો થાય છે તેમજ અતિ પુરૂષસંગ કરવાથી પણ તે ભાગ નબળો પડી જાય છે અને ગુપ્ત ભાગમાં વાયુ ભરાય છે, અને બહાર નીકળે છે ત્યારે સ્ત્રી શરમીંદી બને છે. તેમજ ક્યારેક શરીરનું અંગ આવા કારણે બહાર ધસી આવે છે. એ બધાં માટે ગુપ્ત ભાગમાં પહેરવા સારૂ **યોની સંકોચન** વાપરો, જેના વપરાશથી અનેક રોગ દૂર થઇ એ ભાગ નાની બાળા જેવો બને છે, પ્રદર મટે છે અને સંસારસુખમાં આનંદ આવે છે.

**બાટલી ૧ કીં. રૂ. ૧-૪-૦ પોસ્ટેજ અલગ.**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**



# ગર્ભાવરોધ



આજે હિંદભરમાં વસતિનું પ્રમાણ વધી રહેલું જોવામાં આવે છે, જેને પરિણામે બેકારી અને પાયમાલી વધતી જાય છે. જેથી આજે વસતિ ઉપર કાબુ મુકવાની જરૂર જણાય છે. જીંદગીના બે દશકા વિત્યા હોતા નથી તે પહેલાં તો બે ચાર સંતાનનાં માતા પિતા થઇ બેઠેલાં હોય છે. અને દર વર્ષે અનિચ્છાએ પણ પ્રજામાં એકાદ સંતાનનો વધારો થતો જાય છે. એનું પરિણામ એ આવે છે કે ઉપરાઉપરી આવતી સુવાવડોને લઇ સ્ત્રીઓ અનેક રોગમાં ફસાઇ, અકાળે મૃત્યુ પામે છે. એટલું જ નહિ પણ મર્યાદિત આવક હોવાને કારણે જો સંતતિ વધતી રહે તો દરિદ્રતા વધે છે, જેથી કોઇ પણ કારણસર સંતાન બંધ કરવા ઇચ્છનારે **ગર્ભવિરોધનો** ઉપયોગ કરવો કે જેથી ગર્ભ રહેવાની બિલકુલ ધાસ્તી રહેતી નથી.

**કીં. બા. ૧ ના રૂા. ૩-૪-૦**

**તમે સંસારમાં પડયા હો તો છ આનાની ટીકીટ ખરચી સંતતિ સંયમન પુસ્તક જરૂર વાંચો. તમને મુંઝવણમાં માર્ગ કરી આપશે.**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**



# ગર્ભાધાર

કહેવત છે કે સ્ત્રી અને પૃથ્વી વાંઝણી હોય જ નહિ. અને સંસારમાં સંતતિ વિના સંપત્તિ નકામી છે. તો પછી અનેક ઉપાયો કરવાથી કંટાળેલી બહેનોને આશીર્વાદ રૂપ અમારો સંદેશો ઘેર ઘેર પહોંચતો કરો અને પુણ્યના ભાગીદાર બનો.

**ગર્ભાધાર** વાપરનારી બહેનોનાં ગર્ભસ્થાન સુધારીને ગર્ભ રહેવા લાયક બનાવવાં એ આ દવાનો મુખ્ય અને સચોટ ગુણ છે. **ગર્ભાધાર** વાપરનારી સ્ત્રી કોઇ દિવસ નિરાશ થઇ નથી, કમળનું ફરી જવું, આર્તવ-અટકાવ બરાબર નહિ આવવો, પેડુનો દુઃખાવો, કેડોની ફાટ, અને પ્રદર જેવા વ્યાધિને નાબુદ કરી કંચન જેવી કાયા બનાવી, જીંદગીમાં હતાશ થયેલી બહેનોના ખોળામાં આજે બાળકો **ગર્ભાધાર** વાપરવાથી રમે છે. જરૂર સમજજો કે તમારા ગુહ્ય ભાગની અનેક ફરીયાદો **ગર્ભાધાર** ટુંક વખતમાં દૂર કરશે અને તમારૂં મુખ આજે સંતાન વિનાનું શરમીંદુ અને હતાશ બનેલું છે, તે આવતી કાલે ખીલેલા કમળ જેવું પ્રફુલ્લિત અને આનંદી બનાવશે.

**બા. ૧ ની કીંમત રૂ. ૫-૦-૦**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**

# રકત મંજન

દાંતના રોગો માટે આજે બજારમાં સેંકડો દંતમંજન વેચાય છે પરંતુ એ બધાં ખુશબોવાળાં દેખાવમાં સારાં હોય છે, છતાં દાંતને માટે અસરકારક નથી હોતાં. એનું કારણ તેમાં શાસ્ત્રીયતા નથી. માત્ર અમે દેશી દવાઓમાંથી ઉત્તમ મંજન બનાવ્યું છે, જે તમારાં દાંત, પેઢાં અને ગળાની બારી સુધી કોઇ રોગ થવા દેશે નહિ, થયેલાનો નાશ કરી, દાંતને ચકચકિત દાડમની કળી જેવા બનાવશે. પાયોરીયા, દાંત હાલવા, લોહી આવવું વગેરે રોગો નાબુદ કરી, મોઢું સ્વચ્છ અને સુવાસિત બનાવે છે. છતાં તે રૂપાળું નથી. જેને રૂપાળું રંગીલું દંતમંજન જોઇતું હોય તેમણે અમારૂં દંતમંજન ખરીદવું નહિ. જેને દાંત સ્વચ્છ મોતી જેવા રાખવા હોય અને રોગ ન થવા દેવો હોય તેને જ અમારૂં મંજન ખરીદવાની ભલામણ છે.

**શીશી ૧ કીંમત રૂ. ૦--૬--૦**

# યાદવ બામ

**આજે** બજારમાં જાત જાતના બામ ઉભરાઇ ગયા છે. સસ્તો બનાવી સસ્તો વેચવો એ ખાસ લક્ષ હોય છે.

યાદવ બામ એથી તમને જુદો લાગશે. જે માથાનો દુઃખાવો, સંધીવા, ચસકા, બેચેની, હૃદયશૂળ, ગરમી અને શરદીમાં અપુર્વ કામ આપે છે.

**મોટી શીશી રૂ. ૦--૬--૦ નાની શીશી રૂ. ૦--૪--૦**

મળવાનું ઠેકાણું :-

**શ્રી વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**

# આંચકી કયોર

સેંકડો નાનાં બાળકોનો આંચકી જેવા વ્યાધિએ જીવ લીધો છે. માત્ર બે ચાર કલાક આંચકી આવે અને ખતમ થઇ જાય તેવે વખતે દરેક માબાપ દોડાદોડી કરવા અને દવાની શોધ કરવા લાગે છે. તે વાત લક્ષમાં લઇ **આંચકી કયોર** દવા અમે શોધી કાઢી છે. જેના બે ત્રણ ડોઝ પેટમાં જતાં તુરત આંચકી બંધ થઇ જાય છે, અને બાળક બચી જાય છે. વળી તે થોડો ટાઇમ આપવાથી ફરી આંચકી આવતી નથી. દરેક નાના બાળકવાળા ઘરમાં **આંચકી કયોરની** એક બાટલી અવશ્ય હોવી જોઇએ. તમને થોડી રકમમાં વૈદ્ય ડાકટરના મોટા ખરચથી બચાવે છે અને બાળકોની જીંદગીનું રક્ષણ કરે છે.

**બા. ૧ ની. કીંમત રૂ. ૧—૦—૦ પોસ્ટેજ અલગ.**

# બાળા ગોટલી

જન્મ પછી બાળકને દુધનો ખોરાક હોવાથી પેટમાં કૃમી થાય છે, તેમજ દુધ બરાબર હજમ થતું નથી. એટલે કયારેક ઉલટી, કયારેક ઝાડા અને કોઇ વખતે રડયા કરે છે. તે બાળક માટે બાળા ગોટલીનું બંધારણ કરાવ્યું હોય તો શરીર મજબુત બની, દુધ પચવા લાગી, બાળક કીલકીલાટ રહે છે. દાંત આવવાની વખતે શરીર સારૂં રહે છે અને કોઇ રોગ થતો નથી. કેફી ચીજોથી તદ્દન નિરાળી છે.

**ગોટલી ૧ ની કીંમત રૂ. ૦—૮—૦ પોસ્ટેજ અલગ.**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**



# ગુલાબી ગોળી



**હ**રેક જાતના તાવને **મારી** હઠાવવવા અકસીર નીવડેલી ગુલાબી ગોળી હમેશાં વાપરો. તાવને ઉતારે **છે**, અટકાવે છે, અને તાવ ઉતરી ગયા પછી થોડો ટાઇમ લીધા કરવાથી તાવ **પછીની નબળાઇ**, આવેલી ફીકાશ, બરોલ **અને** લીવરના દરદને નાબુદ કરે છે. દેશી બનાવટની અજબ શોધની ગુલાબી ગોળી દાડવા, એકાંતરા, મેલેરીયા, અને મોસમી તાવમાં ઘણું સરસ કામ આપે છે. તમે આ ગોળી વાપર્યા પછી બીજી નહિ જ ખરીદો.

**બા. ૧ ની. કીંમત રૂ. ૧--૦--૦**

# દાદર દુશ્મન



**લા**લ, કાળી અથવા ગમે તે જાતની દાદર જુની હોય કે નવી પણ **દાદર દુશ્મન** મલમના માત્ર થોડા દિવસના ઉપયોગથી દાદર જડમૂળથી નાબુદ થઇ જઇ ચામડીને અસલ રૂપમાં લાવી મુકે છે. **એ જ** જગ્યાએ થોડો ઘસવાથી **ફરી** કોઇ વખત દાદર થતી નથી. દાદરના ઘણા મલમો વાપરીને થાકયા હો તો એક વખત **દાદર દુશ્મન** પણ વાપરી ખાત્રી કરો.

**બાટલી ૧ રૂ. ૦--૪--૦**

[ વેપારીઓને કમીશન મળશે. ]

મળવાનું ઠેકાણું. :-

શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )



# કૃષ્ણાંજન



સહુ કોઇ સમજે છે કે શરીરમાં આંખ એ ઘણું અગત્યનું અંગ છે. તેને રોગ રહીત રાખવી એ મનુષ્યની ખાસ ફરજ છે. અત્યારે જ્યાં જુઓ ત્યાં આંખોમાં પરવાળા, ખીલ, ફુલાં, ઝાંખાશ અને ઝામરવાથી પીડાતાં હજારો દરદીઓ જોવામાં આવે છે અને તેઓ પોતાના રોગ મટાડવા સારૂ જાતજાતની બનાવટો બજારૂ માલવાળા અને ફેરીયા પાસેથી ખરીદી સાચા મોતીના સુરમાના નામે કચરા જેવી અને દાહક દવાઓ આંખમાં આંજી આંખને સારી કરવાને બદલે ભયંકર નુકસાન કરે છે. તેવા દરદીઓને અમારે જણાવવું જોઇએ કે ખાસ વનસ્પતિનાં તત્વોમાંથી બહુ કાળજીપૂર્વક **કૃષ્ણાંજન** બનાવવામાં આવ્યું છે. તેને બાળકથી માંડી વૃદ્ધ ઉમરનો દરેક માણસ નિર્ભય રીતે વાપરી શકે છે અને આંખમાં આંજવાથી કોઇ પણ જાતનું નુકસાન કે દાહ કે બળતરા થતી નથી. વૃદ્ધપણાની ઝાંખાશ તોડવા માટે અપુર્વ ઔષધ છે. જેને આંખમાં ખીલ રહેતા હોય, પરવાળા અને વેલ વધતી હોય, કોઇ પણ કારણથી નજર ટુંકી થઇ હોય, બાળપણમાં ચસ્માં આવ્યાં હોય, ઘડી ઘડી આંખો દુઃખવા આવી જતી હોય, થોડું વાંચવાથી આંખ આગળ તીમીર આવતાં હોય, ફુલું પડી ગયું હોય તે સઘળા વ્યાધીને નાબુદ કરે છે, ચસ્માં ઉતરી જાય છે.

**શીશી ૧ કીંમત રૂા. ૦--૧૦--૦ પોસ્ટેજ અલગ.**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**

# કસ્તુરીની ગોળી

કસ્તુરીની સાથે બીજાં ઉત્તમ વસાણાં જેવાં કે અંબર, કેસર, ગોરોચન વગેરે નાંખી આ ગોળી બનાવવામાં આવે છે. આ ગોળી ઘરમાં રાખવાથી કેટલીક વખત વૈદ્ય ડાકટરોની ગરજ સારે છે. તેમાં પણ ખાસ કરીને બાળકો સાધારણ હવાફેરથી ભરાઇ જાય છે, જેમાં શરદી એ મુખ્ય કારણ હોય છે, તે વખતે માત્ર એક બે ટંક ગોળી આપવાથી શરદીનો નાશ થઇ બાળક સતેજ બને છે. તેમજ બાળકના આંચકી જેવા વ્યાધિમાં પણ બહુ ઉમદા છે. બાળકને દુધ ન પચતું હોય તેને પચાવે છે. સાચી ગરમાઇ આપે છે. શીયાળામાં આ ગોળી મોટા માણસ લે તો શરીરને સતેજ બનાવી શક્તિ આપી ચહેરો લાલ સુરેખ બનાવે છે, વીર્યને ઘટ કરે છે.

**૧૦૦ ગોળીની બાટલી ૧ ના રૂા. ૧-૦-૦ પોસ્ટેજ અલગ.**

# મહાદીપન ચુર્ણ

પેટની બાદીનો નાશ કરી ખરી ભુખ લગાડી, દસ્ત સાફ લાવનાર મહાન સ્વાદીષ્ટ આ ચુર્ણ તમે એક વખત લેશો અને ઉપયોગ કરશો તો કદી ભૂલશો નહિ. ભૂલથી સ્ત્રી બાળકને આ ચુર્ણ ન ચખાડતા, નહિ તો તમારી ચુર્ણની ડબી ચોરાઇ જશે, એટલું સ્વાદીષ્ટ છે અને એટલું જ ગુણકારી છે. એનામાં દુર્ગુણ એક છે કે તમને ચારને બદલે આઠ રોટલી ખાતા કરશે, એટલે ખરચ વધશે.

**ડબી. ૧ ની કીં. રૂા. ૦-૬-૦ પોસ્ટેજ જુદું.**

મળવાનું ઠેકાણું :-

**શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )**

# યષ્ટી મધુવટી

## ( ખાંસીની ગોળી )

શરદીથી કે ગરમીથી ગમે તે કારણથી ખાંસી થઇ હોય ત્યારે તમે યષ્ટી મધુવટી મોઢામાં રાખી રસ ઉતારો. ગમે તેવી તકલીફ આપનારી ખાંસી એકદમ બંધ થઇ, કફ છુટી, ગળું સુંવાળું થઇ આરામ આપે છે. રાત્રીભર જ્યારે ઉધરસ–ખાંસી તમને હેરાન કરતી હોય અને તમે બધા ઉપાયો અજમાવી ચુક્યા હો ત્યારે યષ્ટી મધુવટી તમને ઘણો લાભ કરશે. જુનામાં જુની ખાંસીને નાબૂદ કરનાર અપુર્વ ગુણશાળી દેશી દવાથી બનેલી આ ગોળી મોંઘી બનાવટની મોઢામાં રાખવાની વિદેશી ટીકડીઓ કરતાં સસ્તી અને સચોટ ગુણકારી છે, ગળું સાફ કરે છે, સોજો બેસારે છે, કંઠ ઉઘાડે છે અને ખાંસીને નાબૂદ કરે છે. બા. ૧ ની કીંમત રૂ. ૦–૬–૦ પો. અલગ.

## અ શો કા રી ષ્ટ

સ્ત્રીઓનાં પ્રદર, રક્ત પ્રદર, કેડોની ફાટ, નબળાઇ, ધાતુનું જવું, ગર્ભાશયનો દુઃખાવો, પ્રજા ન થવી, શરીરની પીળાશ, શરીરમાં તોડ અને બેચેની, નબળાઇ અને સ્ત્રીઓના અનેક દરદોને મારી હઠાડી, પુર શક્તિ લાવી, શરીર સુધારી ગુપ્ત ભાગને મજબૂત બનાવનાર શાસ્ત્રસિદ્ધ આ દવા છે. બજારમાં સુંદરીઓ માટે વેચાતી દવાઓ એ અશોકારીષ્ટ જ છે. માટે તમે આ સાચા અશોકારીષ્ટનો એક બાટલો જરૂર વાપરો.

**દોઢ રતલ બા. ૧ ની કીંમત રૂા. ૨–૦–૦ પો. અલગ**

મળવાનું ઠેકાણું :–

શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )



# યાદવનો દ્રાક્ષાસવ



**ત**મે જ્યારે બધી કંપનીના દ્રાક્ષાસવો વાપર્યા છે તો **એક** વખત યાદવનો દ્રાક્ષાસવ વાપરવા અમારી ભલામણ છે. તદ્દન કાળી દ્રાક્ષમાંથી ઉત્તમ વસાણાઓ નાંખી કાળજી પૂર્વક બનાવેલો યાદવનો દ્રાક્ષાસવ, ફેફસાને મજબૂત બનાવે છે, પાચક યંત્રોને સુધારી દસ્ત સાફ લાવી, ખાંસી—ઉધરસને મટાડી, પેટના વાયુને બેસારી, શક્તિ, સ્ફુર્તિ, તાકાત અને તાઝગી એક ડોઝથી આપે છે. જ્યારે તમે વ્હીલા, ઢીલા જણાઓ ત્યારે યાદવનો દ્રાક્ષાસવ જરૂર લ્યો.

દોઢ રતલીયા બા. ૧ નો રૂ. ૧—૪—૦ પોસ્ટેજ જુદું.

---

**વૈદ્યરાજ જાદવજી. ન. શાસ્ત્રીનાં લખેલાં વૈદ્યકનાં પુસ્તકો તમે જરૂર વાંચો. મુંઝવણમાં માર્ગ આપનાર, ખરો રસ્તો બતાવનાર, વ્યાધિના ખોટા વહેમથી રક્ષણ કરનાર, વૈદ્ય—ડાકટરોનાં બીલથી બચાવનાર, ખરી વખતે ખપમાં આવે એવાં, સાધારણ માણસ પણ જેનો લાભ લઇ શકે એવી શૈલીથી લખાયેલાં છે.**

---

મળવાનું ઠેકાણું :—

શ્રી. વિશાળ ઔષધ ભંડાર : પાટડી. ( જી. અમદાવાદ )

